અધિપતિ:-પ મગનજી ઉદ્ધવજી શાસ્ત્રી અદ્વિવાલકાર          સહતંત્રી ભગનભાઇ છોટાભાઇ દેસાઇ

'વિશ્વમંગલ' કાર્યાલય જૂનાગઢ

વાર્ષિક લવાજમ રૂા ૫ ૩-૦          હિંદ બહાર રૂા ૭-૮-૦

## વિષય સુચિ



જરૂરી સુચનાઓ—

૧ ગ્રાહકોએ પોતાનું નામ-ઠિરનામું સ્પષ્ટ લખવું જોઇએ અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઇએ

૨ પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઇ પેસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે

૩ ગ્રાહકોએ મનીઆર્ડરથી જ લવાજમ મોકલવું જોઇએ વી. પી મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે વી પી. અને મનીઑર્ડર બન્નેને ખર્ચ એક જ છે માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે

૪ માસિકનું કાર્યાલય જુનાગઢ હોવા છતાં વિશ્વમંગલની વ્યવસ્થા સંબંધી પત્રો, ગ્રાહક બનવાની સૂચના, મનીઑર્ડર વિગેરે-અધિપતિ—"વિશ્વમંગલ" c/o શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો. નં. ૬ અમદાવાદ એ શિરનામાથી કરવો જોઇએ

પ્રકાશક પ મગનજી ઉદ્ધવજી શાસ્ત્રી
વિશ્વમંગલ કાર્યાલય દવેલી લેન-જુનાગઢ

મુદ્રક રતિલાલ ગુલાબચંદ દોશી
દોશી પ્રેસ મુદ્રાલયે-જુનાગઢ




सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुत्तमं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૧ મું. ] જેઠ-૨૦૦૩ :: જુન-૧૯૪૭ [ અંક ૩ જો

# વ્હાલાના વિયોગે

પ્રીતમને વિદાય દેતાં મનડું તો મુંઝાય-ટેક.

હૈયું તો દબાઈ જાતું શિલા પડી જાય,
વત્મ રહે ટળવળીને (૨)
દોડી ગાલે ગાય-પ્રીતમને. ૧

દુઃખ કેરા ડુંગરો તો શિરે તુટી જાય,
પ્રેમ કેરું તત્ત્વ પછી (૨)
નીચે ઢંકાઈ જાય-પ્રીતમને. ૨

નાવડું વંટોળે ચઢે, તણાતુ ખેંચાય,
સુકાની સુકાન છોડે (૨)
હાલમ ડોલમ થાય-પ્રીતમને. ૩

આશતણો ચૂરો બને, અધીરતા છવાય;
'પુનિત'પ્રેમીના વિયોગે (૨)
પ્રાણ છૂટી જાય-પ્રીતમને ૪

—'શ્રી પુનિત'

# સંપાદકીય

પરિવર્તનશીલ જગતમાં પરિવર્તન વિના બીજું છે પણ શું ? જન્મ, બાલ્ય, યુવા, વાર્ધક્ય અને મૃત્યુ એ પણ જગતમાં રહેનારાઓને બાધક બને છે એવાં અનેકવિધ પરિવર્તનોથી જ એનું નામ જગત છે, એ પરિવર્તનોને કાં તો ઇચ્છા-અનિચ્છાથી સ્વીકારવાં રહ્યાં અને કાં તો સર્વત્ર ઈશ્વરનિર્મિત લીલા સમજીને સમભાવે—સદ્ભાવે સત્કારવાં રહ્યાં

આવું જ એક પરિવર્તન આજે 'વિશ્વમંગલ'ના આ અંકના પ્રકાશનમાં નિમિત્તભૂત કારણ બન્યું છે આ અંકના પ્રકાશનની શરૂઆતથી યાને જુન—૧૯૪૭ના મધ્યભાગમાં 'વિશ્વમંગલ' કાર્યાલયનું પ્રકાશન જુનાગઢ—કાઠિયાવાડથી પરિવર્તન પામીને અમદાવાદમાં સ્થિર થાય છે તેની સમ્પાદકીય, આર્થિક અને સ્વામિત્વની તમામ જવાબદારીઓ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયને આધીન રહેશે એમ પણ અનેક ભિન્ન ભિન્ન વિચારસરણીઓથી વિચાર્યા બાદ તેના સુજ્ઞ સમાધાનકારોએ મંજુર કરાવ્યું છે

મતભેદો શાના હતા ? શા માટે થયા હતા ? અને એનો સુખદ ઉકેલ કેવી રીતે આવ્યો ? એ આખ્યાન રજુ કરીને પ્રેમી પાઠકોના અમૂલ્ય વાચનનાં બહુમૂલ્ય પૃષ્ઠો રોકવાનું અમો અનુચિત અને અસ્થાને સમજીએ છીએ પરન્તુ જે પરિણામ આવ્યું તે જ આ જાહેર નિવેદન (કે જે તા ૧—૬—૪૭ના 'ગુજરાત સમાચાર' અને સંદેશમાં પ્રકાશિત કરવામાં આવ્યું છે તે) પ્રેમી પાઠકોની જાણ માટે રજુ કરીએ છીએ

## જાહેર નિવેદન

૧ અમો નીચે સહી કરનારા એક તરફથી મગનભાઈ છોટાભાઈ દેસાઈ [ માલીક શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય અને સહતંત્રી 'વિશ્વમંગલ'] અને બીજી તરફ પં મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી [તંત્રી 'વિશ્વમંગલ] આથી જાહેર કરીએ છીએ કે,–અમારા બન્ને વચ્ચે કેટલાક સમયથી મતભેદો ચાલ્યા કરતા હતા, તેનું હાર્દિક સમાધાન કરતા આજરોજ 'વિશ્વમંગલ' કાર્યાલયની તમામ જવાબદારી શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયના માલીક શ્રી મગનભાઈ દેસાઈને સુપ્રત થયેલી જાહેર કરીએ છીએ

૨ અને હવેથી પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી 'વિશ્વમંગલ'માંથી છુટા થાય છે

૩ 'વિશ્વમંગલના ગ્રાહકોને આથી જણાવવાનું કે 'વિશ્વમંગલ'નું નિયમિત સંચાલન થશે અને ગ્રાહકોને પૂરતો સંતોષ આપવામાં આવશે

૪ આ બાબતમાં વચ્ચે રહીને શ્રી કીર્તનાચાર્ય મહારાજશ્રી સીતારામજી શર્મા અને શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઈએ જે અમૂલ્ય સમયનો ભોગ આપ્યો છે તે માટે અમો બન્ને તેઓશ્રીના અંતઃકરણપૂર્વક ઉપકૃત છીએ

વિનમ્ર નિવેદકો } દેસાઈ મગનભાઈ છોટાભાઈ સહી દ. પોતે
પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી સહી દ. પોતે

'વિશ્વમંગલ' માસિકના સમ્પાદક તરીકેના અને વ્યવસ્થા સબંધીના સર્વે પત્રો અને મનીઑર્ડરો હવેથી સીધા શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદના શિરનામે જ મોકલવાના છે.

હવે પછી 'વિશ્વમંગલ'નો ચોથો અંક નિયમિત બહાર પડશે; અત્યાર સુધીની, સંયોગની અનુકૂળતા નહીં હોવાના કારણે થયેલી અનિયમિતતા હવેથી દૂર કરવાના પ્રયત્ન થશે: હવે પછીનો ચોથો અંક સમસ્ત ગુજરાત અને કાઠીઆવાડના ખાસ લેખકોના લેખોથી ભરપૂર અને નવી જ શૈલીથી પ્રકટ થશે:

અમો વિશ્વાસ કરીએ છીએ કે પ્રેમી પાઠકોને આથી સંતોષ થશે

પં મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી, 'સિદ્ધાંતાલંકાર' — મગનભાઈ છોટાભાઈ દેસાઈ
સમ્પાદક 'વિશ્વમંગલ' — સહસમ્પાદક 'વિશ્વમંગલ'

# સંયોગ અને....?

अग्नेर्यथा दारुवियोगयोगयो-रदृष्टतोऽन्यन्न निमित्तमस्ति, एवं हि जन्तोरपि दुर्विभाव्यः शरीरसंयोगवियोगहेतुः।

અર્થ—અગ્નિ અને કાષ્ઠનો સંયોગ અને વિયોગ કરાવનાર વિધિ વિના બીજું કોઈ નિમિત્ત નથી; અને તેવી જ રીતે પ્રાણી માત્રનો સંયોગ અને વિયોગ પણ (વિધિનિર્મિત હોવાથી) જાણી શકાય તેમ નથી.

આજથી ૧૧ વર્ષ પહેલા, આજે છે તેવી જ પરિસ્થિતિમાં રહીને 'વિશ્વમંગલ'ના પ્રેમી પાઠકો સમક્ષ સંપાદક તરીકે આ શરીરનો સંયોગ થયો, ક્રમાનુસાર દેશ-કાલ અને સંયોગોથી પડતાં રખડતાં 'વિશ્વમંગલ' આજે જે સ્વરૂપમાં પ્રેમી પાઠકોનું પારલૌકિક મંગલ સાધનારું સાધન બન્યું છે, તેમ શ્રી હરિએ બનાવ્યું:

એક જ નામથી નહિં, નામના મોહથી નહિ, ધનની લાલચમાં લપટાઈને નહિં, પરન્તુ યથાશક્તિ-યથામતિ સતત સેવા બજાવવાની ઉમ્માદથી સંયોગની ચિરસ્થાયી ધન્યપળો હૃદયપટમાં આલેખાઈ ચૂકાઈ ગઈ છે કે જેમાં વિયોગના વાયુને અવકાશ નથી:

૧૧ વર્ષ દરમ્યાન હર્ષ-વિષાદ, સુખ-દુઃખ અને હાનિ-લાભના દ્વંદ્વોએ આ શરીરને સ્પર્શ નહિ કર્યો હોય એમ તો કેમ કહી શકાય? છતાં પરમકૃપાળુ પરમાત્માએ એમાં કૃપાદષ્ટિથી પાવન કરીને પાર કર્યો એ જ પરમકૃપા છે.—વચમાં અનેક કૃપાળુ મહાત્માઓ, ચિરસ્મરણીયવિદ્વાન લેખકો અને જિજ્ઞાસુ ગ્રાહક સજ્જનોએ 'વિશ્વમંગલ'ના વાચન સામગ્રીને સુંદર અને મનનીય બનાવી અને માની આ માસિકને ગુજરાતી 'કલ્યાણ'નું માનવન્તુ બીરુદ આપ્યું. આ છે સંયોગનું સર્વોચ્ચ સુખ.

વિશ્વમંગલના સંપાદક તરીકેની તમામ જવાબદારીઓથી વિમુક્ત થતા પણ આજે એવો જ આનંદ થાય છે. આનંદ એટલા માટે કે કોઈપણ પ્રેમી પાઠકોનું દિલ દુભવવાનો આ શરીરથી પ્રસંગ આવ્યો જ નથી એટલે તેઓના પાવન હૃદયના એક ખુણામાં મારું સ્થાન કાયમ માટે રહેશે જ એમ મને શ્રદ્ધા છે, અને હાર્દિક ક્ષોભ એટલા માટે થાય છે કે, જે શરીરથી અને મનથી પ્રેમી પાઠકોની આધ્યાત્મિક ભાવનાઓને ઉચ્ચતમ પ્રદેશમાં પહોંચાડવામાં નિમિત્તભૂત બનવાનો જે સુઅવસર પ્રાપ્ત હતો, તે શરીર અને મન આજે-અત્યારે તો વિયોગમાં પરિણમે છે: છતાં એ ક્ષોભ સદાને માટે ટકવાનો નથી; કોઈ ને કોઈ સ્વરૂપમાં કોઈ ને કોઈ નિમિત્તે પણ મનુષ્ય કર્મમાં પ્રવૃત્ત રહે છે, પછી તે ધારે તો સત્કર્મ કરી શકે ભગવાન પણ એ જ આજ્ઞા કરે છે

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।

દેહધારી પ્રાણીઓથી સંપૂર્ણ કર્મો ત્યાગી શકાતાં નથી, અને કેવલ અકર્મણ્ય બની શકાતું જ નથી.

આ આજ્ઞા તો આ પામર જીવે શિરોધાર્ય કરવી જ રહી અને એ આજ્ઞાનુસાર કોઈ પણ ભાવી કાર્યમાં પ્રકાશ-તરીકે હું મારા 'વિશ્વમંગલ'-પરિવારને કેમ ભૂલી શકું?

માયા અને બ્રહ્મ, પ્રપંચના અને ધર્મના ભિન્ન સ્વરૂપોની આદિ અનિર્વચનીય વાદોમાં ભલે મતભેદ હોય, પરન્તુ એથી સમ્બન્ધ-પરિચ્છેદ સંભવે નહિં તો પછી આ કર્મભૂમિમાં 'મત' અને 'ભેદ' એ કેવાં વિચિત્ર છે? કેટલાં હીન છે?

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય દ્વારા આ માસિકનું તમામ સંચાલન થતાં આ 'વિશ્વમંગલ' કામના-માટે 'વિશ્વ—મંગલ' રહે એમ હું હાર્દિક શુભેચ્છા સેવું છું

સંયોગ સુખપ્રદ અને વિયોગ દુ:ખપ્રદ છે, દેહધારીઓ એ દ્વંદ્વથી મુક્ત રહી શકે નહિ છતાં સ્થાને હૃદયે એ સુખદુઃખના ઝંઝાવાતોને છાયા સમાન અનિત્ય માનીને સંતોષ અનુભવવો રહ્યો.

મારા જેવા અલ્પજ્ઞને આ પત્રના સમ્પાદક તરીકે પ્રેમી પાઠકોએ ૧૧ વર્ષ સુધી ચલાવ્યો અને, એની અલ્પ મતિમાંથી જે જલ્પનાઓ વિચારસરણિરૂપે બહાર પડી, તેમાંથી પણ કાંઈક આત્મસિદ્ધિને પ્રાપ્ત કરવાનું સાધન માન્યું એ જ અત્યન્ત આનંદનો વિષય છે એ જ ધન્યજીવનની સુખદ સરણી છે

હવે આ પત્રમાંથી 'હું' વિદાય લઉં છું જો કે એમાં મારું કાંઈ જ ન હતું જે કાંઈ હતું તે સર્વેશ્વર પ્રભુનું જ હતું અને રહેશે.

શરીર જુદું પડે છે ભાવનાઓ 'વિશ્વમંગલ'પરિવારથી જુદી નથી સંયોગ અને વિયોગ એ દેહના ધર્મો છે આત્મભાવે કોઈનો સંયોગ પણ નથી અને વિયોગ પણ નથી સર્વેની આત્મભાવે ક્ષમા યાચીને આજે હું 'વિશ્વમંગલ'ના સમ્પાદકપદેથી નિવૃત્ત થાઉં છું ॐ શાન્તિ શાન્તિ, શાન્તિ

નાની હમામની પોળ ઘીકાંટા—
અમદાવાદ: તા. ૭—૬—૪૭

આપનો અને સર્વેનો આત્મબંધુ 'મંગલ'
સમ્પાદક 'વિશ્વમંગલ'



# માનવ અને શયતાન

લે—શ્રી. ગુમાનભાઈ જે. પટેલ (ડીસા)

અફસોસની વાત છે કે અનેક સાધારણ માનવીઓ પર વર્તમાન કાળે એક યા બીજા રૂપમાં શયતાને જ ઘર કર્યું છે. મૂઢ માનવીઓ સહેલાઈથી સેતાનના અધિકારમાં અટવાઈ રહ્યાં છે કારણ કે દુષ્ટ શયતાને એ માનવોની માનવતા ચૂસી લઈ નરી પામરતા, સેતાનીયતનું ઘોયું અનિધીખું મધુરિત પાઈ દીધું છે, પરિણામે લગભગ કેટલેક વખત થયા હાલમાં આપણે જોઈએ તો માનવતા મરી રહી છે અને સેતાનીયત પાંગરી રહી છે, માનવ જાત માટે આ એક અતિ ભયંકર બાબત છે, અતિદુઃખની એ વાત છે કે ભારતમાં હાલમાં પ્રસરેલ કોમી હૈત્યની લીલાથી વિહ્વળ બની કરોડોના કલ્યાણવાંચ્છુ પવિત્ર સતપુરુષ પૂજ્ય મહાત્મા ગાંધીજી આજે માનવતાને પ્રગટાવવા વૃદ્ધ વયે, ઉઘાડે પગે અવિશ્રાંત શ્રમ લઈ રહ્યા છે, છતાંય કોમી હુલ્લડો, અત્યાચાર, ખુનામરકી હજી જેવી ને તેવી જ છે એટલે સત્ય એ ફલિત થાય છે કે બધે જ ઘોર સેતાનીયત વ્યાપી રહી છે, અને નિર્દોષ માનવીઓ અકારણ આજે કાળને વશ થઈ રહ્યાં છે.

ડાહ્યા પુરુષોએ, અનુભવીઓએ કહ્યું છે કે કાળનો પ્રભાવ સામાન્ય માનવો પર સર્વપ્રથમ પડે છે એટલે એમ માનવું જ રહ્યું કે ઘોર કલિયુગ દાવાનળ પ્રસરી રહ્યો છે પરંતુ જેઓ ધર્મના, સત્યના અને સાચી માનવતાના પ્રખર હિમાયતીઓ છે, જેઓ સાચી માન વતામાં કોઈપણ સંજોગોમાં રહેવા ઉત્સુક છે, તેઓને કાળનો પ્રભાવ પણ કંઈ કરી શકતો નથી નીચેના સંવાદમાં સેતાન એક સાચા માનવને પોતાપ્રતિ આકર્ષવા, અને માનવતાનો ધ્વંસ કરવા પ્રેરી રહ્યો છે અને માનવ પણ તદ્દન સત્યનો સચોટ જવાબ આપી રહ્યો છે.

સેતાન—"ઓ!—માનવી...કેવો મૂર્ખ છે તું! મેં તો વશ કરવા માટે કેટલી તરકીબો રચી હજાર પ્રયત્ન કર્યો—પરંતુ તું મારાથી દૂર અતિદૂર ભાગી રહ્યો છે...નહિ? આખર શા માટે? તું કેટલો મૂર્ખ છે! તને મારી શક્તિની ક્યાં ખબર છે! આવ આવ ઓ માનવી! આવ અને તને હું દુનિયાની દરેક મજા, આનંદ, મોજ, સુખ, સંપત્તિ સર્વનો ઉપભોગ કરાવીશ, મેં તારી માયા દેખી નથી, ખબર છે તને કે મારી ઇન્દ્રજાળથી હજારો માનવોના સંકલ્પ મેં તોડાવ્યા છે અને તેઓ મારા સામ્રાજ્યમાં નાચી રહ્યા છે અને મનમાં ફાવે તે કરી રહ્યા છે! કદાચ તને એ પણ ખબર નથી કે જે મારા કાબુમાં નથી આવતા તેમને કેટલું સહેવાનું હોય છે દુનિયાના બધાખરા ભોગોથી તેઓ વંચિત રહે છે અને હરપળે સંકટગ્રસ્ત રહે છે. તો શું હજી તારી સમજમાં નથી આવતું કે મારા અધિકારમાં રહેવાથી સુખ સુખ બસ સુખ જ છે! પામર માનવ! આવી જા મારે શરણે, અને જીવનનો આનંદ માણી જા...આવ, આવ, આવ..."

માનવી—"ઓ! સેતાનનો અવાજ! ખરે તું સેતાન જ છે, મને સારી રીતે ખબર છે કે તેં લાખો માનવોની માનવતા હરી લઈ સેતાનીયતનો જ સંચાર કર્યો છે, કે જેઓ તને વશ થયેલાઓ નિર્દોષ હજારો માનવીઓના હક્ક છીનવી લઈ બળાત્કારે સુખ, આનંદ, સંપત્તિનો ઉપભોગ કરે છે. લાખો આહ અને અનેક માનવીઓના રુધિરથી તેમનું જીવન સ્વર્ગમય બનાવે છે અને તે કેના ભોગે! પેલા નિર્દોષ પરંતુ દુર્બળ માનવીઓના ભોગે જ તો! અને તેને તું સુખ, આનંદ, વૈભવ કહે છે! અરે પાજી! તું મને જડ અને મૂઢ બનાવવા ચાહે છે! હું ભલે ક્ષણિક અને ભૌતિક આનંદનો અધિકારી ન હોઉં, પરંતુ મેં મારા સ્વાર્થ માટે કોઈ નિર્દોષને કદી પણ દુઃખ

નથી એ આત્મસંતોષ શું તારા અલ્પજીવી તુચ્છ ભૌતિક સુખોથી કોઈ પણ અંશે ઊતરતો છે ? નહિ જ નહિ...અને ઓ ! તું પણ ક્યાં ભૂલો પડયો ! સાચી માનવતા, સત્યતા અને સુખદુઃખ એ મનપ્રેરિત માત્ર કલ્પના છે એવું સચોટપણે માનનાર અને વર્તનાર એવા આંગ માનવતાના પ્રખર વસ્ત્રુ સામે તારી મોહિની પ્રદર્શિત કરી રહ્યો છે ? ઓહ ! ભૂલે છે તું !... તું મને શું કહેવા આવ્યો ? સાંભળી લે જરા આટલું અને જવાબ આપ.

ખબર છે તને કે સૈરંધ્રીની લાજ ત્યાં ભરસભામાં દુઃશાસને લુંટવાનો કેવો હીચકારો પ્રબળ પ્રયાસ કર્યો હતો, હું તને પૂછું, શું કે લાજ લુંટાઈ ? હરગીજ નહિં ! કેમ ? શા માટે ? સૈરંધ્રી તો ત્યાં સાવ નિરાધાર, અરક્ષિત અને લાચાર હતી; ધર્મરાજ યુધિષ્ઠિર, ગાંડી વગે ઉપાસક વીર અર્જુન, ગદાધારી ભીમ, અરે પ્રુઃ ધીરગંભીર અને પ્રતિભાપુરુષ ભીષ્મ પિતામહ પણ ત્યાં હતાં જ ને ! છતાં તેઓ કંઈ કરી શક્યા ન હતા, અને ત્યારે ય તેવી સ્થિતિમાં પણ સાચી રીતે શું દ્રૌપદી લાચાર હતી ? નહિ જ. કૃષ્ણનો અદૃશ્ય પુકાર શ્રીકૃષ્ણજીએ શું નથી સાંભળ્યો ? અને શું લાજ લુંટાઈ ? બેશરમ દુઃશાસનનો પ્રયત્ન ફળ્યો ? દુર્યોધનની હીચકારી વાસના ફળી ? નહિં જ. આખર શા માટે ? એને લઈને જ કે દ્રૌપદીમાં કદી તું (સેતાન) પ્રવેશી શક્યો નથી. દ્રૌપદી તારાથી દૂર અતિદૂર હતી, અને તેથી જ ગોપાલે કોઈપણ કાળે દ્રૌપદી જ નહિ પરંતુ તેના સાચા ઉપાસકોને સંકટ સમયે સહાય કરી જ છે. કારણ કે એવા માનવતાના પૂજારીઓ કદીય તારી મોહિનીથી ચલાયમાન થયા નથી, એટલે તારા મોહપાશમાં હું આવું તો જ મારા સર્વનાશનો ડર છે, તારા સામું હું જોઉં પણ નહિ તો દુનિયાની કઈ શક્તિ મને મ્હાત કરી શકે તેમ છે ? અને તું મને પામર માનવી કહે છે ! પામર તેઓ છે જેઓ તારો આશરો લઈ નીચ આશયને સાધે છે, પરંતુ વહેલા કે મોડા તેમનો પોતાનો જ સર્વનાશ છે, તેઓ તેમના હૃદયને છેતરી રહ્યા છે, અને જેઓ હૃદયને છેતરે છે તેઓ તેમના વડે જ પોતાવડે જ પોતે છેતરાઈ રહ્યા છે, આ સત્ય તારામાં ફસાએલાઓ ક્યાંથી પામશે ? બોલ હવે તારે શું કહેવું છે !"

અને સેતાન ક્યારનો ય અદૃશ્ય થઈ ગયો હતો.

## આરાધના

આવજો આવજો આવજો રે :
વ્હાલા મારે મંદિરિયે આવજો.

મારે મંદિરિયે બાંધ્યા છે તોરણાં,
મંદિરના આરણે ઢાળ્યાં છે ફૂલડાં;
સૂના આ ધામને દીપાવજો રે :
વ્હાલા મારે મંદિરિયે આવજો.

મારૂં મંદિરિયું નાનકડું ગામ છે,
નાનકડા ગામમાં ગોપહેરો વાસ છે;
મીઠીશી મોરલી બજાવજો રે :
વ્હાલા મારે મંદિરિયે આવજો.

ફૂલવી સોહામણું ફૂલવાડી[1] ગામ આ
ગોકુળના ધામ સમું ચેતું ભાગવાતમાં
તમે આવીને અંતર ઉજાળજો રે :
વ્હાલા મારે મંદિરિયે આવજો

આજે પૂનમનો ચાંદ છે,
ને અલબેલી રાત છે:
અહીં કાવેરી[2] તીરે પધારજો રે:
વ્હાલા મારે મંદિરિયે આવજો

રાખ્યા છે હેત ભરી મીઠાં માખણીયાં,
શાને ભગવાન કહો ગોપીનાં ચોરવાં ?
વંદીને 'કાન્ત' કહે હૈયું બહેલાવજો રે:
વ્હાલા મારે મંદિરિયે આવજો

—શ્રી. કાન્તિલાલ શેઠ

૧ જરૂર પ્રમાણે ગામના નામમાં ફેરફાર કરવો. ૨ નદીના નામમાં જોઈતો ફેરફાર કરવો.

# પાપી રાજાનો ઉદ્ધાર

લેખક–શ્રી લાલકુંવર પાનાચંદ.

એક રાજા બહુ જ દૂર હતો પ્રજાને, પશુ પક્ષીને હેરાન કરવામાં તે બાકી રાખતો ન હતો. પોતે બહુ જ અભિમાની હતો અને કહેતો કે હું કહું તેમ જ થાય. ઈશ્વર કરતાં પણ હું મોટો છું. આ રીતે તે હમેશાં ગર્વ રાખતો.

એક વખત કોઈ સંત તેની (રાજાની) નગરીમાં આવ્યા, અને નગરને પાદરે દૂર તેણે પોતાની ઝુંપડી બનાવી, તેથી આ નગરના ઘણાં માણસો સંતનું ભજન સાંભળવા આવતા. સંત પણ આવેલા માણસોને ધર્મજ્ઞાન આપતા, અને દુનિયામાં થઈ ગયેલા ભક્તોનાં દૃષ્ટાંત આપી પ્રભુભક્તિ કરવા કહેતા

પરંતુ રાજ્યમાં પ્રભુભક્તિ કરવાની મનાઈ હતી, એટલે એક માણસે કહ્યું કે રાજા તરફથી એવું ફરમાન છે કે કોઈએ આ નગરીમાં પ્રભુભક્તિ કરવી નહિ. જે માણસને ઈશ્વરનું નામ લેતાં સાંભળીશ તેનું ઘાણીએ નાખી તેલ કાઢવામાં આવશે. આ રીતે રાજાનો હુકમ છે.

આ સાંભળી સંતે માણસોને કહ્યું કે પ્રભુભક્તિ કરવાની કોઈથી મનાઈ ન કરી શકાય, છતાં તમારા રાજાએ મનાઈ કરી છે, તમે પ્રભુભક્તિ કરતા હો અને રાજા ઉપર કહેલા મુજબ કરે તો મારું નામ દેજો કે અમને એક સંત મહારાજે ધર્મજ્ઞાન, તથા પ્રભુ ભક્તિ વિષે કહ્યું છે. પ્રભુભક્તિ કે ઈશ્વરનું નામ લેવાની પણ રાજ્યમાં મનાઈ હતી છતાં સંત મહાત્માના કહેવાથી લોકો હરરોજ સવારે અને સાંજે એક એક કલાક પ્રભુભક્તિમાં વીતાવતા હતા.

એક દિવસ રાજાના વજીર સાંજે બહાર ફરવા જતા હતા, તેવામાં તેણે ઘણા લોકોને પ્રભુભક્તિ કરતાં જોયા એટલે વજીર તરત જ રાજા પાસે આવ્યો અને જોયેલ વસ્તુની વિગતવાર વાત કહી સંભળાવી અને વિશેષ કહ્યું કે તમે તો જે કરી શકો તે થાય તમે તો પ્રભુથી પણ મોટા છો છતાં તે લોકો તમને કેમ નથી ગાજતા, વિ. ઘણું ઘણું કહ્યું. પછી રાજાને તો અભિમાન હતું કે બસ હું કહું તેમ જ થાય. એટલે તેણે જેટલા લોકો ભક્તિ કરતા હતા, તેટલાને પોતના દરબારમાં બોલાવ્યા, અને કહ્યું કે મેં મનાઈ કરી છે છતાં તમે—નું નામ કેમ લ્યો છો અને—ની ભક્તિ કેમ કરો છો? દુનિયામાં મારાથી કોઈ મોટું છે જ નહિ, હું રાજાઓનો પણ રાજા છું. તો મારી પાસે તમારો 'પ્રભુ' શું કરવાનો હતો? મારા ફરમાનનું માન નહિ રાખવાથી તમારું હવે ઘાણીએ તેલ કાઢવામાં આવશે. આ સાંભળતાં જ સર્વે કહી ગયા અને રાજાને કહ્યું કે એમાં અમારો દોષ નથી. અમને તો બહાર આવેલા સંતમહાત્માએ ધર્મજ્ઞાન તેમજ પ્રભુભક્તિમાં દૃઢ કર્યા છે. જેથી પાપમાંથી બચવા માટે અમે પ્રભુભક્તિ કરીએ છીએ. આ શબ્દો સાંભળતાં જ રાજા પોતાની પાણીદાર તલવાર લઈ સંતની ઝુંપડી તરફ ઘોડા ઉપર બેસી રવાના થયો રાજાના માણસો તથા આવેલા પ્રજાજનો પણ તેની પાછળ ગયા.

સંતની ઝુંપડી આવી કે તરત જ રાજા ઘોડા ઉપરથી ઊતરી સંતને કહેવા લાગ્યો કે સાલા નિષ્ઠુર; હરામી, તું ધર્મજ્ઞાન તેમજ—ની ભક્તિ કરાવવાવાળો કોણ? તું હજુ મને નથી ઓળખતો?–એમ કહેતો રાજા પોતાની પાણીદાર તરવારનો જેવો સંત ઉપર ઘા કરવા જાય છે તેવી જ પાછળથી મુરલીધરે તલવાર ઝાલી લીધી, પણ રાજા જ્યાં પાછળ જુએ છે ત્યાં તો પ્રભુ પોતે. તરત જ તે પ્રભુચરણમાં પડી ગયો અને સંતને કહેલાં વચનો માટે માફીની યાચના કરી પછી પ્રભુએ તેને માફી આપી અને કહ્યું કે હવે કોઈ પણ દુઃખ આવે ત્યારે મારું સ્મરણ કરજે એટલે હું તને ઉગારીશ. લખુ છું. આટલું કહેતાં જ મુરલીધર અદૃશ્ય થઈ ગયા એટલે રાજા સંતના ચરણમાં પડી ગયો અને પોતે ગર્વમાં કહેલાં વચનો માટે માફી માગી

રાજાની પાછળ આવેલા માણસો તથા પ્રજાજનો પણ સંતના ચરણમાં પડી ગયા અને કહેવા લાગ્યા કે ધન્ય મહાત્મા, ધન્ય

પછી રાજા તો પ્રભુનો પરમ ભક્ત થઈ ગયો, પરંતુ થોડા વર્ષ વીત્યા બાદ ફરી તેનામાં ગર્વના અંકુરો ફૂટ્યા અને પ્રભુભક્તિ ભૂલી ગયો, પાછો ફરવા ફરવા લાગ્યો. જંગલમાં જઈ નિર્દોષ હરણનો શિકાર કરી આવ્યો. તે શિકારને રંધાવ્યું, પછી રાજા જમવા બેઠા અને માંસનું એક બટકું ગળે ઊતારવા જાય છે ત્યાં તેમાં રહી ગયેલું (નાનું) હાડકું તેના ગળામાં ભેરવાઈ ગયું, તેથી કાંઈ ખબ ટકયો નહિ તેથી શરીર લથડવા લાગ્યું, અને બેભાન થઈ ગયો, ઘણા વૈદો, ડોક્ટરો, સરજનો વિ. ને બોલાવ્યા પણ કોઈ કાંઈ કરી શક્યું નહિ, છેવટે રાજાને યાદ આવ્યું કે ગર્વમાં સંત મહાત્માને મારવા જતાં મુરલીધરે મને કહ્યું હતું કે દુઃખમાં મારું સ્મરણ કરજે. તરત જ તેણે મુરલીધરનું સ્મરણ કર્યું અને પ્રભુ હાજર થઈ ગયા અને તેના ગળા ઉપર હાથ ફેરવ્યો કે તરત જ રાજા બેઠો થઈ ગયો. અને આંસુભીની આંખે પ્રભુચરણનું પ્રક્ષાલન કર્યું. અને કરેલાં કર્મની માફી માગી, પછી, પ્રભુએ આવાં પાપી કામો ન કરવા કહ્યું હવે રાજા તું જ કહે કે તું મોટો કે પ્રભુ? બલીયસી કેવલમીશ્વરેચ્છા।

# અધ્યાત્મ ભાગવત

લે૦ સ્વામીશ્રી માધવતીર્થજી

[ શ્રીમદ્ભાગવતાંક પૃ. ૫૭થી ચાલુ ]

## અહંકારરૂપી હિરણ્યકશિપુ

વિષ્ણુ ભગવાનના પાર્ષદ જય અને વિજય વૈકુંઠમાં રહેતા હતા છતાં તેમનામાં ભેદબુદ્ધિ રહી જવાથી તેમને સનકાદિકનો શાપ મળ્યો હતો એ હકીકત ત્રીજા સ્કંધમાં ૧૫મા અધ્યાયમાં આપેલ છે. સનકાદિએ તેમને કહ્યું હતું કે "ધીર અગર જ્ઞાની પુરુષો તો સંપૂર્ણ અખંડરૂપ શ્રીહરિમાં મહાકાશ અને ઘટાકાશની સમાન કોઈપણ પ્રકારનો ભેદ જોતા નથી છતાં તમને ભેદ દેખાય છે તેથી તમે જ્યાં કામ, ક્રોધ અને લોભ હોય તેવા લોકમાં જાઓ. [ ૩-૧૫-૩૪ ] આ શાપને પરિણામે જય-વિજય દિતિને ત્યાં હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ થયા, તે બંને અહંતા અને મમતાનું સ્વરૂપ છે. તેમાં મમતારૂપી હિરણ્યાક્ષનો ભગવાને વરાહ-અવતાર લઈને નાશ કર્યો. હવે અહંકારના જુલમનું વર્ણન આવે છે. મમતા દૂર કરવી સહેલી છે પણ અહંતાનો નાશ કરવો એ બહુ મુશ્કેલ કામ છે. માણસો ધારે છે કે અમે નિષ્કામ કર્મ કરીએ છીએ, છતાં "મેં કર્યું" એવો ભાવ તરત આવી જાય છે. ભક્તિમાર્ગમાં પણ બીજું ભગવાનને અર્પણ કરવું સહેલું છે, પણ અર્પણ કરનારને અર્પણ કરવો એ બહુ મુશ્કેલ છે. જ્ઞાનમાર્ગમાં પણ જ્ઞાનનું અભિમાન આવતાં વાર લાગતી નથી. તેથી અહંકારરૂપી હિરણ્યકશિપુ તરત મરતો નથી. તેણે બ્રહ્મા પાસેથી એવું વરદાન મેળવેલ છે કે બ્રહ્માએ રચેલ કોઈ પ્રાણીથી તેનું મૃત્યુ થાય નહિ તે કહે છે કે હું બહાર ન મરું, અંદર ન મરું વગેરે. એટલે ઘરમાં ન મરું અને માણસ ઘરની બહાર વનમાં જાય તો પણ ન મરૂ વગેરે હિરણ્યકશિપુએ પોતાના દૈત્યમંડળને તૈયાર કર્યું અને ભગવાન વિષ્ણુ સાથે વેર કરવા માંડ્યું. તેણે દૈત્યોને કહ્યું કે "દેવતાઓના પ્રાણ વિષ્ણુ છે તેથી જ્યાં જ્યાં તપ, યજ્ઞ, સ્વાધ્યાય વ્રત અને દાન વગેરે શુભ કર્મ થતાં હોય ત્યાં તેવાં કર્મ કરવાવાળાનો નાશ કરો. જ્યાં જ્યાં બ્રાહ્મણ, ગાય, વેદ અને વર્ણાશ્રમધર્મ-કર્મ થતાં હોય તે દેશોને બાળી નાખો અને નષ્ટ ભ્રષ્ટ કરી નાખો."

સ્વામી તરફથી આવી આજ્ઞા મળવાથી દૈત્યો પ્રજાનો સંહાર કરવા લાગ્યા. તેમણે ગામ, વ્રજ, બગીચા, ક્ષેત્ર, આશ્રમ, નગર વગેરેમાં આગ લગાડી. કેટલાકોએ માણસોની આજીવિકાનાં ઝાડોને પણ કાપી નાખ્યાં. તેથી માણસોને અનાજ પણ પૂરું મળતું નહિ. કેટલાકે બળતાં લાકડાંથી લોકોનાં ઘર સળગાવી દીધાં. આ બધા અહંકારના રજાક છે. આવા રંજાડ હાલ પણ આપણા વખતમાં જોવામાં આવે છે, અને લાખો વર્ષ પહેલાં પણ થતા હતા. હિંદુ કે મુસલમાન જન્મ્યા પહેલાં હિંદુ કે મુસલમાન નહોતા, મર્યા પછી હિંદુ કે મુસલમાન રહેતા નથી, છતાં વચલી અવસ્થામાં અજ્ઞાનથી જે પ્રકારનું અભિમાન લાગી જાય છે તે હિરણ્યકશિપુના જેવું કામ કરે છે જેમ એક કોમવાળા પોતાની કોમવાળા જુલમ કરતા હોય ત્યાં તેમને હિંમત અને ધીરજ આપે છે તેમ હિરણ્યકશિપુએ પણ પોતાનાં ભત્રીજા ધૃષ્ટ, ભૂત, સંતાપન, કાલનાભ, વગેરેને ધીરજ આપી અને તેમની મા રુષાભાનુ અને પોતાની મા દિતિને મધુર વાણીથી નીચે પ્રમાણે બોધ આપ્યો—

"અરે મા, અરે વહુ, હે પુત્રગણ, તમારા જેવા વીરોએ શોક કરવો નહિ વાસ્તવમાં આત્મા નિત્ય છે, અવિનાશી છે, શુદ્ધ સર્વગત, સર્વજ્ઞ છે અને દેહ-ઇંદ્રિયથી પૃથક્ છે. જેમ જળમાં વહાણ ચાલવાથી જળના કિનારા ઉપરનાં વૃક્ષ પણ ચાલતાં દેખાય છે તેમ ગુણો દ્વારા મન ભ્રમિત થઈ જતાં આત્મા પણ ભ્રાન્ત દેખાય છે. અશરીરી આત્મામાં શરીરની ભાવના કરવી એ આત્મવિપર્યય છે, એવા અજ્ઞાનને લઈને માણસને જન્મ-મરણ અને ઘણા પ્રકારના શોક થાય છે." (૭-૨-૨૧).

હિરણ્યકશિપુની અંદર આવું આત્મજ્ઞાન આ વખતે ભાગવતની અંદર મૂકવામાં આવેલ છે. તેથી એમ લાગે છે કે હિરણ્યકશિપુએ કોઈ પાસેથી સાંભળેલું હશે. હાલના

જગતમાં પણ કેટલાક અભિમાની માણસો આવી વેદાન્તની ઊંચી વાતો કરતા હોય છે છતાં તેમનો વ્યવહાર અહંતા અને મમતાથી ભરેલો હોય છે. તેની જાતની દશા હિરણ્યકશિપુની હશે એવું માની શકાય છે. જેને ખરૂ આત્મજ્ઞાન થયુ હોય છે તે ભગવાનનો અને તેમના ભક્તોનો દ્વેષ કરતા નથી.

હિરણ્યકશિપુ પોતાના કુટુંબનો શોક ઓછો કરવા માટે તેમને એક ઇતિહાસ કહે છે—ઉશીનર દેશમાં સુયજ્ઞ નામનો એક રાજા હતો. તે યુદ્ધક્ષેત્રમાં શત્રુઓના હાથથી માર્યો ગયો. તેનું શરીર ઘાવોથી વિંધાઇ ગયું. એવી તેની દશા દેખીને તેની રાણીઓ વિલાપ કરવા માંડી અને વિધાતાને ગાળો દેવા લાગી તે વખતે યમરાજ બાળકનું રૂપ લઇને તેમની પાસે આવ્યા અને તેમને કહ્યું કે "તમે રાત-દિવસ જન્મમરણરૂપી સંસારની ગતિ દેખો છો, છતાં તમને મોહ કેમ થાય છે? માણસ જ્યાંથી આવે છે ત્યાં ચાલ્યો જાય છે. તેનું શરીર તો મરણધર્મવાળું છે. છતાં જે પરમાત્મા ગર્ભમાં રક્ષા કરે છે તે અહીં પણ રક્ષા કરે છે, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ તો ભગવાનની લીલા છે. કોઈ વસ્તુ માર્ગમાં પડી હોય છતાં ભગવાન તેની રક્ષા કરે તો તેમજ પડી રહે છે અને કોઇ વસ્તુ ઘરમાં સાચવીને રાખીએ છતાં નષ્ટ થઇ જાય છે તેવી જ રીતે ભગવાનની કૃપા હોય તો જંગલમાં પણ માણસની રક્ષા થાય છે અને તેની કૃપા ન હોય તો સુરક્ષિત માણસ પણ બચી શકતો નથી. હે રાણીઓ શરીરના કારણરૂપ લિંગદેહ ઉત્પન્ન અને નષ્ટ થાય છે, પરંતુ આત્માને જન્મ-મરણ નથી. જેમ અગ્નિ લાકડામાં વ્યાપ્ત છતાં તેનાથી પૃથક રહે છે, વાયુ શરીરમાં રહેતા છતાં તેનાથી પૃથક છે, આકાશ સર્વત્ર વ્યાપક હોવા છતાં તેનાથી અસંગ છે તેમ આત્મા દેહ વગેરેમાં રહેતા છતાં તેનાથી અલગ છે. હે મૂઢ સ્ત્રીઓ, જે સુયજ્ઞને માટે તમે શોક કરો છો તે તો તમારી સામે પડ્યો છે તેતો આજ દેખાતો નથી પણ આત્મા પ્રાણ અને શરીરથી ભિન્ન છે આત્મા જ્યાં-સુધી લિંગદેહની સાથે જોડાયેલો લાગે છે ત્યાંસુધી તેને કર્માનું બંધન રહે છે, તેથી તેને મોહ અને કલેશ વારંવાર પ્રાપ્ત થાય છે. તેનું કારણ માયા છે. ગુણોના કાર્યભૂત સુખ દુઃખને સત્ય માનવાં અને સત્ય બનાવવાં એ કેવળ મિથ્યા અભિનિવેશ છે. કારણ કે મનોરથ અને સ્વપ્નપદાર્થોની સમાન ઇંદ્રિયોના બધા વિષયો મિથ્યા છે. માટે પંડિતો આત્માનો તથા અનાત્માનો કોઇનો શોક કરતા નથી. શોક કરવાવાળા પણ કોઈ વસ્તુનો સ્વભાવ બદલી શકતા નથી"

આ દૃષ્ટાંત આપી હિરણ્યકશિપુ દિતિને કહે છે કે જેમ એ બાળકરૂપી યમના ઉપદેશથી સુયજ્ઞ રાજાની રાણીઓએ શોક છોડી દીધો તેમ તમે પણ સંપૂર્ણ જગતને અનિત્ય અને મિથ્યા સમજી શોક છોડી દો આ સંસારમાં આ મારૂં છે, આ પારકું છે એ અભિનિવેશરૂપ અજ્ઞાન છે. વાસ્તવમાં પ્રાણીઓને માટે પોતાનું કે પારકું કોઇ નથી" હિરણ્યકશિપુનો આવો ઉપદેશ સાંભળીને તેમના કુટુંબીજનોએ હિરણ્યાક્ષનો શોક છોડી દીધો"

આટલો ઉપદેશ આપ્યા પછી હિરણ્યકશિપુએ પોતાને અજેય અજર, અમર તથા એકમાત્ર નિષ્કંટક સમ્રાટ બનાવવાનો વિચાર કર્યો. તેથી તેણે કઠોર તપ કરવાનું શરૂ કર્યું.

આ બન્ને પ્રસંગ ઉપરથી એમ સમજી શકાય છે કે હિરણ્યકશિપુએ જે આત્મજ્ઞાન તેના કુટુંબીઓને આપ્યું તે તેણે પૂર્વજન્મમાં વૈકુંઠમાં સાંભળેલું હશે, પણ તેના જીવનમાં તે ઉતરેલું નહોતું જો જ્ઞાન પ્રમાણે જીવન ન થાય તો જીવન પ્રમાણે જ્ઞાન થઇ જાય છે. હિરણ્યકશિપુના મનની અંદર વિષ્ણુ ભગવાન પ્રત્યે અને તેમના ભક્તો પ્રત્યે ઘણો દ્વેષ હતો જો તેણે ગયા જન્મમાં વૈકુંઠમાં જ્ઞાન દૃઢ કરી લીધુ હોત તો તેનામાં ભેદબુદ્ધિ આવત નહિ અને સનકાદિનો શાપ પણ લાગત નહિ. શ્રીમદ્‌ભાગવતના માહાત્મ્યમાં કહેલું છે કે "જ્ઞાન દૃઢ ન થાય તો તેનો નાશ થાય છે (એટલે ફક્ત વાતો કરવા પૂરતુ રહે છે) પ્રમાદથી શ્રવણનું ફળ મળતું નથી, મંત્રમાં સંદેહ હોય તો મંત્રનું ફળ મળતું નથી. અને ભ્રમ (ચિત્તથી કરેલો જપ વ્યર્થ થઇ જાય છે. (માહાત્મ્ય ૫-૭૩) હાલના કાળમાં ઘણા માણસો આત્મજ્ઞાન મેળવવા પ્રયત્ન કરે છે પણ તે પ્રમાણે જીવન કરતા નથી. તેથી હિરણ્યકશિપુના જેવી દશા રહે છે. અભ્યાસની સાથે વૈરાગ્ય જોઇએ. બંને બરાબર હોય તો જ મન વશ રહે છે. વૈરાગ્ય ન હોય તો અભ્યાસનું અભિમાન આવી જાય છે અને અભ્યાસ ન હોય તો વૈરાગ્યનું પણ અભિ-

માન આવી જાય છે તેથી બન્નેની જરૂર છે. છેલ્લી લડાઇ પછી કેળવણીમાં અને અભ્યાસક્રમમાં ફેરફાર કરવાનો વિચાર કેટલાક દેશોમાં ચાલી રહેલ છે, પણ વૈરાગ્યની બાબતમાં બહુ ખામી રહેલ છે માત્ર પ ઇંદ્રિયોના વિષયોને જ સાચું જીવન જ્યાં માનવામાં આવે છે ત્યાં અહંકારરૂપી હિરણ્યકશિપુનું રાજ્ય રહે છે અને લોકોને ઘણા પ્રકારનાં દુઃખ ભોગવવાં પડે છે. ૩૦ વર્ષ પહેલાંની લડાઇમાં રાગ-દ્વેષથી મરેલા માણસો ફરીથી જન્મીને જુદા જુદા દેશમાં અને પ્રતિમાં હજુ રાગ-દ્વેષ વધારતા હોય તેવું જણાય છે.

ગીતાના ઉપદેશનું તાત્પર્ય અહંકારને મારવા ઉપર છે. કુરાનમાં પણ અહંકારને બહુ ખરાબ કહેલ છે છતાં અહંકારને મારવાનું કામ કેટલું અઘરૂં છે અને તે કેવી રીતે મરે તે હવે પછીની કથામાં સ્પષ્ટ થઇ જશે વળી હાલના કાળમાં નવી મુશ્કેલી એ ઉત્પન્ન થયેલ છે કે વેપારી સરકારવાળી કેળવણી લઇને ધનવાન વધારે ધનવાન થયા છે અને ગરીબ વધારે ગરીબ થયા છે. તેથી ગરીબો ધનવાનોની સામે થયા છે. જ્યાં અજ્ઞાન અને ગરીબાઇ વધારે છે ત્યાં કુસંપ ઉત્પન્ન થાય છે, હાલના કાળમાં ગીતા કે કુરાનના ઉપદેશ હિરણ્યકશિપુની માફક વાણીમાં જ માત્ર રહી જાય છે અને અપરોક્ષ (?) થઈ શકતા નથી

હવે હિરણ્યકશિપુએ મંદરાચળની ગુફામાં ઘોર તપ શરૂ કર્યું, તેનું તપ એટલું વધ્યું કે પર્વતો સહિત પૃથ્વી ડગમગવા લાગી, ગ્રહો અને નક્ષત્રો તૂટવા લાગ્યાં અને દશે દિશામાં દાહ થવા લાગ્યો આ વખતે દેવોને બહુ ગભરામણ થઇ અને તેઓ બ્રહ્મા પાસે જઇ કહેવા લાગ્યા કે હે દેવ અમે આ દૈત્યના તપથી સંતપ્ત થવાના કારણે હવે સ્વર્ગમાં રહી શકતા નથી તેની ઇચ્છા તમારા જેવા ઐશ્વર્યવાન બનવાની હોય તેવું લાગે છે, અમે એવી વાત સાંભળી છે માટે આપે તેનો કાંઇક ઉપાય કરવો જોઇએ આપ જ બ્રાહ્મણ અને ગાયોની ઉત્પત્તિનું કારણ છો અને બધાના કલ્યાણ અને વિજયનું કારણ છો."

આ વાત સાંભળી બ્રહ્માજી ભૃગુ અને દક્ષ વગેરે પ્રજાપતિઓની સાથે હિરણ્યકશિપુના આશ્રમ પર આવ્યા. ત્યાં જોયું તો હિરણ્યકશિપુનું શરીર ઘાસ અને વાંસોથી ઢંકાઇ ગયું હતું અને કીડીઓ તેના મેદ, માંસ અને લોહીને ખાઇ રહી હતી પછી બ્રહ્માજીએ તેને કહ્યું કે "બેટા, તમારૂં તપ સિદ્ધ થઇ ગયું, હું તમને વર દેવા માટે આવેલ છું. તમને જોઇએ તે વર માગો. આવું ઉગ્ર તપ પહેલાં કોઇએ કરેલ નથી. જળ વગર સો વર્ષ સુધી પ્રાણ કોણ રાખી શકે! આવા તપથી તમે મને વશ કરી લીધેલ છે, હું તમારી બધી કામના પૂર્ણ કરીશ. તમે મરણધર્મવાળા છો તો પણ અમારા જેવા અમર દેવતાનાં દર્શન તમને નિષ્ફળ થશે નહિ. પછી બ્રહ્માજીએ તેના શરીર ઉપર જળ છાંટ્યું. તેની અસરથી હિરણ્યકશિપુમાં જુવાની આવી તેણે બ્રહ્માજીને પ્રણામ કર્યાં અને પછી વિનીત ભાવે તેમની સ્તુતિ કરતાં કહ્યું કે-આપ ત્રણ ગુણમય રૂપથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરો છો, જ્ઞાન અને વિજ્ઞાન આપનું સ્વરૂપ છે, આપ સૂત્રાત્મા છો અને મન અને ઇંદ્રિયોના સ્વામી છો, આપ સમ્પૂર્ણ પ્રાણીઓના એક-માત્ર આત્મા છો, કારણ કે આપ અનાદિ અનન્ત અપાર સર્વજ્ઞ અને બધાના અંતર્યામી છો. આપ સૃષ્ટિકર્તા હોવા છતાં નિર્વિકાર છો, કોઇ વસ્તુ આપનાથી ભિન્ન નથી. વિદ્યા અને કલા એ આપનાં અંગ છે. આપ ત્રિગુણમયી માયાથી અતીત સાક્ષાત્ પરબ્રહ્મ છો. કારણ કે આ બ્રહ્માંડ આપના ગર્ભમાં રહેલું છે. આ વ્યક્ત બ્રહ્માંડ આપનું સ્થૂલ રૂપ છે. એવા આપને હું નમસ્કાર કરૂં છું. જો મને ગમે તેવો વર આપ આપવા ઇચ્છતા હો તો હે પ્રભો! આપના રચેલા કોઇ પ્રાણીથી મારૂં મૃત્યુ ન થાય, હું અંદર-બહાર મરૂં નહિ, દિવસે ન મરૂં અને રાત્રે પણ મરૂં નહિ. (અહંકાર રાત્રે પણ પૂરો મરતો નથી, કારણ કે ઊંઘમાં તે માણસનું નામ દઇને બોલાવીએ તો તે જ જાગે છે, બીજા જાગતા નથી) હું કોઈ અસ્ત્ર-શસ્ત્રથી પણ મરૂં નહિ, પૃથ્વી કે આકાશમાં મરૂં નહિ, મનુષ્ય કે પશુથી મરૂં નહિ. દેવો કે અસુરો પણ મને મારી શકે નહિ યુદ્ધમાં મારી સામે કોઇ થઇ શકે નહિ અને હું બધાનો અધીશ્વર થાઉં. જેવો આપનો મહિમા છે તેવો મારો મહિમા રહે અને જેવું ઐશ્વર્ય યોગીજનોને પ્રાપ્ત થાય છે તેવું મને પ્રાપ્ત થાય.

બ્રહ્માજી હિરણ્યકશિપુની સ્તુતિથી પ્રસન્ન થઇ ગયા અને આવું વરદાન દુર્લભ હોવા છતાં પણ તેને આપ્યું

જે યોગીઓ બહુ તપ કરે છે તેમનામાં પણ ઘણી વાર અહંકાર વધી ગએલો જોવામાં આવે છે. એક યોગીને પોતાની ભૂલની ખબર પડી તે પછી તે કહેતા હતા કે કે ઘરબારી માણસોને માટે સંસાર છોડવો સહેલો છે પણ યોગીઓને સિદ્ધિનો મોહ છોડવો એ કરતાં પણ મુશ્કેલ છે. યોગમાં સામાન્ય રીતે ચિત્તની એકાગ્રતા થાય છે પણ વિશાળતા ભાગ્યે જ થાય છે. વિશાળતા માટે બ્રહ્મજ્ઞાનની જરૂર પડે છે ધ્યાનનો વખત જેટલો રહે છે તે કરતાં ધ્યાન વગરનો વખત સામાન્ય રીતે વધારે રહે છે તેથી વ્યુત્થાનદશામાં બ્રહ્મભાવ રાખવો હોય તો બ્રહ્મજ્ઞાન જોઇએ અને તે માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસન જોઈએ. હવે એક બાજુ હિરણ્યકશિપુના યોગનું તપ કેવું છે અને બીજી બાજુ પ્રહ્લાદનું જ્ઞાન કેવું છે તે તપાસીએ.

હિરણ્યકશિપુ પોતાના ભાઈના વધનું સ્મરણ કરી ભગવાન વિષ્ણુથી દ્વેષ કરવા લાગ્યો. અહંકાર વધે છે ત્યારે જગતની સ્થિતિ રહી શકતી નથી. હિરણ્યકશિપુએ બધી દિશાઓને અને બધા લોકોને પોતાને વશ કરી લીધાં. તે ત્રિલોકીનો એકમાત્ર શાસક બની ગયો. તે મદિરા પીતો હતો અને ઉન્મત્ત રહેતો હતો તો પણ અજિતેન્દ્રિય હોવાથી તેને તૃપ્તિ થતી નહિ. આ પ્રમાણે ઘણો કાળ વીતી ગયો અને તેના કઠોર શાસનથી લોકપાલ સહિત સંપૂર્ણ લોક ઉદ્વિગ્ન થઇ ગયા. જ્યારે લોકોને કોઈ આશ્રય ન રહ્યો ત્યારે તેઓ વિષ્ણુના શરણમાં ગયા, અને તેમની સ્તુતિ કરતાં કહ્યું "કે જેને પ્રાપ્ત કરી શાન્ત અને નિર્મળ સન્યાસીઓ પાછા આવતા નથી એવા શ્રીહરિને અમારા નમસ્કાર છે આવી રીતે સ્તુતિ કરતાં એક દિવ્ય નીચે પ્રમાણે આકાશવાણી દેવોના સાંભળવામાં આવી, "હે દેવો, તમે બીઓ નહિ, બધા લોકોનું કલ્યાણ થાય, મારૂં દર્શન પ્રાણીઓને માટે બધા પ્રકારના મંગળનું સાધન છે, આ અધમ દૈત્યની દુષ્ટતા હું જાણું છું, હું એને શાન્ત કરી દઈશ, તમે યોગ્ય સમયની રાહ જુઓ. જ્યારે તે દૈત્ય કોઇ પ્રાણી, દેવતા, વેદ, ગાય, બ્રાહ્મણ, સાધુ, ધર્મ, અને મારાથી દ્વેષ કરશે ત્યારે તે તરત નાશ પામશે. જ્યારે તે પોતાના નિર્વૈર, શાન્ત અને મહાત્મા જેવા પુત્ર પ્રહ્લાદથી વેર કરશે ત્યારે બ્રહ્માજીનું વરદાન હોવા છતાં હું તેને અવશ્ય મારીશ" આકાશવાણી સાંભળી દેવો પાછા પોતાને સ્થાને આવ્યા.

હિરણ્યકશિપુને ૪ પુત્ર હતા. તેમાં પ્રહ્લાદ ગુણોના કારણથી સર્વથી મોટા હતા. તે મહાપુરુષોની સેવા કરવાવાળા, બ્રાહ્મણભક્ત, સદાચારી, સત્ય પ્રતિજ્ઞાવાળા અને જિતેન્દ્રિય હતા. તેને પ્રાણીઓ ઉપર પ્રીતિ હતી, સંત પુરુષો તરફ તેનો દાસભાવ હતો, દીનો ઉપર તેની કૃપા હતી, બરાબરીઆ ઉપર તેનો સમાન સ્નેહ હતો અને મોટાઓને ઈશ્વરમાફક સમજતા હતા. તેનામાં વિદ્યા, ધન, રૂપ અને કુલ સારાં હોવા છતાં તે માન અને ગર્વથી રહિત હતા. તે કોઈ પણ પ્રકારની વિપત્તિથી ગભરાતા નહિ અને श्रुतेषु दृष्टेषु गुणेष्ववस्तुदृक् ૭-૪-૩૨ (આ લોકના) જોયેલા અને (પરલોકના) સાંભળેલા વિષયોને મિથ્યા સમજી તે તેની ઇચ્છા કરતા નહિ. તેની ઈંદ્રીઓ, મન, પ્રાણ અને શરીર શાંત રહેતાં. તેને કોઈપણ પ્રકારની કામના નહોતી. તે અસુરના કુળમાં જન્મ્યા હોવા છતાં તેનામાં અસુરભાવ નહોતો

મ. ગાંધીજીએ જ્યારે દક્ષિણ આફ્રીકામાં સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે કહેલું હતું કે "આપણે પ્રહ્લાદ અને સુધન્વાના વંશના છીએ માટે તેમના જેવો સત્યાગ્રહ કરવો જોઇએ" તેથી જેઓ સત્યાગ્રહી થવા માગતા હોય તેમણે પ્રહ્લાદના ગુણો યાદ રાખવા જેવા છે. ખાસ કરીને પ્રહ્લાદ બધા વિષયોને મિથ્યા માનતા હતા અને માત્ર બધાના અધિષ્ઠાનરૂપ એક બ્રહ્મને જ સત્ય માનતા હતા. હાલના સત્યાગ્રહીઓ વિષયોને મિથ્યા માનતા નથી. પંડિતજન પ્રહ્લાદના મહાન ગુણોને ગ્રહણ કરે છે તેથી હજુ પણ પ્રહ્લાદની કીર્તિ ઈશ્વરની માફક ગવાય છે. જે વખતે પ્રહ્લાદ બાળક હતા ત્યારે પણ રમવા કુદવાનું છોડી ભગવદ્-ધ્યાનમાં તલ્લીન થઈ જતા હતા અને તેથી તેનું શરીર જડવત્ થઇ જતું હતું. અને कृष्णग्रहगृहीतात्मा न वेद जगदीदृशम् ૭-૪ ૩૭

તેમનું ચિત્ત કૃષ્ણરૂપી ગ્રહથી ગ્રસિત થઈ જવાથી આ જગત છે એવું તેને ભાન રહેતું નહિ વળી –

आसीन पर्यटन्नश्नञ्छयानः प्रपिबन्ब्रुवन् ।
नानुसन्धत्त एतानि गोविन्दपरिरम्भितः ॥
૭-૪-૩૮

અર્થ–શ્રી ગોવિન્દમાં તન્મય થઇ જવાના કારણે તેને બેસતાં, ઘૂમતાં, ખાતાં, સૂતાં, પીતાં બોલતાં એ ક્રિયાનું ભાન રહેતું નહિ.

તે કોઈવાર રોતા, કોઈવાર ગર્જના કરતા, કોઈવાર લજ્જા છોડી નૃત્ય કરતા અને કોઈવાર ભગવાનની લીલાનું અનુકરણ કરતા. કોઈવાર ભગવાનના સ્પર્શનો અનુભવ કરતાં પરમાનંદથી પુલકિત થઈને ચુપચાપ-બેસી રહેતા તે વખતે તેના નેત્રમાંથી અવિચલ પ્રેમાનંદની અશ્રુધારાનાં ટીપાં નીકળતાં હતાં. આવી દશામાં રહેવાથી તે કુસંગગ્રસ્ત પુરુષોના ચિત્તને પણ શાંતિ આપતા હતા. આવા મહાન ભક્તપુત્રની સાથે તેના પિતા હિરણ્યકશિપુએ વિરોધ કરવો શરૂ કર્યો.

જે માણસમાં અહંકાર બહુ વધે છે તે પણ ભક્તોનો વિરોધ કરે છે. તે અહંકારે પણ જાણે કે બાપા પાસેથી વરદાન મેળવ્યું હોય તેમ બહાર મરતો નથી અને અંદર પણ મરતો નથી. બધી વાતોમાં વાત કરનાર માણસ જાણે કે પોતે બધું જાણે છે એમ "હું ડાહ્યો" એવું સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે. માણસ જાણે કે પોતામાંથી અહંકાર ગયો, તો પણ કોઈ મનના ખૂણામાં તે ભરાઈ રહેલો હોય છે અને વખત આવ્યે પ્રગટી નીકળે છે. સમષ્ટિ-અહંકાર બાધક નથી પણ વ્યષ્ટિ-અહંકાર બાધક છે. બધું જગત મારૂં સ્વરૂપ એવું અભિમાન તો ભગવાનમાં પણ છે અને ગીતાના ૧૦મા અધ્યાયમાં તે સ્પષ્ટ જણાય છે. તેને વિભૂતિ કહે છે. તે શુભવિપાક છે, પણ જ્યાં હું અને બીજા એવું દ્વૈત રહી જાય છે ત્યાં તે પ્રકારનું અભિમાન દૂર કરવા જેવું છે. ગીતાની શરૂઆતમાં ધૃતરાષ્ટ્ર પોતાના દીકરાને મામકાઃ કહે છે અને પાંડુના દિકરાને પાંડવા કહીને બોલાવે છે તે પણ ખોટા અભિમાનનું સ્વરૂપ છે. કોઈ જગ્યાએ એક શેઠનો પુત્ર ગુજરી ગયો. તેની પાડોશમાં કોઈ વેદાન્તી રહેતા હતા. તેમણે હિરણ્યકશિપુની માફક વેદાન્ત સાંભળ્યું હતું પણ જીવનમાં ઊતાર્યું નહોતું, છતાં પોતે જાણે કે જ્ઞાની હોય તેમ તે શેઠને ઉપદેશ આપવા ગયા અને શેઠને કહ્યું કે "આત્મા જન્મતો નથી, મરતો નથી, માટે દિકરાનો શોક કરવો ઘટતો નથી વગેરે વગેરે. થોડા દિવસ પછી તે વેદાન્તી માણસની બકરી મરી ગઈ એટલે તેને બહુ જ શોક થયો અને તે રડવા લાગ્યો. તેનો અવાજ સાંભળી પેલા શેઠે તપાસ કરાવી કે આપણા પાડોશમાં કોણ રડે છે? તપાસ કરતાં તેને માલુમ પડ્યું કે પેલા વેદાન્તી કોઈ શોકથી રડે છે. પછી શેઠ તેનું કારણ તપાસ કરવા માટે અને તેને દિલાસો આપવા માટે ગયા.

શેઠને માલુમ પડ્યું કે તેના રડવાનું કારણ તેની બકરીનું મરણ હતું, પછી શેઠે તેને સાંત્વન આપતાં કહ્યું કે "મારો દિકરો મરી ગયો હતો ત્યારે તમે જ મને શાંતિ આપવા માટે આવ્યા હતા અને હવે બકરીના મરણથી તમને શોક કેમ થાય છે? આ વખતે તમારું જ્ઞાન ક્યાં ગયું?" તે માણસે જવાબ આપ્યો કે "દિકરો તો તમારો પણ બકરી તો મારી" આ જવાબ સાંભળી શેઠને લાગ્યું કે હજુ આ માણસ વેદાન્ત બરાબર સમજેલ નથી. હિરણ્યકશિપુએ પણ તેની માને ઘણો ઉપદેશ આપ્યો પણ પોતાના જીવનમાં તેની કાંઈ અસર તેને થઈ નહોતી. તેથી જિજ્ઞાસુઓએ જ્ઞાન પ્રમાણે જીવન રાખવાની ખાસ જરૂર છે. વેદાન્તનું જ્ઞાન ખોટું નથી પણ તે જીવનમાં ઊતારવું જોઈએ. વૈરાગ્ય વગરનું જ્ઞાન શોભતું નથી અને જ્ઞાન અને વૈરાગ્ય વગરની ભક્તિ શોભતી નથી એ વાત-ભાગવતની શરૂઆતમાં જ સમજાવવામાં આવેલ છે

અહંકારને મારવો હોય તો વચલી જગ્યામાં મરે, તે બહાર કે અંદર ન મરે. વચલી જગ્યાના બે અર્થ થાય છે. આપણા અંતઃકરણમાં એક વૃત્તિ ઉત્પન્ન થાય, પછી તે લય પામીને બીજી વૃત્તિ ઉત્પન્ન થાય તે બન્નેની વચમાં થોડો વખત નિર્વિકલ્પ દશા રાખી શકાય તો આત્માનો અનુભવ મળી શકે અને તેના જોરથી અહંકાર દૂર થવા લાગે. જેમ બે ગોપીની વચમાં કૃષ્ણ રમે છે તેમ બે વૃત્તિની વચમાં આત્માનો અનુભવ મળી શકે છે પણ સામાન્ય માણસ એક વૃત્તિ ઉપરથી બીજી વૃત્તિ ઉપર તરત કૂદી જાય છે તેથી આત્માનો અનુભવ મળતો નથી. જ્યારે મનમાં ચંચળતા હોય ત્યારે સાચું પ્રમાણ મળતું નથી તેથી અભ્યાસ અને વૈરાગ્યની જરૂર છે હિરણ્યકશિપુને પણ નરસિંહ ભગવાને વચલી જગ્યામાં માર્યો હતો.

અજ્ઞાનવાળા સામાન્ય વ્યવહારમાં માણસ પોતે અધિક બનવા પ્રયત્ન કરે છે, કોઈ સમાજનો મેમ્બર થવા માગે છે અથવા કોઈનો પ્રમુખ કે કોઈનો સેક્રેટરી થાય છે અથવા કોઈ નવી સંસ્થા ઉત્પન્ન કરે છે. તેને પોતાના અહંકારને પોષણ મળે તેવાં વખાણ કોઈપણ રીતે જોઈએ છે. ખરી રીતે દરેક માણસ પોતે બ્રહ્મરૂપ છે પણ તેને પોતાના સ્વરૂપની ખબર નથી તેથી, બીજા

પોતાને મોટો કહે એવું ઇચ્છે છે. તેને શાસ્ત્રમાં લોકૈષણા કહે છે તે દૂર કરવી બહુ મુશ્કેલ છે. ખાસ કરીને સમાજમાં રહેલ મનુષ્યને લોકૈષણા જીતવી બહુ અઘરી છે. લોકો જે પ્રકારના માણસોનાં વખાણ કરતા હોય તેવા થવાનું માણસને મન થાય છે જ્યાં લડાઈ કરનાર વખણાતા હોય ત્યાં લડવૈયા થવાનું મન થાય છે. સત્તાધીશોનાં વખાણ થતાં હોય ત્યાં તેવા થવાનું મન થાય છે, જ્યાં ધનવાન પૂજાતા હોય ત્યાં ધનવાન થવાનું મન થાય છે, જ્યાં સેવકનાં વખાણ થતાં હોય ત્યાં સેવક થવાનું મન થાય છે. અને પોતા સિવાય બીજા બધાને સુધારવાની ઇચ્છા તેને થાય છે, પણ આવી દશામાં માત્ર અહંકારને વધારે પોષણ મળે છે અને તે ભૂલની ખબર રહેતી નથી. એ માયાનું સ્વરૂપ છે. જેમ સ્વપ્નના પ્રમાણથી સ્વપ્નનું જગત સાચું થઈ જાય છે તેમ જાગ્રતના પ્રમાણથી પણ જાગ્રતનું જગત સાચું થઈ જાય છે. તેથી હું કઈ રીતે વધારે પ્રખ્યાત થાઉં, મારું નામ અમર રહે તો ઠીક તે માટે આરસની તખ્તીમાં કોઈ ઠેકાણે પોતાનું નામ દેખાય એવું ચિતરાવે છે એ બધા હિરણ્યકશિપુના નમૂના છે. હિરણ્યકશિપુના એક સેવકનું નામ દ્વિમુખો હતું એટલે હું અને મારું એવાં બે મોઢાં તેને હતાં, લડાઈઓનાં અને ઝઘડાનાં ખરાં કારણ પહેલાં મનમાં ઉત્પન્ન થાય છે પછી તેનાં પરિણામ બહાર દેખાય છે. ૪૦ વર્ષ પહેલાં મુસ્લીમ લીગનું નામ કોઈ જાણતું નહોતું, ૧૫ વર્ષ પહેલાં પાકીસ્તાન શબ્દ કોઈએ સાંભળ્યો નહોતો, ૧૦૦ વર્ષ પહેલાં સત્યાગ્રહ શબ્દ કોઈએ સાંભળ્યો ન હતો, ૫૦૦ વર્ષ પહેલાં અમેરીકાને કોઈ ઓળખતું નહોતું, છતાં હવે એ શબ્દોએ એવાં અભિમાન ઉત્પન્ન કર્યાં છે કે તેને માટે લાખો માણસોના સંહાર થાય છે

અહંકાર બહાર તો નથી અને અંદર પણ મરતો નથી પણ વચલી જગા બરાબર સમજાય તો તેને મારવો સહેલો પડે છે," તે બાબતમાં હાલના સાયન્સવાળાઓ આપણને ઠીક ઠીક સાચી સમજણ આપી શકે છે. હું અને તુંની વચ્ચે જે ખાલી જગા અથવા અંતર છે તેને અંગ્રેજીમાં space કહે છે તે સાપેક્ષ છે. ખાલી જગા ભમરાને ન્હાની નથી પણ જોનાર માણસના અહંકારમાં ઉત્પન્ન થાય છે. ખરી રીતે હુંનું બહુવચન થતું નથી. હુંનું બહુવચન કરીએ તો અમે થાય પણ અમે કહેતામાં હુંની સાથે તું અને તે લેવા પડે તેથી હું નું બહુવચન થતું નથી. તેથી તુંની જગાએ પણ હું છે. બધા પોતાને હું કહે છે તે હું એક છે તેથી હું અને તું એવા બે ભાગ થતા નથી પણ ખોટો હું બીજા હું ને તું કહે છે. સાચો હું પોતાને બ્રહ્મરૂપે સર્વવ્યાપક જાણે છે તેથી તેની દૃષ્ટિમાં તું નથી. પ્રહ્લાદનું જ્ઞાન એવા પ્રકારનું હતું, એવા જ્ઞાન પછી વચલી જગામાં હુંનું મરણ થાય છે કારણ કે વચલી જગ્યા સાચી નથી હાલનું સાયન્સ એમ કહે છે કે perceptual space is within the perceptual event એટલે જે વખતે જે ઘટના દેખાય છે તે વખતે વચલી જગ્યા પણ સ્વપ્નની માફક જાગ્રતમાં કલ્પિત ઉત્પન્ન થાય છે. બીજા બનાવ સાથે અથવા બીજી ઘટના સાથે બીજી જાતની જગ્યા દેખાય છે. તેથી હું અને તું વચ્ચેની જગ્યા સાચી નથી છતાં અજ્ઞાન હોય ત્યાંસુધી વચલી જગા સાચી લાગે છે અને તેથી જ અહંતા અને મમતાને પોષણ મળે છે.

એક વખત માથેરાનમાં એક યુરોપિયન જંગલ ખાતાના ઓફીસર તરીકે રહેતો હતો. તેણે માથેરાનના જંગલમાં બે વાઘનો શિકાર કર્યો. પછી પોતાની બહાદુરીનું કાર્ય પોતાના મિત્રોને બતાવવા માટે તે વાઘના મડદાને બે કોથળામાં નાખીને માથેરાનની નાની ટ્રેનમાં બેસી નેરલ સ્ટેશને આવ્યો. ત્યાં પુનાથી મુંબઈ જતી ટ્રેનમાં તેનો સામાન ફેરવવાનો હતો. તેથી તેણે ત્યાંના સ્ટેશન માસ્તરને કહ્યું કે 'મારો લગેજ (વાઘના મડદાના કોથળા) બુક કરી આપો." નેરલના સ્ટેશન માસ્તરે કહ્યું કે હજુ પુનાથી ટ્રેન આવવાને વાર છે, જ્યારે વખત થશે ત્યારે લગેજ કરી આપશે. "પેલા યુરોપીઅને કહ્યું કે "હું માથેરાનનો ફોરેસ્ટ માસ્તર છું" એટલે તેના જવાબમાં સ્ટેશન માસ્તરે કહ્યું કે "હું પણ અહીંનો સ્ટેશન માસ્તર છું તેથી અહીં મારો હુકમ ચાલે છે.' આવો આકરો જવાબ મળવાથી તે યુરોપીઅન પોતાના ગુસ્સામાં એક બાજુ બેસી રહ્યો. જ્યારે ટ્રેનને આવવાને વખત થયો ત્યારે' સ્ટેશન માસ્તરે લગેજ કરાવીને કહ્યું કે "તે યુરોપીઅન પેસેન્જર (ફોરેસ્ટ ઓફીસર)ને તેનું નામ પૂછીને લગેજ કરી

આપો. તે કારકુને તેની પાસે જઈને નામ પૂછ્યું. અંગ્રેજી ભાષામાં વાત કરતાં "પ્લીઝ" શબ્દ વાપરવો જોઈએ એટલે 'મહેરબાની કરીને તમારું નામ કહો' પણ what is your name એટલું જ પૂછ્યું અને please શબ્દ વાપર્યો નહિ તેથી તે ફોરેસ્ટ ઓફીસરને ગુસ્સો ચઢ્યો અને તેને જવાબમાં એમ કહ્યું કે "સ્ટુપીડ" એટલે "મૂર્ખ" તે કારકુને આ જવાબ સાંભળી સ્ટેશન માસ્તરને વાત કરી. સ્ટેશન માસ્તરે કહ્યું કે તેનું નામ પૂછતાં જવાબમાં "સ્ટુપીડ" કહ્યું માટે "સ્ટુપીડ"ના નામ ઉપર બે કોથળા લગેજના કરીને બુક કરી આપો. એ પ્રમાણે કારકુને કર્યું અને લગેજ ટીકીટનો એક ભાગ તે ફોરેસ્ટ ઓફીસરને આપ્યો. પણ તેણે ગુસ્સામાં તે વાંચ્યું નહિ. ટ્રેન બોરીબંદર (મુંબઈ) સ્ટેશને પહોંચી અને ત્યાં જેનો જે લગેજ હોય તે તેને આપવા માટે ત્યાંનો લગેજ કારકુન આવ્યો તેણે લગેજ ટીકીટ વાંચી. પેલા ફોરેસ્ટ ઓફીસરે કહ્યું કે એ કોથળા મારા છે લગેજ કારકુને કહ્યું કે એ તો 'સ્ટુપીડ'ના નામ ઉપર આવેલા છે. તે વખતે તે ફોરેસ્ટ ઓફીસરે કહ્યું કે એ "સ્ટુપીડ" હું છું પછી તેને તેના કોથળા મળ્યા. ટુંકામાં જે માણસ બીજાને સ્ટુપીડ અથવા મૂર્ખ કહેવા નીકળ્યો તેને પોતાને સ્ટુપીડ થવું પડ્યું. આવી રીતે અહંકાર અથવા હિરણ્યકશિપુ ઘણી જગ્યાએ અનેક જાતના અનર્થ કરાવે છે. જેમ દેહનું અભિમાન રાખવું એ ખોટું છે તેમ કોમનું અભિમાન અને દેશનું અભિમાન પણ માણસના જીવનને કલુષિત કરી નાખે છે હિંદુ ધર્મમાં બધા પ્રકારનું અભિમાન દૂર કરવાનું કહેલ છે હાલના કાળમાં કોમનું અભિમાન અને દેશનું અભિમાન પણ વધતું જાય છે. મ. ગાંધીજી દેશનું અભિમાન જાળવવાની ખાતર હિંદુ અને મુસલમાન પરણે તો પણ અયોગ્ય માનતા નથી પણ તેમ કરવાથી સંસ્કારની રક્ષા થશે નહિ અને તેમની પ્રજાને મંદિરમાં જવું કે મસ્જીદમાં જવું તેની ખબર પડશે નહિ. સંસ્કાર સારા થાય તો બધા પ્રકારનાં અભિમાન નીકળી જાય. તેથી દેશની રક્ષા કરતાં પણ સંસ્કારની રક્ષા કરવાની વધારે જરૂર છે. તેને માટે બધા દેશોનું એક રાજ્ય બનાવવું જોઈએ, કેળવણીમાં ફેરફાર કરવો જોઈએ, વસ્તી વધવા ઉપર અંકુશ મૂકવો જોઈએ, કોઈ ભૂખે ન મરવું જોઈએ, જેમ બને તેમ સારા સંસ્કારવાળા માણસોને ઉત્તેજન આપવું જોઈએ અને તેમના દ્વારા પ્રજામાં સાચું જ્ઞાન ફેલાવવું જોઈએ. જેમ હિરણ્યકશિપુને બધે ઠેકાણે પોતાનું રાજ્ય ફેલાવવું હતું તેમ હાલ પણ અમેરીકાની ઇચ્છા પોતાની સત્તા ફેલાવવાની છે અને રૂશીઆની ઇચ્છા તેમની પોતાની સત્તા ફેલાવવાની છે. અમેરીકામાં હજુ વેપારી સરકાર છે અને રૂશીઆમાં મજુરીના સરકાર છે. મ. ગાંધીજી પણ માણસોને નીતિવાળા મજુર બનાવવા માગે છે. પણ પ્રહ્‌લાદના સંસ્કાર જુદા પ્રકારના હતા, પ્રહ્‌લાદને તો બધે ભગવાનનું દર્શન થતું હતું. તેનું કારણ એ હતું કે તેને ગર્ભમાં નારદજીએ જ્ઞાન આપ્યું હતું. તેથી સારી પ્રજા ભવિષ્યમાં બનાવવી હોય તો જે ભવિષ્યમાં માબાપ થવાના હોય તેમના વિવાહ સંસ્કારી કુટુંબોમાં થવા જોઈએ અને ગર્ભમાંથી બાળકના સંસ્કારની સંભાળ રાખવી જોઈએ.

સંસ્કારથી કાળ જીતાય છે, રાજદ્વારી રમતથી દેશ જીતાય છે. દેશ જીતવા કરતાં કાળ જીતવો એ માણસના જીવનમાં મુખ્ય કર્તવ્ય છે.

જ્યારે નરસિંહ ભગવાને થાંભલામાંથી પ્રગટ થઈને હિરણ્યકશિપુને માર્યો છે ત્યારે ત્યાં ઇંદ્ર, ઋષિઓ, પિતૃઓ, સિદ્ધો, વિદ્યાધર, નાગ, મનુ, પ્રજાપતિ, ગંધર્વ વગેરે આવ્યા છે અને નરસિંહ ભગવાનની સ્તુતિ કરતાં એ બધા કહે છે કે અમને એ દૈત્ય બહુ નડતો હતો, કોઈ કહે છે કે તે અમારી આજીવિકાને નષ્ટ કરતો હતો, કોઈ કહે કે તે અમારા યજ્ઞ બગાડતો હતો વગેરે વગેરે અહંકાર માણસના જીવનમાં કેટલો રંજાડ કરે છે તે વિગતવાર જાણવું હોય તો એ બધી સ્તુતિઓમાં આપેલું છે.

બધા દેશોનું એક રાજ્ય થાય તો બધા સુખી થાય તેવું છે પણ હાલ જ્યાં જ્યાં રાજ્યો જોવામાં આવે છે ત્યાં ત્યાં થોડા માણસોને બીજાના ભોગે સત્તા અને હક જોઈએ છે એવો સામાન્ય નિયમ થઈ ગયો છે. પણ આપણી કોંગ્રેસ ધારે તો ઉત્તમ નીતિ બતાવીને બીજાને નમુનારૂપ થઈ પડે અહંકાર અને અભિમાનમાંથી બચવું હોય તો પ્રજામાં સારા સંસ્કાર ઊંડે તેવી કેળવણી જોઈએ અને જેનામાં સારા સંસ્કાર હોય તેવા જ માણસોને શિક્ષકો તરીકે રાખવા જોઈએ. એક વિદ્વાન માણસ કહે છે કે—

Excessive privilege and power are standing temptations to pride, greed, vanity and

cruelty, oppression results in fear and envy; war breeds hatred, misery and despair All such negative emotions are fatal to the spiritual life. Only the pure in heart and poor in spirit can come to the unitive knowledge of God

એટલે વધારે પડતા હક અને વધારે પડતી સત્તાઓથી અભિમાન, લોભ, દંભ, હિંસા, બીક અને અદેખાઈ વગેરે ઉત્પન્ન થાય છે. આવા અભિમાન એ આધ્યાત્મિક જીવનમાં વિઘ્નરૂપ છે.

હાલના કાળમાં જે દુકાળો થાય છે તેનાં બે કારણ છે. ૧ અજ્ઞાન અને ૨ ગરીબાઈ. અજ્ઞાનને લઈને અહંકાર વધે છે તે દૂર કરવા માટે સાચી અને સારી કેળવણી જોઈએ અને તે કામ માટે સાધુ પુરુષોની મદદ લેવી જોઈએ. ગરીબાઈને લઈને પણ દુકાળ થાય છે. જે માણસને કામ મળતું નથી અથવા કામ કરતાં છતાંપણ જેમને પૂરું ખાવાનું મળતું નથી તેઓ દુકાળમાં તરત ભાગ લે છે. તેથી રાજ્યની પહેલી ફરજ એ છે કે જેઓ ભૂખે મરતા હોય તેમની તપાસ કરી તેમને ખાવાનું આપવું જોઈએ અને જેઓ કામ વગરના હોય તેમને કામ આપવું જોઈએ. તે ઉપરાંત વસ્તી વધવા ઉપર અંકુશ પણ મૂકવો જોઈએ કે જેથી આવક કરતાં ખર્ચ વધે નહિ. વસ્તીની બાબત રાજ્યના હાથની નથી પણ કામ કરનારને પૂરું ખાવાનું મળવું જોઈએ એટલી સગવડ તો રાજ્ય તરફથી થવી જ જોઈએ.

હવે એવો વખત આવેલ છે કે સારા સંસ્કારમાં હરિફાઈ થવી જોઈએ એટલે સિંધ, બંગાળ અને પંજાબનાં રાજ્યોએ પોતાની બધી પ્રજાને વધારે સુખી કરવી જોઈએ અને મુંબઈ મદ્રાસ વગેરે જે પ્રાંતો કોંગ્રેસના હાથમાં છે તેમણે પોતાની રૈયતને તે કરતાં વધારે સુખી બનાવવી જોઈએ. એવાં રાજ્ય તૈયાર થાય તો બધા પ્રાંતોમાં બધા સુખથી રહી શકે; પણ તે માટે જુદા પ્રકારની કેળવણી જોઈએ તે બાબત હવે પછીના અંકમાં મહાત્માનો અભ્યાસ કહેવામાં આવશે ત્યાં સમજાવવામાં આવશે.

સાચી કેળવણી બધા કાળે સરખી જ રહે છે; તે ઇતિહાસ પ્રમાણે ફરતી નથી, તેમાં 'સુધારો' થતો નથી. તે કેળવણી માણસને સંયમ અને આત્મજ્ઞાન તરફ વાળે છે અને અહંકારમાંથી છોડાવે છે.

ગયા ૨૦૦ વર્ષમાં માણસોને જે કેળવણી મળેલ છે તે માણસને એવું સમજાવે છે કે ખરો સુધારો ભવિષ્યમાં છે પણ એ સાચી વાત નથી. એ ભવિષ્યનું ભવિષ્ય બાકી રહી જાય છે અને એ સુધારાનો અંત દેખાતો નથી. ખરું જ્ઞાન માણસને બ્રહ્મરૂપ બનાવે છે અને તે બ્રહ્મમાં ભવિષ્ય નથી.

The direct awareness of the eternally complete consciousness which is the ground of the material word is a possibility occasionally actualised by some human beings at almost any stage of their own personal development from childhood to old age and at any period of the race's history.

જે જ્ઞાનને ઇતિહાસ ન હોય, જે જ્ઞાન પાસે ભૂગોળના વિભાગ ન હોય એવું અદ્વૈત જ્ઞાન એ જ ખરું જ્ઞાન છે ઇતિહાસ વગરનું એવું જ્ઞાન આપણી પૃથ્વી ઉપર માત્ર બુદ્ધ ધર્મમાં હિંદુ ધર્મમાં અને જૈન ધર્મમાં મળી શકે છે બીજા દેશો જે જ્ઞાન આપે છે તેનો અંત જણાતો નથી. જે જ્ઞાનથી સંસારનું સાચું સ્વરૂપ ન જણાય તે સાચું જ્ઞાન નથી.

## મીરા હરિ ચરનનકી દાસી

મીરા હરિચરનનકી દાસી,
દરશન દો ગિરિધારી;
મીરા હરિચરનનકી દાસી.
દાસપના કરતે જીવન બીતા,
દરશન કરનીદ પાવી. મીરા

ચરન પખાર સુધારસ પીકે,
જીવન દુઃખ બીસરાવી. મીરા.
જનમ જનમકી સેવા મેરી,
(અબ) સુધ લીજે અવિનાશી.
મીરા જનમ જનમકી દાસી.

" સ્વાતિ "



[ એકાંકી નાટિકા ]

લે : કવિચિત્રકાર : શ્રી "મસ્તમયૂર" નડિયાદ.

[ આ નાટિકાનું 'વસ્તુગ્રથન' શ્રીમદ્ભાગવતના નવમસ્કન્ધના અધ્યાય. ૧૫ માંથી કરવામાં આવ્યું છે. ]

## પાત્ર પરિચય

**મહર્ષિ જમદગ્નિ** એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રી કરનાર પ્રતાપી પરશુરામના પિતા.

**પરશુરામ :** પગલે ને ડગલે પિતૃ-આજ્ઞાનું પાલન કરનાર, દુષ્ટ ક્ષત્રિય રાજાઓના વધાર્થે થયેલો. સાક્ષાત્ ભગવાન નારાયણનો દિવ્ય અંશધારી અવતાર.

**સહસ્રાર્જુન :** 'હૈહય'ધિપતિ. તપ સિદ્ધિથી મદોન્મત્ત બનેલો માહિષ્મતીનો રાજા.

મહારાણી, અમાત્ય, સેનાપતિ, નાગરિકો, દેવર્ષિ નારદ, અનુચરો, નર્તકીઓ વગેરે.

—×—

## વસ્તુસૂચન :

શિકારે નીકળેલો માહિષ્મતીરાજ સહસ્રાર્જુન મહર્ષિ જમદગ્નિના આશ્રમે ચઢી આવે છે. મહર્ષિ 'કામધેનુ'ના પ્રતાપે સસૈન્ય સહસ્રાર્જુનનો આદર સત્કાર કરે છે. સહસ્રાર્જુન એ કામધેનુની માગણી કરે છે, ઋષિ ના પાડતાં બળજબરીથી 'કામધેનુ'ને હરણ કરી માહિષ્મતી નગરી તરફ ચાલતો થાય છે. પરંતુ થોડીવારમાં જ જમદગ્નિસુત પરશુરામનું આશ્રમમાં આવી પહોંચવું. પિતાની ખિન્નતા તથા 'કામધેનુહરણ'ની વાતો જાણતાં વેંત જ "સહસ્રાર્જુનનો વધ અને કામધેનુ"ની પુનઃ પ્રાપ્તિની પ્રતિજ્ઞા લઈ આશ્રમ છોડવો. માર્ગમાં દેવર્ષિ નારદનું મિલન અને અન્તે સહસ્રાર્જુનનો વધ.

---

## પ્રવેશ ૧ લો

સ્થળ : જમદગ્નિ ઋષિનો આશ્રમ

પાત્રો : જમદગ્નિ, સહસ્રાર્જુન, સેનાપતિ, અમાત્ય, શિષ્યો, નેપથ્યમાં કામધેનુ, પછીથી પરશુરામ.

[ શિષ્યગણ અપરાહ્નગીત ગાતાં ગાતાં પ્રવેશ કરે છે. ]

શિષ્યગણ

યમન - ત્રિતાલ

જય જય હરિ ઓમ્!
પ્રકાશિત રોમ રોમ! (૨)
ધર્મલીન તનમન, જપતપ મહાધન! (૨)
મન્ત્રમુખરિત વન (૨) તપસ્વી ધ્યાનનેમ!
...જય જય
વેદ શાસ્ત્ર દિવ્ય સ્રોત, હોમાગ્નિ અખંડ જ્યોત!
યોગમાં સૌ ઓતપ્રોત (૨) પુનિત આ વ્યોમ ભોમ!
...જય જય.

[નેપથ્યમાં કામધેનુના બરાડા]

૧ શિષ્ય : અરે, સાંભળો-સાંભળો! આ કોલાહલ ક્યાં સંભળાય છે!

૨ શિષ્ય : હા—(કાન દઈ) કોલાહલ નહીં પણ આ તો કામધેનુનો આર્તનાદ સંભળાય છે!

૩ શિષ્ય : અરે, ચાલો ચાલો આ તો કોઈક કામધેનુને બળજબરીથી તાણી લઈ જાય છે!

૪ શિષ્ય બરાબર છે, જૂઓ આ સ્હામે સહસ્રાર્જુન રાજાનો સેનાપતિ જણાય છે

[નેપથ્યમાં] 'અરે, કોઇ બચાવો!—આવો, આવો આ જૂલ્મીઓના પંજામાંથી બિચારી કામધેનુને છોડવો !'

૧ શિષ્ય અરે ભાઇઓ!—
ઉભા છો શું બની આકુળ? બચાવો કામધેનુને,
જૂઓ જાઇ, કે, ક્યો દુર્જન સતાવે કામધેનુને
અમે પાળી, અમે પોષી અમારી કામધેનુને,
સમર્પશુ પ્રાણ કરશું રક્ષવા મા-કામધેનુને.

ચાલો, સત્વર કરો'—

[ શિષ્યો કામધેનુને બચાવના એક દિશામાં પ્રયાણ કરે છે ત્યારે બાજી દિશામાંથી સહસ્રાર્જુન પોતાના અમાત્ય સાથે સંવાદ કરતો પ્રવેશ કરે છે ]

સહસ્રાર્જુન' અમાત્ય! સેનાપતિને ઘણુ વાર લાગી જણાય છે.

અમાત્ય' હા, રાજન, કામધેનુનો કબજો કરવો કૈં સ્હેલ વાત નથી.

સહસ્રાર્જુન અમાત્ય! દુનિયામાં એવું કોઇ મુશ્કેલ કામ નથી જે સહસ્રાર્જુનને મન સ્હેલ નથી.

અમાત્ય પણ મહારાજ—

સહસ્રાર્જુનઃ અમાત્ય' પણ શું?

અમાત્ય મહારાજ' આ ઠીક નથી થતું.

સહસ્રાર્જુન. અમાત્ય' જે થાય છે તે ઠીક જ થાય છે.

અમાત્ય. મહારાજની મતિ ભ્રમિત થાય છે.

સહસ્રાર્જુન: એટલે?

અમાત્ય. એટલે કે કામધેનુનું હરણ એ પાપ છે. અને કામધેનુ એ તો સાચે જ જમદગ્નિનો પ્રાણ છે કહો કે મહર્ષિના જ્ઞાન-તપની મહાસિદ્ધિનો પ્રચંડ પ્રતાપ છે.

સહસ્રાર્જુન. પ્રતાપ! મહર્ષિની તપ સિદ્ધિનો પ્રતાપ! અમાત્ય! એ પ્રતાપ જ અમારા હૃદયનો સંતાપ છે.

અમાત્ય' પણ મહારાજ!—

મનહર

માંગી સિદ્ધિ મળે નહિ; સિદ્ધિ મળે યોગબળે.
અવળે મારગ સિદ્ધિ વાવરો તો નાશ છે.
સુધારૂપે સિદ્ધિ કદિ, વિષનદી કદિ બને.
વિનાશ-વિકાસમાર્ગે બન્ને સિદ્ધિ પાસ છે.
અન્યના દમનકાજ રાજ-તાજ-સિદ્ધિ નથી.
સિદ્ધિ તો પરોપકારી-જીવનસુવાસ છે.
જૂલ્મગંજ જોઇ સિદ્ધિ દૂર ન્હાસે,
જીવનથી સમી લોકહિતૈષીની દાસ છે.

સહસ્રાર્જુન અમાત્ય!—
એવી હજારો સિદ્ધિ છે તપથી અમે પણ મેળવી;
જે સિદ્ધિમાં આ કામધેનુ શોભશે સિદ્ધિ નવી.
રાજહૃદયે આશ જાગી કદીય નિષ્ફળ જાય ના,
પોષ્યા વિના એ આશને આમ હૃદય સન્તોષાય ના.

[જમદગ્નિ પોકાર કરતા પ્રવેશ કરે છે.]

જમદગ્નિ : અરે, ઓ હૈહયકુલેશ સહસ્રાર્જુન'—મ્હારી ગરીબ બિચારી કામધેનુ પર ત્હારા સેનાપતિ અને ત્હારા સૈનિકો જૂલ્મ કરી રહેલા છે ત્હેને અટકાવ! હૈહયકુલના કીર્તિકમલને કલંકિત ના બનાવ! આવ, આવ ત્હારી પ્રતાપી સહસ્ર ભુજાઓથી મ્હારી પ્રિય કામધેનુને બચાવ :—

[ સહસ્રાર્જુન પ્રત્યુત્તર આપવાને બદલે અદબ વાળી અભિમાનપૂર્વક મન્દ હાસ્ય કરતો ઉભો રહે છે. સહસ્રાર્જુનની નિરુત્તરતા ઋષિને વધુ અકળાવે છે. ]

જમદગ્નિ : અમને હસે છે? (ક્રોધથી) પણ યાદ રાખ મદાન્ધ! અમારો પ્રતાપી પુત્ર પરશુ એક દિવસ ત્હારા મુખની એ પ્રસન્નતાને, આ ત્હારા નિર્લજ્જ હાસ્યને લૂટી લેશે'—અને આજે તું અમારા ઋષિમુનિઓના સત્કારનું સામર્થ્ય લૂંટી રહ્યો છે, મતિમન્દ બની અમે કરેલા સત્કારને પણ ભૂલી ગયો છે, શ્રી ગુરુદેવ દત્તની તપશ્ચર્યાના પ્રતાપે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓના ગર્વમાં તું ચકચૂર બની ગયો છે, પણ-(ભય ભાવે) ઓ મન્દભાગ્ય! અમારા તપોબળની સ્હામે થવામાં......

સહસ્રાર્જુન (અટ્ટહાસ્ય કરી) ભય છે એ સહસ્રાર્જુન

જાણે છે. જમદગ્નિનો ક્રોધ એ અગ્નિની જ્વાલા છે તે પણ સહસ્રાર્જુન જાણે છે. પણ, જમદગ્નિજી' આવાં કામધેનુ જેવાં રત્નો ઋષિ-આશ્રમમાં નથી શોભતાં!

જમદગ્નિ (સાશ્ચર્ય ચોંકી) હેં...! સુન્દર સત્કારની સામે આ કૃતઘ્નતા!

સહસ્રાર્જુન : મહર્ષિજી! કૃતઘ્નતા નહીં પણ કહો એ અમારી રાજનીતિજ્ઞતા, કર્મકુશલતા. આવાં આવાં રમ્ય અને મૂલ્યવાન રત્નો જ્યાં જ્યાં હોય ત્યાંથી પ્રાપ્ત કરી પોતાના રાજ્યભંડારને સમૃદ્ધ બનાવવો એ દરેક રાજવીનું કર્તવ્ય છે અને મહર્ષિજી—

ના મળે વસ્તુ અમોને, એવી ઇચ્છા થતી નથી,
ને જન્મી ઇચ્છા તો પછી નિષ્ફળ કદિ જાતી નથી.

જમદગ્નિ. ઓ, હૈહયવંશાવતંસક!–હૈહયકુલકલંક!
તું પણ જાણ કે...
સાધુસન્તો ઉપર ત્હારો યોગ્ય ના આ ત્રાસ છે.
તું રાજધર્મ ભૂલી રહ્યો, મતિભ્રમ તણો આ ભાસ છે.
રૂપો ફરે છે સિદ્ધિથી, અભિમાન ત્હારો ગ્રાસ છે,
પણ ના ભૂલીશ! તવ કંઠમાં યમપાશ. પાસ વિનાશ છે.

—હજુ પણ સમજ અને અમારી કામધેનુને છોડી દે! અમારા યોગબળે અમે ત્હારી સર્વ મન કામનાઓ પૂર્ણ કરવા તૈયાર છીએ અને આ કામધેનુથી ત્હારૂં શ્રેય થનાર નથી.

સહસ્રાર્જુન : મહાત્મન્! ભાવિ ગમે તે હો, પરન્તુ આજે અમને આ કામધેનુની પ્રાપ્તિ વિના પરિતૃપ્તિ થનાર નથી. મહર્ષિને વન્દન!—

[ સહસ્રાર્જુન તથા અમાત્યનું પ્રસ્થાન. ]

જમદગ્નિ : (સક્રોધ) નહીં વન્દન નહીં.! સ્હેં જ સ્વહસ્તે નોતર્યું છે ત્હારૂં નિકન્દન.

નેપથ્યમાં . અરે, આ કાલજ્વાલથી બચાવો, કોઇ કામધેનુને!

જમદગ્નિ : બચાવો! (વ્યગ્રચિત્તે) બચાવો કોઇ કામધેનુને! મ્હારી મનઃકામનાની એ મધુર ધેનુને!— (સક્રોધ) ક્યાં છે, ક્યાં છે મ્હારા સમગ્ર જીવનની સમૃદ્ધિનો પ્રતાપ! મ્હેરો પ્રિય પરશુ–પરશુરામ! વત્સ! ત્યાં હો ત્યાંથી સત્વર ચાલ્યો આવ, અને આ હૈહયકુલકલંકને ત્હારી પ્રતાપી પરશુનો પ્રભાવ બતાવ, એની ખોવાઇ ગયેલી શુધ-સાનને સત્વર ઠેકાણે લાવ, એ કર્મ-ધર્મ-ભ્રષ્ટને કર્મધર્મનો માર્ગ બતાવ પરશુ—એય પિતાના પ્રાણ' પરશુ—

[ પરશુરામ પ્રવેશ કરે છે ]

પરશુરામ · પિતાજી! આ આવ્યો પિતાની (ખિન્ન મુખમુદ્રા તરફ જોઈ) અરે આ શું? પિતાના મુખ પર ઉદાસીનતા?–આ દીનતા!

—પિતાજી! પિતાજી!—(સાષ્ટાંગ દંડવત્ નમન કરી ઊભા થઇ (સક્રોધ) ક્યા દુર્દમ નરાધમે આપની ભવ્ય મુખમુદ્રા પરથી—તપસ્વીની દિવ્ય લક્ષ્મી સમી પ્રસન્નતા લૂંટી લીધી, આ નરેશ્વરના વાડવાનલ સમી ક્રોધની ભયંકર જ્વાલાઓ પ્રસ્તારી છે?–પિતાજી! સત્વર કહો!—

જમદગ્નિ . બેટા, પરશુ!–શિકારે આવેલા હૈહયરાજ સહસ્રાર્જુનનો ભાવભીનો આદર સત્કાર કરવા જતાં–મ્હેં આપણી ઋષિકુલની કીર્તિ અને કામના સરખી પ્રિય કામધેનુને ગુમાવી છે. એ કૃતઘ્ની અભિમાનીને બહુ બહુ વિનવ્યો, પરન્તુ એની રાજહઠે મ્હારો એકે શબ્દ કાને ન ધર્યો અને હાય,–બિચારી કામધેનુને સૈનિકોની સહાયથી પોતાની નગરી માહિષ્મતી તરફ. જોરજુલમથી ખેંચી ગયો!–(વ્યગ્રચિત્તે) બેટા, પરશુ! કામધેનુને પાછી લાવ! એ મદોન્મત્ત મહીપાલને ત્હારી પરશુનો પ્રભાવ બતાવ!—

પરશુરામ : પિતાજી!—

મારીશ હું સહસ્રાર્જુન,
ઋષિ–કામધેનુ–ચોરને.
(પરશુ ઊંચી કરી)—
આ પરશુથી દંડીશ આવા દુષ્ટ રાજ નીરને.

—પિતાજી! હું જાઉં છું અને—લઉં છું પ્રતિજ્ઞા કે ફરીશ પાછો ન આશ્રમમાં લીધા વિના એ કામધેનુ હું તપોવનમાં.

જમદગ્નિ : વત્સ, ત્હારી પ્રતિજ્ઞા સફળ થાઓ!

[પરશુ ઉછાળતા પરશુરામનું જવું અને જતા વીરપુત્રને પિતાએ પ્રસન્નચિત્તે જોઈ રહેવું ]

[ પડદો પડે છે ]

## પ્રવેશ ૨ જો

સ્થળ: માહિષ્મતી તરફ જતો માર્ગ.
પાત્રો: બે નાગરિકો, નારદજી અને પરશુરામ.

૧ નાગરિક: અરે, ઓ કાકા!

૨ નાગરિક: બરાબર છે ભત્રીજા! શું હોય તે બોલીએ કાકા!

૧ નાગરિક: (સ્વગત) કાકો છે ખ્હેરો. હું. મ્હેં કહ્યું કાકા ત્યારે એમણે સાંભળ્યું ફાકા! (પ્રકટ) રાજા સહસ્રાર્જુનને બહુ જૂલમી થઈ ગયો છે.

૨ નાગરિક: બરાબર છે, રાજા બહુ ઈલ્મી થઈ ગયો છે.

૧ નાગરિક: (સ્વગત) મ્હેં કહ્યું જૂલમી ત્યારે ખ્હેરાએ સાંભળ્યું ઈલ્મી! (પ્રકટ) રાજાનો રંજરખાપો પૂરતો નથી.

૨ નાગરિક: બરાબર છે આવા ઉચ્ચા ઈલ્મી રાજાને માટે પ્રજાનો ગાલીજો મશાલો શાનો પૂરે! હા, પછી!

૧ નાગરિક: કામ! દુકાળના દિવસો દેખાય છે.

૨ નાગરિક. મ્હારા ઘરમાં પણ કાલના દિવસના જ દેખાય છે!

૧ નાગરિક: અરેરે, હવે તો આ ખ્હેરાકાકાથી થાક્યો! આખું વાતના રંગીલા રંગમાં ખ્હેરા ભંગ પાડે છે.

[નેપથ્યમાં નારદજીનું ભજન સંભળાય છે.]

૧ નાગરિક: હા!—અરે, આ ભજન કોણ ગાય છે?

૨ નાગરિક: શું છે?

૧ નાગરિક. કોઈ જોગટો ગાય છે.

૨ નાગરિક: ખરા...ખ્બર!—હાથમાં લોટો ને ચેકમાં કહાય છે.

૧ નાગરિક. (હાસ્યમાં) અરે, પાણીનો લોટો નહીં, જોગટો!

૨ નાગરિક: તે નવરો બગોટો શું કહે છે?

૧ નાગરિક: કહે છે, "હરિના નામ તણી જપ માળા!"

૨ નાગરિક: માહિષ્મતી જઈ આવ્યો લાગે છે—વેથા જ ગાય છે કે, અહીંયાં અન્ન નથી ભૂખ—હાળા!

૧ નાગરિક: ખ્હેરબાધિરી લેવાદ!—ભાલો મૂળા જોડે મોગરી અને ખાયડી જોડે થીરો—સામગરી બાંધી મારે છે!

નારદજી. આશાવરી: ત્રિતાલ:

હરિના નામ તણી જપમાળા!
મુરલીધરની ભજ મન માળા!
...હરિના

ગુણનિધિ! રાધાવર! નટનાગર!
કરુણાકુંજ! સકલ સુખસાગર!
કમલનયન! હૃદયે વનમાલા!
...હરિના

૧ નાગરિક: એ મહારાજ! આ શાની માળાને ભક્તિના ચાળા સૂઝે છે! આ અમારા પેટમાં તો અન્ન વિના ભૂખના ભડાકા ભળગે છે!

નારદજી: સહસ્રાર્જુનની પ્રજા જણાઓ છો!—ચાલો, હું તમારા રાજવી પાસે તમારી ભૂખની ફરિયાદ કરું!

૧ નાગરિક: મરી ગયા રે, બાપલિયા. કાકા! આ તો જોગટાના વેષમાં કોઈ ભયંકર ભૂત જણાય છે!

૨ નાગરિક: ભયંકર ભૂ...ત! (ભત્રીજાનો હાથ પોંચતા અરે, ભત્રીજા ભૂ..ત!—

૧ નાગરિક: હું જમદૂ...ત!

[બે નાગરિકો ભયથી ન્હાસી જાય છે. બીજી બાજુથી પરશુધારી પરશુરામ પ્રવેશ કરે છે.]

પરશુરામ: (સ્વગત) ક્યાં હશે એ પૂજ્ય પિતાને દુભાવનાર નરાધમ નરપતિ! આ પરશુની ધાર પર રમે છે એની દુર્ગતિ. એ છે માહિષ્મતીનો પતિ—તો હું છું આ પ્રતાપી પરશુનો અધિપતિ. એ છે હૈહયકુલનું છત્ર, તો હું છું પ્રતાપી ગાધિરાજનો પ્રતાપી દૌહિત્ર! મહર્ષિ જમદગ્નિ સાથે એ નરાધમે વક્ર વર્તન કર્યું છે—અને હાથે કરીને માથે કાલચક્રને નોતર્યું છે!

[પરશુરામ આમતેમ આંટા મારે છે, એટલામાં પુનઃ ભજન કરતા નારદજી પ્રવેશ કરે છે.]

નારદજી

હરિના નામ તણી જપ માળા !
મુરલીધરની ભજ મન માળા !
...હરિના

આ તન જોબન છે વન જેવું;
આંહીં નથી કંઇ લેવું-દેવું,
મનહર ભૂલ માયાના ચાળા !
...હરિના

પરશુરામઃ (વન્દન સહ) ઓહો, દેવર્ષિ !-અને રાક્ષસની નગરી માહિષ્મતી તરફ અવાયું !—

નારદજી. નહીં-ભગવન્ત ! અમોને સ્વર્ગમાં સન્દેશો મળ્યો કે જૂલમી અને બાહુબળના અભિમાનમાં હાટયા હાટયા ફરતા-રાજધર્મ અને ક્ષત્રિયકર્મ ભૂલેલા દુ:શાન જેવા ક્ષત્રીય નરપતિઓનું શાસન કરવા, દમન કરવા-ભગવાન નારાયણના અંશાવતાર પરશુરામનો જન્મ થઇ ગયો છે આ સેવક તો નારાયણના નરસ્વરૂપનું દિવ્ય દર્શન કરવા આવ્યો છે. (નારદજી તમ્બૂર બજાવે છે-ગુણાનુવાદ ગાય છે.)

નારદજીઃ કેદારઃ ચૌતાલ.

પરમ જ્યોતિ પ્રગટે શ્યામઃ વિશ્વમાં થયો વિરામ.
રક્ષવા સ્વભક્ત-ગ્રામ પરશુ ધારે પરશુરામ.
રમ્ય જટાજૂટ ધારી ! છવિ અગમ્ય ચિત્તહારી !
મહાદૈત્યના વિદારી ! નમન નમન પૂર્ણકામ !
પરમ જ્યોત...
શીતલ ધવલ પૂર્ણચન્દ્ર ! વદન હસત મન્દ મન્દ !
વારી જાઉં સુખકન્દ ! વરદ દર્શનાભિરામ !
પરમ જ્યોત

[ પરશુરામને નારદજી વંદન કરે છે. ]

પરશુરામઃ દેવર્ષિ ! આપના દર્શનથી પાવન થયો અમારો જન્મારો !

નારદજીઃ તો ભગવન્ત ! આપનું જન્મકાર્ય શરૂ કરો અમારાં આશીર્વચન સ્વીકારો !

પરશુરામ: દેવર્ષિ ! અમો નીકળ્યા છીએ પિતાજીની કામધેનુના ચોર-માહિષ્મતીના અધિપતિ સહસ્રાર્જુનને મારવા. અમે ક્યારના શોધી રહ્યા છીએ એ નરાધમને આ અમારી પરશુનો સ્વાદ ચખાડવા.

નારદજી અરે, ભગવન્ત ! અમો આ તરફથી જ આવીએ છીએ. અત્યારે એ પોતાના મનોહર ઉપવનમાં કામદેવ સરિખડો ક્રીડા કરે છે રંગમાં
ભાન ભૂલી સાન ભૂલી રમણીઓના સંગમાં.
, અને ભગવન્ત !—
આપ જાણો કે હૃદયમાં દાઝ પડશે કારમી,
વિહાર સૌ જશે શમી;-કાં તો ચરણ પડશે નમી.

પરશુરામ. તો દેવર્ષિના પુન પુનઃ આશીર્વચનની છે કામના.

નારદજી અમારા આશીર્વાદ છે. પરિપૂર્ણ હો ભગવન્તની મનોવાંછના !—સિધાવો, સિધાવો માહિષ્મતી પ્રતિ:
સિદ્ધ કરવા આપ. જીવનકર્મને ભગવન્ત !
આપના પક્ષે વિજયકીર્તિ ઊભી ભગવન્ત !
આપ પૂરણકામ ને નિષ્કામ છો ભગવન્ત !
અવનીનો ઉદ્ધાર કરવા કારણે ભગવન્ત !
પરશુરામ દેવર્ષિને વન્દન છે !
નારદજી સિધાવો તો કરવા દાનવોને ક્ષય.
જય-ભગવાન પરશુરામનો જય !

[ આગળ પરશુરામ અને પાછળ દેવર્ષિનું પ્રસ્થાન ]
[ પડદો ઉપડે છે. ]

## પ્રવેશ ૩ જો.

સ્થળઃ સહસ્રાર્જુનનું વિહારોપવન.

પાત્રોઃ સહસ્રાર્જુન, મહારાણી, પરશુરામ તથા નારદ.

[એક સુન્દર રત્નજડિત વિરામાસન પર સહસ્રાર્જુન પોતાની પ્રિય મહારાણી સાથે વિરાજમાન થયેલો જણાય છે. સામે એક શ્વેતપ્રસ્તરનિર્મિત બાજઠ પર સુરાપાત્રો પડેલાં છે અને સામે નર્તકીઓ એક ગીત ગાઈ રહી છે સહસ્રાર્જુન જરા જરા સુરાપાન કરતો નૃત્ય નિહાળે છે અને મહારાણી સાથે વાર્તાલાપ કરે છે. ]

સહસ્રાર્જુનઃ મહારાણી ! આ સંગીત અને સુરાની સુરખી એના સેવકને સ્વર્ગનું દર્શન કરાવે છે.

મહારાણીઃ મહારાજનું કહેવું યથાર્થ જ છે.

[ નર્તકીઓ ગીત શરૂ કરતા પહેલાં થોડોક સમય મૂક નૃત્ય કરે છે, પછી ગીત શરૂ કરે છે ]

નર્તકીઓ।

આવી કોયલ રમવા આજે,
રમ્ય વસન્ત વિહાર !
કરતી હૈયું ઘેલું ઘેલું,
મિષ્ટ કરી ટહુકાર'...આજે
આમ્રતરુ પર ઓ ભમનારી,
શ્યામલ પણ કોમલ મનહારી,
પંચમ સ્વર પર ઓ, રમનારી,
કવિજનને તુ પર અતિ પ્યાર !
તુ આવે ને લાવે બહાર !
રાજે રમ્ય વસન્ત વિહાર !
...આવી.

[ગીત પૂર્ણ થતાં નર્તકીઓ મૂક નૃત્ય કરે છે ]

મહારાણી: મહારાજ! મ્હારી ડાબી આંખ ફરકે છે, મ્હારું હૃદય શંકા કુશંકાઓ કરે છે, મ્હને આમ કેમ થતું હશે? નૃત્ય બંધ કરો! મ્હારો જીવ મુંઝાય છે!—

સહસ્રાર્જુન: ( આસન પરથી ઊભો થઈ ) નર્તકીઓ! તમારું નૃત્ય બંધ કરો, તમારા નૃત્યનૂપુરના ઝણકારથી મહારાણીનો જીવ ઊંડે ઊતરતો જાય છે. પરિચારિકાઓ જાઓ, જલદી મહારાણીને શયનભવનમાં સંભાળપૂર્વક લઈ જાવ!

[ અનુચરો વિરામાસન પર બેશુદ્ધ બનેલી મહારાણીને નેપથ્યમાં લઈ જાય છે. ]

સહસ્રાર્જુન અને નર્તકીઓ !

[પરશુરામ સક્રોધ ગર્જન-તર્જન કરતા પ્રવેશ કરે છે ]

પરશુરામ: ક્યાં છે, ક્યાં છે એ નૃપાધમ, અભિમાનની મૂર્તિ? ક્યાં છે એ—

અપમાન કરનારો, પિતા ને કામધેનુનો
ને, હરણ કરનારો અમારી કામધેનુનો.
ક્યાં છુપાયો શમીવૃક્ષને એ સળગાવનારો?
ક્યાં હતાશ એ, પિતાજીને દુભવનારો?

( સ્હામે નજર જતાં ) અરે આ રહ્યો એ વિલાસી, કામધેનુનો હરનાર ચોર, નઠોર નરપતિ! (સહસ્રાર્જુનનું ક્રોધથી ગળું પકડી ) અરે, ઓ નરાધમ! બતાવ, ક્યાં ત્હેં છુપાવી છે અમારી કામધેનુ?

સહસ્રાર્જુન: (વ્યંગ સહ) કોણ? જમદગ્નિસુત? પરશુરામ? પિતાની ચોરાયેલી કામધેનુ લેવા આવ્યો છે?

પરશુરામ: હું ત્હારા જેવા દુષ્ટ દુર્જનનો આ પરશુથી વધ કરવા આવ્યો છું.

સહસ્રાર્જુન: અમે પણ શોધી રહ્યા હતા કે ક્યાં છે પેલો પરશુધારી કિરાત?

પરશુરામ: હું કિરાત? આ ઊભો સ્હામે ત્હારો ઘાત! પરશુરામ કે જેની પરશુ છે અહર્નિશ મહાકાલના ભયંકર તાંડવનું ભીષણ ધામ.

સહસ્રાર્જુન: એવા ભીષણ ધામના ભડકા કરનારાઓ આ સહસ્રાર્જુનની પ્રતાપી સહસ્ર ભુજાઓમાં લે છે અન્તિમ વિશ્રામ આવ, પરશુધારી યુવાન! આગળ ધારો આવ, અને બતાવ ત્હારી પરશુનો પ્રતાપ!

પરશુરામ: પહેલાં પિતાની કામધેનુ બતાવ! પછી—ચખાડું સ્વાદ આ પરશુ તણો આજે તને રહેલો, બતાવું માર્ગ યમપુરી તણો સૌથી તને વ્હેલો!

સહસ્રાર્જુન: અભિમાની જુવાન! મ્હારા પ્રાણને લેતાં પ્હેલાં તું ત્હારા પ્રાણની રક્ષા કર, નહીંતર...

[ આમ બોલી સહસ્રાર્જુન ક્રોધમાં આવી જઈ પરશુરામ પર પોતાના મ્યાનમાંથી તલવાર કાઢીને મારવા એક જોરદાર ધસારો કરે છે. પરશુરામ સ્હામી પરશુ ઉંચકે છે અને ઉગ્ર વેગથી તલવારના ટૂકડા કરી દૂર ફેંકી દે છે ]

સહસ્રાર્જુન: ( ભયંકર ગર્જના કરી, ભ્રમ ભાવથી ) અરે—ક્યાં-ક્યાં ગયા અનુચરો? અરે, કોણ હશે અંદર!

[ બે ચાર અનુચરો ઉતાવળા દોડતા આવે છે. ]

૧ અનુચર: અન્નદાતા!

સહસ્રાર્જુન: ( ક્રોધથી ) નહીં.

૨ અનુચર: અન્નદાતાને ઘણી ખમ્મા ઘણી ખમ્મા!

સહસ્રાર્જુન: અમારી ગદા લાવો!

૧ અનુચર: આજ્ઞા. [ અનુચર ગદા લેવા જાય છે. બીજા અનુચરો દૂર ઊભા ઊભા ભયથી કંપે છે.]

સહસ્રાર્જુન: હજુ વિનતિ કરી કહીએ છીએ કે જુવાન! જ્યાંથી આવ્યો હો ત્યાં પાછો ચાલ્યો જા! સુવર્ણપાત્રમાં પ્રશાન્ત ભાવે પ્રસુપ્તિમાં પોઢેલા આ હાલાહલ કાળકૂટને ન હલાવ! પોતાની મસ્તીમાં પોઢેલા આ કાલભોરિંગને ન સતાવ!

[અનુચર ગદા લઈ પ્રવેશ કરી ગદા આપે છે]

પરશુરામ: બસ, એટલેથી જ ત્હારો વાણીવિલાસ અટકાવ અને ઝટ ત્હારી આ ગદા ઉઠાવ! ત્હારા યુદ્ધશિક્ષા-ગુરુએ શીખવેલા ત્હારા ગદાના દાવ રણરંગમાં લાવ!—નહીંતર—

ત્હારી બધી મનની મહેચ્છા, બાકી મનમાં રહી જશે!
ધારી ગદા કરમાં, છતાં ત્હારી ગદા તુજને હસે!

સહસ્રાર્જુન: નવજુવાન! ચમત્કાર વિના નમસ્કાર નહીં કરે!

પરશુરામ: (સહાસ્ય) અમે કહીએ છીએ બીજાં શસ્ત્રો મગાવ, એકલી ગદાથી ત્હારું કાર્ય નહીં સરે!

સહસ્રાર્જુન: લે, લે તો ધપકી, આ સહસ્રાર્જુનની ગદાનો ઘાવ!

[સહસ્રાર્જુન પરશુરામના મસ્તકને તાકીને મારવા ગદા ઉગામે છે. પરશુરામ પરશુથી સહસ્રાર્જુનનો ગદાવાળો હસ્ત કાપી નાખે છે. હાથ કપાતાં ચિત્કાર સહ સહસ્રાર્જુન આમતેમ ન્હાસભાગ કરે છે.]

સહસ્રાર્જુન: અરે, સેનાપતિ!—

પરશુરામ: (દોડતા સહસ્રાર્જુનની પૂંઠ પકડી) અરે, દુર્મતિ! આજે ત્હારા સહસ્ર હસ્તો સમા ત્હારા સૈનિકો કે ત્હારા સેનાપતિઓ પણ આ પરશુના પંઝામાંથી ત્હને બચાવી શકનાર નથી.

[પરશુરામ ન્હાસતા સહસ્રાર્જુનની પાછળ પડે છે.]

અનુચર: બાપ રે, બાપ રે! હજાર હાથવાળાની આજે આબરૂ ગઈ! લાવ, સેનાપતિને ખબર આપું (ખૂણામાં ભરાઈ કંપતા અનુચરો તરફ જોઈ) તમે બધા તો શકોરાની માફક ખૂણો સેવજો અને અન્નદાતાનું ખાધેલું લૂણ હરામ કરજો!

અનુચર: જ્યો જોયો હવે મ્હોટા ગરદની મા છે તે તું. ત્હારી ગેલ સ્વામીનું લૂણ હલાલ કર, અને મ્હોટા ઊંચા સરપાવ વર! લૂણ હલાલ કરતાં વખત છે ને તું મરી જાય તો ત્હારા મસાણ પર આ ખ દા માલમલિદા ન ઊડાવે તો મરદ નહીં!

[નેપથ્યમાં મરણોન્મુખ સહસ્રાર્જુનનો આર્તનાદ.]

નેપથ્યમાં: રામ પરશુરામ—બચાવો, રામ!

[અનુચરો આમ તેમ દોડાદોડ કરે છે એટલામાં નારદજી હરિગુણ ગાતા પ્રવેશ કરે છે.]

કેદાર: ચોતાલ:

નારદજી:

પરમ જ્યોત પ્રકટ શ્યામ, વિશ્વમાં થયો વિરામ,
રાખી પિતૃકુલની મામ, પરશુધારી પરશુરામ.

[ઉગ્ર મુખમુદ્રાવાળા લોહીવાળી પરશુ ધારેલ પરશુરામ પ્રવેશ કરે છે.]

પરશુરામ: કામધેનુના ચોરનો વધ કર્યો છે પિતા સામે લીધેલી પ્રતિજ્ઞાનું મ્હેં પાલન કર્યું છે. (નારદજીને જોતાં જ) કોણ?—દેવર્ષિને અમારાં વન્દન છે!

નારદજી: ભગવન્તને અમારાં આશીર્વચન છે, અને અમારી ભવિષ્યવાણી છે કે

અભિમાનમાં ફુલાઈને જે ક્ષત્રિયો ઊંચા ફરે!
પરશુરામની પરશુથી તે ક્ષત્રિયો નિશ્ચે મરે!
અને જગતના લોકો! જાણો કે,
પરશુરામની પરશુ સાગર-ક્ષિતિ ઉપર જ્યાં ઘૂમશે,
તજ પૃથ્વી આ એકવીશ વેળા ક્ષત્રી દૂરસ્થળી થશે!

કેદાર - ધીતાલ:

ધન્ય, ધન્ય પરશુરામ! ભાર્ગવકુલલલામ!
દીન માણ! મુક્તિધામ! ધન્ય અમર કીર્તિકામ!
—પરમજ્યોત

[ યવનિકા પતન ]

હરિ ૐ શાન્તિ! શાન્તિ! શાન્તિ!!





# શ્રેષ્ઠ ધન

લે. શ્રી 'પંકજ'

એક સંન્યાસી મહાન વિરક્ત દશામાં ફરતા હતા. યોગવાસિષ્ઠમાં કહેલી છઠ્ઠી–સાતમી ભૂમિકાએ તે પહોંચેલા હતા. એક દિવસ તેઓ પર્ણકુટીમાં બેઠા હતા તેવામાં નજીકના શહેરના રાજાનો સચિવ તેમની પર્ણકુટીમાં આવ્યો. સંન્યાસીના પાદારવિંદમાં મસ્તક નમાવીને બેઠો. થોડી વાતચિત બાદ તેણે પૂછ્યું "ભગવાન્! પેલા ધર્માનન્દ શેઠ પાસે કેટલું ધન છે તે આપ જાણો છો?"

"કેટલું છે?" સંન્યાસીએ પૂછ્યું.

"સોનાનાણું જ ફક્ત અબજ જેટલું નીકળશે, ચાંદીના નાણાની વાત જ શું કરવી ભગવન્! બીજા કેટલાયે મકાનો તેના કબજામાં છે. વાડી ખેતરનો તો પાર નથી."

"શેઠ પાસે અપાર દ્રવ્ય હશે તેની હું ના પાડતો નથી. પણ એ શ્રેષ્ઠ ધન નથી. એ ધન એવું છે કે જેને તસ્કરો ચોરી જાય તથા રાજા પોતાની સત્તાથી લઇ જઇ શકે. એ ધન એવું છે કે જેને જળ અને અગ્નિ નાશ કરી શકે છે. જે ધનથી આ જીવન દરમ્યાન કલહ અજંપો ઉત્પાત અને અનર્થ ઉદ્ભવે તેને શ્રેષ્ઠ ધન કેમ કહેવાય?"

"ભગવન્! ત્યારે શ્રેષ્ઠ ધન કોને કહેવું?"

ઉપરના પ્રશ્નના જવાબમાં વિરક્ત દશામાં ફરનાર સંન્યાસીએ નીચે પ્રમાણે ઉત્તર આપ્યો.—

"શ્રદ્ધા, શીલ, ભક્તિ, લજ્જા, ત્યાગ અને શ્રુત (વિદ્યા) આ દૈવીસૃષ્ટિના ધનની પ્રાપ્તિ દરેક નરનારી કરી શકે છે. આ પરમધનને તસ્કરો કે નરેશો, પોતાની બળજબરીથી લુંટી લઇ જઇ શકતા નથી આ ધનનો નાશ વિશ્વની કોઇ વિરાટ્ શક્તિ કરી શકતી નથી. આ પરમધનનો પરાભવ કરવાને કોઈ સમર્થ નથી આધિ–વ્યાધિ, કે ઉપાધિ આ વૈભવને સ્પર્શી શકતા . પામર અને તવંગર બન્ને આ ધન પામી શકે છે.

× × ×

એ પરમધનનું પ્રથમ પગથિયું શ્રદ્ધા છે. શ્રદ્ધા વિનાનું જીવન, જીવન કહેવાતું નથી. શ્રદ્ધા વિના તે શુષ્ક અને વેરાન દેખાય છે, શ્રદ્ધાથી પથ્થરના પુતળાને પરમાત્મા માની પૂજવામાં આવે છે અને તેમાંથી સાક્ષાત્કાર કરવામાં આવે છે. શ્રદ્ધા જીવનરૂપી નાવનું સુકાન છે. શ્રદ્ધાથીજ જીવનની અધિકતા પ્રાપ્ત કરવાને માનવ સમર્થ બને છે.

પરમધનનું બીજું અંગ શીલ છે. શીલ એટલે પવિત્રતા. જીવનના વિકાસને માટે જેટલી શ્રદ્ધાની જરૂર છે તેટલીજ શીલની આવશ્યકતા છે. શીલથી માનવની શક્તિ વધે છે. શીલ જ વ્યક્તિને પ્રોત્સાહક બને છે.

ત્રીજા અંગમાં ભક્તિનો સમાવેશ થાય છે. ભક્તિનું ભાથું આ લોક તથા પરલોકમાં સુખદાયી નીવડે છે ભક્તિ કરનાર માનવ કદી પણ અધોગતિને પામતો નથી ભક્તિના નવ પ્રકાર છે

પરમધનનું ચોથું પગથિયું લજ્જા છે, લજ્જા બે પ્રકારની છે લોકલજ્જા અને આત્મલજ્જા લોકલજ્જા માનનાર માનવી સમાજના ભયથી ઉઘાડે ચોક પાપકૃત્ય કરતાં અચકાય છે. જ્યારે આત્મલજ્જા માનનાર માનવ આત્માથી ડરે છે. સમસ્ત વિશ્વમાં પરમાત્માનો વાસ છે. એ જગન્નિયંતા બધું જુવે છે આવી ભાવનાવાળો આત્મલજ્જિત માનવ, લોકલજ્જિત કરતાં શ્રેષ્ઠ છે.

પાંચમું અંગ ત્યાગ છે, જ્યાં સુધી સ્વાર્થ છે ત્યાંસુધી વ્યક્તિને શુદ્ર સંકુચિત મનોદશામાં સબડે છે. ત્યાગ વગર ઉદાર થતો નથી. ગીતામાં કહ્યા પ્રમાણે ત્યાગાચ્છાન્તિરનન્તરમ્ ત્યાગથી જ પરમ શાંતિ મળે છે

છઠ્ઠું અંગ શ્રુત (વિદ્યા) છે વિદ્યા વગરનો માનવ માનવ નથી પણ પશુ સમાન છે

વિદ્યાવિહીન પશુ વિદ્યા એ તો આપણો અપૂર્વ વારસો છે વિદ્યા વિનાનો મનુષ્ય પશુ છે.

હે સચિવ! સોના ચાંદીનું નાણું એ સાચું ધન નથી. એ આત્મસંતોષનું કલ્પવૃક્ષ નથી પરમધન તો ઉપર વર્ણવેલા ષડ્ગુણોમાં છે એ ધનને મહીપતિ કે લુંટારા લુંટી શકતા નથી જળ અને અગ્નિ એ ધનનો નાશ કરવાને સમર્થ નથી. આ ધનથી જ માનવ ખરું સુખ મેળવવાને સમર્થ બને છે આ ષડ્ગુણોને કેળવીને મનુષ્ય ભવાટવી પાર કરવામાં સમર્થ બને છે. શ્રેષ્ઠ ધન આનું નામ."

સંપૂર્ણ.

આપણા પૂર્વજોએ ગાયને આપેલું મહત્ત્વ પશુપાલનની અને શરીરપોષણની દૃષ્ટિએ કેટલું સાર્થક છે?

# ગાયનો મહિમા

લેખક—શ્રી વૈકુંઠલાલ મણિલાલ મહેતા

## વ્રજના યાત્રાધામમાં અને અન્યત્ર ગાયોની ચાલતી કતલ અટકાવો

આપણા પૂર્વજોએ અતિ પ્રયાસો કરીને ગાય સરખા પરમ ઉપયુક્ત પ્રાણીનો આપણા ધર્મકર્મમાં સમ્બન્ધ જોડી આપીને તે પ્રાણી વિષે આપણા હૃદયમાં વિલક્ષણ પ્રેમ ઉત્પન્ન કરી આપેલ છે. આ પ્રાણીની અનેકવિધ ઉપયોગિતાને લીધે વ્યવહારિક દૃષ્ટિથી વિચાર કરીએ તો પણ એટલું દેખાય છે કે જાણે સર્વસુખદાયક સ્વર્ગીય અમૃત જ આપણા કલ્યાણ માટે ગાયના રૂપમાં ઉત્પન્ન કરેલું છે જેની અનેકવિધ ઉપયોગિતા વૈદકીય, ખેતી, શરીરરક્ષણ, ધર્માચાર, આરોગ્ય, વ્યાપાર ઇત્યાદિ અનેક પ્રકારે આપણને હિતકારક છે. એ ઉપરથી ગાયનું રક્ષણ એટલે ધર્મનું રક્ષણ જ માની લેવામાં આવ્યું હોય તો ખોટું નથી. વેદો ઉપનિષદો પુરાણો સ્મૃતિઓ મહાભારત વગેરે ગ્રન્થોમાં ગાયનું મહાત્મ્ય ગવાયું છે. એમાં ગાયની મહત્તા ઓછી નથી.

'અમમમ' ધરંતીનાં ઔષધીનાં વનેરને।
તામાં ઋષભપત્નીનાં પવિત્ર કાયશોધનમ્!
તન્મે રોગાન શોકાંશ્ચ, પાપં મેહર ગોમય!"

ગાયની ઉપયુક્તતા આટલી બધી હોવા છતાં તેના અમૃત સમાન દૂધ, દહીં, ઘી, છાશ, માખણ વગેરેનો આપણા દેશમાં અભાવ થતો ચાલ્યો છે, એટલે જે પાળી શકે તેમ હોય તેમણે ગાયને પાળવી તે તેની પવિત્ર ફરજ છે. પરન્તુ આજે તો —

'ધૃતં ન શ્રૂયતે કર્ણે, દધિ સ્વપ્ને ન દૃશ્યતે
દુગ્ધસ્ય તર્હિ કા વાર્તા, તક્રં શક્રસ્ય દુર્લભમ્"

આપણા આખા ખોરાકમાં ચોખ્ખું દૂધ, દહીં, ઘી, માખણ વગેરે પૌષ્ટિક ચીજો આપણને મળવી મુશ્કેલ છે. આપણી પવિત્ર ફરજ આપણે ભૂલી જતાં પશુધનનો નાશ થાય છે. "અહિંસા પરમોધર્મઃ" ગૌસેવા, ગૌરક્ષણ અને પશુધનની વૃદ્ધિથી આ દેશનો ઉદયકાળ આવશે. ગૌસેવા, ગૌરક્ષણ, ગૌનું પાલન એની વંશવૃદ્ધિ એ ઉન્નતિના શિખરે ચઢાવનાર પ્રથમ પગથિયું છે એટલા માટે જ ધર્મના રક્ષણ માટે લખ્યું છે કે

"ગાવો મે અગ્રત: સન્તુ,
ગાવો મે સન્તુ પૃષ્ઠત:।
ગાવો મે હૃદયે સન્તુ,
ગવાં મધ્યે વસામ્યહમ્॥"

ગાયના પ્રત્યેની ફરજ આદર્શ ભાવનામય છે. એ પવિત્ર ફરજ બજાવવાને માટે ગાયનું પાલન અને તેનું રક્ષણ થવું જોઈએ ઇ. સ. ૧૮૦૫માં લૉર્ડ લેકે ફરમાન કરેલું. ઘણાં વર્ષો થયાં આ ફરમાનને અભરાઈ પર ચઢાવવામાં આવેલ છે તે માટે યોગ્ય જાહેરાત થયો નથી.

**મથુરામાં ગોવધ કરનારને નસીયત કરવાનું લૉર્ડ લેકનું ફરમાન** (ફરમાન નં. ૧૭)

વ્રજની ભૂમિ એટલે મથુરા એ હિંદુઓની જાત્રાનું પવિત્ર ધામ છે. તેથી તે ભૂમિમાં ગાયને કોઈ પણ તરફથી કોઈ રીતની ઇજા કે હરકત થાય તે યોગ્ય કહેવાય નહિ, તેથી ફત્તેહજંગ સેનાધિપતિ જનરલ જીરાર્ડ લેક સાહેબ કે જેમના સ્વભાવમાં દયા અને કલ્યાણવૃત્તિ વાસો કરે છે અને જે ઇશ્વરના વિશ્વસનીય સેવક છે તેઓ એવો હુકમ કરે છે કે કસાઈનો ધંધો કરનાર યા કોઈપણ અન્ય માણસ પછી તે મથુરાનો વતની હોય કે સરકારી સિપાઈ હોય કે મથુરાની આસપાસ રહી શહેરમાં આવજા કરતો હોય તેણે ગાયનો વધ કરવો નહિ આ સબબથી એવું ફરમાન કાઢવામાં આવ્યું છે કે ઉપલી હદમાં

કોઈએ ગોવધ કરવો નહિ જો આ હુકમનો કોઇ અનાદર કરશે તો તેના પર કાયદેસર કામ ચલાવવામાં આવશે અને તેના તરફનું કોઈપણ જાતનું બહાનું સાંભળવામાં આવશે નહિ. લખ્યુ તારીખ ૩ જી જુલાઈ ૪ સ. ૧૮૦૫

(તા. ૬ ઇમ્પીરીયલ ફરમાનની ચોપડીમાંથી ફરમાન ન ૧૭)

**મથુરામાં ગાય રક્ષણનો કાયદો.**

વ્રજની ભૂમિ એટલે મથુરા હિન્દુઓનું જાણીતું પવિત્ર ધામ, ગોપાલની ભૂમિ જ્યાં ગાયોનું પાલન, દિનપ્રતિદિન વધુ ને વધુ થવું જોઇએ એના બદલે આજે તો ત્યાં કતલખાનાં ચાલુ છે, પશુધનનો ત્યાં નાશ થાય છે અને ગાયોની બેફામ કતલ કરવામાં આવે છે ને ખરૂ જોતાં ગાયોનો બિલકુલ વધ ન થવો જોઇએ તે ઇચ્છનીય છે. દેશહિતચિંતકો, સત્તાધીશો, તેમજ કાર્યકર્તા પ્રધાનોએ ચાલી રહેલા ગોવધને અટકાવવા કતલખાનામાંથી ગોવધ બંધ કરાવવા યોગ્ય પગલાં લેવાં જોઇએ.

છેવટે સર્વ કોઇને એટલી જ વિનતિ છે કે ગાય વિષે ધાર્મિક બુદ્ધિ કદાચ બાજુએ મૂકો તો માત્ર વ્યાવહારિક દ્રષ્ટિથી પણ ગાય પાસેથી અનેક પ્રકારે લાભ લઇ શકાય છે માટે આ પવિત્ર પ્રાણી તરફ લક્ષ આપવું એ પ્રત્યેક મનુષ્યની પ્રથમ ફરજ છે

## ઈશ નહિ ક્યાં ?



કોઈ મને બતલાવો
હો....કોઈ મને બતલાવો
હો, ઇશ નહિ ક્યાં ક્યાં ?
જલમાં, સ્થલમાં જડ–ચેતનમાં
વન ઉપવનમાં નિર્જન–જનમાં
હો કોઈ મને બતલાવો
હો ઇશ નહિ ક્યા ક્યાં ?



માતા કેરા સ્નેહ ઝુલનમાં
પ્રેમી કેરાં પ્રેમ મીલનમાં
બ્હેની – બાંધવના નયનોમા
ભક્તોની ભગવાન લગનમાં
હો ઇશ વસે ત્યાં ત્યાં.
હો કોઇ મને બતલાવો
હો ઇશ નહિ ક્યાં ક્યાં ?



કોકિલના કૂ કૂ કૂજનમા
ભ્રમરોના ગૂં–ગૂં ગૂજનમાં
મેઘ તણાં ઘેરાં ગર્જનમાં
મયૂર તણા ઘેલાં નર્તનમા
હો ઇશ વસે ત્યાં ત્યાં,
હો કોઈ મને બતલાવો
હો ઇશ નહિ ક્યાં ક્યાં ?
શ્રી "શૈલમ્"





# મંગલ પ્રભાતે


લખનાર: જહાંગીર અરદેશર ડાકટર,
એલ. ટી. એમ (ભરચ)




જૈન શાસન

મ્હારા વ્હાલા બીરાદર,

ત્હારો પ્રથમ પત્ર મલ્યો. વાંચી અત્યાનંદ અનુભવ્યો. તું તથા ઘરનાં બધાં ક્ષેમકુશળ છો એ ગુરુદેવના આશિષથી જ છે.

તે ત્હારા નાનકડા મંડળના કાર્યક્રમનો વિગતવાર હેવાલ હવેથી લખવાનો નિશ્ચય કર્યો છે. આથી ઘણા ફાયદા છે (૧) ત્હારા વિચાર હું સમજીશ અને મ્હારા પ્રત્યુત્તરથી મ્હારા વિચાર ત્હને સાંભળવા પડશે, ભલે ત્હને અથવા મ્હને ના પણ રુચે (૨) આ પત્રવ્યવહારથી યે, ત્હારા અને મ્હારા વચ્ચે સૂક્ષ્મ તાર જરૂર ઉત્પન્ન થવાનો (૩) આ પ્રકારની પ્રથાનો, બીજાં ભાઇબ્હેનો આરંભ કરે તો, આથેની કેટલીય સુંદર પ્રગતિ આપણે શીખી શકીએ અને આપણા સુંદર ગરબા, રામભજન અને બીજી ત્રીજી વસ્તુઓના લાભ, બીજા પ્રદેશને જરૂર મળે, છતા આ વિષય મ્હારો નથી; આપણે હાલમાં કાર્યકર્તા નથી, માટે આપણે આપણી નાની નાની મીઠી મીઠી વાતો જ કરીશું.

ત્હમારો યુવાન મંદિરે, બહુ સુંદર રીતે, પર્યુષણ પર્વ ઉજવ્યું અને મુંગા પ્રાણીઓને સાચી અંજલીઓ આપી એ મહાભાગ્યની જ વાતો લેખાય.

ત્હારી વાત સાચી છે કે, એવા તરહના એક મહાન સંતે, આ મુંગાં જીવો પછવાડે પોતાનું અમૂલ્ય જીવન વેરી નાખ્યું હતું અને આથી જ તેના પવિત્ર નામ ઉપર હિંસક અને આકાશી મુંગાં પ્રાણીઓએ માથાં અને પાંખો નમાવી પોતાનાં હૈયાંની મુંગી વેદના દર્શાવી હતી.

આ વર્ગને ય સૂક્ષ્મ બુદ્ધિવડે, મૃત્યુના દેવનાં ક્રૂર નોતરાંના સમાચાર સાંપડ્યા હશે, આથી પોતાના સાચા મરવાના હામને ખારાં અશ્રુની ઉની અંજલિ આપી હશે.

આ સંતની જીવનકથા પ્રગટ થઇ છે, પણ મ્હને એ વિષે, તપાસ કરવા છતાં, માહિતી મળતી નથી, પણ એટલું તો સાંભળેલું યાદ આવે છે કે, આ મહાત્માની કબર હજી યે છે અને આ પશુપ્રેમી મહાત્માના સ્મરણો ઉજવવાની મંગલ પ્રભાતે, વ્હાલસોયાં પશુ-પંખીઓના આપણા ઉપરના અનેકાનેક ઉપકાર હૈયે આણી, ભૂતકાળના ગંદા ડાઘથી મુક્ત બનવાનું એકે જીવાત્મા ન જ વિસરે. એમાં એનું, એના બાળગચ્ચાંનું અને હાલી-ચાલતી પૃથ્વી માતાનું ય કલ્યાણ જ છે.

જગતભરમાં ભ્રાતૃભાવનાના સિદ્ધાંતનો પ્રચાર કર-નાર થીયોસોફીકલ સોસાયટીએ આ પર્વ ઉજવવાનું નક્કી પણ કર્યું છે અને આપણે બધા ઉજવીએ તો કેવું સારું !

છતાં મ્હારા અને ત્હારા વચ્ચેની આ સાંકળ મ્હને તો બહુ જ જુદા પ્રદેશ ઉપર ઘસડી જાય છે, કારણ પશુઓના સંહારણથી ભાવના જાગે છે, કલમ રોકના અતૂટ મહાસાગરમાં ડુબકાં ખાય છે વારંવાર ચાલવા-નીય ના જ પાડે છે, પરાણે પરાણે ચલાવવી પડે છે.

હશે, ભૂલી જાને એ દુ:ખી કલ્પનાના પ્રદેશને; આજે તો આપણે આ વિષય જ ચર્ચા હૈયાના કોરી વીંછીયા દર્દને જ ગાજતું રાખીશું.

ગુપ્ત જ્ઞાનના વિદ્યાર્થીઓ કહે છે કે, આ દુ:ખી પૃથ્વી ઉપરથી, મુંગા પ્રાણીઓનો એ હૃદયભેદક અવાજ સૂક્ષ્મ ભુવનો ઉપર સતત ગુંજારવ રહ્યો છે—શા કારણે ?

મહાકવિ કલાપીની સાચી મહોબતનાં અતૂટ મીઠાં ઝરણાં ક્રૂર શિકારીની પાષાણતાને ય ઘડીભર ઓગાળી નાખે છે.

મુંબાઇની જીવદયા મંડળીઓની ખામીઓ હશે પણ ત્યાં પશુધન માટે બહુ જ પુણ્યશાળી કાર્ય થઈ રહ્યાં છે.

આરંભમાં આ મંડળીઓને પશ્ચિમના ખંડોના ઘા સહન કરવા પડ્યા હતા, કિંતુ આજે અમેરિકામાં તથા વિલાયતમાં જીવદયામંડળો છે, પુસ્તકાલયો છે, સુંદર વીથીઓ છે, જ્યાં ફક્ત વાંચવાથી અને જાણવાથી પ આ પ્રદેશને ના વાગે છે.

અર્વાચીન વિજ્ઞાનશાસ્ત્રીઓ અવનવા પ્રકારના કેકળ પ્રાણીઓ ઉપર કલ્પનામાં યે ન આવે એવા ક્રૂર અત્યાચારો કરે છે, તેની વિરુદ્ધ મહાત્મા સર્વોએ અનેકાનેકવાર, સૃષ્ટિના જડ કાનો કને ફરીયાદો નોંધાવી છે; અને—ગાંધીજી જે અહિંસાનો ગાન ધ્વનિ જ સાંભળી શક્યા છે, તે પરમ પવિત્ર અહિંસાના આપ્યા અલૌકિક મંત્રને જીવનમાં પચાવી, આ પૃથ્વીને પ્રેમ દીક્ષા આપનાર પ્રથમ આદીશ્વર ભગવાન પૂજ્યભાવે વંદવા યોગ્ય જ છે; કારણ જૈન ધર્મના મુખ્ય મૂળમાં અને ચોપાસ વિસ્તરેલા કબીરવડના ડાળે ડાળે, પાંદડે પાંદડે, ફૂલે ફૂલે અહિંસાના સૂક્ષ્મ તરંગો જ પ્રગટે છે.

આથી જ જૈન પ્રજા જીવદયાનાં નાનાં નાનાં સુંદર કાર્ય કરી રહી છે

અને હમારા બૌદ્ધ ભગવાનની મહાદયાની અતિ ઉચ્ચ ભૂમિકા ઉપર પ્રવેશ કરવાને યે પ્રતિભા અને યોગ્યતા નિષ્ફળ નીવડી છે.

મહાભિનિષ્ક્રમણ કરી, જગતના દુઃખનો ઉપાય યોજવા સંન્યાસી રૂપે નીકળી પડેલા આ પરમ પૂજ્ય મહાત્માએ જ્યારે એક નાનકડા બેટાને મોટા ટોળાંની પાછળ પાછળ ઘસડાતું તણાતું દીઠું, ત્યારે, પોતાના અતિ ઉચ્ચ કાર્ય પ્રદેશને ઘડીભર મેલ્યો અને નાનકડા બેઠાને, પોતાના પવિત્ર ખોળામાં ઊંચકી, બિંબિસાર મહારાજના દરબાર ભણી ચાલી નીકળ્યા

ત્યારપછી, લાયટ ઑફ એશિયાના કવિવર આર્નોલ્ડની કાવ્યપીંછી હળવા હૈયે, પૃથ્વીતટ ઉપરના દયાના બીજરૂપ મહાસાગરનું સુંદર વર્ણન કરી નાખે છે

મહારાજાધિરાજ અશોકના ઉત્તમોત્તમ ચારિત્ર્ય અને શિલાલેખના જડ ઓવારમાં, ઘોડાપુર ઊભરાતી દયાની સરિતા માટ, મારે પ્રશંસાના ફૂલો સારી પૃથ્વી જ્યાં ત્યાં વેરી રહી છે, છતાં આ દયાની નાની નાની નીક અને ખાઇઓ ખોદવાની આજના જ્ઞાની અંકાતા યુગને નવરાશ મળતી નથી.

પુરાણ, બાઇબલ અને કુરાને, પ્રતિજ્ઞાઓના પાલનહાર તરીકે, સ્પષ્ટ રીતિએ, મનુષ્યમાત્રની નીમણુંક કરી છે, તેનાં ઘણાં યે દૃષ્ટાંત અહીં લખી શકાય એમ છે, પણ મ્હારે તો ત્હારી નજર ઉઘાડવાની છે, માટે આ વિષયને અર્વાચીન દિશામાં કેળવીશ અને આપણી પાંજરાપોળ અને પશુદયા કેટલી પામળી અને આડંબરથી છવાએલી છે, તે બતાવી આપીશ

ભાર અને અન્ય પ્રાણીઓને ઘાસચારો નાખવામાં આપણે પુણ્ય ભાન હોઈ શકે છતાં જીવદયાના મણાયે સિદ્ધાંતોનો આપણી ઉઘાડી આંખો વડે, વારંવાર ભંગ કરીએ છીએ, તેનો એક વિચાર કદીએ આપણા જડ ભગજમાં ઉપસ્થિત થતો નથી. આ છતાં, સાચા વૈષ્ણવ જન ગણાવાનો ત્હારો અને મ્હારો પ્રથમ દાવો છે, આ આપણી અજ્ઞાનતા! આ આપણા ખોટા આડંબર!

સરકારી કાયદો છે કે, એક ઘોડાગાડીમાં ચાર કરતાં વધારે વ્યક્તિ બેસી શકે નહિ, પણ જ્યારે આપણે પાંચેકની સંખ્યામાં ઘોડાગાડીની શોધમાં નીકળી પડીએ છીએ ત્યારે જીવદયાનો મહાન સિદ્ધાંત આપણી આંખો કનેથી ઉપરના શુન્યતોમાં અદૃશ્ય થઇ જાય છે; આપણે ગાડીવાળાને પાંચને બેસાડવા આગ્રહી વિનંતિઓ કરીએ છીએ અને ઘણીવાર લાલચ પણ આપીએ છીએ.

ઘોડાને વેઠવો પડતો ભાર ક્યાં આપણે ખભે પડવાનો છે!—ભાઈ મ્હારા!

શિયાળાની હિમ સરખી રાત્રિએ, ઉનાળાના ઉના વાયુમાં, અને મુશળધાર વરસાદ નીચે, ઘોડાને કેટલી વિડંબના વેઠવી પડે છે, તેનો ખ્યાલ આપણને આવતો નથી જ.

આ પ્રકારનાં વિધવિધ કઠોર અને પાપી કૃત્યો આપણી આંખો સામે નિત્ય ભજવાય છે, ને પણ ઘોડાગાડીમાં બેસવાનો મોહ આપણા પાપી હૈયાને કેટ વળગેલો છે—શી આપણી હીનતા!

સંસારવ્યવહારમાં પીડાબાધી વિના નજ ચાલે, પણ ભાડું દેતી વેળા અને ગાડીનો ઉપયોગ કરતી વેળા આપણે દુ:ખી પ્રાણીઓ પ્રત્યે રહેમ જરૂર દર્શાવી શકીએ ખરા.

રૂપાળી લલનાઓનું દેહસૌન્દર્ય પીવામાં નઠોર બનેલી આપણી આંખોથી ઘોડા, બળદ, ગધેડાં અને કૂતરાનાં શરીર ઉપરના સડતા ઘા અને ચાંદાં કેટલીવાર દીઠાં ગયાં છે તેનું પૃથક્કરણ કરવા જેવું છે. સાચો આગાકાર કરવામાં આવે તો કદી પ્રાણીએ બેપી ચાર ઘતાગ્રેસી જડશે. મહોત્સવામાં નાના બાળકો, અનેક નાનામોટાં પશુઓને પત્થરો મારી ગમ્મત મેળવે છે. સળગતા ફટાકડા પૂછડીએ બાંધવામાં આવે છે. ઘર અને નિશાળ ઇચ્છે તો ઘડીના છઠ્ઠા ભાગમાં પ્રતિબંધ મેલી, આ ક્રૂર ગમ્મતો થંભાવી શકે છે.

મ્હારા શબ્દો, આ વિષયમાં, હળાહળ ઝેર કરતાંયે કડવા છે, માટે જરી, મ્હારા નાના ભાઇ, મને ક્ષમા કરજે.

આપને ગોળ, ઘી, સાકર ખુબ જ ભાવે છે ઘઉં અને બાજરીની અનેકાનેક વાનીઓનો ભોજનથાળ આપની જીભને ખુબ જ વશ્રોવી નાખે છે અને દરેક ધર્મસ્થાને, પવિત્ર શ્લોકનો ઉચ્ચાર કરી, પિતૃઓ તથા દેવતાઓને અન્નકૂટ અને નૈવેદ્ય અર્પણ કરવામાં આવે છે.

આ સુંદર પકવાનોને, દિવ્યજળ વડે ન ચોવવામાં આવે તો, લોહીની અખંડ ધારા કાળાભીઠ પત્થરનેય વશેરી નાખશે.

મ્હારા પ્રેમી બંધુ શું તનેય આ વાક્યમાં, નરી દંભતા જણાય છે? જુઠાણું માલમ પડે છે?

ના ના ના! જો ત્હને નગ્ન સત્ય જ સમજવાની ઇચ્છા હોય તો, ઉપરની મેડીએ કસ્તૂરીની સુગંધમાં મેલેલા પેલા ત્હારા રેશમી કોટને દરજી રહીને ઇતિહાસ પૂછી આવ. ઠોળ મજબુત કબાટમાં સંતાડેલાં 'પેમરનું' સૂક્ષ્મદષ્ટિએ અવલોકન કરી જા ને' હવે તો લોહીના ધાબાં નજરે ચડે છે?

આપણી સામે ભજવાતા નૃત્યના અનેક પડદાઓથી એક પડદો ચીરવાની પરવાનગી, હું શું સુજ્ઞ હૃદયે, આજનો દિવસ, ત્હને આપ, કારણ સત્યને જીવનના ખૂણામાં વાળવા ખૂબ જ મ્હોટુ બ્હેનોણુ કરવું પડે છે.

કપાસ અને રૂની ભારે વજનદાર ગાંસડીઓ ઉંચકી, માહ અને વૈશાખના મધ્યાહ્નને, મુગે મ્હોઢે ચાલી જતા ગરીબ અને જેણે મ્હારૂં અને ત્હરૂં કદી ભણાયું જ નથી એવા મુંગા બળદોના શરીર ભણી પળવાર જો ને.

વિજળીના નિર્જીવ પંખા વડે ઉભા થતા મધુરા પવનનાં નાનાનાનાં મોજાં દુઃખીઓની ઉની લાગને આપણી કનેથી, આપે આપે, રખડતી રઝળતી, મેલી આવે છે, માટે સાવધાન! બંધુ ચાલાકી ગુમાવીશ માં!

પશુઓની આંખોમાંથી ક્યારેક વહેતી અશ્રુધારાથી જરી લક્ષ્મીના હૈયાને ભીંજાવવા દે. આંતરરાષ્ટ્રીય સભાની ચોટી અને સુવાળી ખુરશી ઉપરથી, સમાનતા અને હક્કો મારેની ગર્જના કરનાર એકાદ વીરલાનો જાડો કાન ઝાલી, એ મુગા પ્રાણીઓની ચીરાએલી પીઠ ઉપર વેરાએલા લોહીના નાનામોટા આડાઅવળા લીસોટા અને તીક્ષ્ણ પરોણીના ઘા તપાસવા તેડી લાવ? હવે ત્હને રડવું કેમ આવે છે?

આજ પવિત્ર લોહી • રુધિર ત્હરા અને મ્હારા સંસારની અનેકાનેક હત્યારી અભિલાષાઓને અન્નદાન, વસ્ત્રદાન, જીવદાન, સ્ત્રીદાન, માનદાન અર્પી રહ્યું છે:

આપણી પાંચ-દશ-પંદર મજલાની પાકી આરસની શોભતી ઇમારતનું આ સાચું ચણતર હજી યે ન્હારા હૈયે વસ્યું કે કેમ તે વળતા પત્રમાં લખી જણાવજે:

આબુ અને સીમલાની ગુલાબી હવામાં મજેહથી આરામ ત્યમ દોડનાર અને પાંજરાપોળોનો વહીવટ કરનાર આપણા મુરબ્બી વડીલશ્રીઓ જેઓ વાડી-વાવ-કુવા બાંધી દાતાર તરીકે ગવાય છે તેઓ પ્રથમ આ મેડુ ચણતર કરે છે અને પછી આપણે, જુદાંજુદાં સ્વરૂપે વરઘોડામાં મહાલીયે છીએ અને સંસારયાત્રાપ કોઇ નવાબજાદાંબ અમારી ચાલના હજુરીયા પેઠે, રજુ હિંસા વડે પ્રશંસાની જાહેરાતો ચોઢવાનું સઘળું કાર્ય ઉપાડી લે છે.

આ કવી, આ પાપી, આ નઠોર નૃત્યના અનેકા-

નો પ્રવેશ ન હોત તો, હું આ કરુણ વાર્તા લખવાને બદલે જરૂર થઈ જાત.

ગોળ, ઘી, ઘાસલેટ તથા જીવન નિભાવવા અને વિલાસમાં મહાલવાની અનેકાનેક સામગ્રીના બોજા ઘસડતાં પશુઓની પણ આ જ કપરી દશા સમાજે રચી નાખી છે. મુકરર કરેલા દર આપવા માટેના મત્ર સમા કઠંગ જીવનમાં, આપણે દયાધર્મને, મંદિર અને મસજીદમાં ભૂલી આવ્યા છીએ પૈસા દઈ પૂરું તોલ લેવાના ક્રૂર નિયમને, આપણે સારા સદ્‌ગુણ તરીકે પાળીપોષી, જ્યાં જુઓ ત્યાં, શુષ્કતાનું સામ્રાજ્ય રચ્યું છે.

મનુષ્યમાં હિંમતા પ્રગટાવવા પ્રભુએ, લક્ષ્મીને સરજી છે એ ન્યાયને ઉખેડી, આપણે દાનવલીલા રમવા માંડી છે.

શું આ વર્ગને આરામની જરૂર નથી ? ગુમાસ્તા ધારા પશુઓ માટે ઘડનારી દેશનેતાઓને કદાચિત્ નવરાશ નહિં હશે ?

રહેવાને સારી કોડ અને સારા ખોરાકની આશા ચે આખા દિવસના અતિ સખ્ત પરિશ્રમ પછી, શું આ વર્ગે સેવવાની હોતી નથી!

અસત્યતાની ગંધ સુંઘનારે, દાતારના અલૌકિક નામની આરસપહાણની તખ્તી ચોંટી હોય, એવા પશુવર્ગ માટે બાંધવામાં આવેલા નાનામોટા હવાડાના પાણીને, પોતાના સ્વચ્છ ખોબામાં લઈને ચાખી જોવું ચોક્ખા હૈયાનિ સંપૂર્ણ ખાત્રી થશે કે, પશુવર્ગ માટે નથી મા અને બાપ નથી પાળક ના નથી વિશ્વનો વિશ્વંભર આજે તો નથી જ !

નાની અને મોટી અગવડો જે આપણને મહતમાં સાંપડતી હોય છે, તેનીજ આ વર્ગને ખેંચ જણાય છે, તે આપણી આંખોને કદી ખુંચતું જ નથી.

જ્યારે માનવહૈયાના સ્વાર્થનાં અનેકાનેક નાનામોટાં ગુંચળાં ને તપાસવા માંડીએ, ત્યારે, સાથા ભમરીયા અને અટપટા ઊંડા કૂવા, નદી-મહાસાગરના ઓળે જણાતા નથી, પણ આ સાક્ષાત્ ફૂટના માનવજંતુમાં સ્પષ્ટ રીતિએ નજરે ચઢે છે.

આપબંધી ચાર લગડતા અને ધમપીછાર કાળાં બજારે હાંકતા, મ્હારા બંધુના ધાનમાંથી, કાપડમાંથી, ઘાસતેલમાંથી, ઘીમાંથી સાચું વીર્ય પ્રભુ ખેંચી ન લે તો, શું કૂવો પૂરાવા જાય ?

આપણે પોતે વાવેલાં કડવા બીજ, કડવાં ફળ, કડવાં ઝાડથી, આપણને જ છાંપડો અથવા ત્રાસ ભોગવવો પડે છે.

દુખે પેટ અને કૂટે ભીંત, એ સિદ્ધાંત પ્રભુના દરબારે નથી ત્યાં ન્યાયપલ્લું સરખું હતું, છે અને રહેવાનું.

નાનાંનાનાં જીવડાં, પુશુ અને આપણા ચોટાના બાથી દુઃખ ખમતાં પશુઓની સંખ્યા ગામ અને શહેર ઠીક ઓછી નથી, છતાં ઢોર માટેનાં દવાખાનાં, કેટલાં અલ્પ છે.

આપણે સ્મરણમાં રાખવું પડશે કે, આ તની અતિ વિષમ પરિસ્થિતિ વેળા, ધર્મરાજાનો સંગાથી ફક્ત એક કૂતરો જ હતોઃ અને ધર્મરાજાએ, કૂતરાનો ત્યાગ કરી, સ્વર્ગમાં પ્રવેશ કરવા જવા ચોક્ખી ના પાડી હતી· સમાજના સોફ્રા ધુરંધરાઓએ, પ્રાણિવર્ગના મૂલ્ય આંકવામાં ભારે ભૂખીતા જ દર્શાવી છે

બંધુ ! ઉપરનાં ઉદાહરણ સમજવાથી, સચોટ જ્ઞાનનો તેજોમય પ્રકાશ જરૂર આપણને અજવાળશેઃ

માના ખોળામાંથી કમર ઉપરના કાંટેલા કફન સુધી, ભિક્ષા માગી પેટ ભરતી ક્ષુદ્ર ભિખારણની અતિ દુઃખમય જીવનલીલા જરીક વિચાર! મા પણ પોતાના સુંદર અને બેડોળ બાળકનો કદી ત્યાગ કરતી નથી ત્યારે પ્રાણીવર્ગના કુમળાં બાળકોનું વેચાણ કરતી વેળા આપણી છાતીએ કદી ઘા વાગે છે ?

એક બકરી ભણી જુઓ—

તેનાં બાળક ક્યાં હશે ? તેની મા ક્યાં હશે ? તેની જન્મભૂમિ કેટલાયે માઈલ આઘી પડી હશે ? એ જગતના વ્યાપારને આ નિયમના આધારે થભાવી દેવા ચાહતો નથી, પણ, આપણી પોતાની કલ્પના પણ કેટલી સ્વાર્થી છે, તેની સમજ આ માર્ગે આવી શકે એમ છે

હળીયાના રખડતાં કૂતરાં આપણા જીવદયાના સદ્‌ગુણ તળે ચંપાય, રસ્તાના નાનાં ભટકાં કેમે કરી

પામે છે, ત્યારે આપણે, પ્રભુની સુંદર ચટાઇ ઉપર મુલાયમ ચાદર બીછાવી, બેભાન અવસ્થામાં ઘેરતા હોઈએ છીએ ત્યારે આપણું તથા આપણા પાડોશીના ઘરનું અને મીલ્કતનું, ઘોર રાત્રિએ સાચું રક્ષણ કરી, આપણો રોટલો, આપણને જ વફાદારી બ્યાજ સાથે, પાછો આપે છે, મહાપ્રભુજીનો આવો અવળો ન્યાય છે!

સેવા ચાકરી માટે પ્રાણ પાથરનાર પ્રાણીઓની યશસ્વી ગાથા પ્રભુના દરબારે તો લખાતી હશે જ, કારણ મ્હને અને ત્હને, ઘણા કાર્યની ગરબડમાં લખવાની અને વાંચવાની જરીયે નવરાશ નથી સીનેમા જોવાને નવરાશ તો મળે છે ને! ઠીક ત્યારે 'અમારી ચાલશે.

અમરાઇદ મા—અહીં સામ્યવાદ ચર્ચવાનો નથી.

ત્હારી અને મ્હારી માછણ બહેનોના પરજીવનના ગુંગળાટનો એક પડછાયો ત્હારી આંખે ચઢ્યો છે!

ત્હને માછલી અને ઝમણા તો ખુબ જ ભાવે છે ખા, સ્વાદથી ખા, અને નવેગ્રનું પાન કરી લે, પણ આ વીસમી સદીના કલંકને ત્હારા પોતાના રૂધિરથી ધોયા વિના, ગુરૂદાર કદી ઉપડવાનાં નથી.

મુસલમાન બન્ધુઓ ઝનુની છે અને ક્રૂર છે, એમ તું શેની બૂમો પાડે છે!

આપણા કસાઇ બન્ધુઓ, કયા પેટને માટે, અઘોર પાપ કરી રહ્યા છે, તે જોવા અને પામવા ત્હારી, હેનાના ભારે દયાળુ કહેવાતી બહેનો અને સખીઓ સંગાથે, સવારના સાડા આઠથી નવના કલાકે, મચ્છી અને મટન મારકોટ ભણી જજે

અત્તરના સુવાસિત રૂમાલને ઘેર ભૂલી જજો, તો જ આખો પ્રતિહાસ સમજાશે.

મારકોટ જતાં જતાં ત્હને કંગાલ દુકાનો અને મીઠાં હોટેલો ખુબ જ લલચાવશે, પણ જરી આંખ્યોને, પેલા ચમડાના ઢોર ઘેડ બે હાથે ચોગ્ગી, મોટા મકાનને છાપરેથી અને કમાનોની કોતરોમાંથી, પંખીઓનાં વહાલાં ઇંડાં ચોરતા બચ્ચાંની અને તોફાની બાળકોને જરૂર પિછાની લેજે.

ઇડાંની ચરચરંગી વાનીઓ ત્હને ખુબ જ ભાવે છે ઇડાંમાં ખુબ જ શક્તિ છે, તો આટલું યે દેખેલું સાર

વળી, બંધુ, જો ત્હારા તરફથી રજામંદી મળે તો હું એક નવીન નુસખો તમારી બનાવવા મહું છું.

પક્ષીપ્રેમી આપણો કહે છે કે, અંગ્રેજો અને વિદેશીના આગમન પછી, હિન્દમાંના રંગબેરંગી પક્ષીઓની ઘણી જાતિઓ નાશ પામતી જાય છે

સાચા અહિંસા તોલનારને તુરત સમજાશે કે માનવમાત્રનો જ સંહાર કરનાર વાઘ વરુ સર્પ જેવાં પશુ પ્રાણી બહુ જ અલ્પ છે.

સાબરમતી આશ્રમનો માર્ગ ઝેરી પ્રાણીઓની વસ્તીથી આચ્છાદિત થએલો હતો, છતાં જીવહાનિ થઇ નથી, કારણ પશુમાત્રને દુઃખ આપવાનો સખ્ત પ્રતિબંધ હતો

આપણા દેવાલયોમાં, આ વર્ષે ભણી દયાના મહાસાગર વહી રહ્યા હોય, ત્યારે હિંસાનું ઝિમ્ભા શાસ્ત્ર, પ્રાણીવધ કદી અજમાવતો નથી આ એક અચળ સિદ્ધાંત છે અને અહીંની માત્રમાં પાર છ કાપરટ ભગવાનને ય પત્થરા મારવામાં આપણો અમલ છે.

હે પ્રભો! પક્ષીઓ, પ્રાણીઓ અને પશુઓના ગરમ લોહીથી હરીયાળા વગડાને કલંકિત કરનાર પાપી, રીલોધર ક્યારે મહાસાગરના તળીયે ડુબી જશે!

શિકારીઓ કયા ચોપડીએ સુખી થયા છે?

નાના સરખી આ જીંદગીમાં, કઇ અગાધ શક્તિનો તાગ પૂરવા, મનુષ્યોને, મગરમચ્છ માછલીઓના શિકાર કરવા દરિયા ઉલેચવા પડે છે! ચીકાગો અને વાંદરાના ગોઝારા કારખાનાંના ક્રૂર અત્યાચાર વડે, એક ઉમદા કાર્ય થયું છે ખરૂં! વાત નીકળી છે તો મ્હને લખી નાંખવા દે-ભાઇ!

વાંદરાના જેવા જબરજસ્ત કતલખાનામાં, પચીસ ત્રીસ એવી હારમાં સેંકડો પશુઓની ટુકડીઓ ગોઠવવામાં આવે છે—પહેલી હારની કુમળી ગરદન ઉપર, નાપાક લાંબી છુરી, ચગના ભાગ વડે પડે છે અને આંખ બંધ કરી ઉપાડવામાં આવે તે પહેલાં, બાચાર પ્રાણીઓના ગરમ લોહીથી ખરડાએલાં ડાઘાં આમત્રમ રજ્ઞી પડે છે

માંસ તો દુ હોંશે હોંશે જમે છે, પછી આવી વાતો સાંભળની વેળા શીદને કાને હાથ દે છે! સ્મરણમાં રાખી લે—

હાથ વડે કાન બહેરા બની જશે' કથ વિ । પણ કાનો બહેરા બની જશે, પણ ત્હારી અંદર વસી રહેલો એક અમર દીવડો કદીએ બુઝાવાનો નથી.

બૌદ્ધ ભગવાનને, રૂપાળી પત્ની, કોમળ બાળક, ઇંદ્રનો રાજમહેલ, વિશ્વની સાહી, કુબેરનો ભંડાર અને ભોગવિલાસ છોડીને, રાત્રિએ સંન્યાસી વેષે ગુપચુપ ન્હાસવું પડયું હતું તેનું શું કારણ છે-પુષ્પ છે

ત્હારી અને મ્હારી એ જ દશા આવવાની ભલે આજે આવે, ભલે કાલે આવે, ભલે ગમે ત્યારે આવે.

' પાણીની ભરતી કદી થભી નથીઃ સૂર્યનારાયણ કદી અસ્ત પામ્યા નથી: સત્યની નિષ્ફળતા ક્યાંએ નથી જ.

—પૂછ કમી સીકંદરને !

હીમની કબરમાં પોઢેલા કાઇસ્ટ ભગવાનને પૂછ! ત્હારા કોક વડીલને મસાણની ધોળી રાખોડીમાં પૂછી આવ અને પાછો ફરી એકવાર, કસાઇખાનાનાં દ્વાર કને આવ !

પહેલી ટુકડી તો યમરાજાને ત્યાં ચાલી નીકળી, પણ પણ પણ. સાંભળ ..

આ ત્રાસદાયક દશ્યને, બીજી ત્રીજી પાંચમી હરોળ ! મુગાં પ્રાણીઓ, પોતાની કરામણી આંખો વડે જુએ છે અને રડે છે અને વારવાર છરીનો ઘા પડે તે પહેલાં મૃત્યુને શરણ થઈ જાય છે.

માતાના સાચા ધાવણે ઉછરેલો છે કોઇ ભરવાડ આ નાનાં બાળકોને બચાવવા અને તારવા !

આ કતલખાના ઉપર ખંભાતી તાળાં ક્યારે ચડશે !

વીસમી સદીની ગગનચુમ્બી આંતરરાષ્ટ્રીય અદાલતો કનેથી, મુગાં પ્રાણીઓને ન્યાય મેળવવાનો કોઇ હક છે ખરો !

હું-હું એક જ પળ અહીં થભીશ અને પશુપે કાળના અનુભવે પાકા થયેલા વિચારને લખી દઇશ.

વિષયવાસનાના લંપટ દુર્ગંધને પોષવા જ ગૌર અને પશુઓનાં માંસ અને તેલોના વ્યાપાર થાય છે.

જરીક ઊંડો ઊતર ત્હારી પોતાની સંપૂર્ણ ખાત્રી થશે.

આ વસ્તુઓ, કદાચિત ત્હારા નાનકડા શહેરમાં જાહેરમાં વેચાતી ન પણ હોય, કિંવા હમારી બસ જેવી મુબા નગરીમાં તો, સુંદર વાસણો અને રૂપાળી શિશિઓમાં આ લોહી અને આ માંસ વેચાય છે અને સુવાળા નગરજનો હેસે હોંસે જમે છે.

હરિ, શક્તિ ધરી તો દયા કરવા કયો ધર્મ ના પાડે છે ! આ ડોળ, આ દંભ, આ આડંબર પોતાને અને જગતને છેતરવાને ઉપયોગી છે; પ્રાણિમાત્રના દેવતાઓને નહી !

એશિયા સર્વ ધર્મની ભૂમિ છે, પણ આ ખંડમાં અને બીજા બધા ખંડમાં, આપણે પશુ સાથ, પંખી સાથ, જંતુ સાથ ચલવેલા પાપી વર્તનનાં પશુએ પાનાં લખી શકાય એમ છે. પણ. વધારે ભરડી નાખી મ્હારે શો લાભ ખાટવો રહ્યો ! અને સેસ આગમ ભાગવતની કથા વાંચવા જેવું થાય તો !

ગમે તો આ પત્ર ત્હારાં નાનામોટાં ભાઇબહેનોને ખુશીથી વંચાવજે અને અણુએ અણુમાં વસી રહેલા એક જ અરારાયગને કહી દેજે કે, "શાસ્ત્રોમાં વર્ણવેલી ત્હારી નવધાભક્તિ, ત્હારી રીદ્ધિ સીદ્ધ, ત્હારો અખંડ શક્તિ ત્હારા ખુશામતીઆ ભગતોને જ દઈ દેજે. આ અજ્ઞાન પૃથ્વી ઉપરના સાચા દુખીઓના આવા કારમા દુઃખને દેખવા માટે મ્હને નાની કોમળ આંખો અને કુંવાળા હૈયની બક્ષીસ જરૂર દેજે. પ્રાણિમાત્ર ઉપર અનાદિ કાળથી ચાલતા અત્યાચારની ગુપ્ત ભેદી સાંકળ મ્હારા હેયાને સદા મુંઝવે એટલું જરૂર કરજે-મ્હારા બાપા !"

જ્યારે આવી પ્રાર્થના તું ત્હારા પોતાના પ્રભુને અર્પીશ, ત્યારે તુ કર્મની જગરજરત ભૂલભૂલામણીમાંથી, દિવ્ય પ્રકાશ જરૂર અનુભવીશ."

જિન શાસનના આ અતિ વિશાળ સામ્રાજ્યને ઉન્નતિના ઉત્કૃષ્ટ શિખરે ચઢાવવાના મહાપવિત્ર કાર્યમાં નાની કીડીઓમાંથી માંડી ગજરાજ જેવાં પ્રાણીઓ, મૌનવ્રતધારી, કેટલો સુંદર. કેટલો ભવ્ય ભાગ ભજવી રહે !, ત્હેની ત્હને સચોટ ખાત્રી થશે.

આવી પરિસ્થિતિમાં મનુષ્યમાત્રને બીજાની નિર્દોષ ગરદન પર છુરી ચલાવવાની પાપી સ્વતંત્રતા કોણે બક્ષીસ આપી હશે-વારુ !

ચાલ, બધાને સારા શુભ સલામ કહીશ કે !

ત્હને વારંવાર સ્મરણમાં લાવતો, હું છું.

ત્હારો એક બંધુ





શ્રી સત્પરમહંસ પ્રજ્ઞાનંદ સ્વામિ વિરચિત

# પ્રબોધશતક

અનુવાદક . 'શોલમ્'

शार्दूलविक्रीडीतं वृत्तम् ॥

यो विश्वोद्भवनाशहेतुरमलोऽनादिः पुराणोऽव्ययो
यश्चोमाधवपद्मजादितनुभिर्देवः स्फुरत्यस्फुरः ॥
सच्चिन्मोदवपुश्चभेदविकलो ध्येयः समाधिस्थितै–
स्तं वन्दे हृदि संस्थितं जडतनुमाभासयन्तं प्रभुम् ॥१॥

### શબ્દાર્થ

જે પરમાત્મા વિશ્વની ઉત્પત્તિ અને નાશનો હેતુ છે; જે અમળ, અનાદિ, પુરાતન અને નાશરહિત છે, જે મહાદેવ, વિષ્ણુ, બ્રહ્મા વગેરે નામથી નિરાકાર છે તા છતાં પ્રગટ થાય છે, જે સત્ આનંદરૂપ અને ભેદ રહિત છે, જેનું યોગીઓ સમાધિમાં ધ્યાન ધરે છે. જે હૃદયમાં વાસ કરીને જડ શરીરને પ્રકાશમાન કરે છે, તેને હું વંદન કરૂં છું.

### અર્થવિસ્તાર

ૐ તત્સત્ ! શરૂ કરેલા ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ માટે તથા સમાપ્તિકામો મંગલમાચરેત્ એ શ્રુતિ પ્રમાણે અને શિષ્ટ વહેવારપ્રમાણે "મૂળસિંચન ન્યાય"થી હું મંગલાચરણ કરૂં છું. જેવી રીતે વૃક્ષના મૂળમાં જળસિંચન કરવાથી આપોઆપ પત્ર, શાખા વગેરેને જળ મળી જાય છે, કારણ કે મૂળની સાથે એ બધાનો સંબંધ છે, તેવી રીતે પરમાત્માને નમસ્કાર કરવાથી સર્વ દેવતા ઋષિ, આચાર્યો વગેરેને નમસ્કાર થઈ જાય છે કારણ કે સર્વમાં પરમાત્મા વ્યાપક છે.

જે પરમાત્મા જગતની ઉત્પત્તિ અને પ્રલયનો હેતુ છે:

અહીં ઉત્પત્તિ અને પ્રલયની વચ્ચે જે પાલન કર્મ છે તેનો પણ સમાવેશ થઇ જાય છે. અર્થાત્ જે પરમાત્મા વિના જગતની ઉત્પત્તિ વગેરે હોઈ શકે નહિ.

શંકા—કર્મથી જ જગતની ઉત્પત્તિ થાય છે. અપ્રત્યક્ષ પરમાત્માની કલ્પના કરવાનું શું પ્રયોજન છે?

સમાધાન—કર્મ જડ વસ્તુ હોવાથી જગતનું કારણ કર્મ હોઈ શકે નહિ કારણ કે જગતમાં જે જે ક્રિયા જોવામાં આવે છે તે તે ક્રિયાનો કર્તા ચેતન પુરુષ દેખાય છે—જડ નહિ. કાષ્ઠાદિક પુતળીઓ નૃત્ય વગેરે ક્રિયા કરે છે તે પણ ચેતન પુરુષનો આશ્રય લઇને જ કરી શકે છે. ઉપરની શંકા શ્રુતિથી પણ વિરુદ્ધ કરે છે

बहुस्यां प्रजायेय । भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः । यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत ओदनं मृत्युर्यस्योपसेचनम् ।

અર્થાત્ પરમાત્માએ સૃષ્ટિના આદિ કાળમાં વિચાર કર્યો છે કે હું પ્રજારૂપમાં એકમાંથી અનેક થાઉં. જેના ભયથી અગ્નિ અને સૂર્ય તપે છે, જેના ભયથી ઇન્દ્ર વરસાદ વરસાવે છે, જેના ભયથી પાંચમું મૃત્યુ મર્યાદાથી સર્વભૂતોને મારે છે, જેના ભયથી સમુદ્ર મર્યાદાથી સ્થિર રહે છે. જો કોઇનો ભય ન હોય તો સર્વ જગતનો એક દિવસ પ્રલય થઈ જાય, તથા પ્રલયકાળ વિષે પરમાત્માને બ્રાહ્મણ અને ક્ષત્રિય બન્ને તાંદુલ સમાન થાય અને મૃત્યુ જે કાળ છે તે ઘૃતશાક વગેરે સમાન થઇ જાય.

શ્રુતિઓમાં ચેતન પરમાત્માને જ જગતની ઉત્પત્તિ, પાલન અને પ્રલયનું કારણ કહેવામાં આવ્યું છે. તેથી કર્માદિક જગતનું કારણ નથી તે સાબીત થાય છે પ્રધાન, કાલ, સ્વભાવ, કર્માદિકને જગતના મુખ્ય કારણ હોવાના કથનનું પૂર્વાચાર્યોએ અનેક પ્રકારથી ખંડન કર્યું છે.

જે પરમાત્મા "અમલ" એટલે કર્તાપણાના અભિમાનરૂપ મળથી રહિત છે.

આથી ઉત્પત્તિ, પાલન, પ્રલય, દંડ, અનુગ્રહ વગેરે જે પુણ્ય-પાપ છે તેથી પણ સ્વત નિર્લેપ છે

શંકા—આ વાત પણ દેખીતી રીતે વિરુદ્ધ છે. કારણ કે જગતમા જે જે ક્રિયાનો કર્તા હોય છે, તે તે ક્રિયાના સુખદુઃખાદિક ફળથી લિપ્ત થાય છે, તો ઈશ્વરને જગતનો કર્તા માનીએ તો વિષમતાનો દોષ આવશે, કારણ કે કોઈનો દંડ કરવો, કોઈના પર અનુગ્રહ કરવો, કોઈને ધનિક બનાવવો, કોઈને દરિદ્ર રાખવો ઇત્યાદિ કાર્યો વિષમતા વિના કેવી રીતે સંભવે!

સમાધાન—કાર્યનો કર્તા કર્તૃત્વપણાના અભિમાન અને કર્મના ફળની ઈચ્છા કરીને કાર્ય કરે છે તો જ તેને કર્મ લિપ્ત કરી શકે છે. ઈશ્વરમાં આ બન્ને દોષ નથી તેથી તેને ઉત્પત્તિ આદિ કર્મો લેપી શકતા નથી આ કથન શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં પણ કહ્યુ છે

न च मा तानि कर्माणि निबध्नन्ति धनंजय ।

उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥

અર્થાત્ હે અર્જુન ! મને ઉત્પત્તિ આદિ કર્મ લેપાયમાન કરી શકતાં નથી, કારણ કે હું કર્મજન્ય ફળની સ્પૃહાથી તથા કર્તૃત્વપણાના અભિમાનથી રહિત છું.

શ્રુતિમાં પણ કહ્યું છે

असगो न हि सज्जते ।

તે પરમાત્મા અસંગ છે, કોઈ કાર્યથી લેપાતા નથી. યોગશાસ્ત્રમાં પણ પતંજલિએ કહ્યુ છે કે

क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ।

અવિદ્યા વગેરે જે પાંચ ક્લેશ છે તથા શુભાશુભ જે કર્મ છે તથા તે કર્મોના સુખદુઃખાદિક જે ફળ છે તથા તે સુખદુઃખોના જે સંસ્કાર છે તે સર્વથી ઈશ્વર નિર્લેપ છે

વળી ઈશ્વર જે દંડ, અનુગ્રહ વગેરે કરે છે તે જીવોના કર્માનુસાર કરે છે જેવું જેવું કર્મ તેવુ તેને ફળ આપે છે, જેવી રીતે સૂર્યનો પ્રકાશ દરેક સ્થળે સરખી રીતે પડે છે પરંતુ શિલામાં મલિનતાના દોષથી પ્રતિબિંબ પડતુ નથી, પણ દર્પણમાં સ્વચ્છતાના ગુણથી પ્રતિબિંબ પડે છે, તેવી રીતે ઈશ્વર પણ સર્વમાં સમાનતાથી વાસ કરે છે પરંતુ જે લોકોમાં પાપરૂપી મલિનતા હોય છે તેના ઉપર ઈશ્વરનો અનુગ્રહ થતો નથી અને જે લોકોમાં પુણ્યરૂપ સ્વચ્છતા હોય છે તેના પર તેનો અનુગ્રહ થાય છે જીવ ઈશ્વરનું પ્રતિબિંબ છે તેથી જીવ ઈશ્વરરૂપ બિંબ વિષે જેવું જેવુ કર્મ સ્થાપિત કરે છે તેવું તેવુ પ્રતિબિંબ જીવ વિષે આવે-જાય છે આ વાત ભાગવતમાં પ્રહ્લાદે પણ કહી છે

नैवात्मनः प्रभुरयं निजलाभपूर्ण-

मानंजनादविदुषः करुणो वृणीते ॥

यो यो जनो भगवते विदधीतमानं

तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्रीः ॥

અર્થ—સર્વદા ઈશ્વર પોતાના સ્વરૂપનો લાભ કરીને પૂર્ણકામ છે તેને એ વાંછા નથી કે જીવ મને શુભ અથવા અશુભ કર્મ સમર્પણ કરે કારણ કે જીવ જે જે શુભ અથવા અશુભ કર્મ ઈશ્વરરૂપ બિંબ વિષે અર્પણ કરે છે તે સર્વ જીવરૂપ પ્રતિબિંબ વિષે આવે જાય છે. જેવી રીતે પુરુષ પોતાના બિંબરૂપ મુખ વિષે જે શુભ અથવા અશુભ, બિંદુ વગેરે ચિહ્ન કરે છે તે તે દર્પણ વિષે સ્થિત મુખ ઉપર પ્રતિબિંબિત થાય છે, આમાં બિંબરૂપ મુખની કોઈ વિષમતા નથી. તેવી રીતે જીવનાં જે શુભ-અશુભ કર્મ હોય છે તે સર્વ જડ હોય છે અને ઈશ્વરરૂપ બિંબના આશ્રયે રહે છે. તે સર્વકાળમાં સુખ-દુઃખ ફળરૂપે જીવરૂપ પ્રતિબિંબમાં આવે જાય છે. તેથી ઈશ્વર વિષે વિષમતા આદિ દોષ આવે છે તેમ કહી શકાય નહિ.

ગીતામાં ભગવાને પણ કહ્યુ છે કે

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः।

અર્થ—હે અર્જુન, હું સર્વ વિષે સમાન છું, મને કોઈ દ્વેષ્ય તથા પ્રિય નથી.

તથા વ્યાસજીએ પણ શારીરક સૂત્રોમાં કહ્યું છે:

वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात् तथा हि दर्शयति ।

અર્થ- ઈશ્વર વિષે વિષમતા અને નિર્દયતા વગેરે દોષ નથી, કારણ કે ઈશ્વર જીવોનાં કર્માનુસાર શુભ-અશુભ ફળ આપે છે.

જે પરમાત્મા અનાદિ અને પુરાતન છે

જો પરમાત્માનું કોઇ અન્ય કારણ માનીએ તો તેનું પણ કોઇ બીજું કારણ માનવું જોઈએ. આથી ક્યાંય વ્યવસ્થા ન હોવાથી અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે. તેથી પરમાત્મા અનાદિ અને પુરાતન છે. કારણ કે તે અવ્યય એટલે નાશથી રહિત અવિનાશી છે

આ વાત શ્રુતિમાં પણ કહી છે.

अविनाशी वा अरेऽयमात्मा ।

અર્થ–આ આત્મા અવિનાશી છે

જે પરમાત્મા મહાદેવ, વિષ્ણુ, આદિ શબ્દથી ગણેશ, દુર્ગા, સૂર્ય, રામ, કૃષ્ણ વગેરે શરીરો ધારણ કરે છે.

અર્થાત્ પરમાત્મા જ બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ વગેરે સ્વરૂપો ધારણ કરે છે આ વાત શ્રુતિમાં પણ કહી છે

स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् ।

અર્થ—તે પરમાત્મા જ બ્રહ્મા, શિવ તથા ઇન્દ્રરૂપ છે તથા અક્ષર છે અને પરમ સ્વરાટ્ છે. તથા ગીતામાં પણ કૃષ્ણ ભગવાને કહ્યું છે કે—

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ॥

तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥

અર્થ—હે અર્જુન, જે જે બ્રહ્માદિક પદાર્થ વિભૂતિ વાળા છે, તથા કુબેર વગેરે શ્રીમાન છે, તથા વાયુ વગેરે બળવાન છે તે બધા મારા પ્રકાશ સ્વરૂપથી ઉત્પન્ન થયેલા જાણ

તથા જે પરમાત્મા 'અસ્ફુર' એટલે તે તે ઉપાધિ રહિત એક ચિદ્દઘન સ્વરૂપ સ્ફુરણથી રહિત-નિરાકાર છે.

આ વાત શ્રુતિમાં પણ કહેલી છે

तदेजति तन्नैजति । निर्गुणं निष्क्रियं शान्तम् ॥

અર્થ—તે પરમાત્મા ઉપાધિયુક્ત થયા. "एजति" એટલે નાના પ્રકારની ચેષ્ટા કરે છે, અને ઉપાધિથી રહિત થયા. "नैजति" એટલે કાંઇ પણ ક્રિયા કરતા નથી તથા નિર્ગુણ નિષ્ક્રિય અને શાન્તરૂપ છે.

ગીતામાં પણ ભગવાને કહ્યું છે કે

तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥

અર્થ—હે અર્જુન! તું સર્વ જગતનો કર્તા તથા અકર્તા મને જાણ કારણ કે હું અવ્યય એટલે નિર્વિકાર છું. તથા જે પરમાત્મા સત્ ચિત્ અને આનંદસ્વરૂપ છે

આ સત્ય આકાશ વગેરેના શબ્દાદિ ગુણોની પેઠે પરમાત્માનો ગુણ નથી, કિન્તુ પરમાત્માનું સ્વરૂપભૂત છે આ વાત શ્રુતિમાં પણ કહી છે—

सत्यं ज्ञानमनंतं ब्रह्म । आनन्दो ब्रह्म ।

અર્થ–પરમાત્મા સત્યરૂપ તથા ચિદ્રૂપ તથા આનંદ સ્વરૂપ છે.

વળી વ્યાસજીએ પણ શારીરક સૂત્રોમાં કહ્યું છે

सत्यादयः प्रधानस्य ।

અર્થ–સત્ય જ્ઞાન આનંદાદિ જે ગુણ છે તે બ્રહ્મના સ્વરૂપભૂત છે, તે બ્રહ્મને ઓળખાવે છે

જે પરમાત્મા ભેદથી રહિત છે

ભેદના ત્રણ પ્રકાર છે (૧) સજાતીય ભેદ (૨) વિજાતીભેદ (૩) સ્વગત ભેદ.

એક વૃક્ષ ને બીજા વૃક્ષમાં જે ભેદ છે તે સજાતીય ભેદ, અને વૃક્ષનો શિલા વિગેરેથી જે ભેદ છે તે વિજાતીય ભેદ કહેવાય છે અને જે પત્ર શાખા વગેરેમાં ભેદ છે તે સ્વગત ભેદ કહેવાય છે. આ ત્રણે પ્રકારના ભેદ બ્રહ્મમાં નથી, કારણ કે કોઈ બીજું બ્રહ્મ હોય તો સજાતીય ભેદ હોઇ શકે, પણ બીજા કોઈ બ્રહ્મનું પ્રમાણ નથી એટલે બ્રહ્મ સજાતીય ભેદથી રહિત છે. વળી સત્યરૂપ બ્રહ્મનું કોઇ વિજાતીય હોય તો તે અસત્ય હોય તેથી અસત્યથી પણ બ્રહ્મનો ભેદ સંભવતો નથી, કારણ કે જે પોતે જ મિથ્યા હોય તો ભેદનો પ્રતિયોગી કેવી રીતે થાય ? આથી બ્રહ્મ વિજાતીય ભેદથી પણ રહિત છે તથા સર્વવ્યાપક અખંડ જે બ્રહ્મ છે, તેને હસ્ત પાદાદિક અવયવો પણ નથી, જેથી બ્રહ્મમાં સ્વગતભેદ જેવું કાંઇ રહેતું નથી. જો અનીર્વચનીય નામરૂપથી બ્રહ્મનો ભેદ માનીએ તો પણ કલ્પિત ભેદ જ માનવો પડશે. એટલે વાસ્તવમાં બ્રહ્મમાં કોઇ પણ પ્રકારનો ભેદ સંભવતો નથી

શ્રુતિથી પણ એ વાત સાબીત થાય છે:—

# કોણ શ્રેષ્ઠ ? ::

અનુ—શ્રી "આર્યપુત્ર"

એક દિવસ લક્ષ્મીજી અને સરસ્વતીજી આપસમાં ચર્ચા કરતાં બેઠાં હતા, ત્યાં વાતવાતમાં વિવાદ થયો.

સરસ્વતી બોલ્યાં "જગતમાં હું મોટી છું કારણ કે મારાથી વિભૂષિત બનેલા મનુષ્યો સર્વત્ર સન્માન પામે છે, અને તેઓ સર્વ પુરુષાર્થના ઉપાયોને પણ જાણે છે કહ્યું છે કે **स्वदेशे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते ।** અર્થાત્ રાજા માત્ર પોતાના દેશમાં પૂજાય છે, પણ વિદ્વાન તો સર્વત્ર પૂજાય છે વળી હે લક્ષ્મી ! તું કે જે નાણારૂપે રહેલી છે, તેના મસ્તક પર પણ હું રહેલી હોઉં. એટલે કે વિદ્યારૂપી હું ત્યાં હોઉં તો જ લેવડ-દેવડ વગેરે વ્યાપારમાં તારો વ્યવહાર શક્ય બને છે એ વગર કોઈ તને ગ્રહણ કરતું નથી માટે હું જ મોટી છું"

ત્યારે લક્ષ્મીજી બોલ્યાં "હે સરસ્વતી ! તેં જે આ કહ્યું, તે તો માત્ર કહેવારૂપે જ છે, તારાથી કોઈની સિદ્ધિ થતી નથી કારણ કે તારાથી વિભૂષિત બનેલા પુરુષો, ખાલી મને મેળવવા માટે સેંકડો અને હજારો દેશોમાં પરિભ્રમણ કરે છે, અને મારા સેવક પુરુષોની પાસે દાસની જેમ આવી ઊભા રહે છે કહ્યું છે કે

> वृद्धा वृद्धा ये च बहुश्रुता ।
> सर्वे धनवृद्धाना, द्वारे तिष्ठन्ति किंकरा ॥

અર્થાત્ 'જેઓ વૃદ્ધ છે, તપસ્યાવડે વૃદ્ધ છે અને બહુશ્રુત તરીકે વૃદ્ધ છે, તે સર્વે ધનથી વૃદ્ધિ ...ના દરવાજે ચાકરની જેમ રહે છે

વળી, એઓ ધનિકો પાસે તેની ખુશામત કરનારાં અનેક વચનો બોલે છે, ન હોય એવા ગુણો અને ઉપમાથી એમની પ્રશંસા કરવા લાગે છે. છંદો, પ્રશસ્તિઓ વગેરે કૃતિઓ રચીને એમાં તેમના ગુણોને વર્ણવે છે. પોતાની વિદ્વત્તાથી એમને પ્રસન્ન બનાવે છે ઇત્યાદિ કાર્યોથી તે તારા સેવકો મારા કૃપાપાત્રો પાસે યાચના કરતા ઊભા રહે છે એથી જો એ લક્ષ્મીવાન પ્રસન્ન થાય છે તો તો વિદ્વાન પોતાના મનમાં આનંદ પામે છે, પણ જો તેની પ્રસન્નતા ન થઈ તો કૃપા મેળવવામાં એ પોતાને મંદભાગ્ય માને છે અને ફરીને તે વિદ્વાન તેની ભિન્ન ભિન્ન પ્રકારે સ્તુતિ કરી તેને રિઝવવા પ્રયત્નો કરે છે, માટે હે સરસ્વતિ ! તારાથી વિભૂષિત થયેલા પુરુષો વાસ્તવમાં મારા કૃપાપાત્રો પાસે તો સેવક જેવા જ છે. મને પામેલા પુરુષોના દોષો ગુણરૂપ જ ગણાય છે માટે જગતમાં હું જ મોટી છું.

વળી, હે સરસ્વતિ ! ફક્ત વિરાગીઓ અને સિદ્ધ તપસ્વીઓ સિવાય અન્ય જે કોઈ મારું સેવન કરે છે, તેઓ સર્વે મને પામવાને જ કરે છે એક હું જ એમનું સાધ્ય હોઉં છું. એટલું જ નહીં આ જગતમાં બાળક માત્ર પણ મને પામવાથી હર્ષોન્મત્ત બને છે જો કે ઘણાએ માબાપ કે ગુરુની ધાકથી ઉત્સાહ વગર તારું સેવન કરે છે, પણ એ પ્રીતિપૂર્વક તો નહીં જ. એ સિવાય બીજા કેટલાક વૃદ્ધ પુરુષો પણ કયારેક તને અનુસરે છે, તે પણ તેઓ લજ્જાથી કે ઉદરપોષણના ભયથી અથવા તો દ્રવ્ય સંપાદન કરવા તેમ કરે છે.

જ્યારે હું સર્વ કાળે સંસારી જીવોને બધી પરિસ્થિતિમાં પ્રસન્ન ગમી શકું છું નાના બાળકો પણ મારું નાણાંકિત સ્વરૂપ જોઈને તરત જ ઉલ્લાસ પામે છે, હસે છે અને મને ગ્રહણ કરવાને એકદમ હાથ લંબાવે છે. તો પછી જેઓ મોટી વયના હોય છે તેઓ મને જોઈને ઉલ્લાસ પામે એમાં આશ્ચર્ય પણ શું છે ! જે વ્યક્તિ એક વાર માત્ર મારું સ્વરૂપ જુએ છે કે મને મેળવવાને તે પોતાનું સારુંય જીવન ઘસી નાખે છે. પણ તને મેળવનારો—પારંગત થયા પછી—તો બે–ત્રણ અઠવાડીઆમાં તને વિસરી જાય છે અને મારું દાસત્વ સ્વીકારવા નીકળી પડે છે માટે હે સરસ્વતિ ! મારી પાસે તારું માન કેટલું !

—પણ મારી વાતમાં તને વિશ્વાસ ન આવતો હોય તો ચાલ, આપણે આ નજીકમાં શ્રીનિવાસ નામે નગર છે, ત્યાં જઈએ અને આપણા બેમાં મોટું કોણ છે એની ખાત્રી કરીએ !"

સરસ્વતીજી બોલ્યાં "વારુ ચાલો !"

બન્ને દેવીઓ તે નગરની સમીપમાં ઉદ્યાનમાં આવી પહોંચ્યાં.

લક્ષ્મીજી બોલ્યાં હે સરસ્વતી ! તું કહે છે કે હું જ જગતમાં મોટી છું તો તું જ પ્રથમ આ નગરમાં જા અને તારી શક્તિથી નગરના સઘળા લોકોને તું વશ કરજે. પછીથી હું આવીશ અને તારે આધીન થયેલા લોકો મને ભજે છે કે નહીં તે તું જોજે ! આપણા બેમાં મોટું કોણ એની તરત ત્યારે ખાત્રી થશે. (ચાલુ)



# શીખવા લાયક

અનુવાદક—શ્રી અમૃતલાલ નરસીદાસ ગાંધી

## કેદી છોકરાની દયા

એક જુવાન છોકરાને કોઈ અપરાધ બદલ કેદની સજા થઈ. એક વખત લાગ જોઈને તે જેલમાંથી નાસી છૂટયો. ફકડીને ભૂખ લાગી હતી. તેથી પાસેના ગામમાં એક ઝૂંપડીમાં જઈને કંઈક ખાવાનું માગ્યું. તે ઝૂંપડીમાં એક ગરીબ ખેડૂતનું કુટુંબ રહેતું. ખેડૂતે કહ્યું, ભાઈ! હમારી પાસે કંઈ પણ નથી કે અમે તને આપીએ. આ સાલ અમે કર પણ ચૂકવી શક્યા નથી, તેથી માલુમ થાય છે કે બે કે ચાર દિવસમાં આ થોડી જમીન અને ઝૂંપડી પણ નાશ પામશે. પછી શું થશે તે ભગવાન જાણે. ખેડૂતની આ વાત સાંભળીને છોકરો પોતાની ભૂખને ભૂલી ગયો, અને તેનું હૃદય દયાથી ભરાઈ ગયું. તેણે કહ્યું દેખો, હું હમણા જેલમાંથી નાસીને આવ્યો છું, તમે મને પકડીને પોલીસને હવાલે કરી દો, તો તમને પચાસ રૂપિયા ઇનામના મળશે બતાવો કે તમારે કરના કેટલા રૂપિયા આપવાના છે? ખેડૂતે કહ્યું, ભાઈ! ચાલીસ રૂપિયા છે, પરંતુ મારાથી તમને કેવી રીતે પકડાવાય? છોકરાએ કહ્યું, બસ ચાલીસ રૂપિયા છે? ત્યારે તો કામ થઈ ગયું, જલદી કરો.

ખેડૂતે ઘણી ના કહી, પરંતુ જુવાન છોકરાની હઠથી ખેડૂતને તેની વાત માનવી પડી. હવે ખેડૂત છોકરાના બન્ને હાથપર દોરડું બાંધીને પોલીસને સોંપી આવ્યો. તેને ઈનામના પચાસ રૂપિયા મળી ગયા. હવે છોકરાપર જેલમાંથી નાસી જવા બદલ કેસ ચાલ્યો. સાક્ષી માટે ખેડૂતને બોલાવવામાં આવ્યો. ન્યાયાધીશે પૂછ્યું; કેદીને તમે કેવી રીતે પકડયો? તેના જવાબમાં ખેડૂતે બનેલી બીના કહી સંભળાવી. તે સાંભળીને બધાને આશ્ચર્ય થયું. ન્યાયાધીશ છોકરાની દયાળુતા પર પ્રસન્ન થયો. પછી પહેલાંના અપરાધની તપાસ કરી તો ખબર પડી કે બહુ નજીવા અપરાધ બદલ તેને સજા થઈ હતી. ન્યાયાધીશની પ્રસન્નતા પર સરકારે છોકરાને છૂટો કર્યો અને તેની કીર્તિ પ્રસરી.

## વિશ્વાસનું ફળ.—

એક ભક્ત હતો. તે એટલો બધો સારો અને સીધો હતો કે કપટ કેમ કરવું તે પણ તેને આવડતું ન હતું. તે ખરા મનથી ચાહતો હતો કે મને જલદી ભગવાનનાં દર્શન થાય. દર્શન માટે તે દિવસ રાત આતુર રહેતો અને જે કોઈ મળે તેને ઉપાય પૂછતો. આ વાતની એક ઠગને ખબર પડી. તે સાધુનો વેષ લઈને આવ્યો. પછી ભક્તને કહ્યું, 'હું તમને આજે ભગવાનનાં દર્શન કરાવીશ, તું તારો બધો સામાન વેચીને જંગલમાં ચાલ. ભક્ત નિષ્કપટ અને સાદા હૃદયનો હતો, અને દર્શનના માટે વ્યાકુલ હતો. તેને બહુ આનંદ થયો અને તે સમયે જે પૈસા મળ્યા તેના ઉપર પોતાનો બધો સામાન વેચી દીધો અને ઠગની સાથે રૂપિયા લઈને ચાલી નીકળ્યો. રસ્તામાં એક કૂવો આવ્યો. ઠગે કહ્યું, 'બસ, આ કૂવામાં ભગવાનનાં દર્શન થશે. તમે આ માયારૂપી પુંજીને નીચે મૂકો અને કૂવામાં જુઓ. સરળ વિશ્વાસી ભક્તે તેમ કર્યું. તે જ્યારે કૂવામાં જોવા લાગ્યો ત્યારે ઠગે ધક્કો માર્યો, જેથી તે તરત જ કૂવામાં પડયો. ભગવાનની કૃપાથી તેને બીલકુલ ઇજા થઇ નહિ, અને ત્યાં સાક્ષાત્ ભગવાનનાં દર્શન થયાં.

પછી એવું બન્યુ કે ઠગ રૂપિયા લઈને નાસી ગયો. ભગવાને સીપાઇનો વેષ ધારણ કરીને તેને પકડી પાડયો. પછી તેને કૂવા પર લાવ્યા અને ભક્તને કૂવામાંથી કાઢવાનું કહ્યું આ વખતે ભક્ત ભગવાનના ધ્યાનમાં મસ્ત હતો. તેણે કહ્યું. 'તમે મને આ વખતે સતાવશો નહિ.' એ ઠગ હોય કે ગમે તે પણ મારો તો ગુરુ છે. ખરેખર તેણે મારી માયારૂપી પુંજીને હરી લઈ મને શ્રીહરિનાં દર્શન કરાવ્યાં છે, તેથી તમે તેને છોડી દો. ભક્તની આ વાત સાંભળીને અને સરળ વિશ્વાસનો આવો

ચમત્કાર જોઈને હમને પોતાના ખરાબ કૃત્ય ઉપર બહુ પસ્તાવો થયો અને તેનું હૃદય પલટી ગયું. આ બધો પ્રભાવ ભક્ત અને ભગવાનના સંગનો હતો. તે દિવસથી હમ પોતાનું ખરાબ કાર્ય છોડીને ભગવાનનો સાચો ભક્ત બની ગયો.

**સ્વાર્થત્યાગ —**

ઇંગ્લેન્ડની રાણી ઇલિઝાબેથના વખતમાં ઇંગ્લેન્ડની લડાઇમાં પ્રસિદ્ધ લેખક અને વીર સર ફિલિપ સિડની ઘાયલ થઇને પડયો હતો. કોઇ સિપાઈએ બહુ જ દૂરથી થોડુંક પાણી લાવીને તેને આપ્યું, કારણ કે પાણીની તરસને લીધે તે તરફડતો હતો. તેણે પાણીનો પ્યાલો મો હા આગે લીધો કે તરત જ તેની નજર ખબર પાસે પડેલા એક ઘાયલ સિપાઈ પર પડી તે આતુર દૃષ્ટિથી પાણીના પ્યાલાની સામે જોઈ રહ્યો હતો સર ફિલિપ સિડનીને બહુ તરસ લાગી હતી છતાં પણ પાણીનું એક ટીપું પીધું નહિ અને આખો પ્યાલો સીપાઈને આપીને કહ્યું– 'ભાઈ ! આ વખતે મારી અપેક્ષા કરતાં તારે પાણીની વધારે જરૂર છે.' ધન્ય સ્વાર્થત્યાગ.

**સાચો સાધુ —**

જુન્નૂન નામે તપસ્વી એક પર્વત પર ગયા. જોયું તો એક ઝૂંપડીના બારણામાં એક પુરુષ બેઠો હતો તેનો એક પગ ઝૂંપડીની અંદર હતો અને બીજો કપાઈ જઈને બહાર પડયો હતો, તેની ઉપર ઘણી કીડીઓ ચોંટી હતી. જુન્નૂએ તેની પાસે જઈને પ્રણામ કર્યા અને તેને તેનું કારણ પૂછ્યુ

તેણે કહ્યું, એક દિવસ હું ઝૂંપડીમાં બેઠો હતો તે વખતે એક નવયુવતિ સ્ત્રી નીકળી તેને જોઇને મારું મન ચંચળ થઈ ગયું અને હું તેને સારી રીતે જોવાને માટે ઊભો થયો ત્યાં મેં મારો એક પગ ઝૂંપડીની બહાર મૂકયો કે તરત જ આકાશવાણી થઇ, 'અરે સાધુ ! તને જરા પણ શરમ નથી આવતી ! તું ત્રીસ વર્ષથી એકાન્તમાં ભજન કરી રહ્યો છે અને ભક્તના નામથી પ્રખ્યાત છે છતાં આજ તું ખરાબ વિષયોમાં ફસાવા માટે જાય છે ?

'આ સાંભળતાં મારું શરીર કંપી ઊઠ્યું', જે પગ મેં ઝૂંપડીની બહાર મૂકયો હતો, તેને તરત જ કાપીને ફેંકી દીધો, ત્યારથી અહિંયાં બેસી પ્રભુની લીલા જોઉં છું.

❧

## આકુલ--વેદના

હું તો હેરી હેરી ને હારી રે !
ક્યાં છૂપાયો ગિરિવરધારી રે !
મારો કાનુડો કુંજબિહારી રે ।
હું તો હેરી હેરીને હારી રે ।

નેણોથી નીરની જમના વહે છે
ભીંજે ચૂંદલડી મારી રે !
સખી ! ભીંજે છે પચરંગ સારી રે !

ક્યાં છૂપાયો છેલબિહારી રે !
મારો કાનુડો કૃષ્ણ મુરારિ રે !
હું તો હેરી હેરીને હારી રે...

જગમાં અંધારું, મારા ઉરમાં અંધારું
છાતી ધ્રૂજે છે મારી રે !
સખી ! ઉરે અકળામણ ભારી રે !

ક્યાં છૂપાયો જ્યોતિધારી રે !
મારો કાનુડો કુંજબિહારી રે !
હું તો હેરી હેરીને હારી રે....!

—શ્રી 'રેણુ'

# સાંપાદકીય

આત્મોન્નતિના કલ્યાણમાર્ગે પળેલા મહાનુભાવ ગ્રાહકોની સેવામાં આ ચોથો અંક નિવેદિત કરાય છે

સહૃદય ગ્રાહકો આપ જાણતા હશો કે સંવત ૨૦૦૦માં આવી પડેલ પેપર કંટ્રોલને લીધે 'ભક્તિમાર્ગ' માસિક કે જે ધર્મ અને ધાર્મિક સમાજની સેવા થોડા જ વખતથી માટે શરુ થયું હતું તેને જુનાગઢથી બહાર પડતા 'વિશ્વમંગલ' તરીકે બહાર પાડી અમે અમારા કાર્યને વિકટ સંજોગોમાં પણ ચાલુ રાખ્યું છે. કાગળની, રેલ્વેની, અને પોસ્ટની અનેક પ્રકારની મુશ્કેલીઓ ઉપાડી લઈ જેવા કાગળો મળ્યા તેવા જુદી જુદી જાતના પણ કાગળો મેળવી, જુનાગઢ જેટલા દૂરના સ્થળેથી પણ માસિકને પ્રગટ કરવું વગેરેના વ્યવહારોમાંથી પસાર થઈ બને તે રીતે ગ્રાહકોને સંતોષ આપવા અમે પ્રયત્ન કર્યો છે છતાં ગ્રાહકોને પણ જો કે ઘણી ફરીયાદો કરવી પડી છે અને ધીરજ રાખવી પડી છે એ બધું સહન કરી તેમણે અમોને જે ઉદાર ચિત્તે સહકાર આપ્યો છે તેથી અમે તેમના આભારી છીએ. અને હવે એ જણાવતાં આનંદ થાય છે કે આપણે એ બધી મુશ્કેલીઓમાંથી પાર ઉતર્યા છીએ હવેથી 'વિશ્વમંગલ'ને અમદાવાદથીજ પોસ્ટ કરવાનું હોવાથી ગ્રાહકોને તે નિયમિત રીતે મળ્યા કરશે

બીજું માસિકના લેખો માટે પણ હવેથી અમે નીચેના ઉત્તમ સલાહકારો નીમી ઊંચા પ્રકારનું વાચન આપવાનો પ્રયત્ન શરુ કર્યો છે

**૧ પરમ પૂજ્ય સ્વામી શ્રી માધવતીર્થજી**

તેઓ શ્રી તત્ત્વજ્ઞાનના ઊંડા અભ્યાસી છે અને તે વિષયમાં એમણે હું કેમ ? તું કોણ ? કાળની ગતિ વગેરે ઘણા ગ્રન્થો લખ્યા છે

**૨ કીર્તનાચાર્ય શ્રી સીતારામ મહારાજ**

એઓશ્રી મહાગુજરાતના પ્રખર વક્તા છે અને તેમની વ્યાખ્યાનશૈલી અદ્વિતીય છે કે જેથી જનતાને યથાર્થ ધર્મભાવનાનું દર્શન થાય છે

**૩ પરમ પૂજ્ય શ્રી 'પુનિત' મહારાજ**

ગુજરાતના પ્રસિદ્ધ લોકપ્રિય કીર્તનકાર છે અને સમાજને નીતિમય પવિત્ર જીવન ઘડવા માટે તેમના પ્રવચનોથી તેઓ માર્ગદર્શન કરી રહ્યા છે

**૪ શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઈ**

વ્યાપારી જીવન હોવા છતાં તેઓ શ્રી બહુ ધર્મપ્રેમી છે ધર્મનાં કાર્યોમાં તેઓ આગળ પડતો ભાગ લે છે અમદાવાદ મીલમાલીક મંડળના ઉપપ્રમુખ છે વિક્રમ મીલના એજન્ટ છે તેમજ ઘણી ધાર્મિક સંસ્થાઓના તેઓ ટ્રસ્ટી છે અને સારા લેખક છે.

આ ઉપરાંત શ્રી જયનારાયણ શાસ્ત્રી વેદાન્તશાસ્ત્રી કે જેઓ સંસ્કૃતના અને વેદાન્તના સારા વિદ્વાન છે અને હાલમાં તેઓ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયમાં હોવાથી તેમનો પણ આમાં સહકાર છે

જે તત્ત્વવસ્તુને સમજવામાં ગુંચવણોને-શંકાઓને સરળતાથી દૂર કરે તે સાચું જ્ઞાન છે જે જ્ઞાનથી માનસ ઉપર ભાર વધ્યા જેવું જણાય અને નવી નવી ગુંચવણો ઊભી થાય તે જ્ઞાન અનુભવીનું હોતું નથી આત્મસ્વરૂપને-પરમાત્મતત્ત્વને-ઈશ્વરસ્વરૂપને ધર્મતત્ત્વને સ્પષ્ટ અને સરળ રીતે વ્યાવહારિક પ્રયોગોથી સમજાવી વિશ્વને દુર્ગતિમાથી નિવારવાના અને મંગલમય સ્વરૂપ પ્રતિ લઈ જવાના ધ્યેયથી "વિશ્વમંગલ' તેના પ્રયત્નોમાં આગળ વધી રહ્યું છે અને તે તેના આ ધ્યેયમાં કેટલું સફળ થાય છે તે અમારે અમારા મોઢેથી કહી બતાવવું નથી કારણ કે વિવેકી પુરૂષો અને સુજ્ઞ ગ્રાહકો થોડા વખતમાં જ તે કહી આપશે.

ગ્રાહકોને જણાશે કે 'વિશ્વમંગલ' એ કોઈ તેમાંથી નફો મેળવી લેવાનું સાધન નથી કારીગરોના અને કાગળોના ઊંચા ભાવોના વખતમાં તેને મોટા ૮૦૦ પેઈજનું વાચન આપવાનું હોય છે. હવે એક સારા કાગળો ન મળવાની મુશ્કેલી રહી છે. તે ધીમે ધીમે દૂર કરાશે. હાલ તો સરકારી કાયદા પ્રમાણે 'વિશ્વમંગલ'ને ન્યુઝપ્રિન્ટ કાગળોમાં છાપવું પડે છે પરન્તુ સારા કાગળો વાપરવાની છુટ થયેથી અમો તેને સારા કાગળોમાં બહાર પાડીશું તેમજ ગ્રાહકો અમને એક એક ગ્રાહક વધારી આપવાની તકલીફ લેશે તો માસિક તેની પ્રગતિમા ઘણો જ સુધારો વધારો કરી વાચનમાં વધુ ઉમેરો કરી શકશે. આ ઉપરાંત તેને તત્ત્વમય, શાસ્ત્રપ્રમાણિત અને સરળ તેમજ રસિક બનાવવામાં આવશે. જનતા તેના પ્રત્યે સદ્ભાવના દર્શાવતી રહે એવી આકાંક્ષા રાખીએ છીએ. ૐ.

વિનીત નિવેદકઃ

મગનભાઇ છોટાભાઈ દેસાઇ

**નોંધ**-ઘણા ગ્રાહકભાઈઓની બીજો અંક ન મળવાની ફરિયાદ આવી છે પરન્તુ તેઓએ જોઈ લેવું કે બીજા અંકને ભાગવતાંકમાજ જોડી દેવામા આવ્યો છે વિશેષ આ અંક હવેથી અમદાવાદથી પ્રગટ થતો હોવાથી તેમાં નંબરો બે પ્રકારના નાખવા પડ્યા છે તો ગ્રાહકોએ વર્ષ ૧ લું અને અંક ૧ લો નહીં સમજતા બાજુની ફીગર મુજબ સમજી લેવા વિનતી છે.

# માણસે ભગવાનને શા માટે ભજવા જોઈએ?

લે.–શ્રી જયનારાયણ ભટ્ટ· વેદાન્તશાસ્ત્રી

વિશ્વના જીવો અનેક જાતના પદાર્થોની ઇચ્છાઓમા ડુબેલા રહે છે તેવા પદાર્થોને મેળવવાના પ્રયત્નમાં રાત–દિવસ મચ્યા રહે છે અને ભગવાનની કૃપાથી જે પદાર્થો મળી આવે તે ભોગવી થોડી વાર સુખ માણે છે અને પછી પાછા બીજા પદાર્થો માટે ભૂખ્યા થઈને ઊભા રહે છે, ને તેમને મેળવવા માટે ફરી પાછી દોડાદોડી શરુ કરે છે.

આવી રીતે સંસારી પદાર્થોની વાસનામાં બંધાઈને જીવો અનેક જન્મોમાં અનેક પ્રકારનાં ઊંચાનીચાં શરીરો ધારણ કરીને સુખદુઃખનાં મૃગજળોમાં ભમ્યા કરે છે દરેક જન્મમાં જીવને ભયંકર દુઃખો જોવાં પડે છે ગર્ભ-વાસમાં રોકાવુ પડે છે, પિતાનુ મૃત્યુ જોવુ પડે છે, માતાનુ મૃત્યુ જોવુ પડે છે, કોઈને પત્નીનુ મૃત્યુ જોવુ પડે છે, પુત્રનું મૃત્યુ જોવુ પડે છે અથવા બધાને રડતાં મૂકીને પોતાનુ મૃત્યુ જોવુ પડે છે વળી આવા સંસા-રમાં જ્યારે ઇચ્છેલા પદાર્થો મળી આવે છે, ત્યારે કેટલાક જીવો પોતાને સુખ ભોગવી રહ્યા છે એમ માને છે, અને છતા ય તેઓ પણ પોતાના સુખમય પદાર્થોને છોડી મૃત્યુ પામે છે.

સંત મહાત્માઓ ઉપદેશ આપે છે કે આવા દુઃખ-મય સંસારમાંથી મુક્ત થવુ હોય તો જ્ઞાન મેળવો, ભક્તિ કરો વગેરે છતાં સંસારી લોકો તેમના ઉપદેશનો સાચા દિલથી આદર કરતા નથી કારણ કે તેમને મોક્ષ પામવામાં કંઇ સુખ દેખાતુ નથી જો કે સંસારમાં દુઃખ ઘણું છે, છતા સંસારમાં રહીને તેઓ આખો દિવસ થાકતાં હાંફીને પણ કમમાં કમ આઠ આના પણ મેળવી શકે છે અને રેસ્ટોરાંમાં જઈ આઇસક્રીમની ડીશનો ઓર્ડર આપી શકે છે આથી સંસારમાં દુઃખ ભલે વધારે હોય, છતાં થોડું ઘણુ સુખ પણ તેમને પ્રત્યક્ષ દેખાય છે તેથી 'ન મામા કરતાં કાણો મામો શું ખોટો?' એમ માની ભોગો મેળવવા પાછળ દોડયા કરે છે લોકોને સંસારનો પરિશ્રમ કરવાથી પ્રત્યક્ષ સુખ મળતુ દેખાય છે અને એવા પ્રત્યક્ષ ફળને છોડી દઈને ઇશ્વરભજનના અને ધર્મપાલનના અપ્રત્યક્ષ–પરોક્ષ લાગતા ફળને મેળવવા માટે લોકોને આદર ન થાય એ સ્વાભાવિક પણ છે.

છતાં સંસારી જીવોને જ્ઞાન અને ધર્મપાલનના જે લાભ છે તે અજ્ઞાનને લીધે દેખાતા નથી અને તેમનો અનાદર કરવાથી જે નુકશાન છે તેના તેઓ ભોગ થઈ પડે છે. તે કેવી રીતે છે તે આપણે જોઇએ

જે જીવો પોતાના અને જગતના જીવોના મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોને પ્રેરનાર, મન-બુદ્ધિ–ઇન્દ્રિયોની ઉપર પ્રકાશી રહેલા અન્તર્યામી પરમાત્માનું સ્મરણ ભૂલી જાય, કેવળ સંસારના જડ વિષયોમાં મુગ્ધ થઇ તેમની વાસનાઓમાં નિરન્તર ડુબેલા રહે છે તેમના અન્તઃકરણમાંથી અન્તર્યામી આત્માનો પ્રકાશ ઓછો થતો જાય છે, તેવા જીવો હીન થતા જાય છે અને ઘણું જ દુઃખમય શરીરો ધારણ કરે છે–દુર્ગતિને પામે છે. મનુષ્ય કરતાં પશુઓમાં જ્ઞાન ઓછું હોય છે, ધર્મના–ન્યાય–નીતિ–દયા–સત્યના તત્ત્વોને અનુસરીને તેમનું વર્તન થતુ નથી, કેવળ આહાર–નિદ્રા–ભય–મૈથુનમાં જ તેમનુ લક્ષ્ય અને પ્રયત્ન રહે છે આથી તેમનામાં અન્તર્યામીનો પ્રકાશ ઓછો હોય છે અને તેવી સ્થિતિમાં પડી રહેતાં મૂઢતા વધતી જાય છે આથી આગળ જતાં પશુઓ કરતાં ક્ષુદ્ર જીવજંતુમાં આત્મ સ્વરૂપનો પ્રકાશ વધુ મન્દ હોય છે આમ અન્તર્યામી ભગવાનના સ્મરણ–ભજન–ધ્યાનને છોડી દેવાથી મનુષ્યો ચૈતન્યપ્રકાશથી હીન થાય છે અને કેવળ જડ વિષય-પદાર્થોમાં લાગી રહેવાથી જડતા તરફ ઢળતા જાય છે અને મનુષ્ય–શરીરની લાયકાતથી ભ્રષ્ટ થઇ, ક્રમથી પશુ–પક્ષીથી પણ વધુ મૂઢ વૃક્ષો અને વેલાઓ સુધીની યોનિઓને પ્રાપ્ત કરે છે.

અને, જેઓ વિષયોમાંથી મોહબુદ્ધિ છોડી દે છે અને પોતાના સાચા સ્વરૂપનો વિચાર કરે છે તેઓનું આત્મસ્વરૂપ પ્રકાશિત થાય છે, આખા બ્રહ્માંડમાં વ્યાપેલા પોતાના પરમ મંગલમય પરમાત્મસ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ થાય છે અને તેઓ સંસારથી અને દુઃખોથી મુક્ત થાય છે શાશ્વત કલ્યાણને પ્રાપ્ત કરે છે

આગળ જણાવ્યા પ્રમાણે જે લોકો સંસારના જડ વિષયોનુ જ દરરોજ ચિન્તન કર્યા કરે છે, વિષયોની કમનાઓમાં બંધાઈને સંસારનાં સુખો મેળવવા માટે હમેશાં કર્મ કર્યા કરે છે તેઓની અંદરથી અન્તરાત્માનો પ્રકાશ ઓછો થતો જાય છે તેઓ પોતાના મન–બુદ્ધિ–ઇન્દ્રિયોને પ્રેરનાર ચૈતન્યસ્વરૂપ અન્તરાત્માનું જરા પણ ચિન્તન ન કરવાથી અને જડ પદાર્થોના સતત ચિન્તનમાં રહેવાથી તેમનો સ્વભાવ જડતામાં–અજ્ઞાનદશામાં ઢળતો જાય છે અને ધીમે ધીમે મનુષ્ય-

પશુઓમાંથી પણ ભ્રષ્ટ થઇ પશુ, પક્ષી અને વનસ્પતિની હીન ગતિઓને પામે છે. મન જેવું ચિન્તન કરે છે તેવો સ્વભાવ ધારણ કરે છે એ તો આપણે દરેક ઠેકાણે જોઇએ છીએ.

છતાં પણ સંસારના પદાર્થોમાં જ માણુસોને સુખ દેખાય છે, અન્તરાત્માનું ચિન્તન કરવામાં કંઈ પણ લાભ દેખાતો નથી, કોઇ માણુસ આખો દિવસ ભગવાનનું ચિન્તન કર્યા કરે તો તેને કંઈ પણ લાભ મળેલો દેખાતો નથી, પણ જો તે કોઇ ધંધો કરે તો સાંજ પડયે અમુક રૂપિયા મેળવી શકે છે, તે સૌ કોઇ જોઈ શકે છે આમ જડ વિષયોનું ચિન્તન કરનારા લોકો જડ વિષયોને જ ઓળખે છે જડ વિષયોના ફાયદાને જ ફાયદો ગણે છે. તેઓને માટે ચૈતન્યપ્રકાશરૂપ અન્તરાત્મા જેવી કોઇ વસ્તુ જ દેખાતી બંધ થઇ જાય છે, કારણ કે તેમનું મન અને ઇન્દ્રિયો બધું બહારની બાજુ વિષયો તરફ જ વળેલું હોય છે કઠ ઉપનિષદમાં કહ્યું છે કે

पराञ्चि खानि व्यतृणत् स्वयम्भुस्तस्मात् पराङ् पश्यति नान्तरात्मन् ।

વળી સંસારી લોકોને એ પણ દેખાય છે કે જે લોકો ભગવાન અંતરાત્માના ચિન્તન માટે સંસાર છોડી સાધુ એટલે બાવા થઇ-જાય છે, વૈરાગી થઇ જાય છે, તેમને પણ બહુ દુઃખ હોય છે. પેટ તેમને પણ છોડતું નથી અને હાલના વખતમાં જમાડનારા અને ચાદર ઓઢાડનારા બહુ ઓછા થઇ ગયા છે તેમનો વખત પણ ભિક્ષા માગવામાં અને રખડવામાં જાય છે સાધુ થઇ જવા છતાં પણ તેઓ આપણા કરતાં વધારે સુખ મેળવી શકતા નથી, વળી શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે અને આપણા બાપદાદાની માન્યતા પ્રમાણે ભગવાન હશે તો પણ ઘેરબેઠાં તેમને ક્યાં નથી ભજી શકાતા ? થોડાંક દેવલાં રાખીશું ને નવડાવીને ચાંલ્લા કરીશું અથવા મંદિરમાં એક આંટો લગાવી આવશું ને થોડીક માળા ફેરવી લઇશું તેટલું કરવામાં કંઇ મુશ્કેલી નથી. તેનાથી આ જન્મમાં મળેલા ભોગો પણ આપણે સુખેથી ભોગવીશું અને આવતા જન્મે પણ દેવપૂજન અને જપનું પુણ્ય જમા થયેલું હશે તેનાથી ખૂબ પૈસાદાર બનીશું

આવી રીતે ભોગ બુદ્ધિવાળાઓએ ભોગોના બદલામાં આત્મતત્ત્વને ફેંકી દીધેલું હોય છે ભગવાનને ભજવાનું પણ તેઓ ભોગો મળશે એ આશાએ જ કરે છે અને તે પણ ભોગોને છોડયા વગર જ જે કંઈ દેવપૂજા વગેરે કરી શકાય તેનાથી ભગવાનને ભજ્યાનો સંતોષ માને છે તેઓ એટલું સમજતા નથી કે અમે અમને વધારે ભોગો મળે એટલા માટે ભગવાનને ભજીએ છીએ એમાં ભગવાનને ભજતા નથી પણ ભગવાનની મશ્કરી કરી રહ્યા છીએ. ખરી રીતે તો તેઓ તેવી રીતે ભગવાનને ભજવામાં વિષયોને જ ભજી રહ્યા હોય છે કારણ કે તેમનું બધું લક્ષ એકમાત્ર ભોગો મળે તેમાં જ ચોટેલું હોય છે. તેનાથી તેમનો બિલકુલ આત્મવિકાસ થતો નથી ને ભક્તિ ન કરતા હોય તે પ્રમાણે જ જડ બનતા જાય છે. આવી પોકળ ભક્તિનું પ્રમાણ કંઈ આપણા હિન્દુ લોકોમાં જેવું તેવું નથી લગભગ દરેક જગાએ પૂજા-માળા, ભક્તિ, યાત્રા, બાધા, યજ્ઞ, દેવદર્શન, દાનપુણ્ય વગેરે બધું દરેક લોકો સંસારમાં તેમને સુખસગવડ થાય એટલા માટે કરે છે અને તેવા ધર્મમાં સમાજ એટલો બધો જડ અને નિર્બળ થઈ ગયો છે કે હવે તે સાચી ભક્તિ કેવી હોય, તે કેવી રીતે થઈ શકે અને તેનું શું રૂપ છે તે પણ ભૂલી ગયો છે આવા લોકોને ભગવાન પણ એવા જોઇએ છે કે જે તેઓને જોઇતા ભોગો આપનારા હોય. અમારા ગામમાં એક ધનિક માણુસને મોટી ઉમર થતા સુધી કંઈ છોકરું થયું નહિ. તેને કોઇએ કહ્યું કે તમે વઢવાણુની ભુટમાતાની બાધા રાખો તે માણુસે ભુટમાતાની બાધા રાખી અને થોડા વખતમાં તેને છોકરો થયો ત્યાર પછી તે માણુસ વર્ષમાં એક વાર તે છોકરાને લઇને ભુટમાતાએ જઈ આવતો અને માતાને સારી ભેટો-વધારે પૈસાની બાધાઓ કરતો અમારા ગામથી વઢવાણુ ઘણુંસો ગાઉ દૂર થાય છે અને તેના કરતાં નજીકમાં પ્રખ્યાત એવાં બીજા અંબાજી વગેરેનાં દેવસ્થાનો છે, પરન્તુ તેને તો એવા દેવો કશા કામના નથી કે જે તેને ઇચ્છેલા ભોગો આપનારા ન હોય વળી જો ભોગજોગે આવા દેવ પાછળ જતાં ચારપાંચ જણુને લાભ થઈ જાય તો પછી તે દેવનું મહાતમ વધી જાય છે ને તેની માનતા માનનારા અને બાધા કરનારા પણ ખૂબ વધી જાય છે, અને બીજા દેવસ્થાનોનો ભાવ પૂછાતો નથી સંસારી લોકોના ભગવાન અને ભક્તિ આવા પ્રકારનાં હોય છે.

પરન્તુ સાચેસાચો ભગવાન જો ભુટ માતા જેવો હોય તો તેવો ભગવાન ઇચ્છવા યોગ્ય પણ નથી, અરે તેવા ભગવાનને ભગવાન કહી શકાય પણ નહિ આવા ભગવાનથી જીવોનું કંઈ પણ કલ્યાણ થઇ શકતું નથી આવો ભગવાન તેને ભજનારાઓને ભગવાન બનાવતો

નથી પરન્તુ રાંક ને રાંક રાખે છે, દુખી ને દુખી રાખે છે, ભિખારી ને ભિખારી રાખે છે જે જીવે અત્યાર સુધીના અસંખ્ય જન્મોમાં અનેક પુત્રો કર્યા છે, અનેક પિતાઓ કર્યા છે અનેક પત્નીઓ કરી છે, પુષ્કળ ધન મેળવ્યું છે અને ખર્ચ્યું છે અત્યાર સુધીના જન્મોમાં કરોડો મણ અનાજને ખાઇ જઇ તેની વિષ્ટા બનાવી છે, કૂવાઓ ભરાય તેટલું પાણી પી તેને મૂત્ર બનાવ્યું છે. પ્રાણવાયુના શ્વાસ લઈ તેને ઝેરી બનાવ્યો છે. અનેક સુકુમાર શરીરોને ભોગવી તેમને હાડ-ચામ બનાવ્યાં છે છતાં જે ધરાયો નથી આવો જે ભિખારીઓનો શિરોમણિ છે, લોભિયાઓનો નેતા છે, લુચ્ચાઓનો સરદાર છે આવા જીવને પુત્ર અથવા બાયડી આપવાથી તેનું કેટલીવાર માટે કલ્યાણ થવાનું છે? તેની વાસનાઓનો કોઇ પાર નથી. બાયડી મળ્યા પછી તે પુત્ર માગશે, પુત્ર મળ્યા પછી તે ધન માગશે, સટ્ટામાં નબર લાગી જાય તેની માગણી કરશે. કુપથ્ય કરવા છતાં મંદવાડમાંથી સાજો થઈ જવાની માગણી કરશે ભણવામાં ધ્યાન આપ્યા વગર પરીક્ષામાં પાસ થઇ જવાની માગણી કરશે. ચોરી કરવા છતાં પકડાઇ ન જવાય તેની માગણી કરશે, આવડત ન હોવા છતાં સારી જગાએ નોકરી મળી જાય તેની માગણી કરશે. પોતાના છોકરાનો સારી જગાએ સાંધો થાય તેની માગણી કરશે. આવી રીતે ભગવાન ગમે તેટલું આપશે છતાં જીવની માગણીઓ પૂરી થશે નહિ—જીવનું ભિખારીપણું મટવાનું નહિ—જીવનાં દુઃખો જવાનાં નહિ આમ હોવાથી જે ભગવાન જીવના ભિખારીના ધંધાને ઉત્તેજન આપે છે તે સાચો ભગવાન નથી પણ જે ભગવાન જીવના ભીખારીપણાને જડમૂળથી નાબુદ કરે તે સાચો ભગવાન છે. ભગવાન તેવો ન હોવો જોઇએ કે જેને ભજવાથી જીવ ભીખારીનો ભીખારી રહે ભગવાન તેવો હોવો જોઇએ કે જેને ભજવાથી જીવ ભગવાન બની જાય—તેનાથી જુદો મટી જાય. પરન્તુ મફતનું ખાવાના સ્વભાવવાળા જીવ એવા પરમ કૃપાળુ ભગવાનને નથી ભજતા કે જે તેમના ભિખારીપણાને નાશ કરે અને પોતાથી એક બનાવે. પરન્તુ આવા જીવ ભગવાનને પણ એવી જાતના પસંદ કરે છે કે જે તેને જોઇતી ચીજો આપનારા હોય, કેટલાક લોકો જ્યોતિષી પાસે જોવડાવી પણ જુએ છે કે મારે કયા દેવથી લહેણું છે અને જેમ આપણે ઘી-દૂધ ખાવા માટે ઘેર ગાય-ભેંસને પાળીએ છીએ, તેમને ઘાસ અને ખાણ વગેરે મૂકીએ છીએ તેવી રીતે ભોગોના ઇચ્છાવાળા લોકો જેમનાથી પોતાને લહેણું હોય તેવા દેવોને પાળે છે દેવોના દેવલાં, મૂર્તિઓ અથવા છબીઓ રાખે છે, તેમને ટીલા ટપકાં કરે છે ને સાકરની કાંકરીઓ વગેરેનું નૈવેદ્ય પણ ધરાવે છે કે જેથી તેમને થોડી મહેનતમાં થોડા ખર્ચે ખૂબ જ લાભ મળી જાય

આવી રીતે ભગવાનનો તિરસ્કાર કરીને—અન્તરાત્માથી વિમુખ થઇને વિષયાસક્ત લોકો ભોગોને મેળવવામાં જ ડૂબેલા રહેલા છે, પરન્તુ તેઓને એ પણ ભાન નથી રહેતું કે અમારામાં ભોગોને ભોગવવાની જે શક્તિ છે તે પણ અન્તરાત્માની જ છે. અન્તરાત્માને છોડીને—અન્તરાત્માનો તિરસ્કાર કરીને—સાચા ભોક્તાનો નાશ કરીને ભોગોને ભોગવી શકવાને માટે પણ અમે નાલાયક બની જવાના છીએ—નપુંસક બની જવાના છીએ ભોક્તાના ભોગે અર્થાત્ આત્માનો નાશ કરીને અમે જેટલી ભોગસંપત્તિ મેળવીશું તે બધી મરનાર પાછળની પુંજના જેવી છે અન્તરાત્માથી વિમુખ થઇને ભોગો ભોગવનાર લોકો સાચા ભોક્તા પણ બની શકતા નથી, ભોગોની સંપૂર્ણ માત્રાનો તેઓ અનુભવ કરી શકતા નથી અને આથી જ અનેક વર્ષો—અનેક જન્મો સુધી ભોગો ભોગવવા છતાં ભૂખ્યા ને ભૂખ્યા રહે છે ભોગોને ભોગવવા જતાં પોતે જ ભોગવાઇ જાય છે જેમ દાંત વગરનું કૂતરું હાડકાને કરડે છે અને તે હાડકું પોતાનાં જડબાંમાં વાગવાથી જે લોહી નીકળે છે તેને હાડકામાંનુ લોહી ગણી મૂઢ બની ચાટ્યા કરે છે, તેવી રીતે વિષયમૂઢ લોકો વિષયો ભોગવતી વખતે અન્તરાત્માની કૃપાથી જે સુખ ઉત્પન્ન થાય છે તેને વિષયોમાંથી મળતું સુખ ગણી વિષયોમાં પ્રેમ કરે છે અને અન્તરાત્માને ભૂલી જાય છે.

પરન્તુ આનું પરિણામ એ આવે છે કે આવા જીવો ઉપરથી અન્તરાત્મા તેની કૃપા ઓછી કરતો જાય છે આવા પોતાને સાચી મદદ કરનાર અન્તરાત્માને ન ઓળખનાર અને વિષયો સાચા ગણનાર લોકોમાંથી ભગવાન અન્તર્યામી તેનો પ્રકાશ ઓછો કરે છે. જેને પરિણામે જીવોમાંથી ભોગો ભોગવવાની—ભોગસુખ માણવાની શક્તિ ઓછી થઈ જાય છે અને ભોગો ભોગવવાની વાસના—ભોગસુખની ઇચ્છા તો વધેલી ને વધેલી જ રહે છે. આથી જીવો પામર-કંગાળ અને દીન-મૂઢ બનતા જાય છે

આને લીધે, એક નવયૌવનામાંથી એક કવિ જેટલું સૌન્દર્ય ગ્રહી શકે છે—જોઇ શકે છે તેટલું એક વ્યભિચારી માણસ ગ્રહી શકતો નથી કવિ એ સૌન્દર્ય ગ્રહણ કરવાની શક્તિવાળા આત્મપ્રકાશમાં મસ્ત રહે છે, જ્યારે વ્યભિચારી માણસ વિષયલોલુપ હોય છે વિષયલોલુપ

માણસ વિષયનુ સ્વરૂપ ગ્રહણ કરી શકતો નથી—વિષયનુ સ્વરૂપ સમજી શકતો નથી, પણ વિષયમાં ડૂબી મરે છે.

અન્તરાત્માના પ્રકાશને નષ્ટ કરતો કરતો અને વિષયમોહમાં ડૂબતો ડૂબતો માણસ વિષયોનુ સ્વરૂપ ગ્રહણ કરવાની શક્તિમાંથી પણ હીન બનતો જાય છે અને વિષયોના સ્વરૂપનુ પૂરૂ ગ્રહણ થયા વગર વિષયવાસના પૂર્ણ થતી નથી—મટતી નથી, જીવ તેમાં મૂઢ બનતો જ જાય છે અને મનુષ્યશરીરમા રહેવા માટે યોગ્ય પ્રમાણની પણ આન્તરચેતનાને ગુમાવી બેસે છે ત્યારે તે મનુષ્ય કરતાં ઊતરતા—અલ્પ ચૈતન્યપ્રકાશવાળા પશુ-પક્ષી, ક્ષુદ્ર જીવજન્તુ વગેરેનાં શરીરોમાં જાય છે આથી જિંદગીના ભોગકાળમાં પ્રવેશ કરતા પહેલા પૂરેપૂરો આત્મવિકાસ સાધી લેવા માટે હિન્દના આર્યોએ દરેક વ્યક્તિને માટે બ્રહ્મચર્યાશ્રમમા રહી, વિશ્વનાં સંપૂર્ણ તત્ત્વોનુ દર્શન આપનારી વિદ્યાનુ અધ્યયન કરવાની પ્રણાલી શરુ કરી હતી, અને તની રીતે બ્રહ્મચર્યાશ્રમમાંથી પસાર થઈ સંસ્કૃત બનેલો આર્ય યુવાન ગૃહસ્થાશ્રમના પ્રવેશ માટે અધિકારી ગણાતો કે જેથી તે ભોગો ઉપર પ્રભુત્વ ધારણ કરી શકે અને વાસ્તવિક ભોગસુખને પ્રાપ્ત કરી શકે. આર્યોનો ઉદ્દેશ જીવને પ્રભુ બનાવવાનો હતો, પશુ બનાવવાનો નહિં આર્યોનો ઉદ્દેશ મનુષ્યને સાચુ ભોગસુખ માણી શકે તેવો બનાવવાનો હતો, ભોગવાસનામાં ડૂબી મરી સાચા ભોગસુખથી વંચિત રહી જાય તેવો બનાવવાનો નહિ. આર્યોનો ઉદ્દેશ મનુષ્યને ઈશ્વરત્વ પ્રાપ્ત કરાવવાનો હતો, ભિખારીપણુ નહિ. પરન્તુ આર્યોના એ આદર્શો હાલના સમાજ પાસે રહ્યા નથી માટીના વાસણમા અમૃત રહી શકતુ નથી. કૂતરાના શરીરમાં હાથીનો સ્વભાવ રહી શકતો નથી. હાલ તો લોલુપતા એટલી બધી વધી જાય છે કે જેણે ૩–૪ પેઢી સુધી ચાલે એટલો પૈસો બેંકમાં જમા કર્યો છે તેવા લોકો પણ કાળાં બજાર કરવાનુ ચૂકતા નથી.

અને ભોગોમાં આસક્તિવાળો જીવ વિષયોમાં લોલુપ થતો જેમ જેમ નીચે ઊતરતો જાય છે તેમ તેમ તેનામાંથી ઉત્તમ ભોગો ભોગવવાની શક્તિ ઓછી થતી જાય છે. ભોગોને પૂરેપૂરી માત્રામાં ગ્રહણ કરવાની શક્તિ પણ ક્ષીણ થતી જાય છે કોઈ ભીલ માલીકને નરસિંહરાવ અથવા ઉમાશંકરનાં કાવ્યો વાંચવા આપીએ અને કહીએ કે તે પણ જ રસિક અને આનદ આપે તેવાં છે પરન્તુ તેના આનદને તે માણી શકશે નહિ, તેવા આનદની પાત્રતા તેનામાં હોતી નથી તેને તો લાખો અને કરોડોના આંકડાઓનો અને વેપારની ધમાલનો જ આનદ સારો લાગે છે. કાગડાની આગળ આપણે દ્રાક્ષ અને માંસનો ટુકડો મૂકીએ તો તેને માંસથી જ સુખ થશે. ગાજરની કુંડીના ખદબદતા કીડાઓવાળુ પાણી આપણે ચોકખા પાણીમાં નાખીએ તો ચોકખા પાણીને લીધે તે કીડાઓ મરી જશે. તે કીડાઓને ગંદા પાણીથી જ સુખ મળે છે કોઈ મીલમજુરને જ્ઞાનેશ્વરી ગીતા વાંચવા આપીએ અને હોલામારુની વાતો વાંચવા આપીએ તો તેને ઢોલામારુની વાતોમા જ રસ પડશે

વળી ભોગ્ય પદાર્થોમાં સ્વાદની માત્રા પણ હીન ચેતનાવાળાઓ સમજી શકતા નથી

આપણે કૂતરાને આઈસક્રીમ ખાવા આપીએ અને રોટલો ખાવા આપીએ તો પહેલાં રોટલો ખાશે. માણસ આઈસક્રીમમાંથી જેટલા પ્રમાણમા સ્વાદનો અનુભવ કરે છે તેટલો કૂતરૂં કરી શકતુ નથી ભેંસને મસાલેદાર પાન ખવડાવીએ પણ ખાણુ કરતા તેને તેમા વધારે સ્વાદ જણાતો નથી ગધેડાને સાકર ભાવતી નથી ને જો તેના ખાવામાં આવે તો તે મરી જાય છે

આવી રીતે વિષયવાસનામાં મૂઢ બનવાને લીધે અન્તરાત્માના પ્રકાશથી દૂર ગએલા જીવો કેટલી ભયાનક અધોગતિએ પહોંચે છે તે જોઈ શકાય છે તો દરેક માણસની સૌથી પહેલી એ ફરજ છે કે તેણે વિવેકબુદ્ધિ ધારણ કરીને વિષયવાસનાના અંધારા કૂવામાંથી પોતાનો ઉદ્ધાર કરવો. તેવા માણસો જ પોતાના સાચા હિતેચ્છુ છે કે જેઓ પોતાને ભયકર અધોગતિમાંથી બચાવી લે છે. અને તેઓ પોતાના મહાન્ શત્રુ છે કે જેઓ ઇન્દ્રિયોની ભોગવાસનાઓ માટે અને સ્ત્રી–પુત્રાદિ માટે વિષયો મેળવવામા લાગ્યા રહીને પોતાના આત્માને નીચ યોનિઓમાં લઈ જાય છે અને તેની પાસે નરક ભોગવાવે છે. ભગવાને ગીતામા દરેક માણસને તેની પહેલી ફરજ આ જ બતાવી છે

उद्धरेदात्मनात्मान नात्मानमवसादयेत्
आत्मैवह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः।

અને આ ફરજ જીવ જ્યારે માણસના શરીરમાં હોય ત્યારે જ બજાવી શકે છે. માણસના જ શરીરમાં

નથી પરન્તુ રંકને રંક રાખે છે, દુખીને દુખી રાખે છે, ભિખારીને ભિખારી રાખે છે. જે જીવે અત્યાર સુધીના અસંખ્ય જન્મોમાં અનેક પુત્રો કર્યા છે, અનેક પિતાઓ કર્યા છે અનેક પત્નીઓ કરી છે, પુષ્કળ ધન મેળવ્યું છે અને ખર્ચ્યું છે અત્યાર સુધીના જન્મોમાં કરોડો મણ અનાજને ખાઈ જઈ તેની વિષ્ટા બનાવી છે, કૂવાઓ ભરાય તેટલું પાણી પી તેને મૂત્ર બનાવ્યું છે પ્રાણવાયુના શ્વાસ લઈ તેને ઝેરી બનાવ્યો છે. અનેક સુકુમાર શરીરોને ભોગવી તેમને હાડ–ચામ બનાવ્યાં છે છતાં જે ધરાયો નથી આવો જે ભિખારીઓનો શિરોમણિ છે, લોભિયાઓનો નેતા છે, લુચ્ચાઓનો સરદાર છે આવા જીવને પુત્ર અથવા બાયડી આપવાથી તેનું કેટલીવાર માટે કલ્યાણ થવાનું છે ! તેની વાસનાઓનો કોઈ પાર નથી. બાયડી મળ્યા પછી તે પુત્ર માગશે, પુત્ર મળ્યા પછી તે ધન માગશે, સટ્ટામાં નમ્બર લાગી જાય તેની માગણી કરશે. કુપથ્ય કરવા છતાં મંદવાડમાંથી સાજો થઈ જવાની માગણી કરશે ભણવામાં ધ્યાન આપ્યા વગર પરીક્ષામાં પાસ થઈ જવાની માગણી કરશે. ચોરી કરવા છતાં પકડાઈ ન જવાય તેની માગણી કરશે, આવડત ન હોવા છતાં સારી જગાએ નોકરી મળી જાય તેની માગણી કરશે. પોતાના છોકરાનો સારી જગાએ ચાંલ્લો થાય તેની માગણી કરશે. આવી રીતે ભગવાન ગમે તેટલું આપશે છતાં જીવની માગણીઓ પૂરી થશે નહિ–જીવનું ભિખારીપણું મટવાનું નહિ–જીવનાં દુખો જવાનાં નહિ આમ હોવાથી જે ભગવાન જીવના ભિખારીના ધંધાને ઉત્તેજન આપે છે તે સાચો ભગવાન નથી પણ જે ભગવાન જીવના ભીખારીપણાને જડમૂળથી નાબુદ કરે તે સાચો ભગવાન છે. ભગવાન તેવો ન હોવો જોઈએ કે જેને ભજવાથી જીવ ભીખારાનો ભીખારી રહે ભગવાન તેવો હોવો જોઈએ કે જેને ભજવાથી જીવ ભગવાન બની જાય–તેનાથી જુદો મટી જાય. પરન્તુ મફતનું ખાવાના સ્વભાવવાળો જીવ એવા પરમ કૃપાળુ ભગવાનને નથી ભજતા કે જે તેમના ભિખારીપણાને નાશ કરે અને પોતાથી એક બનાવે. પરન્તુ આવા જીવ ભગવાનને પણ એવી જાતના પસંદ કરે છે કે જે તેને જોઈતી ચીજો આપનારા હોય, કેટલાક લોકો જ્યોતિષી પાસે જોવડાવી પણ જુએ છે કે મારે ક્યા દેવથી લહેણું છે અને જેમ આપણે ઘી–દૂધ ખાવા માટે ઘેર ગાય–ભેંસને પાળીએ છીએ, તેમને ઘાસ અને ખાણ વગેરે મૂકીએ છીએ તેવી રીતે ભોગોની ઇચ્છાવાળા લોકો જેમનાથી પોતાને લહેણું હોય તેવા દેવોને પાળે છે. દેવોનાં દેવળાં, મૂર્તિઓ અથવા છબીઓ રાખે છે, તેમને ટીલા ટપકાં કરે છે ને સાકરની કાંકરીઓ વગેરેનું નૈવેદ્ય પણ ધરાવે છે કે જેથી તેમને થોડી મહેનતમાં થોડા ખર્ચે ખૂબ જ લાભ મળી જાય.

આવી રીતે ભગવાનનો તિરસ્કાર કરીને–અન્તરાત્માથી વિમુખ થઈને વિષયાસક્ત લોકો ભોગોને મેળવવામાં જ ડૂબેલા રહેલા છે, પરન્તુ તેઓને એ પણ ભાન નથી રહેતું કે અમારામાં ભોગોને ભોગવવાની જે શક્તિ છે તે પણ અન્તરાત્માની જ છે. અન્તરાત્માને છોડીને–અન્તરાત્માનો તિરસ્કાર કરીને–સાચા ભોક્તાનો નાશ કરીને ભોગોને ભોગવી શકવાને માટે પણ અમે નાલાયક બની જવાના છીએ–નપુંસક બની જવાના છીએ. ભોક્તાના ભોગે અર્થાત્ આત્માનો નાશ કરીને અમે જેટલી ભોગસંપત્તિ મેળવીશું તે બધી મરનાર પાછળની પૂંજીના જેવી છે અન્તરાત્માથી વિમુખ થઈને ભોગો ભોગવનાર લોકો સાચા ભોક્તા પણ બની શકતા નથી, ભોગોની સંપૂર્ણ માત્રાનો તેઓ અનુભવ કરી શકતા નથી અને આથી જ અનેક વર્ષો–અનેક જન્મો સુધી ભોગો ભોગવવા છતા ભૂખ્યા ને ભૂખ્યા રહે છે ભોગોને ભોગવવા જતાં પોતે જ ભોગવાઈ જાય છે. જેમ દાંત વગરનું કૂતરું હાડકાને કરડે છે અને તે હાડકું પોતાનાં જડબામાં વાગવાથી જે લોહી નીકળે છે તેને હાડકામાંનું લોહી ગણી મૂઢ બની ચાટયા કરે છે, તેવી રીતે વિષયમૂઢ લોકો વિષયો ભોગવતી વખતે અન્તરાત્માની કૃપાથી જે સુખ ઉત્પન્ન થાય છે તેને વિષયોમાંથી મળતું સુખ ગણી વિષયોમાં પ્રેમ કરે છે અને અન્તરાત્માને ભૂલી જાય છે.

પરન્તુ આનું પરિણામ એ આવે છે કે આવા જીવો ઉપરથી અન્તરાત્મા તેની કૃપા ઓછી કરતો જાય છે આવા પોતાને સાચી મદદ કરનાર અન્તરાત્માને ન ઓળખનાર અને વિષયો પાછળ ઘેલા બનનાર લોકોમાંથી ભગવાન અન્તર્યામી તેનો પ્રકાશ ઓછો કરે છે. જેને પરિણામે જીવોમાંથી ભોગો ભોગવવાની–ભોગસુખ માણવાની શક્તિ ઓછી થઈ જાય છે અને ભોગો ભોગવવાની વાસના–ભોગસુખની ઇચ્છા તો વધેલી ને વધેલી જ રહે છે. આથી જીવો પામર–કંગાળ અને દીન–મૂક બનતા જાય છે.

આને લીધે, એક નવયૌવનામાંથી એક કવિ જેટલું સૌન્દર્ય ગ્રહી શકે છે–જોઈ શકે છે તેટલું એક વ્યભિચારી માણસ ગ્રહી શકતો નથી કવિ એ સૌન્દર્ય ગ્રહણ કરવાની શક્તિવાળા આત્મપ્રકાશમાં મસ્ત રહે છે, જ્યારે વ્યભિચારી માણસ વિષયલોલુપ હોય છે. વિષયલોલુપ

માણસ વિષયનું સ્વરૂપ ગ્રહણ કરી શકતો નથી—વિષયનું સ્વરૂપ સમજી શકતો નથી, પણ વિષયમાં ડૂબી મરે છે.

અન્તરાત્માના પ્રકાશને નષ્ટ કરતો કરતો અને વિષયમોહમાં ડૂબતો ડૂબતો માણસ વિષયોનું સ્વરૂપ ગ્રહણ કરવાની શક્તિમાંથી પણ હીન બનતો જાય છે અને વિષયોના સ્વરૂપનું પૂરું ગ્રહણ થયા વગર વિષયવાસના પૂર્ણ થતી નથી—મટતી નથી, જીવ તેમાં મૂઢ બનતો જ જાય છે અને મનુષ્યશરીરમાં રહેવા માટે યોગ્ય પ્રમાણની પણ આન્તરચેતનાને ગુમાવી બેસે છે ત્યારે તે મનુષ્ય કરતા ઊતરતા—અલ્પ ચૈતન્યપ્રકાશવાળાં પશુ-પક્ષી, ક્ષુદ્ર જીવજંતુ વગેરેનાં શરીરોમાં જાય છે. આથી જિંદગીના ભોગકાળમાં પ્રવેશ કરતા પહેલાં પૂરેપૂરો આત્મવિકાસ સાધી લેવા માટે હિંદના આર્યોએ દરેક વ્યક્તિને માટે બ્રહ્મચર્યાશ્રમમાં રહી, વિશ્વનાં સંપૂર્ણ તત્ત્વોનું દર્શન આપનારી વિદ્યાનું અધ્યયન કરવાની પ્રણાલી શરૂ કરી હતી, અને તેવી રીતે બ્રહ્મચર્યાશ્રમમાંથી પસાર થઈ સંસ્કૃત બનેલો આર્ય યુવાન ગૃહસ્થાશ્રમના પ્રવેશ માટે અધિકારી ગણાતો કે જેથી તે ભોગો ઉપર પ્રભુત્વ ધારણ કરી શકે અને વાસ્તવિક ભોગસુખને પ્રાપ્ત કરી શકે. આર્યોનો ઉદ્દેશ જીવને પ્રભુ બનાવવાનો હતો, પશુ બનાવવાનો નહિ આર્યોનો ઉદ્દેશ મનુષ્યને સાચું ભોગસુખ માણી શકે તેવો બનાવવાનો હતો, ભોગવાસનામાં ડૂબી મરી સાચા ભોગસુખથી વંચિત રહી જાય તેવો બનાવવાનો નહિ. આર્યોનો ઉદ્દેશ મનુષ્યને ઈશ્વરત્વ પ્રાપ્ત કરાવવાનો હતો, ભિખારીપણું નહિ. પરન્તુ આર્યોના એ આદર્શો હાલના સમાજ પાસે રહ્યા નથી. માટીના વાસણમાં અમૃત રહી શકતું નથી. કૂતરાના શરીરમાં હાથીનો સ્વભાવ રહી શકતો નથી. હાલ તો લોલુપતા એટલી બધી વધી ગઈ છે કે જેણે ૩-૪ પેઢી સુધી ચાલે એટલો પૈસો બેંકમાં જમા કર્યો છે તેવા લોકો પણ કાળાં બજાર કરવાનું ચૂકતા નથી

અને ભોગોમાં આસક્તિવાળો જીવ વિષયોમાં લોલુપ થતો જેમ જેમ નીચે ઊતરતો જાય છે તેમ તેમ તેનામાંથી ઉત્તમ ભોગો ભોગવવાની શક્તિ ઓછી થતી જાય છે ભોગોને પૂરેપૂરી માત્રામાં ગ્રહણ કરવાની શક્તિ પણ ક્ષીણ થતી જાય છે કોઈ ભીલ માછીકને નરસિંહરાવ અથવા ઉમાશંકરનાં કાવ્યો વાંચવા આપીએ અને કહીએ કે તે ઘણું જ રસિક અને આનંદ આપે તેવાં છે. પરન્તુ તેના આનંદને તે માણી શકશે નહિ, તેવા આનંદની પાત્રતા તેનામાં હોતી નથી. તેને તો લાખો અને કરોડોના આંકડાઓનો અને વેપારની ધમાલનો જ આનંદ સારો લાગે છે. કાગડાની આગળ આપણે દ્રાક્ષ અને માંસનો ટુકડો મૂકીએ તો તેને માંસથી જ સુખ થશે. ગાજરની કુંડીના ખદબદતા કીડાઓવાળું પાણી આપણે ચોક્ખા પાણીમાં નાખીએ તો ચોક્ખા પાણીને લીધે તે કીડાઓ મરી જશે. તે કીડાઓને ગંદા પાણીથી જ સુખ મળે છે કોઈ ભીલમજુરને જ્ઞાનેશ્વરી ગીતા વાંચવા આપીએ અને ઠોકામારુની વાતો વાંચવા આપીએ તો તેને ઠોકામારુની વાતોમાં જ રસ પડશે

વળી ભોગ્ય પદાર્થોમાં સ્વાદની માત્રા પણ હીન ચેતનાવાળાઓ સમજી શકતા નથી

આપણે કૂતરાને આઈસક્રીમ ખાવા આપીએ અને રોટલો ખાવા આપીએ તો પહેલા રોટલો ખાશે. માણસ આઈસ્ક્રીમમાંથી જેટલા પ્રમાણમાં સ્વાદનો અનુભવ કરે છે તેટલો કૂતરું કરી શકતું નથી ભેંશને મસાલેદાર પાન ખવડાવીએ પણ ખાણ કરતા તેને તેમાં વધારે સ્વાદ જણાતો નથી ગધેડાને સાકર ભાવતી નથી ને જો તેના ખાવામાં આવે તો તે મરી જાય છે

આવી રીતે વિષયવાસનામાં મૂઢ બનવાને લીધે અન્તરાત્માના પ્રકાશથી દૂર ગએલા જીવો કેટલી ભયાનક અધોગતિએ પહોંચે છે તે જોઈ શકાય છે તો દરેક માણસની સૌથી પહેલી એ ફરજ છે કે તેણે વિવેકબુદ્ધિ ધારણ કરીને વિષયવાસનાના અંધારા કૂવામાંથી પોતાનો ઉદ્ધાર કરવો. તેવા માણસો જ પોતાના સાચા હિતેચ્છુ છે કે જેઓ પોતાને ભયંકર અધોગતિમાંથી બચાવી લે છે. અને તેઓ પોતાના મહાન શત્રુ છે કે જેઓ ઇન્દ્રિયોની ભોગવાસનાઓ માટે અને સ્ત્રી-પુત્રાદિ માટે વિષયો ભોગવવામાં લાગ્યા રહીને પોતાના આત્માને નીચ યોનિઓમાં લઈ જાય છે અને તેની પાસે નરક ભોગવાવે છે. ભગવાને ગીતામાં દરેક માણસને તેની પહેલી ફરજ આ જ બતાવી છે

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत्
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ।

અને આ ફરજ જીવ જ્યારે માણસના શરીરમાં હોય ત્યારે જ બજાવી શકે છે માણસના જ શરીરમાં

એવી સમજણ હોય છે કે જેથી તે વિષયોના સ્વરૂપનો, વાસનાના કારણુનો અને પોતાના સ્વરૂપનો તેમજ ભગવાન અન્તર્યામીનો સ્થિર બુદ્ધિથી પૂરેપૂરો વિચાર કરી શકે અને સર્વાન્તર્યામી આત્મસ્વરૂપ પ્રાપ્ત કરી, વાસનાગ્રસ્ત અનાત્મસ્વરૂપ જીવભાવથી મુક્ત થઈ શકે.

મનુષ્યશરીરમાં મસ્તકનો ભાગ કે જેમાં પાંચે જ્ઞાનેન્દ્રિયો ( આંખ-કાન-નાક-જીભ-ચામડી ) આવેલી છે. તે ઇન્દ્રિયોના સ્થાનોની ઉપર મગજનો ભાગ છે, તેમાં બુદ્ધિનું સ્થાન છે કે જે બુદ્ધિ અન્તરાત્માના પ્રકાશની મદદ મેળવી બધી ઇન્દ્રિયો જે જે જ્ઞાન મેળવી લાવે એ તેના સારા-ખોટાપણાનો દીર્ઘદષ્ટિથી વિવેક કરી શકે છે અને અન્તરાત્મા સાથે પણ જોડાઈ જઈ શકે છે.

પશુપક્ષી વગેરેનાં શરીરો એટલી બધી વાસનાની ભૂખને લીધે બનેલાં હોય છે કે તેમનો ઉઝો હમેશાં ખાવા તરફ જ રહે છે તેથી તેમનાં મોઢાં પણ લાંબાં અને જમીન તરફ નીચાં થએલાં ઘડાયાં હોય છે. અને હાથની કે કશાની મદદ વગર સીધે સીધું મોઢાથી જ જે મળે તે તરત જ ઊભાં ઊભાં પણ ખાઈ શકે છે. જ્યારે મનુષ્યશરીરમાં મોઢું નીચું ઢળેલું હોતું નથી, સમભાવમાં હોય છે અને તેથી બુદ્ધિ આજ્ઞા કરે છે ત્યારે હાથ તેના સેવક બની ખાવાનું લાવીને તેની અન્દર મૂકે છે પશુ વગેરેનાં શરીરોમાં બધી ઇન્દ્રિયવૃત્તિઓ (અધોગામી હોવાથી) ઇન્દ્રિયોના સ્વભાવ પ્રમાણે ફરી શકે છે તેમને બુદ્ધિના વિવેકજ્ઞાનને આધીન રહેવું પડતું નથી. એટલું યાદ રાખવું જોઈએ કે બુદ્ધિના વિવેકજ્ઞાનને અનુસર્યા વગર જે ઇન્દ્રિયોની ગતિ છે તે અધોગતિ છે. બુદ્ધિના વિવેકજ્ઞાનનો ઉપયોગ કર્યા વગર ઇન્દ્રિયોની ગતિને અનુસરવાથી જીવ પશુ વગેરેનાં શરીરોમાં આવેલો હોય છે આથી પશુ વગેરેનાં શરીરોમાં બુદ્ધિનો ઉપયોગ ન હોવાથી બુદ્ધિને રહેવાનું સ્થાન-મગજ તેઓમાં હોતું નથી. અથવા નહિ જેવું હોય છે

બીજી રીતે કહીએ તો જેને જે વસ્તુ મળી હોય તે વસ્તુનો ઉપયોગ કર્યા વગર તે વસ્તુને પાસે રાખી મૂકવાનો તેને અધિકાર નથી. અથવા તો તે વસ્તુ તેની પાસે રહી શકતી નથી. આ ઈશ્વરી નિયમ છે તેથી મનુષ્યને જે વિવેકજ્ઞાનવાળી બુદ્ધિ મળેલી હોય છે તેનો ઉપયોગ ન કરવાને લીધે તે બુદ્ધિ તેની પાસેથી સરી પડે છે. અને તેને લીધે જ તે પશુશરીરમાં આવે છે. તેથી પશુશરીરમાં તેની બુદ્ધિને રહેવાનું સ્થાન રાખવામાં આવેલું હોતું નથી. તેમજ ભોગ્યોને લોલુપ ભાવથી ભોગવવાથી ભોગ્યોના સૌન્દર્યગ્રહણની-તત્ત્વ પરિજ્ઞાનની શક્તિ પણ બંધ થઈ જાય છે. તેથી પશુશરીરની ઇન્દ્રિયોમાં તીખું, ખાટું, ખારું, મધુર, કડવું, તુરું વગેરે ષડ્ રસોને ગ્રહણ કરવાની શક્તિ પણ બહુ જ ઓછી હોય છે આથી દરેક મનુષ્યનું એ કર્તવ્ય છે કે તેણે પોતાના શરીરમાં રહેતી દરેક શક્તિઓનો વિકાસ કરી તેમને સદુપયોગમાં લેવી. એક મનુષ્યશરીર જ એવું છે કે જેમાં રહેલો જીવ પોતાની વિવેકશક્તિથી એક નહિ તો બે ચાર જન્મોમાં પણ ખંતથી પ્રયત્ન કરે તો સંપૂર્ણ વાસનાઓથી મુક્ત થઈ સર્વાન્તર્યામી પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરી શકે. આવા સાધકને દરેક ક્ષણે દરેક બાબતમાં એ વિચારવાનું હોય છે કે મને આવી કામના-આવી ઇચ્છા શાથી છે હું આમ શાથી કરું છું. ઇચ્છેલી વસ્તુ મળ્યાથી મને શું સુખ થશે. અમુક ઇચ્છેલી વસ્તુ મને મળે તેમાં હું સુખ શા માટે માનું છું. હું જેને સુખ માનું છું તે સાચું સુખ છે કે નહિ. તેનાથી શરીરને સુખ થાય છે કે મને ? તેનાથી ઇન્દ્રિયોને સુખ થાય છે કે મને ? તેનાથી મનને સુખ થાય છે કે મને ? શરીર, ઇન્દ્રિયો અને મનને તે વસ્તુથી સુખ થાય છે એમ હું શા માટે માનવા લઉં છું ? સુખ મારામાં રહે છે કે પદાર્થોમાં ? આવી રીતે દરેક ઘટનાઓ કે જે આપણી નજર તળેથી પસાર થતી હોય તેમનું બરાબર નિરીક્ષણ કરવું-તેમને બરાબર તપાસવા અને તે ઉપરથી બરાબર નિર્ણય બાંધવો, અને નિર્ણય બાંધનાર કોણ છે અને તે કેટલી સમજણથી નિર્ણય બાંધે છે તે જોવું તેમજ નિર્ણય જોનાર બરાબર જુએ છે કે કોઈ જગાએ ભૂલ થાય છે અથવા ભૂલ રહી જવાનો સંભવ છે કે નહિ તેનો ખૂબ શાંતિથી સાવધાન થઈ અન્તરાત્મા પાસે જવાબ માગવો. આમ કરવાથી ભગવાન અન્તર્યામી જીવની આગળ પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરશે અને છેવટ જીવને પોતામાં સમાવી લેશે. **યમેવૈષ વૃણુતે તેન લભ્યસ્તસ્યૈષ આત્મા વિવૃણુતે તનુ સ્વામ્ ।**

પરન્તુ જે લોકો મનુષ્ય તરીકે મળેલી વિવેકશક્તિનો ઉપયોગ ન કરતાં અવિચારી પણે આંધળી બુદ્ધિથી સળગાવ્યે જ રાખશે, તો પશુના ને તેમના

સ્વભાવમાં કાંઈ ફરક રહેશે નહિં અને આંધળાની પાછળ જતાં ઉંડા કૂવામાં જ પડશે.

असूर्या नाम ते लोका अन्धेन तमसावृता

तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः।

માટે મનુષ્યોએ જાગ્રત રહી આંખો ઉઘાડી રાખી મનુષ્યજન્મને, સાર્થક બનાવવો પણ જો મનુષ્યશરીરનો દુરુપયોગ કરી મનુષ્યશરીરથી ભ્રષ્ટ થઈ ગયા મનુષ્યશરીરની લાયકાત ગુમાવી બેઠા તો પછી અંધકારમય-પાપમય-દુઃખમય યોનિઓમાં અનંતકાલ સુધી કુટાવાનું વહોરી લેશો.

इह चेदवेदीत् सत्यमस्ति

न चेदिहावेदीन्महती विनष्टि ।

આર્યોએ મોક્ષપુરુષાર્થની સિદ્ધિ મનુષ્યથી જ બતાવી છે.

ઘણાં હાલના સંસારી લોકો મોક્ષ પામવાથી ભડકે છે. તેમને લાગે છે કે સંસારમાં તો દુઃખ મિશ્રિત સુખ થોડું પણ છે, જ્યારે મોક્ષમાં તો બિલકુલ સુખ દેખાતું જ નથી, તેમાં સારું સારું ખાવાનું કે પહેરવા ઓઢવાનું કંઈ જ નથી વળી જો વૈકુંઠમાં જઈએ તો તેમાં પણ ભગવાનની તાબેદારી હોય તો રહેવું જ પડે તેમની મર્યાદા રાખવી પડે, અમે તેમ બોલાય નહિં, અમે તેમ વર્તાય નહિ આખો દિવસ ભગવાનની પૂંછડી પકડીને બેસી રહેવું પડે, વળી આપણા કરતાં જેમની ભક્તિ વધારે જમા થએલી હોય તેવા ભક્તો આગળ આપણું માન રહે નહિ આના કરતાં તો આપણે છીએ ત્યાંના ત્યાં શું ખોટા છીએ! માટે 'મેલ કરવતિયા, તે ફરી પાછો મોસાળે મોચી.'

પરન્તુ આમ નથી. મોક્ષ અને વૈકુંઠ કંઈ જુદાં નથી. આપણે સંસારથી મોક્ષ પામીએ છીએ પરન્તુ સંસાર આપણાથી મોક્ષ પામતો નથી. સંસાર તો મુક્ત આત્માના આધારે જ જીવન ધારણ કરી રહ્યો હોય એ तमेव भान्तमनुभाति सर्वम् સર્વ જીવોમાં અન્તર્યામી રૂપે જે મુક્ત આત્મા રહેલો છે, તે જ સર્વ ભોગ્ય પદાર્થોને સર્જી જીવોને આપે છે, અને જે વડે જીવો જે સુખ અનુભવે છે તે આ અન્તરાત્મામાં જ જઈને સમાઈ જાય છે એવું કોઈ પણ સુખ નથી કે જેનો સંબંધ અન્તરાત્મા સાથે ન હોય. સંસારમાં જેટલાં સુખ ઉત્પન્ન થાય છે તે બધાં આ આત્મામાંથી આવીને મળે છે, અને આ આનન્દમય આત્માના સુખનો એક અંશ બધા જીવો અનુભવી રહ્યા છે. सर्वाणि भूतान्यस्य मात्रामुपजीवन्ति ।

સર્વના અન્તરમાં એકરૂપે વ્યાપી રહેલ અન્તરાત્માના સ્વરૂપનું વિસ્તૃત દર્શન આવતા અંકમાં આપવામાં આવશે આ લેખનો વિષય એટલો જ છે કે આત્મસ્વરૂપથી વિમુખ થઈ ભોગોમાં જ આસક્ત રહેવાથી શું હાનિ છે અને દરેક માણસે આત્મવિકાસ શા માટે પ્રાપ્ત કરવો જોઈએ.

જે મનુષ્યો વિષયોમાં આતશય આસક્તિ થઈ કલ્પના પૂર્વક હું-મારું માની, પોતાના વગર બધું બગડી જ રહેવાનું છે એવું અભિમાન લઈ પટલાઈના વ્યવહારમાં લાગેલા રહે છે તેમને ગમે તેવો ઊંચો ઉપદેશ હોય તો પણ સહેજ પણ આંખ ઉઘાડી શકતો નથી. વ્યવહારથી સહેજ પણ ઊંચું જોવાનો વખત આવતાં તેમને બગાસાં આવવા માંડે છે. જેવી રીતે લાખના ઢીમા ચોકખા પાણીમાં ગુમગાઈ જાય છે તેવી રીતે આવા લોકોને ભગવાનની વાતો કહેતાં તેમની બધી સંપત્તિ નાશ પામતી હોય તેવું લાગવા માંડે છે આવાઓનો ઉદ્ધાર અનેક જન્મોને પણ થવો મુશ્કેલ હોય છે

હું ઉનાળાની રજાઓમાં વતન જવાનો હતો. મેં પરદેશથી માની મા ઉપર પત્ર લખ્યો હતો કે, 'હું પંદર દિવસ પછી ઘેર આવવાનો છું. તું મારી મા થઈ છે તેથી મને એવી લાગણી રહે છે કે તું 'તું કોણ છે' તે સમજી તારું કલ્યાણ કરે તો સારું હું આવીશ ત્યારે તને ગીતા વાંચી તેનું જ્ઞાન સમજાવીશ. મારા પિતા આત્મજ્ઞાનમાં આગળ ગએલા હતા તેથી મને તેમની ચીંતા રહે છે કે તે ક્યાં અટક્યાં નથી હશે, પરન્તુ તારી મને ચિંતા રહે છે કે તું વહેવારમાં ખૂબ બંધાએલી છે ને તેથી સહેજ પણ ઊંચું જોઈ શકતી નથી. તેથી આ વખતે મારે તને ભગવાન તરફ ઊંચું જોતાં શીખવવાનું છે નહિ તો તું ભગવાનથી દૂર ને દૂર નીચે ઉતરતી જઈશ. ઇત્યાદિ'

મારો પત્ર ઘેર પહોંચ્યો. મારી માએ વાંચ્યો અને બીજા કુટુંબીઓએ પણ વાંચ્યો. તેમને લાગ્યું કે હવે છોકરો વહેવારના કામ ભગાડ્યા વગર રહેશે નહિ.

કેટલાક ઘેરાં મારી માને ચીડવવા કહવા લાગ્યાં કે 'તમને ખબર નથી કે 'તું' કોણ છે!' તમને કહ્યું

જોતાં નથી આવડતું ? અમને તો કોઇને ઊંધું જોતા શીખવાડવું પડતું નથી.' વગેરે.

અને હું ઘેર ગયો અને ૨૦ દિવસ ઘેર રહ્યો પણ એક પણ દિવસે તેને મારો ઉપદેશ સાંભળવાનો એક કલાકનો પણ વખત મળ્યો નહિં તે તેના વહેવારના ફંદા ભજવવાની કુશળતામાં જ ફૂલાતી હતી. અને જ્યારે તે નવરી થઇને બેસતી ને હું કંઇ કહેવાનું શરુ કરતો ત્યારે તેને તરત જ યાદ આવી જતું કે અમુક કામ કરવાનું રહી જાય છે. કોઇ વાર જ્યારે રાત્રે હું ભગવાન વિષે કહું ત્યારે તેને એ ખ્યાલ આવી જતો કે ઊંઘવાનો ટાઇમ ભમડે છે સવારે ઘણાં કામ કરવાના છે તો વહેલું ઊઠાશે નહિ. જ્યારે હું વારવાર ભગવાનને માટે ટકોર ટકોર કરતો ત્યારે તેણે કહેલું કે 'ભગવાન હશે તો ક્યાં નાસી જવાના છે ? વખત આવશે એટલે તેને પણ ભજીશું'

આવી રીતે જેઓ ભગવાનથી નાસતાં ફરે છે તેઓને માટે ભગવાન પણ નાસી જાય છે.

માટે હે ધીર પુરુષો ! હે સમજુ મનુષ્યો ! તમે તમારી પાસેની બધી વસ્તુઓને ગુમાવવી પડે તો ભલે ગુમાવજો, પરન્તુ સર્વ વસ્તુઓના સર્જનહાર અને જેને લીધે બધી વસ્તુઓનું અસ્તિત્વ રહે છે તેવા ભગવાનને મેળવવા છોડશો નહિ. નહિં તો ભગવાનને છોડીને તમે ગમે તેટલું મેળવશો તો ય તમે આ સંસાર-સંગ્રામમાં જીતી શકશો નહિ. દુર્યોધને ભગવાનને છોડીને ભગવાનનું બધું બળ લીધું છતાં તેનો વિનાશ થયો અને અર્જુન યુદ્ધમાં નિષ્ક્રિય રહેનારા એવા પણ ભગવાનને મેળવી વિજયી થયો. ૐ

## સત્સંગનું બળ

લે. શ્રી હીરાલાલ ર. ઠક્કર, એમ એ

વૈશાખ શુદ ચૌદશના આજના પવિત્ર દિવસે પર ાત્મા નૃસિંહ (અર્ધનર અને અર્ધસિંહ) સ્વરૂપે ંકાળે સ્તંભમાંથી પ્રકટ થઇ પશુબળાત્મક સત્તાથી ઉન્મત્ત થઇ પરમભાગવત ભક્તરાજનો અતિ દ્રોહ કરનાર હિરણ્યકશિપુનો વધ કર્યો, અને પ્રહ્લાદનું સંરક્ષણ કર્યું છે. આ પૌરાણિક આખ્યાયિકાથી હિન્દુજનતા સુપરિચિત છે

આ નૃસિંહ જયંતી બુદ્ધ ભગવાન, શ્રીમદ્ શંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય કે ભગવાન શ્રી સ્વામિનારાયણની જયંતીઓ માફક ઐતિહાસિક નથી આપણા ઇતિહાસકારો તેને અમુક સંવત્સરમાં મૂકી ચોક્કસ કાલનિર્ણય કરી શકે તેમ નથી તેથી આ જયંતીનો વિચાર આપણે ઇતિહાસ ને તુલનાત્મક દૃષ્ટિથી વિચારીશું ઐતિહાસિક ન હોવા છતાં પણ આવી પૌરાણિક કથાની કિંમત અને તેની અંદર રહેલ ગૂઢ સત્ય કોઇપણ રીતે ઓછું ઉપયુક્ત તથા પ્રેરક નથી. હરિશ્ચંદ્રનું આખ્યાન ને ભક્તરાજ પ્રહ્લાદનું ચરિત્ર આજે પણ આપણને સત્યના આગ્રહ માટે કોઇપણ ભોગ અને બલિદાન આપી મરી ફીટવાની તમન્ના પ્રેરે છે.

ઉપરોક્ત નૃસિંહાવતારની આખીયે કથા રસમય, સુંદર અને મધુર ભાષામાં ભાગવત પુરાણના સાતમા સ્કંધના પહેલા દશ અધ્યાયમાં વર્ણવેલી છે. આ આખ્યાનમાંથી ખાસ ધ્યાન ખેંચે તેવા તથા જેમાંથી આપણે કેટલાંક સનાતન આધ્યાત્મિક સત્યો તથા સિદ્ધાંતો તારવી શકીએ તેવા પ્રસંગો પર જરા ઊંડું મનન કરીશું

(૧) હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ એ બન્ને ભાઇઓ પૂર્વજન્મમાં ભગવાનના વૈકુંઠ ધામમા જયવિજય નામના દ્વારપાલ હતા. તેમણે બાળબ્રહ્મચારી પરમ ભાગવત સનકાદિ ભક્તોનું અવિનયથી અને ઉદ્ધતાઇથી અપમાન કર્યું, તેથી તે ભક્તોએ શાપ આપ્યો કે; 'તમે આવા વૈકુંઠ લોક જેવા દિવ્ય ધામમાં રહેવા પાત્ર નથી' ભગવાને પણ આ શાપ મંજૂર રાખ્યો. જો કે પાછળથી પતિતપાવન ભક્તવત્સલ ભગવાને શાપ હળવો કર્યો અને આશ્વાસન આપ્યું કે 'વૈરભાવથી મારુ સતત સ્મરણ કરી ત્રણ જન્મ પછી પુનઃ આ ધામને પામશો' હવે આ આખ્યાયિકામાંથી ક્યાં સનાતન સત્યો આપણે શીખવાનાં છે ? જય-વિજય વૈકુંઠધામ જેવા શુભ દેશકાલ(વાતાવરણ)માં હોવા છતાં ક્રિયા અશુભ કરી સતો પ્રત્યે અવિનય અને

ઉદ્ધતાઇ બતાવ્યા–તો પૂર્વના શુભ સંસ્કાર તથા સારા વાતાવરણની અસર ભુંસાઇ ગઇ અને પતન થયું. આથી ઊલટું પ્રહ્લાદ આસુરી વાતાવરણમાં ઉછર્યા પણ એક સમર્થ ભગવદ્‌ભક્ત નારદજીનો 'સત્સંગ' ગર્ભાવસ્થામાંથી થયો તો દેશકાલાદિ ( Environment ) અશુભ હતાં તો પણ નડી શક્યાં નહિ. આ સત્ય ભગવાન શ્રી સહજાનંદ સ્વામીએ પોતાના વચનામૃતમાં બહુ સુંદર મનનીય શબ્દોમાં ઉપદેશ્યું

"દેશકાળાદિક જે આઠ (દેશ, કાળ, ક્રિયા, સંગ, શાસ્ત્ર, મંત્ર, ધ્યાન અને દીક્ષા) છે તેમાં જેવું પૂર્વ સંસ્કારમાં જોર છે તેવું જ એક એકમાં છે. માટે જ્યારે એનો યોગ થાય ત્યારે જરૂર બંધન થાય છે અને પૂર્વના સંસ્કારનું જોર રહેવા દેતા નથી અને સંસ્કારમાં લખ્યું એટલું જ સુકૃત કે દુષ્કૃત થાય તો વેદ, શાસ્ત્ર ને પુરાણને વિષે વિધિનિષેધના જે ભેદ કહ્યા છે કે આ કરવું ને આ ન કરવું તે સર્વ ખોટું થઇ જાય પરન્તુ મોટાના કરેલા શાસ્ત્રો ખોટાં થાય જ નહિ અને જય વિજય હતા તેણે જો અયોગ્ય ક્રિયા કરી તો જે ઠેકાણે કાલ કર્મ અને માયા નથી એવું જે ભગવાનનું ધામ ત્યાંથી પડી ગયા અને જો નારદજીને રાજી કર્યા તો પ્રહ્લાદને દેશકાળાદિક અશુભ હતા તો પણ નડી શક્યાં નહિ અને જો સનકાદિકને કોપાયમાન કર્યા તો દેશ કાળાદિક શુભ હતાં તો પણ જયવિજય પડી ગયા માટે જેણે કલ્યાણને ઇચ્છે તેણે તો જેમ મોટા પુરુષ રાજી થાય તેમ કરવું અને મોટા પુરુષ પણ ત્યારે રાજી થાય જ્યારે કોઈ પ્રકારે અંતરમાં મલિન વાસના ન રહે . . .અને અમારાથી તો એક ગરીબ પણ દુખાયો હોય તો અમારા અંતરમાં એવો વિચાર આવે છે જે 'ભગવાન સર્વાન્તર્યામી છે તે એક ઠેકાણે રહીને સર્વના અંતરને જાણે છે માટે જેને અમે દુખવ્યો તેના જ અંતરમાં વિરાજમાન હશે. ત્યારે અમે ભગવાનનો અપરાધ કર્યો, એમ જાણીને તેને પગે લાગીને તેને કાંઇક જોઇતું હોય તે આપીએ પણ જે પ્રકારે તે રાજી થાય તેમ કરીએ છીએ.' (વચ. ગ. મ. પ્ર. ૨૭)

ઉપરોક્ત વિધાન પરથી કોઈને શંકા થાય કે "યદ્ગત્વા ન નિવર્તન્તે તદ્ધામ પરમં મમ" (જેને પામીને પુનરાવર્તન થતું નથી એવું મારું પરમધામ છે) એમ જે ગીતાજીમાં કહ્યું છે તે શું આ જયવિજયની આખ્યાયિકાથી ખોટું નથી પડતું? આ શંકાનું સમાધાન પણ આપણે ભગવાન શ્રી સહજાનંદસ્વામીના વચનામૃતમાંથી મેળવીશું પોતે કહે છે "જય વિજય પડ્યા એ તો ભગવાને પોતાના સંતનો મહિમા દેખાડવા સારૂ પાડ્યા. જે 'સનકાદિક જેવા સંતનો દ્રોહ કરે તો વૈકુંઠાદિક જેવા ધામને પામ્યો હોય તો પણ પડી જાય છે.' અને જયવિજય તો પાછા ત્રીજે જન્મે ભગવાનના વૈકુંઠ ધામમાં પહોંચ્યા માટે એ કાંઇ પડ્યા ન કહેવાય એ તો ભગવાનની ઇચ્છાએ થયું. અને પડ્યો તો તે કહેવાય કે જેને પાછો ભગવાનનો સમ્બન્ધ જ ન રહે .. અને જે પડે છે તે તો આધુનિક અપક્વ ભક્ત હોય, તે સાધનકાળમાંથી જ પડે છે, તે તો યોગભ્રષ્ટ કહેવાય પણ વૈરાગ્ય, આત્મનિષ્ઠા, ભગવાનની ભક્તિ અને બ્રહ્મચર્યાદિક જે ધર્મ તેણે કરીને જે સિદ્ધ થાય જેવા શ્વેત દ્વીપને વિષે મુક્ત છે તે સરખા છે તે તો કોઈ કાળે પડતા નથી." (વચ. સાર. પ્ર ૧૪)

(૨) હિરણ્યકશિપુએ કેવળ તપના પ્રભાવથી બ્રહ્માને પ્રસન્ન કરી પશુબળની પરાકાષ્ઠા પ્રાપ્ત કરી હતી તેણે જ્યારે "વેર વિનાના સંત અને મહાત્મા" એવા પોતાના પુત્ર પ્રહ્લાદનો દ્રોહ કર્યો ત્યારે તેનો વિનાશ થયો પશુબળની પરાકાષ્ઠા પામેલ વ્યક્તિ કે રાજકીય સત્તા જ્યાં આધ્યાત્મિક બળો સાથે અથડામણમાં આવે છે ત્યારે હમેશાં આધ્યાત્મિક બળનો જ વિજય થાય છે. એ સનાતન સિદ્ધાંતને ભાગવતકાર આ આખ્યાનદ્વારા પોકારીને ઉપદેશે છે

(૩) હિરણ્યકશિપુ જેવા રાક્ષસકુળમાં પ્રાતઃસ્મરણીય ભક્તરાજ પ્રહ્લાદ કેવી રીતે પાક્યા? કાદવમાં કમળ કેવું? શું આ આશ્ચર્યકારક નથી? પિતાના ગુણો પુત્રમાં ઊતરી આવે છે એ સામાન્ય સિદ્ધાંત અહિ કેવી રીતે ખોટો થયો? ભાગવતકારે આ સમસ્યાનો ઉકેલ આપ્યો છે આસુર સંપત્‌માં પણ દૈવી સંપત્‌નો જન્મ થયો એ "સત્સંગ"ના ગર્ભમાં સિંચેલા સંસ્કારોને આભારી છે પ્રહ્લાદનાં માતાએ ગર્ભાવસ્થામાં દેવર્ષિ નારદજીના રક્ષણ નીચે રહી તેમનો 'સત્સંગ' મહણ કર્યો ને ગર્ભમાં રહેલ પ્રહ્લાદે, આ સંસ્કારો સારી રીતે પચાવ્યા ને પરિણામે જન્મ્યા ત્યારથી જ "રામનામ"નું રટણ થઈ ગયું એટલું જ

નહિ પણ 'આસુરી વિદ્યા' અર્થ–અધમની તાલીમ જે તેમના વિદ્યાગુરુએ ઘણા પ્રયત્નથી આપવા માંડી પણ તે અને શીખરી જ નહિ. ઉલટું શાળાના અન્ય બાળકોને પણ ઉપરોક્ત 'રામનામ'નો રંગ લગાડયો આ છે "સત્સંગ"નો પ્રતાપ કે જે પ્રતાપથી પારધીના વાલ્મીકિ ઋષિ થયા, દાસીપુત્રમાંથી દેવર્ષિ નારદ થયા અને હિરણ્યકશિપુ જેવા અસુરને ત્યાં પણ નિષ્કામ ભક્ત પ્રહ્લાદ પાક્યા. બાળકેળવણી અને સ્ત્રી–કેળવણીનું સુકાન જેના હાથમાં છે એવા આપણા કેળવણીકારોને આ પૌરાણિક આખ્યાનોમાંથી ઘણું શીખવાનું છે. આપણે જો પ્રજાનો ઉચ્ચજીવન માટે માનસ પલટો કરવો હોય, નવી પ્રજામાં આધ્યાત્મિક જીવન-સત્વનો આગ્રહ દૃઢ કરવો હોય તો "નારદજી" જેવા અવિરત ભ્રમણ કરી બધેને આધ્યાત્મિક જીવનના સંસ્કાર આપનાર ગુરુઓ–શિક્ષકો કેળવણીક્ષેત્રમાં યોજવા પડશે. અને તેમણે કેળવણીની શરૂઆત ક્યારથી કરવી પડશે? ત્રણ ચાર વર્ષની ઉંમરથી નહિ પણ બાળક ગર્ભમાં હોય ત્યારથી જ. આ ઉપરાંત માતાએ પણ 'દાતા, ભક્ત કે શૂર' સંતાનોને જન્મ આપવા માટે કેવું જીવન જીવવું જોઇએ તે પ્રહ્લાદની માતાના દૃષ્ટાંતથી સમજી શકાશે. તે અસુરપત્ની હોવા છતાં દેવર્ષિ નારદના રક્ષણ અને સત્સંગમાં (તેમના પતિની ગેરહાજરીમાં) સમજાવસ્થામાં રહ્યાં તો પ્રહ્લાદ જેવા ભક્તરાજનાં માતા થવા ભાગ્યશાળી થયાં.

(૪) ભક્તરાજ પ્રહ્લાદની પરમાત્મામાં અડગ શ્રદ્ધા–દૃઢ ટેક હતી કે 'મારો રામ અણુ અણુ પ્રત્યે છે તપાવેલ થાંભલામાં પણ છે જ' આ પણ એક વિરલ આત્મશ્રદ્ધા છે જ્યારે તેમના પિતાએ તેમને મારી નાખવા સામ, દામ, દંડ અને ભેદ એમ બધા જ પ્રયત્નો અજમાવ્યા છતાં પણ પ્રહ્લાદ સહેજ પણ ડગ્યો નહિ, ત્યારે તેમના રક્ષણ માટે જડ સ્તંભમાંથી પરમાત્મા પ્રગટ થયા ને પશુબળનો નાશ કરી પ્રહ્લાદનું પરિત્રાણ કર્યું. પ્રહ્લાદ જેવા આગ્રહ સત્યાગ્રહી થઇ જીવનના દરેક ક્ષેત્રમાં જો આપણે અન્યાય ને પાપ સામે ઝઝુમીએ તો સત્યસ્વરૂપ પરમાત્મા દુનિયામાંથી આસુરી બળોનો નાશ કરી આપણું સંરક્ષણ જરૂર કરે God helps those who help themselves"

(૫) અને પ્રહ્લાદ પણ વણિક વૃત્તિના પ્રાકૃત ભક્ત ન હતા પણ ગીતાજીમાં કહેલ જ્ઞાની, નિષ્કામ ભક્ત હતા આ પ્રમાણે તેમની નૃસિંહજી પ્રત્યેની પ્રાર્થના પરથી સમજી શકીએ છીએ. આ રહી તે પ્રાર્થના: "હે અજીત! અત્યંત ભયંકર એવા જે તમે તેના આ રૂપથી હું ડરતો નથી, પરંતુ હે કૃપાવત્સલ! અસત્ય તથા ઉગ્ર એવા સંસારચક્રના દુ:ખથી હું ભય પામું છું માટે હે ભેણ્ડ સુંદર, આપ પ્રસન્ન થઇને, મોક્ષરૂપ તથા શરણરૂપ તમારા ચરણકમળમાં મને ક્યારે બોલાવશો!" (ભાગ. સપ્ત સ્કંધ. અ. ૯ શ્લો. ૧૬)

વળી જ્યારે પ્રહ્લાદને "વર" માગવાનું નૃસિંહજી કહે છે ત્યારે નિષ્કામ ભક્તને છાજે તેવા શબ્દો ઉચ્ચારે છે કે "તમે મને માગેલો 'વર' આપતા હો તો હું તમારી પાસેથી માગી લઉં છું કે "મારા હૃદયમાં કોઇ દિવસ કામનાનો અંકુર ફૂટે નહિ તેવું કરો. કારણ કે કામનાની ઉત્પત્તિથી ઇંદ્રિયો, મન, પ્રાણ, આત્મા, ધર્મ, ધૈર્ય, બુદ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ, સ્મૃતિ, તથા સત્ય નાશ પામે છે મનુષ્ય જ્યારે મનમાં સ્થિર થઇને રહેલી કામનાઓનો ત્યાગ કરે છે ત્યારે જ હે કમલનયન, તે પરમાત્મારૂપ થાય છે."

(ભાગ. સપ્ત. સ્કંધ અ. ૧૦ શ્લોક ૯)

બુદ્ધ ભગવાન તૃષ્ણાને ઉન્મૂલ કરવાનો જે પ્રાથમિક ઉપદેશ આપે છે તે જ સિદ્ધાંત ભાગવત ધર્મમાં પણ મુખ્ય પ્રાણરૂપે છે ભારતીય ધર્મોની ભિન્નતામાં કેવી ઉંડી એકતાનો સમન્વય રહેલો છે!

અંતમાં ભક્તરાજ પ્રહ્લાદના જીવનની પ્રશંસા ભગવાન શ્રી સહજાનંદ સ્વામી પોતના વચનામૃતમાં જે શબ્દોમાં કરે છે તે ટાંકી આ લઘુ લેખ સમાપ્ત કરીશું. આ રહ્યા ને માનનીય શબ્દો. "પ્રહ્લાદ જે તે નૃસિંહજી પ્રત્યે બોલ્યા જે 'હે મહારાજ! હું આ તમારા વિકરાળ રૂપથી નથી બીતો ને તમે જે મારી રક્ષા કરી તેને હું રક્ષા નથી માનતો. ને તમે જ્યારે મારા ઇંદ્રિયોરૂપ શત્રુના ગણથી રક્ષા કરશો ત્યારે હું રક્ષા માનીશ.' માટે જે ભગવાનનો ભક્ત હોય તે દૈહિક રક્ષા ભગવાન કરે તેણે કરીને હર્ષ ન પામે ને રક્ષા ન કરે તેણે કરીને શોક ન કરે ને અલમસ્ત થકો ભગવાનને ભજે." (વચનામૃત લોયા પ્રકરણ ૩)

[ ગતાંક પૃષ્ઠ ૭૭૬ થી ચાલુ ]

## પ્રહ્લાદનો સત્યાગ્રહ

પરીક્ષિત રાજાનો મુખ્ય પ્રશ્ન એ છે કે જો ભગવાન દેવોના હૃદયમાં છે અને દૈત્યોના હૃદયમાં પણ છે તો દેવોને મદદ આપીને દૈત્યોને કેમ મરાવે છે ? એટલે જગતમાં બધું એક સત્તાથી ચાલે છે કે જગતમાં ઘણી સત્તા છે ? આ પ્રશ્નના જવાબમાં હિરણ્યકશિપુ અને પ્રહ્લાદની કથા શરૂ થયેલ છે. જગતમાં મુખ્ય સત્તા બ્રહ્મની એટલે ભગવાનની છે, તે સત્તા પ્રપંચમાં પ્રતીત થવી ન જોઈએ પરંતુ અજ્ઞાનથી બ્રહ્મ અને પ્રપંચનું તાદાત્મ્ય જ્યારે થાય ત્યારે તે સત્તાનો ભેદ પ્રતીત થવો નથી, તેથી કામ વખતે કામનું જ્ઞાન પ્રમાણ થઈ જાય છે, ક્રોધ વખતે ક્રોધનું જ્ઞાન પ્રમાણ થઇ જાય છે અને લોભ વખતે લોભનું જ્ઞાન પ્રમાણ થઇ જાય છે, પણ તે પ્રમાણનો બીજી દશામાં બાધ થઇ જાય છે તેથી તે સાચું પ્રમાણ નથી. સાચા પ્રમાણ માટે સાચુ જ્ઞાન જોઇએ સાચુ જ્ઞાન કોને કહેવું તે હવે પ્રહ્લાદની કેળવણી ઉપરથી ખબર પડશે. પ્રહ્લાદનું પ્રારબ્ધ એવું સરસ હતું કે કેટલુંક સાચું જ્ઞાન તેને નારદજી તરફથી(ગર્ભમાં, હતા ત્યારે) મળ્યું હતું

છીપમાં જ્યારે રૂપાનો અભ્યાસ હોય તે વખતે છીપનું જ્ઞાન થાય નહિ. તેવી જ રીતે જ્યારે બ્રહ્મમાં જગતનો અભ્યાસ હોય ત્યારે બ્રહ્મનું જ્ઞાન થાય નહિ છીપનું જ્ઞાન અને રૂપાનું જ્ઞાન એવા બે પ્રકારના જ્ઞાનની સામસામી પણ પ્રતિબંધરૂપ છે એટલે બ્રહ્મનું જ્ઞાન અને જગતનું જ્ઞાન એવા બે પ્રકારના જ્ઞાનની સામસામી પણ પ્રતિબંધક છે રૂપા વિગેરેનો અભ્યાસ વિશેષ જ્ઞાનથી પ્રતિબદ્ધ છે. સિદ્ધાંતમાં જગતનું વિશેષ જ્ઞાન બ્રહ્મનું જ્ઞાન લેવા દેતું નથી એ જ પ્રમાણનું મિથ્યા જ્ઞાન છે તેથી એવું જ્ઞાન નિશાળમાં લેવા માટે હવે પ્રહ્લાદ ના પાડશે. હાલમાં કોઈ વિદ્યાર્થીઓ જગતનું (દ્વૈતમૂલક જ્ઞાન ) લેવા માટે ના પાડતા નથી.

યુધિષ્ઠિર રાજાએ નારદજીને એવો પ્રશ્ન પૂછેલ છે કે રાજસૂય યજ્ઞ વખતે રાજસભામાં શિશુપાલે શ્રી કૃષ્ણને ગાળો દીધી છતાં ભગવાને તેને કેમ સદ્‌ગતિ આપી તે મને સમજાતું નથી તેના જવાબમાં નારદજી કહે છે કે ભગવાનની અંદર સમ–વિષમ ભાવ નથી. તે વાત પ્રહ્લાદના દૃષ્ટાંતથી સિદ્ધ કરવા માટે કહે છે કે અસુરોએ શુક્રાચાર્યજીને પોતાના પુરોહિત બનાવ્યા હતા. તેના પુત્રો શંડ અને અમર્ક હિરણ્યકશિપુની પાસે રહેતા હતા. તે બન્ને પ્રહ્લાદને અને બીજા અસુર બાળકોને રાજનીતિ વગેરે શીખવતા હતા ગુરુજી જેવો પાઠ શીખવતા હતા તે પાઠ પ્રહ્લાદ બરાબર સાંભળતા હતા પણ

न साधु मनसा मेने स्वपरासद्ग्रहाश्रयम् ७–५–६

જે પાઠમાં એવું આવે કે આ આપણું છે અને આ બીજાનું છે તે ભાવ અસદ્ આગ્રહથી યુક્ત હોવાથી પ્રહ્લાદને તે પાઠ સાચો લાગતો નહોતો. અહીં "અસદ્ આગ્રહ" એ શબ્દ વપરેલ છે, તેથી ઉલટા શબ્દો કરીએ તો જે શિક્ષણમાં આ મારૂ અને આ બીજાનું એવું ન આવે તેને સદ્‌આગ્રહ અથવા સત્યાગ્રહ કહી શકાય. આ જગ્યાએ આપણને સત્યાગ્રહનો સાચો અર્થ મળી શકે છે. મ. ગાંધીજીએ જ્યારે દક્ષિણ આફ્રીકામાં સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે તેમણે લોકોને એમ કહેલ હતું કે આપણે પ્રહ્લાદ અને સુધન્વાના જેવો સત્યાગ્રહ કરવો જોઇએ, પણ પ્રહ્લાદના સત્યાગ્રહમાં અને હાલના સત્યાગ્રહમાં ઘણો ફેર છે હાલના સત્યાગ્રહી જે જ્ઞાનથી આ મારૂં અને આ બીજાનું એવું જણાય તેવું જ્ઞાન લેવાની ના પાડતા નથી. કેટલાક વર્ષો પહેલાં પંડિત જવાહરલાલના પિતા મોતીલાલ નહેરુએ મ. ગાંધીજીને કહ્યું હતું કે "તમે સત્યની વ્યાખ્યા કરવાનું છોડી દો, સત્ય શું છે તે હજુ કોઈ બરાબર સમજતી લોક નથી." મ. ગાંધીજી પણ પોતાના સત્યાગ્રહને Experiments with truth કહે છે. એટલે સત્ય બાબત તે હજુ પ્રયોગ કરે છે. નોઆખલીના અત્યાચાર જોઈને તેમણે એમ પણ કહ્યું હતું કે મેં જે સત્ય અને અહિંસા આદર્શ વર્ષો

આવ્યાં અને આટલા પ્રયોગો કર્યા તે સત્ય જાણે કે મારી પાસેથી ખસી જતું હોય તેવું લાગે છે પ્રહ્લાદની આ કથામાં સત્યના પ્રયોગ નથી પણ સત્યમાં નિષ્ઠા છે આવા સત્યનો આગ્રહ રહે તો જગતમાં માત્ર એક જ સત્તા છે એવું લાગ્યા કરે.

એક દિવસે હિરણ્યકશિપુએ પ્રહ્લાદને પાસે બોલાવીને પૂછ્યું કે "બેટા, તને કયું જીવન સારું લાગે છે ? પ્રહ્લાદ જવાબમાં કહે છે કે —

तत्साधु मन्येऽसुरवर्य देहिनां
सदा समुद्विग्नधियामसद्ग्रहात्
हित्वात्मपातं गृहमन्धकूपं
वनं गतो यद्धरिमाश्रयेत ॥७–५५॥

અર્થ—અદતા મમતા રૂપી અસદ્ આગ્રહથી જેની બુદ્ધિ સદા ઉદ્વિગ્ન રહે છે તે પ્રાણીઓને જો કલ્યાણ જોઈતું હોય તો આત્મપતનના હેતુભૂત જે આ ઘરરૂપી અંધારો કૂવો છે તેનો ત્યાગ કરી વનમાં જઈ શ્રીહરિનો આશ્રય લેવો જોઈએ

એટલે ગૃહસ્થાશ્રમનું જીવન જ એવું છે કે તેમાં હું અને મારું એવો વ્યવહાર બહુ જ કરવો પડે છે. એવા વ્યવહારમાં બીજી સત્તા એટલે માયામાં સત્તા હોય એવું પણ લાગ્યા કરે છે. માણસની વચ્ચે રહી માણસ જેવું થવું સહેલું છે. એકાંતમાં જઈ મહાત્માની થવું પણ સહેલું છે, પણ માણસની વચ્ચે રહીને બ્રહ્મ જ્ઞાન રાખવું એ બહુ મુશ્કેલ છે પાંચમા સ્કંધમાં જ્યાં જડભરતની કથા આવે છે ત્યાં પણ જડભરત રહૂગણ રાજાને કહે છે કે "હું હરણનો સંગ કરવાથી ગયા જન્મમાં હરણ થઈ ગયો હતો, તેથી આ જન્મમાં માણસના સંસર્ગથી ગભરાવાળો રહું છું કે કદાચ ફરીથી માણસ થઈ જાઉં તેથી અસંગ ભાવથી રહું છું અને મારું જ્ઞાન પણ છુપું રાખું છું" (૫–૧૨–૧૫)

પ્રહ્લાદ પોતાના પિતાને એમ કહે છે કે ગૃહસ્થાશ્રમીઓએ વાનપ્રસ્થ–આશ્રમમાં આવવાની તૈયારી કરવી જ જોઈએ. સરકાર પણ ૫૫ વર્ષે નોકરોને રીટાયર-કરે છે. વાનપ્રસ્થ આશ્રમનો મુખ્ય ધર્મ તપ, બ્રહ્મચર્ય, વૈરાગ્ય અને સત્સંગ છે વાનપ્રસ્થ આશ્રમવાળાએ સન્યાસ આશ્રમમાં પહોંચવાની તૈયારી કરવી જોઈએ. તથા તેમણે ગૃહસ્થીઓનો સંગ ઓછો કરવો જોઈએ અને સંન્યાસીઓનો સંગ વધારે કરવો જોઈએ.

પહેલાં આપણે કેવા થવું છે તે નક્કી કરવું જોઈએ. એ બાબત જ્યાંસુધી નક્કી નહિ થાય ત્યાંસુધી આપણી જીંદગી નાવિક વગરના વહાણની માફક સંસારના સમુદ્રમાં આમ તેમ ડોલ્યા કરશે. એ બાબતે નક્કી કરવા માટે આપણા જીવનનો હેતુ સમજવો જોઈએ, અને જીવનનો હેતુ સમજવા માટે જીવનમાં કેટલાં સુખ છે અને કયું સુખ સાચું છે એ સમજવું જોઈએ. આ બાબત વર્ણાશ્રમધર્મવાળા બહુ સ્પષ્ટ કરીને સમજાવી શકે છે શાસ્ત્રનું પ્રમાણ આપી તેઓ કહે છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ છે, તેમાંથી ૪ જાતનાં સુખ નીકળે છે, તેમાં પહેલાં ત્રણ સુખ અનિત્ય છે અને ચોથું નિત્ય છે આ બાબત નારદજીએ પ્રહ્લાદને ગર્ભમાં સંભળાવી હતી. હાલના વખતમાં કોઈ સ્ત્રીને જ્યારે અધરણી આવે છે ત્યારે તે અગૃહિણી થાય છે એટલે ઘરના કામને લાયક રહેતી નથી, તે વખતે તેને સારું જ્ઞાન આપવામાં આવ્યું હોય તો ગર્ભમાં રહેલ બાળકને પણ તે જ્ઞાન મળે છે પણ એવી રીતે માણસની બીજ–અવસ્થા સુધારવાની કોઈ મહેનત કરતા નથી મેડમ મોન્ટેસરી સાથે અમારે એક વખત અમદાવાદમાં વાતચિત કરવાનો પ્રસંગ મળ્યો હતો ત્યારે મોન્ટેસરી નાની ઉંમરથી બાળકોને કેમ કેળવવાં તે બાબત સમજાવતાં હતાં. તેમણે અમને કહ્યું કે "A child is a wonderful divine being" એટલે બાળકમાં આશ્ચર્યકારક દિવ્યતા રહેલી છે અમે કહ્યું કે "એ દિવ્યતા પ્રગટ થવા માટે અમે જે માબાપ થવાનાં હોય તેમના વિવાહથી ધ્યાન રાખીએ છીએ અને બાળકને ગર્ભમાં સારું જ્ઞાન મળે તેની સંભાળ રાખવા માટે અમારાં શાસ્ત્રોમાં વિધિ બતાવેલી છે." પણ એવા નમુના હાલના કાળમાં અમે મોન્ટેસરીને બતાવી શકીએ તેવું નથી. હાલની કેળવણી અને સમાજની દુર્દશા એવી છે કે પ્રહ્લાદના જેવા માણસોને બદલે હિરણ્યકશિપુ જેવા માણસો તૈયાર થાય છે. થોડા વખત પહેલાં સાબરમતી નદીમાં એક બહુ મોટું તડબુચ પાક્યું હતું. તે ભારે કિંમતે વેચવામાં આવ્યું હતું પણ વેચનારે એવી શરત કરી હતી કે ખરીદનારે તેનાં બી વેચનારને પાછાં આપવાં કે જેથી તે બીમાંથી બીજાં સારાં તડબુચ ઉગાડી શકાય, પણ માણસનું બી

સાઈ થાય અને તે સાચવી શકાય તેને માટે કોઈ પ્રયત્ન કરે છે?

હિરણ્યકશિપુએ પ્રહ્લાદની વાત સાંભળી શિક્ષકોને કહ્યું કે 'બાળકોની બુદ્ધિ બીજાના જ્ઞાનથી બુગડી જાય છે માટે આને નિશાળમાં લઈ જાઓ અને તેના ઉપર બરાબર દેખરેખ રાખો અને ગુપ્ત રૂપથી ફરવાવાળા વિષ્ણુના પક્ષપાતી માણસો (એટલે સાધુ સંન્યાસીઓ) આની બુદ્ધિ બગાડે નહિ તેની બરાબર સંભાળ રાખો. (૭-૫-૭)

પછી શિક્ષકોએ પ્રહ્લાદને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, "બેટા પ્રહ્લાદ! તારું કલ્યાણ થાઓ, તું અમને બરાબર જવાબ દે, તારે જૂઠું બોલવું નહિ, તારી બુદ્ધિમાં બીજા બાળકો કરતાં આવો ઉલટો ફેર કેમ જણાય છે? આ તારા બુદ્ધિભેદ કોઈ બીજાનો કરેલો છે કે સ્વયં થયો છે, જો અમે તારા ગુરુ છીએ, માટે અમને ખરી હકીકત કહે (૭-૫-૧૦)

પ્રહ્લાદ કહે છે કે "જેની બુદ્ધિ મોહથી હણાઈ ગઈ છે એવા પુરુષોને જે ભગવાનની માયાથી આ મારું છે, આ પારકું છે એવો મિથ્યા દુરાગ્રહ થાય છે તે ભગવાનને હું નમસ્કાર કરું છું વળી....

स यदानुव्रतः पुंसां पशुबुद्धिर्विभिद्यते ।
अन्य एष तथान्योऽहमिति भेदगतासती ॥ ७-५-१२

અર્થ "જ્યારે એ પ્રભુનો જીવો ઉપર અનુગ્રહ થાય છે ત્યારે હું અને બીજા એવી તેની મિથ્યા પશુબુદ્ધિ નષ્ટ થઈ જાય છે" આત્મા એક છે છતાં બુદ્ધિહીન પુરુષો આ મારું છે, આ પારકું છે, એ પ્રકારે નિરૂપણ કરે છે. ભગવાનની લીલા બહુ દુર્બોધ છે એના માર્ગમાં બ્રહ્મા વગેરે વેદવાદી મનુષ્યો પણ મોહિત થઈ જાય છે એ પરમાત્માએ મારી બુદ્ધિમાં ભેદ કરેલો છે. જે પ્રમાણે લોઢું પોતે જ લોહચુંબકની પાસે જાય છે તેમ ચક્રપાણિ શ્રી હરિની ઇચ્છાથી મારી બુદ્ધિમાં ભેદ પડી ગયો છે (૭-૫-૧૪)

પ્રહ્લાદની બુદ્ધિનો ભેદ એટલે અનન્ય ભાર-ભક્તિ ભાર સમજવાનો છે સાધારણ માણસમાં જે પશુ બુદ્ધિ અથવા દેહબુદ્ધિ હોય છે તેવી બુદ્ધિ પ્રહ્લાદમાં ઉત્પન્ન થતી નહોતી. આ એક ભગવાનની મહાન કૃપા સમજવાની છે. જે જ્ઞાનથી હું અને બીજા એવું ન લાગે એવું જ્ઞાન માણસને મળવું બહુ મુશ્કેલ છે તેમાં પણ હાલના કાળમાં એવા મહાત્માઓ બહુ જ ઓછા હશે. હાલમાં ઉત્તમ ૧૫૦ વર્ષ થયાં પ્રજાને વેપારી સંસ્કાર-વાળી કેળવણી મળેલ છે અને માત્ર એક ગૃહસ્થાશ્રમમાં જીવન પૂરું થાય છે વેપારી સંસ્કારવાળા માણસો સાધુ થાય તો પણ વેપારી સંસ્કાર તેમનામાં રહી જાય છે અથવા બહુ આગળ વધે તો ક્ષત્રિયનો સ્વભાવ પ્રાપ્ત કરી બીજા ઉપર હુકમ ચલાવવા માટે અને સમાજમાં નેતા થવા માટે આગળ પડે છે પણ સત્તા અને હુકમ કરતાં બ્રહ્મજ્ઞાનની કિંમત વધારે છે ક્ષાત્રપણામાં પણ સામે અનેક સત્તા જેવું લાગે છે પણ બ્રહ્મજ્ઞાન પાસે માત્ર એક જ સત્તા રહે છે. એવું જ્ઞાન પ્રહ્લાદે પ્રાપ્ત કર્યું હતું આવા જ્ઞાનપૂર્વક વ્યવહારમાં રહેવાથી ઘણી મુશ્કેલીઓ ઊભી થવાનો સંભવ છે તેથી પ્રહ્લાદ ગૃહસ્થાશ્રમીઓને વાનપ્રસ્થ આશ્રમમાં આવવાની ભલામણ કરે છે -

બધા પ્રકારના સત્યાગ્રહ સરખા હોતા નથી. ઇસુ ખ્રિસ્ત તે વખતના રોમના રાજ્યની અનીતિની સામે થયા હતા. તેના બદલામાં તેમને ક્રૂસ સહન કરવું પડ્યું. બુદ્ધ તે વખતના રાજાની હિંસાની સામે થયા હતા અને રાજાનું હૃદય ફેરવી શક્યા હતા, શ્રી કૃષ્ણ કંસની અનીતિની સામે થયા હતા અને કંસને મારી શક્યા હતા વસિષ્ઠના સો દીકરા વિશ્વામિત્રે માર્યા છતાં વસિષ્ઠ શાંત રહેવાથી વિશ્વામિત્રનું હૃદય ફેરવી શક્યા હતા જડભરતે રહુગણની આજ્ઞા ન માનીને રહુગણને સુધાર્યો હતો. કોઈપણ દેશમાં મોટા વૈરાગ્ય કોઈ તેજસ્વી તપસ્વી કે જ્ઞાની માણસો થાય છે તે પોતાના જ્ઞાનથી અને કર્મથી લોકોને દોરી તેમને નવા અને સારા વિચાર આપે છે

મ ગાંધીજીએ લોકોમાં જાગૃતિ લાવવાનો નવો રસ્તો શોધ્યો અને અંગ્રેજોની અનીતિ જગતમાં એટલી જાહેર કરી દીધી કે અંગ્રેજોને હવે હિંદમાં રહેવું ઠીક પડતું નથી એ એક લાભ થયો છે પણ બીજી બાજુ મુસ્લીમ લીગવાળા જુદા થયા છે. જ્યારે કામ, ક્રોધ અથવા લોભ ઉત્પન્ન થાય છે ત્યારે સત્યાગ્રહનો અર્થ ફરી જાય છે અને માત્ર બાપુ થવું તેને સત્યાગ્રહ માનવામાં આવે છે.

એવા સત્યાગ્રહોમાં જગતમાં એક સત્યનો અનુ-

ભવ થતો નથી. પ્રહ્લાદના સત્યાગ્રહમાં તેને એક સત્તાનો અનુભવ છે.

મનુષ્યની જીંદગી એ એકપ્રકારનું યુદ્ધક્ષેત્ર છે. તેમાં હાર જીત બન્ને થાય છે. તેમાં લાભ ગેરલાભ બન્ને રહેલા છે સામાન્ય માણસને તાત્કાલિક લાભ (immediate happiness) વધારે ગમે છે તે એમ માને છે કે આ જીંદગીમાં જેટલું સુખ ભોગવ્યું તેટલું સાચું, પાછળથી કોને ખબર છે કે શું થશે. આવી વૃત્તિ જીંદગીનો સટ્ટો કરાવે છે સટોરિઆના જેવો સ્વભાવ કાળનો વિચાર કરતો નથી. એ ધૃતરાષ્ટ્રનું સ્વરૂપ છે. તેથી ગીતાના પહેલા શ્લોકમાં તેણે પોતાના દીકરાને मामका કહ્યા અને પાંડવોને માટે पाण्डवा શબ્દ વાપર્યો છે. એ જ મહાભારતની લડાઇનું બી હતું

પ્રહ્લાદે પોતાના ગુરુઓને કહ્યું કે જેને આ મારૂં અને આ પારકું લાગે છે તે માણસ બુદ્ધિ વગરનો છે એ જવાબ સાંભળી ગુરુ ગુસ્સે થયાં અને બોલ્યા કે "અરે કોઇ મારી લાકડી લાવો, આ વિદ્યાર્થી અમને અપજશ અપાવવાવાળો છે, આ સામ, દામ કે ભેદથી સુધરે તેવો નથી તેથી તેને માર્યા વગર છુટકો નથી. આ દૈત્યના કુળરૂપ ચંદનના વનમાં કાંટાના વૃક્ષ જેવો ઉત્પન્ન થયો છે

આ પ્રકારે અનેક પ્રકારની બીક આપીને પ્રહ્લાદને ત્રિવર્ગનું એટલે ધર્મ, અર્થ અને કામનું (politis, economics and sociology) જ્ઞાન આપવું શરૂ કર્યું. થોડો વખત ગયા પછી પ્રહ્લાદ ઠીક શીખી ગયો હશે એમ માની તેને સારા કપડાં પહેરાવીને તેના પિતા હિરણ્યકશિપુની પાસે લાવવામાં આવ્યો. હિરણ્યકશિપુએ તેને પૂછ્યું કે "બેટા પ્રહ્લાદ, આટલા દિવસમાં તું ગુરુ પાસેથી જે કાંઇ શિખ્યો હોય તેમાંથી મને સારી સારી વાતો સમજાવ."

પ્રહ્લાદે જવાબ આપ્યો કે "પિતાજી, ભગવાન વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન કરવું એ તેની નવ પ્રકારની ભક્તિ છે જો કોઇ પુરુષ આ નવ પ્રકારની ભક્તિનું શરણાગતિથી આચરણ કરે તો તે અભ્યાસ હું સર્વથી શ્રેષ્ઠ માનું છું.'

ઉપરની નવ પ્રકારની ભક્તિ નીચેના ભક્તોએ કરી બતાવેલ છે

૧ શ્રવણભક્તિ=પરીક્ષિતની
૨ કીર્તનભક્તિ=શુકદેવજીની
૩ સ્મરણભક્તિ=પ્રહ્લાદજીની
૪ પાદસેવન=લક્ષ્મીજીની
૫ અર્ચન=પૃથુ રાજાની
૬ વંદન ભક્તિ=અક્રૂરજીની
૭ દાસભક્તિ=હનુમાનજીની
૮ સખ્યભક્તિ=અર્જુનની
૯ આત્મનિવેદન=બલિરાજાની

અહીં પ્રહ્લાદજીએ સારામાં સારો અભ્યાસ કોને કહેવો તે સ્પષ્ટ રીતે જણાવેલ છે. જેઓને બી. એ. અથવા એમ. એ. થવું હોય તેમને તે માર્ગે ગયા પહેલાં પ્રહ્લાદની આ શિખામણ માનવા જેવી છે ભક્તિના આવા અભ્યાસમાં મુખ્ય સાધન શરણાગતિ છે શરણાગતિ વગર અહંકારની સત્તા તૂટતી નથી, તેથી ભાગવતમાં હિરણ્યકશિપુના અહંકારની સામે પ્રહ્લાદની શરણાગતિનો નમૂનો મૂક્યો છે દરેક વ્યક્તિ કોઇ ને કોઈ રૂપમાં શરણભાવ રાખે છે તેમાં ભેદ એટલો છે કે આસ્તિક માણસ જરૂરી વસ્તુ અથવા મુખ્ય વસ્તુ તરફ ધ્યાન રાખે છે, નાસ્તિક માણસ પોતાની ઇચ્છાઓ પૂરી કરવા પ્રયત્ન કરે છે. જરૂરી વસ્તુ એક હોય છે ઇચ્છાઓ અનેક હોય છે જરૂરી વસ્તુ આત્મા છે, તેનો સાક્ષાત્કાર થયા પછી ફરી તેની ઉત્પત્તિ રહેતી નથી, અને ઇચ્છા પૂરી કરવા જનાર માણસ શક્તિ વગરનો થતો જાય છે શરણાગત માણસ જ્યારે પ્રભુને શરણ થાય છે ત્યારે ઇચ્છાઓની નિવૃત્તિ થાય છે અને જે આત્મા પ્રાપ્ત છે તેની પ્રાપ્તિ થાય છે. આત્મામાં ખરી સત્તા છે તેથી તેને પોતાના અસ્તિત્વ માટે બીજા ઉપર આધાર રાખવો પડતો નથી. તે પરમ સત્ય છે. ઇચ્છા આસક્તિથી ઉત્પન્ન થાય છે તેથી ઇચ્છાની નિવૃત્તિ થાય છે પણ પૂર્તિ થતી નથી. ઇચ્છાવાળો પ્રાણી વિષય-સત્તાથી ભિન્ન કાંઈ જાણતો નથી એ હિરણ્યકશિપુનું સ્વરૂપ છે.

શરણાગતિ શરૂ થતાં જ અહંકારમાં પરિવર્તન થાય છે શરણાગતિ એ ભાવ છે, કર્મ નથી. ભાવ અને કર્મમાં એ ફેર રહે છે કે ભાવ વર્તમાનમાં ફળ આપે છે અને કર્મ ભવિષ્યમાં ફળ આપે છે, વળી ભાવનો કર્તા સ્વયં સ્વતંત્રતાપૂર્વક ભાવ કરી શકે છે અને

કર્મ સંગઠનથી ઉત્પન્ન થાય છે. સંગઠન અનેક પ્રકારનાં હોય છે, અનેક જાતની નિર્બળતાનો સમૂહ એ જ વાસ્તવમાં સંગઠન છે. એ સામાન્ય નિયમ છે. હિરણ્યકશિપુ પણ વારંવાર પોતાના સરદારોને મદદ માટે બોલાવતો હતો પણ પ્રહ્લાદને માત્ર એક સત્તા ઉપર આધાર હતો. સંગઠનમાં પોતાથી ભિન્નની સહાયતાની જરૂર રહે છે. સામાજિક જીવન એવી રીતે જ ચાલે છે. મ. ગાંધીજી પણ જ્યારે દેશમાં સંગઠન અથવા એકતા જોતા હતા ત્યારે પ્રતિકાર કરતા હતા અને જ્યારે સંગઠન તૂટી જતું ત્યારે પોતાની ચળવળ પડતી મૂકતા હતા પણ પ્રહ્લાદનો સત્યાગ્રહ સત્યને આધારે હતો અને તેમાં સાચી શરણાગતિ હતી. તેને કોઈ સંગઠન કરવાની જરૂર પડી ન હોતી.

શરણાગતિ બે પ્રકારની હોય છે —

૧ ભેદભાવવાળી

૨ અભેદભાવવાળી

ભેદભાવવાળી શરણાગતિ પ્રેમીના એટલે શરણ્યના સ્વીકાર માત્રથી સિદ્ધ થાય છે. અભેદભાવની શરણાગતિ પ્રેમીના એટલે શરણ્યના યથાર્થ જ્ઞાનથી થાય છે. અભેદભાવની શરણાગતિ, શરણાગત થતાં પહેલાં જ નિર્વિષય થઈ જાય છે, કેવળ લેશ માત્ર અહંતા શેષ રહે છે અને તે શરણ્ય (પ્રભુ) ની કૃપાથી નિવૃત્ત થઈ જાય છે. ભેદભાવની શરણાગતિ શરણ થતાં જ અહંકારનું પરિવર્તન કરે છે, એટલે જે બીજા અનેકનો હતો તે એકનો થઈ જાય છે. શરણાગતના હૃદયમાં એ ભાવ રહે છે કે હું તેનો છું, તે નિરંતર સદ્ભાવપૂર્વક રહે છે. એવો નિયમ છે કે જે જેનો થઈને રહે છે તેનું બધું તેના પ્રેમી (પ્રભુ)નું હોય છે અને તે નિરંતર તેના પ્રેમની આશા કરતો રહે છે. જેમ જેમ પ્રેમપાત્રના પ્યારની અગ્નિ વધતી જાય છે તેમ તેમ શરણાગતની અહંતા તે પ્રકારે તદ્રૂપ થઈ જાય છે. જેમ અગ્નિમાં નાખેલાં લાકડાં અગ્નિથી અભેદ પામે છે તેમ અહંકાર મૂળ સહિત નષ્ટ થતાં ભેદભાવની શરણાગતિ અભેદ ભાવમાં પરિવર્તન પામે છે. શરણાગતિના નીચે પ્રમાણે ત્રણ પ્રકાર છે —

૧. તસ્યૈવાઽહમ્ હું ભગવાનનો છું.

૨. મમૈવાઽસૌ તે મારા છે.

૩. સ એવાઽહમ્ હું અને તે એક છીએ.

પ્રહ્લાદની શરણાગતિ હજુ ઊંચી દશા સુધી પહોંચી નહોતી. તેને બધા ભગવાનરૂપે લાગતા હતા પણ હું ભગવાન છું એવું લાગતું નહોતું. આ કથા શ્રીમદ્‌ભાગવતની સપ્તાહ વખતે ત્રીજે દિવસે આવે છે. પ્રહ્લાદમાં પરમહંસદશા હતી છતાં છેવટની સ્તુતિમાં તે નૃસિંહ ભગવાનને કહે છે કે હું વિષયોથી બીઉં છું તેથી ચોથા દિવસની કથામાં સાંજે મહાન પરમહંસ શ્રીકૃષ્ણનો જન્મ આવે છે કે જે વિષયોથી પણ બીતા નહોતા.

પહેલી બે શરણાગતિમાં ભેદ છે, છતાં ભક્ત વિભક્ત થતો નથી. જેમ કોઈ પતિવ્રતા સ્ત્રી પિતાના ઘરમાં હોય તો પણ ભાવથી પતિથી વિભક્ત બનતી નથી તેમ ભેદભાવવાળો ભક્ત પણ ભાવથી જુદો થતો નથી. ફેર એટલો રહે છે કે ભેદભાવની શરણાગતિમાં વિરહ અને મિલન એ બન્ને પ્રકારના રસ રહે છે અને અભેદ ભાવની શરણાગતિમાં નિત્ય એક રસનો અનુભવ રહે છે. અનુભવનો અર્થ ઉપભોગ નથી. ઉપભોગ સંયોગથી ઉત્પન્ન થાય છે, ઉપભોગમાં કર્તામાં ભોક્તાનો ભાવ અવશેષ રહે છે. મિલનનો રસ જેમ જેમ વધે છે તેમ તેમ ભોક્તાની સત્તા મટતી જાય છે તેથી ઉપભોગકર્તા નિર્વાસનાને પ્રાપ્ત થતો નથી પણ શરણાગત નિર્વાસનાને પ્રાપ્ત થાય છે. વાસનાવાળો પ્રાણી શરણાગત થઈ શકતો નથી. શરણાગતને પ્રેમીની જરૂર છે, વાસનાની જરૂર નથી. વાસનાનો જન્મ ભોગમાં આસક્તિ અને પ્રમાદથી થાય છે અને પ્રેમી અથવા આશ્રયનો પરિચય, ભોગમાં આસક્તિ માટે ત્યારે બને છે. સૂર્યનો ઉદય અને અંધકારની નિવૃત્તિ જેમ સમકાલે થાય છે તે જ પ્રમાણે ભોગની આસક્તિની નિવૃત્તિ અને આત્મની જાગૃતિ એ પણ સમકાલે થાય છે. પ્રહ્લાદના સત્યાગ્રહમાં અને તેની શરણાગતિમાં સંસારના ભોગની નિવૃત્તિ હતી અને આત્માની જાગૃતિ હતી. મ. ગાંધીજીના સત્યાગ્રહમાં સંસારના ભોગ ઉપર વૈરાગ્ય રાખવાનું બહુ કહેવામાં આવતું નથી અને તેથી પરમાત્માથી આત્મની જાગૃતિ પણ બરાબર થતી નથી.

શરણાગત ભક્ત શરણાગતિનો ત્યાગ ન કરવામાં વિરત થઈ જાય છે. એ ભેદભાવની શરણાગતિ છે. શરણાગત થતાં અનેકભાવ એકભાવમાં લીન થઈ

જાય છે. તે વખતે જીવને બે પ્રકારના જીવનનો અનુભવ મળે છે. એક તેનું વાસ્તવિક જીવન, બીજું તેનો અભિનય (એટલે સંસારનું નાટક). શરણાગતનું વાસ્તવિક જીવન એ પ્રેમીનો પ્યાર છે તેનો અભિનય એ ધર્મ પ્રમાણે વિશ્વની સેવા છે. અભિનયકર્તા (નટની માફક) પોતાના આત્મસ્વરૂપને ભૂલતો નથી અને અભિનયમાં (એટલે સંસારરૂપી નાટકમાં) તેને જીવનબુદ્ધિ થતી નથી. તે વખતે શરણાગત સર્વ પ્રકારે બધી તરફથી વિમુખ થઈને પોતાના પ્રેમી (એટલે શરણ્ય)ની સન્મુખ થઈ જાય છે.

હાલમાં આપણા દેશમાં જે પ્રકારનો સત્યાગ્રહ ચાલે છે તેમાં સત્યાગ્રહી પોતામાં બે જીવન જોઈ શકતો નથી અને માત્ર સંસારી જીવનને એટલે નાટકને સાચું માને છે, તેથી તે ખરો નટ થઈ શકતો નથી. ખરો નટ પોતાનું સ્વરૂપ ભૂલતો નથી અને પોતામાં બે જીવન જોઈ શકે છે.

જેમ નદી સમુદ્રમાં મળીને મોટી થાય છે, બી ઝાડરૂપ થઈને મોટું થાય છે તેમ હૃદમાં રહેલ જીવ, જે હૃદમાં રહેલ સત્યને શરણ થવાથી મોટો થાય છે. પણ શરણાગત ભાવ નિર્વિકલ્પ થવો જોઈએ કારણ કે અહંભાવમાં અથવા સત્યમાં વિકલ્પ બની શકતો નથી. જે સત્યાગ્રહીને સત્ય મળે છે તેનામાં સંકલ્પવિકલ્પ બની શકતા નથી. ભગવાન બધે છે એ બાબતમાં પ્રહ્‌લાદને જરા પણ વિકલ્પ થતો નહોતો. તેનો સત્યાગ્રહ સાચો હતો. હાલના સત્યાગ્રહમાં ઘણો ભાગ આગ્રહ રહે છે.

શરણાગતનો અહંકાર મરી ગયેલા બીજા જેવો રહે છે કારણ કે તેમાં હદવાળો ભાવ અને કલ્પિતની સત્તા બન્ને મટી જાય છે હદવાળો ભાવ અને કલ્પિતની સત્તા સ્વીકારવાથી અનેક વિઘ્ન ઉત્પન્ન થાય છે હદવાળા પ્રેમથી અનેકનો સંહાર થાય છે તેથી કોઈ દેશને હજી સાચું સ્વરાજ મળેલ નથી. એક દેશના પ્રેમવાળા બીજા દેશના માણસોનો સંહાર કરે છે. ખરી શરણાગતિમાં અને ખરા સત્યાગ્રહમાં ભગવાન ઉપર અસ્તિક ભાવ રહે છે. તેનાથી કલ્પિત સત્તાની નિવૃત્તિ થાય છે અને હદવાળો અહંકાર દૂર થાય છે તે વખતે અલૌકિક પ્રેમ જાગ્રત થાય છે અને તે વ્યાપક થાય છે. એ જ વાસ્તવમાં માનવ જીવન છે. જે વખતે માણસ પોતામાં પ્રભુનો અનુભવ કરી લે છે ત્યારે ઋષિજીવન શરૂ થાય છે. તે જીવનને શરણાગત ભક્તજીવન કહે છે. તે વખતે પ્રેમનું આસ્વાદન પ્રાપ્ત થાય છે.

શરણાગતિ એ અભ્યાસ નથી પણ સદ્‌ભાવ છે જ્યારે શરણાગતભાવનો સદ્‌ભાવ થાય છે. ત્યારે જીવનું હદવાળું જીવન પણ સાધનરૂપ થાય છે. ભક્ત પોતાને માટે પોતાના આશ્રય (પ્રભુથી ભિન્ન કોઈ આશા રાખતો નથી. જ્યારે ભક્ત પોતાને માટે કોઈ વ્યક્તિ સમાજ વગેરેની અપેક્ષા કરતો નથી ત્યારે અભિનય (જીવનરૂપી નાટક)ના અંતમાં, એટલે દરેક કાર્યને અંતે, ભક્તના હૃદયમાં આશ્રયના વિરહની અગ્નિ પોતે જ પ્રજ્વલિત થઈ જાય છે, તેથી શરણાગત બધું કામ કરતાં છતાં પોતાના શરણ્ય (પ્રભુ)થી વિભક્ત થતો નથી બારીકાઈથી જોઈએ તો વ્યવહારમાં એવો કોઈ અભ્યાસ નથી કે જેથી સાધક વિભક્ત થતો ન હોય. સંગઠનથી ઉત્પન્ન થતા અભ્યાસમાં અભેદભાવ આવતો નથી. તેથી હાલના સત્યાગ્રહમાં કેટલાક સત્યાગ્રહી ઘણે ભાગે પોતાના અહંકારનો પરિચય આપે છે પણ પ્રહ્‌લાદની માફક પ્રભુનો પરિચય આપી શકતા નથી.

ખરા શરણભાવમાં અહંકારનું પરિવર્તન થાય છે. તેમાં ભેદ વગર એક રસ રહે છે. જે સાધનથી સાધક પોતાના આશ્રયથી વિભક્ત રહે તે સાચું સાધન નથી. પૂર્ણ સાધન તો તે જ કહેવાય કે જે સાધકને સાધ્યથી વિભક્ત થવા ન દે. તેથી જે સત્યાગ્રહમાં પ્રભુનું વિસ્મરણ જરા પણ ન થાય તે સાચો સત્યાગ્રહ છે તેથી ભક્તોમાં પ્રહ્‌લાદની સ્મરણભક્તિ વખણાય છે આવો શરણાગતભાવ બધાં સાધનથી ઉત્તમ સાધન છે

બધી પ્રવૃત્તિ અહંકારથી ચાલે છે, પણ શરણાગતિ વખતે ખરાબમાં ખરાબ અહંકારમાં પણ પરિવર્તન થાય છે. અહંતામાં ફેરફાર થતાં તેમાં રહેલા દોષ મટી જાય છે વળી જેમ માટી કુંભારને કામ આવે છે તેમ શરણ થયેલ ભક્ત ભગવાનના ઉપયોગમાં આવે છે વળી એ પણ નિયમ છે કે જે જેને કામ આવે છે તેના ઉપર તેને પ્રેમ થાય છે.

જે માણસ શરણ થાય છે તેનામાં કોઈ પણ પ્રકારનું અભિમાન રહેવું ન જોઈએ. દીનતાનું અભિમાન એ પણ અભિમાન છે. શરણાગત દીન થતો નથી કારણ કે ભગવાને તેનો પૂર્ણ સ્વીકાર કર્યો હોય છે દાસભાવ

બધા દોષનું કારણ ભિન્નતા છે અને બધા સદ્‌ગુણોનું કારણ એકતા છે.

ભક્તિમાર્ગમાં એકતાનું મુખ્ય સાધન શરણાગતિ છે. જે માણસ ભગવાનને શરણ થતો નથી તેનામાં અહંકાર આવી જાય છે. શરણાગતિ એ નિર્બળનું બળ છે. તે બીજાની સહાયતા વગર પોતાના શરણભાવથી સફળતા મેળવે છે. તે પોતાની પ્રસન્નતા માટે સમાજની તરફ નજર કરતો નથી તેનામાં નિર્વાસના, નિર્વૈરતા, નિર્ભયતા, સમતા, મુદિતા-વગેરે સદ્‌ગુણો સ્વતઃ ઉત્પન્ન થવા લાગે છે શરણાગતિની પહેલી દશા એવી છે કે જીવ પોતાની શક્તિઓનો સદુપયોગ કરે છે અને લક્ષ્યથી નિરાશ થતો નથી It is the lesson of life that everything in the *world always fails a man Only the* Divine does not fail him, if he turns entirely to the Divine.

શરણાગતિ એટલે આળસુપણું નથી. શરણાગતિનો અધિકારી કેવો હોવો જોઈએ તે બરાબર ધ્યાનમાં રાખવું જોઈએ. કેટલાક પ્રમાદી માણસો એમ માને છે કે આપણે શરણ થવું એ પણ ભગવાનની કૃપા હોય તો થાય એમ માની આળસુ થઈ જાય છે એ સાચી દશા નથી. જેને ભક્ત થવું છે તેણે પોતાની વર્તમાન સ્થિતિનો બરાબર સદુપયોગ કરવો જોઈએ. આવો માણસ જ શરણ થઈ શકે છે. જે માણસ પ્રતિકૂલ સંજોગોમાં ચિંતાતુર થઈ જાય છે અને પોતાના જીવનને સાધનરૂપ કરી શકતો નથી અને સંસારની થોડીક અનુકૂળતામાં આસક્ત થઈ જાય છે અને જે પોતાના સંજોગોમાં હાર સ્વીકારી લે છે તથા લક્ષ્યથી નિરાશ થઈ જાય છે તે આસ્તિક નથી અને શરણાગત પણ નથી.

પ્રહ્‌લાદનો જવાબ સાંભળી હિરણ્યકશિપુને ઘણો ક્રોધ ચડયો તેણે પુત્રને પૃથ્વી ઉપર ફેંકી દીધો અને લાલચોળ આંખો કરી પોતાના દૂતોને બોલાવીને કહ્યું કે "આ બાળકનો વધ કરો, તેને અહીંથી બહાર કાઢો અને મારી નાખો. મારા ભાઈને મારનાર વિષ્ણુની એ દાસની માફક પૂજા કરે છે આપણા શરીરનો કોઈપણ ભાગ બગડી ગયો હોય તો આપણે તે ડાક્તર પાસે કપાવી નાખીએ છીએ તેમ આ પુત્ર અમારા કુળમાં રોગની માફક ઉત્પન્ન થયો છે માટે તેને મારી નાખવો જોઈએ તેને કોઈપણ ઉપાયથી મારી નાખો. ઝેર દઈને, શસ્ત્રથી અથવા પહાડ ઉપરથી ફેંકીને મારી નખાવો જેમ મુનિજનોને વારંવાર તેમની ચંચળ ઇંદ્રિયો શત્રુનું કામ કરે છે તેમ હું આ પુત્રને શત્રુ માનું છું."

આવી કડક આજ્ઞા થયા છતાં પણ પ્રહ્‌લાદના મનમાં પરમ શાંતિ હતી. તેનો સત્યાગ્રહ સાચો હતો કારણ કે તેની શરણાગતિ સાચી હતી ખરો સત્યાગ્રહ એ છે કે જેમાં પોતાને માટે પોતાથી જુદી કોઈ વસ્તુની જરૂર ન રહે ભિન્નતાથી એકતા થઈ શકતી નથી. જો માણસ દોષયુક્ત અહંતા સ્વીકારી લે તો દોષયુક્ત પ્રવૃત્તિ પણ બની રહે છે સચ્ચાઈમાં કલ્પિત ભેદ બને છે પણ વસ્તુનો ભેદ બની શકતો નથી જ્યારે આપણે આપણને કોઈ હદમાં બાંધી લઈએ છીએ ત્યારે અસ્વાભાવિક ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે અને પછી તેવી દશામાં આપણું બંધન ઉત્પન્ન થાય છે તે વખતે હૃદયમાં દીનતા અને અભિમાન બંને ઉત્પન્ન થાય છે દીનતા વિષયો તરફ ચાલી જાય છે અને અભિમાન ભગવાન તરફ ચાલે છે. શરણ થયેલો માણસ દીનતા ભગવાન તરફ રાખે છે અને અભિમાન વિષયો તરફ રાખે છે, અભિમાનીને સંગઠનની જરૂર પડે છે તેથી હિરણ્યકશિપુએ પોતાની મદદ માટે દૂતોને બોલાવ્યા પણ પ્રહ્‌લાદને કોઈની મદદની જરૂર લાગી નહિ. તેણે એવું જ્ઞાન મેળવ્યું હતું કે આખા જગતમાં એક જ સત્તા વ્યાપી રહેલ છે. વિષયી માણસો ચાલુ જીવનનો ઉપભોગ કરે છે, ભક્ત અને જિજ્ઞાસુ તેને સાધનરૂપ માને છે. સાધારણ જીવો, વર્ણ, આશ્રમ, સંપ્રદાય, સંસ્થા જાતિ, દેશ, સમાજ વગેરે દશાને જીવન માની લે છે પણ વાસ્તવમાં એ બધી દશા છે, એ નાટક છે, જીવન નથી. તેથી બહારનું જીવન ફેરવવા કરતાં પોતાની પ્રકૃતિ ફેરવવાની જરૂર છે. સંગઠનમાં પરિણામી રસ રહે છે પણ જે નિત્ય આનંદ કેવળ ત્યાગથી પ્રાપ્ત થાય છે તેને માટે ભવિષ્યની આશા કરવી એ માત્ર પ્રમાદ છે

જે માણસ પોતાની ભૂલ જોઈ શકતો નથી તે માણસ નથી, જે પોતાની ભૂલ જોઈને તે દૂર કરવાનો પ્રયત્ન કરતો નથી તે પણ માણસ નથી જેના જીવનમાં કોઈપણ જાતની ભૂલ નથી તે પણ માણસ નથી.

પ્રહ્લાદને જ્યારે ખોટું શિક્ષણ નિશાળમાં આપવામાં આવ્યું ત્યારે તેણે તે શિક્ષણ લીધું નહિ. અજ્ઞાન મળે અથવા મિથ્યા જ્ઞાન મળે તેની સામે સત્યાગ્રહ કરવો એ ખરો સત્યાગ્રહ છે કારણ કે સ્વપ્નમાં જેમ ખોટું જ્ઞાન થોડો વખત પ્રમાણ થઇ જાય છે. તેમ જાગ્રતમાં પણ ખોટું જ્ઞાન થોડો વખત પ્રમાણ થઇ જાય છે કામનાઓની ઉત્પત્તિનું મૂળ કારણ અજ્ઞાન છે. એ ખરા જ્ઞાનનું કમીપણું છે કામનાની પૂર્તિથી ફરી કામના ઉત્પન્ન થાય છે કામનાઓની પૂર્તિ કર્મ અથવા સંગ્રહનથી થાય છે પણ કામનાઓની નિવૃત્તિ તત્ત્વજ્ઞાનથી થાય છે. અહંકારથી કામના ઉત્પન્ન થાય છે અને કામના પ્રવૃત્તિનું રૂપ ધારણ કરી સુખની પ્રતીતિ કરાવે છે પણ તેમાં એકતા થતી નથી તેથી કામનાઓની પ્રવૃત્તિ કરવી જોઇએ અને એની નિવૃત્તિ માટે સાચા જ્ઞાનની જરૂર છે. હાલમાં કોઈ સત્યાગ્રહી સાચા જ્ઞાન માટે સત્યાગ્રહ કરતા નથી. જે પરમ સત્ય સાચા જ્ઞાનથી પ્રાપ્ત થાય છે તે સત્યને માટે જે સત્યાગ્રહ કરવામાં આવે તે જ સાચો સત્યાગ્રહ છે સત્યમાં ભેદ બનતો નથી એવા અભેદ અનુભવ માટે દઢના રાખવી અને જે મુશ્કેલીઓ આવે તે સહન કરી આગળ વધવું એ જ ખરો પુરુષાર્થ છે.

ટુંકામાં મ ગાંધીજીના સત્યાગ્રહમાં અને પ્રહ્લાદના સત્યાગ્રહમાં નીચે પ્રમાણે ફેર છે

૧. પ્રહ્લાદનો સત્યાગ્રહ સત્ય જાણ્યા પછી થયો હતો. હાલના સત્યાગ્રહીઓ સત્ય જાણ્યા પછી સત્યાગ્રહ કરતા નથી

૨. મ. ગાંધીજીનું લક્ષ્ય હિંદના ગરીબ માણસો ઉપર થતો જુલમ અટકાવવા તરફ છે. પ્રહ્લાદનું લક્ષ્ય ભગવત્પ્રાપ્તિ હતું ખોટી કેળવણી ન લેવી અને બીજાને ન લેવા દેવી એ પણ તેનું લક્ષ્ય હતું જે કેળવણીમાં હું અને બીજા દેખાય તે કેળવણીને પ્રહ્લાદ ખોટી માનતો હતો. મ. ગાંધીજીની વર્ધાની કેળવણીની યોજનામાં આવો પ્રકાર નથી

૩ તેમાં મ ગાંધીજીના સત્યાગ્રહે "મજુરોની હડતાળનું રૂપ લીધું છે તેને અંગ્રેજીમાં Labour strike કહે છે તેમનો અહિંસાવાદ ઘણા પાળી શકતા નથી. પ્રહ્લાદે અહિંસા બરાબર પાળી હતી.

૪ મ ગાંધીજી બીક વગર પોતાના દેશ માટે કેમ કરવું તે શીખવાડે છે. તેનાથી આપણી ભાવના દેશના જેવડી મોટી થાય છે પ્રહ્લાદ બીક વગર કેમ જીવવું અને ભક્તિપૂર્વક કેમ રહેવું તે શીખવાડે છે તેનાથી માણસોની ભાવના વિશ્વ જેવડી થાય છે.

૫. મ ગાંધીજી અસત્યને ખુલ્લું કરે છે. પ્રહ્લાદ સત્યને ખુલ્લું કરે છે

૬ મ. ગાંધીજી સત્ય માટે પ્રયોગ કરે છે પ્રહ્લાદને સત્યમાં નિષ્ઠા હતી.

૭ હાલના માણસો વેપારી બુદ્ધિવાળા હોવાથી વિશ્વભાવના સુધી પહોંચી શકતા નથી તેથી તેમને માટે ક્ષત્રિયોના જેવી સ્વદેશની ભાવના ઠીક છે

૮. પ્રહ્લાદ સંસારના વિષયોના ભોગથી ડરતા હતા અને સંસારના ભોગ છોડવા માટે અસુરના બાળકોને ઉપદેશ આપતા હતા મ. ગાંધીજીનું લક્ષ્ય સ્વરાજ હોવાથી તે સંસારના ભોગને મિથ્યા માનતા નથી

૯. મ. ગાંધીજી હિંદને સ્વરાજ મળે તેવી પ્રાર્થના કરે છે સ્વરાજ એવી વસ્તુ છે કે જે મળ્યા પછી પાછું કોઈ લઈ જાય પ્રહ્લાદે મુક્તિ માટે પ્રાર્થના કરેલ છે. મુક્તિ એવી વસ્તુ છે કે જે કોઇ પાછી લઇ શકતું નથી

૧૦. છતાં પ્રહ્લાદની ભક્તિ અને શક્તિનું દૃષ્ટાંત લઈને મ. ગાંધીજી આંહીના લોકોમાં નીડરતા અને સાદાઈ ઘણા પ્રમાણમાં લાવી શક્યા છે જે કામ કરતાં ઘણાં વર્ષ લાગે તે તેમણે થોડાં વર્ષમાં કરી બતાવેલ છે અને આસુરી વિદ્યાનો પ્રચાર રોકેલ છે પણ હજુ લોકોને પૂછીએ કે સત્ય કોને કહેવું તો તે બાબત લોકો બરાબર જવાબ આપી શકતા નથી. પ્રહ્લાદે જે સત્ય પકડ્યું હતું તે સનાતન સત્ય છે. તે વસ્તુતંત્ર છે તે કોઈ પુરુષની બુદ્ધિથી ફરી શકે તેવું નથી

જે સાધનોથી વિજય તરફ જઇ શકાય છે તે સાધનોથી સત્ય તરફ જઈ શકાતું નથી, એટલી વાત સમજાય તો સાચો સત્યાગ્રહ થઇ શકે.

---

નોટ —આવતા અંકમાં સત્યાગ્રહના સ્વરૂપ વિષે મીમાંસા કરવામાં આવશે—સંપાદક



# હિન્દુ વિવાહની પવિત્રતા તથા તેના કાયદાઓ

લે—શ્રી જયદયાલજી ગોયન્દકા

અનુવાદક—શ્રી દિનાનાથ જે. મહેતા

હિંદી સંસ્કૃતિ અધ્યાત્મવાદ પર રચાયેલી છે એનું સર્વ કાંઈ અધ્યાત્મવાદની ભૂમિકા પર જ નિર્ભર છે હિંદુ ઋષિઓએ ઈહલૌકિક અને પારલૌકિક સર્વ વિષયો, જન્મથી મૃત્યુ પર્યન્તના જીવનની સર્વ ઘટનાઓ તથા આહાર-વિહાર-નિદ્રા-મૈથુન અરે એટલે સુધી કે મળત્યાગ અને મૂત્રોત્સર્ગ જેવી કેવળ સ્થૂળ શારીરિક ક્રિયાઓનો પણ અધ્યાત્મ દૃષ્ટિથી જ વિચાર કર્યો છે એમની દૃષ્ટિએ અધ્યાત્મ જ સર્વ કાંઈ છે એટલે હિંદુઓની વર્ણાશ્રમ વ્યવસ્થા, ધાર્મિક સંસ્કાર, હિંદુઓની દિનચર્યા, હિંદુઓનું જગત, જગતના પદાર્થોની સાથે સર્વસ્વ અધ્યાત્મ પર જ અવલમ્બિત છે આજ કારણને લીધે ગ્રીસ, રોમ, અને એથી પણ પ્રાચીન અસીરીયા, બેબીલોન અને મિસર આદી સર્વેની સંસ્કૃતિનો હ્રાસ થવા છતાં પણ આજ અવશેષો સમ ભારતની અધ્યાત્મ પ્રધાન અને અધ્યાત્મમૂલક સંસ્કૃતિ લાખો કરોડો વર્ષોથી જીવિત છે અને આજના કપરા કાળમાં પણ ચોતરફથી ભૌતિકપ્રધાન, પ્રત્યક્ષમૂલક અને ભૌતિક સુખોને વિસ્તૃત કરનારી કલિકલુષિત દુષ્ટબુદ્ધિદાતા, જીવોને અત્યંત લોભાવનારી વિદેશી સંસ્કૃતિઓના ઘાતકી પ્રહારોથી પણ આપણી સંસ્કૃતિ સંપૂર્ણ નષ્ટ થઈ શકી નથી. સમગ્ર વિશ્વ ભૌતિકતાની ચક્કીમાં નિર્દયતાથી પીસાઈ જવાથી આજ ભારતની તરફ સ્થાયી સુખશાંતિ માટે મીટ માંડીને બેઠું છે. અને એ વસ્તુ ચોક્કસ છે, કે ભૌતિક સુખોના મૃગજળ પાછળ દોડી દોડીને જગત મૃતપ્રાય થઈ જશે ત્યારે તેને હિંદના અધ્યાત્મ સંદેશથી ચિર શાંતિ અને વિશ્રામ મળશે

પરંતુ ઉપરના કથનાનુસાર ભારતીય સંસ્કૃતિ પણ આ ચેપથી વિમુક્ત રહી શકી નથી. સમયના પ્રભાવને લીધે એના વહેન મલિન થઈ ગયાં છે એમાં ઘણે ખરે ભાગે દોષ આવી ગયા છે. એની જીવનશક્તિ સત્ત્વવિહીન થવા માંડી છે છતાં પણ એનું મૂળરૂપ તો અત્યંત નિર્મળ અને ઓજસ્વી જ રહ્યું છે. અન્ય નદીઓના જળના મેળાપથી અને શહેરની ગટરોના પાણીના સમાગમથી કલકત્તા નજીક જગત્પાવની ગંગાનાં નીર અત્યંત દૂષિત અને મળયુક્ત બનતાં છતાં એનું પ્રાગટ્યસ્થાન એટલું જ કલ્યાણકારી રહે છે. તેજ પ્રકારે અમારી આ અનાદિ કાળની ત્રિકાળજ્ઞ-સમદર્શી રાગદ્વેષ શૂન્ય ઋષિ-મુનિઓ દ્વારા આવિષ્કૃત, સનાતન સિદ્ધાંતો પર અવલમ્બિત અધ્યાત્મમૂલક સંસ્કૃતિનું બાહ્ય સ્વરૂપ ચાહે તેટલું વિકૃત કેમ ન હોય, પણ મૂળરૂપ તો નિર્મળ અને નિર્દોષ છે, અને સેંકડો વજ્રપાતો તેના પર કેમ નથી થતા, છતાં તેનો વિનાશ કદાપિ નથી થતો.

વર્ણાશ્રમવ્યવસ્થા આપણી સંસ્કૃતિનું એક પ્રધાન અંગ છે. જેવી રીતે આપણા સમાજને ચાર વર્ણ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રમાં વિભક્ત કરવામાં આવ્યો છે. તે જ રીતે દ્વિજાતિમાત્રને બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ આ ત્રણ આશ્રમોમાંથી પોતાના દેહને પસાર કરવો પડે છે. ચોથો આશ્રમ સંન્યસ્તાશ્રમ. આના સંબંધમાં લોકોનો મતભેદ છે, પરંતુ આ સર્વ આશ્રમો સંબંધીની પૂર્ણ ચર્ચા અસ્થાને છે. આપણે સામાન્ય રીતે દ્વિજોના રિવાજ અનુસાર જોઈએ તો ઉપનયન સંસ્કાર બાદ જો કોઈ પ્રધાન સંસ્કાર આપણે ત્યાં કરવામાં આવતો હોય તો તે વિવાહ સંસ્કાર છે. વિવાહ-લગ્ન એ આપણે ત્યાં કેવળ એક શરતનામું નથી. ( Marriage is not a contract according to Indian laws ) કે જે ઇચ્છાનુસાર તોડી શકાય કે જોડી શકાય, પરંતુ એ તો શાસ્ત્રીય વિધિ અનુસાર વૈદિક મંત્રોદ્વારા અગ્નિ આદિ દેવોની સાક્ષીમાં પવિત્ર અને વિદ્વાન્ બ્રાહ્મણોના આદેશાનુસાર થતી આવેલી ક્રિયા છે

આ સંસ્કારોદ્વારા વરકન્યાને જીવનભરને માટે નહીં પરન્તુ જન્મજન્માંતરને માટે ધાર્મિક બન્ધનમાં બાંધી લેવામાં આવે છે બન્નેના દેહોનું જ ઐક્ય નહીં પરન્તુ મન-પ્રાણ-બુદ્ધિ અને આત્મા સુદ્ધાંનું ઐક્ય થાય છે ( Marriage is the unity of two souls Their bodies are different but the heart, that is to say soul is one. They Can never depart Not only on the world bat also in Heaven ) અને ધર્મપત્ના સહચારીઓના સ્વરૂપે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે, અને સંતાનોત્પાદનની દ્વારા પિતૃ-ઋણથી મુક્ત થઈને

ધર્મકાર્યમાં રત રહી મોક્ષને મેળવે છે, બન્નેનું લક્ષ્ય એક જ હોય છે અને માર્ગ પણ એક જ હોય છે આટલા માટે આપણે ત્યાં સ્ત્રીને 'સહધર્મચારિણી' કે અર્ધાંગના કહેવામાં આવે છે. બન્ને સંપૂર્ણ ઐક્ય સાધે છે, બન્નેનો આત્મા એક બને છે પરંતુ આજ આપણે પાશ્ચાત્ય શિક્ષણ અને સંસ્કૃતિના પ્રભાવથી એટલા તો અંજાઈ ગયા છીએ કે આપણાં ધાર્મિક બંધનોને તજવા આપણે તત્પર થઈ રહ્યા છીએ. આપણી નવશિક્ષિત મહિલાઓ હવે કોઈ પણ પ્રકારનાં બંધનોને ઇચ્છતી નથી. એમને પુરુષોની જેમ સંપૂર્ણ સ્વતંત્રતા જોઈએ છે. જે સતીત્વને લીધે આજ આપણે સીતા, સાવિત્રી, દમયંતી અને ગાંધારીને અત્યંત પૂજનીય દૃષ્ટિથી જોઈએ છીએ, અને જેના માટે આપણા આર્યાવર્તની હજારો વીર રમણીઓએ હસતે મુખે દેહનાં બલિદાન દીધાં છે, આજ એ જ સતીત્વને આપણી સ્ત્રીબહેનો 'કુસંસ્કાર' કહી રહી છે. હજી હમણાંનો જ પ્રસંગ છે કે એક સ્કૂલની એક વિદ્યાર્થિનીએ રામાયણ ભણવાનો સાફ ઇન્કાર કર્યો હતો. અને એક જાણીતા નેતા સમક્ષ ખુલ્લો એકરાર કર્યો હતો કે "હું સીતા જેવી બનવા નથી માગતી મહેરબાની કરી મ્હારી સમક્ષ સાવિત્રી કે સીતાનું નામ પણ ન લેશો." એટલા જ કારણસર તેણે આ કહેલું કે તેમાં તેને પરતંત્રતા ભાસેલી.

આપણા જ દેશબંધુ ધારાસભામાં જઈને ધર્મ વિરોધી બીલ પેશ કરીને આપણી આદિ–અનાદિથી ચાલતી ધર્મવ્યવસ્થા પર વજ્રપાત કરવા તૈયાર થયા છે હજી હમણાં જ મધ્યસ્થ ધારાસભામાં ડૉ. દેશમુખનું એક બીલ સ્વીકૃત થયું છે જેના દ્વારા કોઈપણ વિવાહિત પત્નીને રહેજ વિષમ સંયોગોમાં પતિથી જુદા રહી ગુજરાન મેળવવાનો અધિકાર પ્રાપ્ત થયો છે હિંદુ સમાજવ્યવસ્થામાં આ પ્રકારની સ્વતંત્રતા સ્ત્રીઓને આપવામાં આવી નથી તે કુંવારી હોય ત્યાંસુધી–પિતા અથવા કોઈ અન્ય સગાવહાલાંને આધીન રહે, લગ્નબાદ પતિને અને પતિના પરદેશગમન કે મૃત્યુબાદ અન્ય કોઈ નીકટના સંબંધીને અથવા પુત્રને આધીન રહે કોઈપણ સંયોગોમાં તે સ્વતંત્ર તો ન જ રહી શકે, કારણ કે સ્વાભાવિક રીતે જ સ્ત્રી મન અને શરીરમાં દુર્બળ હોવાને કારણે તે પોતાનું રક્ષણ કરવામાં અસમર્થ છે. ભારતીય રમણીને માટે સતીત્વનું રક્ષણ એ જ પરમ ધ્યેય માનવામાં આવે છે. ( મનુસ્મૃતિના પાંચમા અધ્યાયનો અંતિમ ભાગ અને નવમા અધ્યાયનો પ્રારંભિક પ્રસંગ જુઓ. ) પતિ પરલોકવાસી થયા પછી પુનર્લગ્ન કરવાનું તો ઠીક પણ તે અંગેની ચર્ચા સાંભળવી તેને પણ આદર્શ ભારતીય રમણી પાપ લેખે છે થોડા વર્ષ પહેલાંની વાત છે બંગાળની એક ઉચ્ચ કુટુંબની વિધવા બહેનને કોઈ એક આંગ્લ યુવતિએ પુનર્લગ્ન કરવાની સલાહ આપી એ બંગાળી બાનુને આ સલાહ અત્યંત ગ્લાનિ કરાવનાર નીવડી તેણે અન્ન અને જળ સુદ્ધાંનો ત્યાગ કર્યો. આ હકીકત જ્યારે પેલી અંગ્રેજ સ્ત્રીએ જાણી–ત્યારે તેણે માફી માગી. અને તેને અન્નજળ લેવાનો અત્યંત આગ્રહ કર્યો ત્યારે તેણે અન્નજળ ગ્રહણ કર્યું. જે સતીત્વના માટે આપણી સન્નારીઓના હૃદયમાં આટલી ઉચ્ચ ભાવના જાગ્રત હતી તે જ સતીત્વને આજ આપણી આર્ય મહિલાઓ 'કુસંસ્કાર' લેખે છે!

આ કેટલું યુગપરિવર્તન છે!

સાંભળવા પ્રમાણે ધારાસભાના એક મહિલાસભ્યે તો એમ કહ્યું હતું કે "જુદાં રહીને ગુજરાન મેળવ્યા બાદ શા માટે અમને સતીત્વના રક્ષણ માટે કહેવામાં આવે છે? જ્યાં અત્યારથી જ આ પ્રકારના વિચારો આપણી સન્નારીઓ કરતી થઈ ગઈ છે, ત્યાં જ્યારે આ પ્રકારના કાયદાઓ અસ્તિત્વમાં આવશે ત્યારે તે આપણી સમાજવ્યવસ્થામાં કેટલું અનિચ્છનીય સર્જન પેદા કરી મૂકશે તેનો જ્યારે વિચાર માત્ર કરીએ છીએ ત્યારે પારાવાર ખેદ થાય છે.

આપણા સુધારાવાદી ગૃહસ્થોએ આટલેથી જ માત્ર સંતોષ નથી માન્યો. આવા જ પ્રકારનાં ત્રણ બીલો રજુ થવાનાં છે એમાંથી એક–આન્તર્જાતીય વિવાહ અંગેનું, બીજું સગોત્ર વિવાહ અંગેનું અને ત્રીજું વિવાહવિચ્છેદ અંગેનું એટલે કે તલ્લાક અંગેનું આ બીલોના જન્મદાતા બાબુ શ્રી પ્રકાશજી તથા ડૉ. દેશમુખ ઘણા જ વિદ્વાન અને દેશભક્ત છે પોતાની બુદ્ધિ અનુસાર સમાજના હિતને માટે આ બીલોને ધારાસભામાં રજુ કરવાના છે પરંતુ એક વાત વિચારવાની રહે છે, અને તે એ કે દૃષ્ટિભેદ તો માનવમાં રહેવાનો જ અમારી બુદ્ધિ અનુસાર આ બીલોદ્વારા સ્ત્રી–સમાજના હિતની વાત તો બાજુએ રહી પણ આપણે એક ઘોરતમ પાપ વહોરીશું આન્તર્જાતીય લગ્નને માન્ય બનાવવાથી તો

વ્યભિચારદ્વારા વર્ણસંકરતાને પ્રોત્સાહન મળશે, શીલ અને મર્યાદાનો લોપ થશે, સમાજમાં ઉચ્છૃંખલતા વધશે, લોક કુલીનતા, આચાર-વિચાર, ખાનપાન અને રહેણી કરણી આદિની સમાનતાનો જરા સરખો ય ખ્યાલ નહી કરતા સ્વચ્છંદતાપૂર્વક વર્તતા શીખશે; કેવળ રૂપ અને બાહ્ય ટાપટીપથી મોહિત થઇ ગમે તેવી સ્ત્રી સાથે સંબંધ જોડતા થઇ જશે, અને અંતમાં આકર્ષક તત્ત્વ નહી રહેવાથી—અથવા પરસ્પર વિચારવૈમનસ્ય થવાથી "તલાક"નો આશ્રય લેશે. અને "તલાક"નાં દ્વાર ખુલ્લાં થતાં જનતા નજીવા કારણોસર "તલાક" આપવા તત્પર બનશે પરિણામે સમાજમાં અશાંતિ ફેલાશે. પતિ-પત્નીમાં પાશ્ચાત્ય દેશોની માફક મુકદ્દમાની શરૂઆત થતાં પારિવારિક જીવન સુખમય બનવાને બદલે કલહનું કેન્દ્ર બની જશે પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે પશ્ચિમના દેશોની સ્ત્રી-સ્વાતંત્ર્યને લીધે થએલી સ્થિતિ પ્રત્યક્ષ જોવા છતાં આજ આપણે આંખો મીંચીને એ લોકોની નીતિનું અનુકરણ કરી રહ્યા છીએ એ લોકોનું પારિવારિક જીવન કેટલું અશાંતિમય અને દુઃખમય બની ગયું છે! બેકારી કેટલી વધી રહી છે? વ્યભિચાર અને અનાચારની વૃદ્ધિ થઇ ગઇ છે. પતિ-પત્નીના સંબંધો કેટલા કૃત્રિમ-સ્વાર્થપૂર્ણ અને ઘૃણામય બની ગયા છે? છતાં આપણે નિસંકોચપણે આ સર્વ રીતિ-નીતિ અખત્યાર કરી રહ્યા છીએ.

છેવટમાં માત્ર અમારી એટલી નમ્ર માગણી છે કે, જે ભાઇબ્હેન અમારા દષ્ટિબિંદુ સાથે સહમત હોય તેમણે સંપૂર્ણપણે ધારાસભામાં આવનાર આ સંસ્કૃતિવિચ્છેદક બીલોનો વિરોધ કરવો. પૂજ્ય માલવીયાજીએ કહ્યું છે, કે, "ભારતના આદિ કાળથી અત્યાર સુધીના આપણા ઇતિહાસમાં આવો બનાવ કદી બન્યો નથી, આપણા સામાજિક નિયમો માનવરચિત નથી પરંતુ ઈશ્વર નિર્મિત છે એટલે એમાં ફેરફાર કરવાનો જગત પર વસતાં કોઇ માનવ તત્ત્વને અધિકાર નથી સાથેસાથે જ તેઓએ એ પણ જણાવ્યું છે, કે જ્યારે દેશ આવી કટોકટીની પરિસ્થિતિમાંથી પસાર થતો હોય ત્યારે આ પ્રકારની સામાજિક દખલગીરી કરી હિન્દુ સમાજની શાંતિને ઉશ્કેરવી તે જોખમ વહોરવા બરોબર છે

અને સગોત્ર વિવાહ તો સમજવી શકે જ નહીં. સગોત્ર વિવાહ એટલે ભાઇ-બ્હેનનાં લગ્ન અને આ પ્રકારનાં લગ્નોને માન્ય કરવાં તે તો મનુષ્ય કોટીમાં જન્મી પશુતા તરફ ઘસડાવા બરોબર છે.

અંતમાં સર્વને વિનંતિ કરવાની રહે છે, કે જે ભાઇ બહેનો આ પ્રકારના વિચાર ધરાવતાં હોય તેમણે સામુદાયિકપણે આ બીલોનો વિરોધ કરવો. કારણ કે સનાતન સંસ્કૃતિ જાળવી રાખવી તે પ્રત્યેક દેશવાસીની ફરજ બની રહે છે.

ॐ

# આર્યોની વર્ણાશ્રમ—વ્યવસ્થા

લે શ્રી પદ્મનાભ શાસ્ત્રી

ક્રિયામાત્ર પ્રેમ, મમતા, આસક્તિ, ધગશ વગેરે વૃત્તિઓથી પોષાય છે અને ખીલે છે આસક્તિ, પ્રેમ, ધગશ કે મમતાથી મનુષ્ય કાર્યક્ષેત્રમાં તન્મયતા સાધી કાર્યક્ષેત્રને આકર્ષક અને ઉજ્જ્વળ બનાવે છે. આસક્તિ અને પ્રેમને વશ બની પોતાનાં નાના બચ્ચાંને ઉછેરે છે. ધંધાના પ્રેમથી મનુષ્ય ઘણીવાર પોતાના શરીર તરફ બેદરકારી બની પારાવાર પરિશ્રમ તથા અનેક સતત ઉજાગરા પણ કરે છે. તે નથી જોતો રાત કે દિવસ. સંશોધકોએ દિવસ અને રાત જોયા વિના પોતાની શોધ તરફના નિસીમ સ્નેહને ખાતર અનેક સતત ઉજાગરા કર્યાના દાખલા મળે છે. પ્રેમી પાગલ સ્ત્રી-પુરુષોએ વિરહાગ્નિની ભઠ્ઠીમાં શેકાવાથી ઉંઘને વિસારી દીધી હોય છે પરદેશ ગએલા પતિ પાછળ પતિપરાયણ સ્ત્રીઓએ અનેક સુખસગવડો તથા નિદ્રા વગેરેનો ત્યાગ કર્યો હોય છે. અમૃત તેને ઝેર સમાન થઇ પડે છે. આકાશદર્શનની શોધ અવાજને વિદ્યુતપ્રવાહ દ્વારા પકડી અનેક દિશામાં ધારેલા સ્થળે ફેંકવાની કળા અનેક ઉજાગરાના પરિણામરૂપ હતી એ વાતનો કોણ ઇન્કાર કરી શકશે? અમૃતપ્રાપ્તિ માટે વાસુકી જેવા વિષધરનું નેતરૂં કરી, મેરુ પર્વતને રવૈયો બનાવી વલોવવાનું કામ દરેકને નવી શોધ કરવાના પ્રસંગે કરવું જ પડે છે. જીવને ચપટીમાં રાખીને જ જોખમ ખેડી શકાય છે.

આરામપ્રિય લોકો જોખમના કામમાં બહુ ઉપકારક થઈ શકતા નથી.

વીર પુરુષો માથું મૂકીને કામ કરવાવાળા હોય છે પરંતુ એ માથું તેમણે કોઈ માતા, પત્ની કે બ્હેનને સુખી કરવા રક્ષણનું કરવાનો નિર્ધાર કરેલો હોય છે અંદરની ધગશ આવ્યા વિના વીર પુરુષો પણ માથાં મૂકવા તૈયાર થઈ જતા નથી. સ્ત્રીજાતિ માટે પુરુષોએ આવી અનેક કુરબાનીઓ કરી છે. ક્ષત્રિય વીરાંગનાઓએ પોતાનાં મસ્તક કાપીને વીર પુરુષોની વીરત્વભાવના બુઝાઈ જતી અટકાવી પુનઃ પ્રજ્વલિત કરી છે પ્રાચીન રોમન કાળમાં સેબાઈન જાતિની કન્યાઓએ બે પક્ષના કલહ પતાવવા માટે પોતાની જાત હોમી દીધાનું સંભળાય છે. આર્ય પ્રજાએ સ્ત્રીવર્ગની કોમળતા તથા એવા બીજા કોમળ ભાવોને પોષવા સાહસિક કામની સોંપણી પુરુષવર્ગને કરી હોય તેવું જોવામાં આવે છે અને તે ઘણી રીતે વ્યાજબી પણ જણાય છે.

શીરીન ખાતર ફરહાદે પહાડ તોડવાનું કામ એકલે હાથે સ્વીકાર્યું તેનું કારણ એનું પણ મનાવી શકાય કે કોમળ કાયાને કરમાવી નિઃસત્ત્વ બનાવી દેવાનું પુરુષપ્રકૃતિને અસહ્ય જણાવાથી આવાં શારીરિક શ્રમનાં કઠિન કાર્યો પુરુષો માટે રાખી, વહાલ અને પ્રેમના ઉમળકાથી પોષવાનાં કાર્યો માટે સ્ત્રીવર્ગને યોગ્યતા અપાઈ. જાજેના કાર્યપ્રદેશો ભિન્ન યોજી સમાજમાં ઘર્ષણ થતું અટકાવી બન્નેને શાંતિલાભ અપાવ્યો.

સ્ત્રી-પુરુષોના સ્વાભાવિક આકર્ષક કાર્યો પર એટલે કે લાગણીવશ નહિ બની જતાં પોતાનું કર્તવ્ય સમજી પ્રવૃત્તિ કરનાર છતાં સમગ્ર પ્રજાવર્ગની પ્રકૃતિ સમજી પ્રકૃતિ પ્રમાણે કાર્યવ્યવસ્થા યોજી સમાજને ઉન્નતિમાર્ગ તરફ વાળનાર એક વર્ગ સમાજમાં ઊભો કરી સમાજનું પરમ હિત સાધનાર પ્રાચીન લોકહિતચિંતકોએ બ્રાહ્મણવર્ગની સ્થાપના કરી દ્રવ્યોત્પાદનના મોહમાંથી એ વર્ગને મુક્ત રાખ્યો. સમગ્ર એ વર્ગની ઇચ્છા ઉપર રાખવામાં આવી. જ્ઞાનપ્રધાન બ્રાહ્મણવર્ગને શરીર પોષણનું સાધન પ્રજાવર્ગે પૂરું પાડવાનું માથે લીધું. બ્રાહ્મણવર્ગને દુન્યવી આકર્ષણો લલચાવી શક્યાં નહિ, વૈખાનસ વૃત્તિવાળા બ્રાહ્મણો પ્રજાવર્ગને તેની પ્રકૃતિ તપાસી પ્રકૃતિને માફક આવે તેવી તાલીમ આપતા તેથી પ્રજાનો પ્રાણ તો ગુરુ એવું આભારસૂચક કથન દર થયું, બ્રાહ્મણોએ ગુરુપદ કોઈ બેસાડ્યું નથી, પણ પ્રજાવર્ગે પોતે ઉપકારવશ બની તેમનું ગુરુપદ સ્વીકાર્યું હતું

સમયના વહેતા સાથે જનસંખ્યા વધવા લાગી અને વિદ્યાર્થીઓની સંખ્યા વધતાં એક શ્રેણીમાં અનેક વિભાગ પડી જાય છે તેમ સમાનશીલ-વ્યસનીઓની જુદી જુદી ટુકડીઓ પાડી કેળવવા માંડી. આગે કાગે અત્યારની કેળવણીની પેઠે અયોગ્ય તત્ત્વો કેળવણીમાં રાહુની પેઠે પેસી જતાં એ પ્રથામાં ઉદાસીનતા દાખલ થઈ અને એ ઉદાસીનતાનું પરિણામ પ્રજાવર્ગમાં સ્પષ્ટરૂપે પ્રગટી નીકળ્યું સ્પર્ધા અમુક સમય પછી વિગ્રહ થવા માંડતાં અયોગ્ય હરિફાઈમાં પરિણમી અને તેથી વર્ણવિગ્રહો ઊભા થવા માંડયા આવાં સંકરોનું ફળ પ્રજાવર્ગ માટે અધોગામી કે નરકગામી નીવડયું. એ સંકરતાએ કુળોનો ઉચ્છેદ કરવા માંડયો અને એવી રીતે શાશ્વત એવા જાતિધર્મો તથા કુળધર્મો નાશ પામવા માંડયા જડમૂળમાંથી ઉખડવા લાગ્યા.

આમ કાળક્રમે આર્ય પ્રજાને પાયમાલ કરી દીધી. બ્રાહ્મણોએ પોતાનો શ્રદ્ધા અને પવિત્ર ધર્મ ખોયા અને તેના પરિણામે પ્રજાવર્ગ ઉપર અનેક આફતો આવી પડી. આવી દુર્દશા આવી પડવાનું કારણ અન્ય દેશીય પ્રજાઓએ વર્ણાશ્રમવ્યવસ્થાને તોડી પાડી ઈતર અજ્ઞાની વર્ગને જહેમારી મૂકવામાં રહેલું હોવાથી આર્યોચિત નીતિરીતિ પુનઃ સ્થાપવામાં ન આવે ત્યાંસુધી સમાજની દુર્દશા મટવી મુશ્કેલ રહેશે અને તેથી સમાજની ઉન્નતિ સાધવાનું કામ પણ સુધરવાનો સંભવ ઓછો જ રહેવાનો.

આટલી વિચારણા પછી એટલું સમજી શકાય છે કે અનાર્યસંનિવેશ-અને બ્રાહ્મણવર્ગ પ્રજાકાર્ય કરનાર થશે ત્યાંસુધી પ્રજાને ભૂખમરો કે બીજી આપત્તિ નડી નહિ, કારણ કે स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धि लभते पराम् અર્થાત્ બીજાના ધંધામાં માથું નહિ મારતાં પોતપોતાના કાર્યમાં મશગુલ બની કામ કરનાર આત્મસિદ્ધિ પ્રાપ્ત કરે જ છે. કુળ-ધર્મ તજી બીજાના રોટલામાં પાછો નાખવાની અધમ, અનાર્યજુષ્ટ અને અસ્વર્ગ્ય પ્રવૃત્તિમાં ઝંપલાવવાથી પ્રજાની પાયમાલી વહેલી થવા સંભવ છે

વર્ણાશ્રમવ્યવસ્થાદ્વારા આર્ય સંસ્કૃતિ અનેક આક્રમણોમાંથી ઉગરી જઈ શકી છે. શાસ્ત્રવચનદ્વારા પ્રજાવર્ગનું કાયમ રક્ષણ થતું. આ વર્ગ ગજબૂત થઈ કરી

અર્ધસભ્ય કે અસભ્ય જાતિઓ ઉપર વિજય મેળવી તેમના દેશોને આર્યસંસ્કૃતિસમન્ત દેશો સાથે મેળવી ઉત્તમ શાસનપ્રણાલીદ્વારા પ્રજાવર્ગનું અનેક પ્રકારે હિત સાધી અન્ય પ્રજાવર્ગને પણ કલ્યાણમાર્ગે દોરતા. પોતે ઘા ઝીલી અન્યને બચાવે તેવો ક્ષત્રિયવર્ગ સદા પ્રજારક્ષણતત્પર રહેતો. વૈશ્યવૃત્તિપ્રધાન વર્ગ, પ્રજાવર્ગને અનેક ઉદ્યોગ તથા વેપાર-વણજથી સમૃદ્ધ બનાવવા મથતો. બહુ આવડત વિનાનો, બુદ્ધિતત્ત્વનો વિકાસ સાધવામાં પછાત પરન્તુ ઓછાયો ઓશ ઉપાડવામાં કાબેલ એવો સેવાપરાયણ શિષ્ય જેવો શૂદ્રવર્ગ પોતાના મજબૂત શરીરથી સમાજનું કામકાજ યંત્રવત્ વફાદારીથી કરતો.

આવી ત્રિવિધ પ્રકૃતિના ભેદ પારખી તેને ઉચિત કર્મમાં જોડી દેવાનું કામ અનાસક્ત બ્રાહ્મણવર્ગે ઉપાડી લીધું. ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર વર્ણો આસક્તિપૂર્ણ પ્રકૃતિવાળા હોવાથી એકદેશી ધોરણે કામ કરવા ઉત્સુક હોય છે જ્યારે અનાસક્ત બ્રાહ્મણવર્ગ તટસ્થ વૃત્તિ જાળવી સમાજનું રક્ષણ સમાજસમૃદ્ધિ તથા સમાજસેવાનાં નિયંત્રિત ધોરણો રચી સમગ્ર સમાજનું ઐહિક અને પારલૌકિક હિત સાચવી શકતો. બ્રાહ્મણ વર્ગ અને ઇતર વર્ણોમાં અનાસક્તિ તથા આસક્તિના નૈસર્ગિક ભેદને લીધે અનાસક્ત બ્રાહ્મણ વર્ગ આસક્તિપ્રધાન ઇતર વર્ગને યથોચિત પ્રવૃત્તિમાં યોજી પ્રજાવર્ગનું કલ્યાણ સાધવામાં તત્પર રહેતો.

આજની રીતે બ્રાહ્મણવર્ણ ભોજનપ્રિય બની ગયો ન હતો. બ્રાહ્મણને ભોજન આપવા વખતે અનેક પ્રલોભનો ઊભાં કરવાં પડતાં ઋષ્યશૃંગ બ્રાહ્મણને ભોળવી સંસારમાં લાવવા માટે દશરથ રાજાને અનેક તરકટ ઊભાં કરવા પડ્યાં હતાં. વિશ્વામિત્રને ભોળવવા માટે ઇન્દ્રને અપ્સરાઓ મોકલવી પડી હતી અર્થાત્ બ્રાહ્મણવર્ણ એટલી ઉચ્ચ ભૂમિકા ઉપર હતો કે તેને મોહ ઉત્પન્ન કરવા માટે દશરથ જેવા રાજાને તથા ઇન્દ્ર સમાન દેવતાઓના રાજાને અનેક પડ્યંત્રો રચવાં પડ્યાં હતાં. વિશ્વામિત્રના ક્રાતિલ શસ્ત્રો વસિષ્ઠના ચરણમાં આવી શમી જતાં. કપિલ ઋષિની ઉગ્ર દૃષ્ટિથી સગર રાજાના ઉચ્છૃંખલ સાઠ હજાર પુત્રો બળીને ભસ્મ થઈ ગયા હતા અને તે પુત્રોનો ઉદ્ધાર ભગીરથે સ્વર્ગમાંથી ગંગાજીને પૃથ્વી ઉપર પધરાવી કર્યો હતો. ઇતર વર્ણ કરતાં અનાસક્ત બ્રાહ્મણવર્ગમાં વિષયલોલુપતા ઓછી હોવાને કારણે તેને લાંચ-રૂશ્વતથી લલચાવી પોતાનું કામ કાઢી લેવાનું મુશ્કેલ હતું. ઉલટી પ્રકૃતિમાં અક્કડ વેનરાજા બ્રાહ્મણોના શાપથી માર્યો ગયો. સંસારના મોહ બ્રાહ્મણોને ફસાવી શકતા નહિ તેથી તે પુરોહિતના માન્ય સ્થાને આમવર્ગનાં કલ્યાણ સાધતા નીવડતા. બ્રાહ્મણ મુલ્કનો બેપરવા બાદશાહ હતો તેથી તેની પાસે કોઈ જાતની સિપારસ ચાલતી નહિ. આવાં કારણોને લીધે બ્રાહ્મણવર્ગે સમાજરક્ષા અને સમાજ-ઉન્નતિનાં ધોરણો રચી પ્રજાવર્ગને વ્યવસ્થિત બનાવ્યો—સમાજના કીલા બની ગએલા ઇતર વર્ણને બ્રાહ્મણ વર્ણે નક્કી કરેલી સમાજહિતની તમામ યોજનાઓ માન્ય હતી. બ્રાહ્મણ યોજનાઓ માન્ય રાખવાથી જ આર્ય સંસ્કૃતિ પોષાઈ અને દેશ સમૃદ્ધ બની શક્યો. બ્રાહ્મણવર્ણે જ એવી આની કે જગતની પ્રજાઓને ઉન્નત અને સંસ્કારી બનાવી બ્રાહ્મણવર્ણની અવગણના થતા પ્રજા પાયમાલીના પથે ધસવા લાગી દશરથ જેવા સમર્થ રાજાઓ સમજ્યા વિના કે માત્ર રૂઢિને માન આપવા કે વિવેક ખાતર બ્રાહ્મણોને માન આપતા એમ ન હતું, પણ રાજા મહારાજાઓને પણ પોતાનું હિત બ્રાહ્મણસેવામાં સમજાયું હતું. અત્યારે આપણા દેશી રાજાઓએ એ સ્થાન વિજેતા વર્ગને સુપ્રત કરી પોતાની અવદશા વહોરી લીધી છે આવી જીહજુરીઆ દશાથી દેશ સમૃદ્ધ બનવાને બદલે પાયમાલ થઇ રહ્યો છે રાજાઓ રક્ષક મટી ભક્ષક થવા લાગ્યા છે પ્રજાવર્ગને પાળવાને બદલે અનેક રીતે રંજાડવા લાગ્યા છે. વૈભવના મોહ ન જવાથી કરવેરાના ખોટા અસહ્ય ભારણ નીચે પ્રજાને કચડી મોજમજાહ ભોગવવા લાગ્યા છે વાડી વેલાને ખાવા લાગી છે. માતાઓ કુમાતા બની પૂતનાનું ધાત્રીકર્મ કરતી હોય તેવું રક્ષક વર્ગે શાસિત વર્ગ ઉપર કેર વર્તાવવાનું પગલું ભરવા માંડ્યું છે બગીચા આબાદ કરવાને બદલે વેરાન કરવાની મનોવૃત્તિઓ જ્યાંત્યાં ફાલી નીકળી જોવામાં આવે છે.

અનાસક્તિયોગ શિથિલ થતાં એવાં ભયંકર પરિણામો આવે તેમાં નવાઇ જેવું પણ રહ્યું નથી. શ્રુતિસ્મૃતિની ઉપેક્ષા તજી પ્રજાવર્ગ શ્રુતિસંમત આચાર તરફ વળે અને અવળા રાહ છોડી સવળા રાહ ઉપર ચાલવાનું શરુ કરે તો જ દેશ આબાદ થવાનો સંભવ છે. અવળી મટીની

ઉપાસનાથી દેશને સમૃદ્ધ નહિ બનાવી શકાય. સકામ કર્મ નિષિદ્ધ ગણાતુ નથી, પરન્તુ નિષ્કામ કોટિ સાથે સરખાવતાં તે ઊતરતી પાયરીનુ જણાતાથી તેને લક્ષ્ય-કોટિમાં ગણ્યું છે નિષ્કામ કોટિ સુધી પહોંચવામાં ઉપયોગી પગથીઉં સકામ કર્મ ગણાય છે મોતને ઓળંગી જવામાં તે ઉપકારક મનાયું છે કારણકે સકામ ઉપાસનાથી ચિત્તશુદ્ધિ થતાં મદ ઉતરી જઈ મનુષ્ય શુદ્ધિમા આવી યથાર્થ દૃષ્ટિ દ્વારા આત્મસંયમ કેળવી ધ્રુવ અને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકે છે.

વેદકાળમાં પોતાની ઇચ્છાનુસાર નૈતિક આચાર-વિચારનાં ધોરણ સચવાતાં હતાં ત્યારે આશ્રમવ્યવસ્થા ઉપર બહુ ભાર મૂકી તે વ્યવસ્થા ગળે ઉતારવાનું ન હોય તે સમજી શકાય છે. પરન્તુ વેદનુ તાત્પર્ય ભૂલાઈ જવા જેવુ થવા માંડે અને વેદના ચાર વિભાગ કરવાની સ્થિતિ આવી પડે ત્યારે આચારવિચારના ધોરણો પણ વિચારવાનો પ્રસંગ આવે. તો પણ તેવા પ્રસંગે શુક–વામદેવ જેવાં મહાજ્ઞાનીઓ બ્રહ્મચર્યથી ભ્રષ્ટ થઈ ગાર્હસ્થ્ય–વાનપ્રસ્થની તરખડમાં પડયા વિના એક-ધારું જ્ઞાનપ્રધાન જીવન ગાળી પોતાના પ્રત્યક્ષ દૃષ્ટાંતથી સમાજને સુધારવા સર્વત્ર વિચરે એ સ્વાભાવિક હોવા છતાં યાજ્ઞવલ્ક્ય જેવા સમર્થ ઋષિને મૈત્રેયી અને કાત્યાયનીની રજા લઈ સન્યાસ ગ્રહણ કરવાના પ્રસંગ આવે ત્યારે સન્યાસદીક્ષા ગૃહસ્થધર્મ માટે આવશ્યક છે એમ લાગ્યા વિના રહેતું નથી. પાછળથી તો રાજા મહારાજાઓએ પણ વાનપ્રસ્થ દશા ગાળવા ઋષિઓના નિરુપદ્રવ આશ્રમોમાં વસવાટ કરવા માંડયો અને આજ દેશને ખાતર પ્રાણ આપવા જનસમુદાયનાના મોટા સહુ તૈયાર થઈ ક્ષાત્ર ધર્મને પોષતા થઈ ગયા છે તેમ રામાયણકાળમાં સહુ કોઈ શાસ્ત્રને અનુસારી પોતાનું જીવન વર્ણ સાથે આશ્રમધર્મ સ્વીકારી ગૃહસ્થજીવન પછી વનવાસમાં શરીરને તાવી યોગ્યતા જણાતાં સન્યાસદીક્ષા ગ્રહણ કરી જગતને આર્યોચિત માર્ગે દોરતા. મહાકવિ કાલિદાસ રઘુરાજાઓનુ જીવનવૃત્ત ઉલ્લેખતાં રઘુવંશમાં વર્ણવે છે કે

> सोऽहमाजन्मशुद्धानामाफलोदयकर्मणाम् ।
> आसमुद्रक्षितीशानामानाकरथवर्त्मनाम् ॥

અર્થાત્ જે રઘુ રાજાઓ જન્મથી જ શુદ્ધ ચારિત્રવાળા હતા. અને ફળ મળતા સુધી પ્રવૃત્તિ ચાલુ રાખતા. જેમનું પૃથ્વી ઉપર આધિપત્ય સમુદ્ર સુધીનું હતું અર્થાત્ સમગ્ર પૃથ્વી જેમના શાસન નીચે હતી અને જેમના રથ સ્વર્ગ સુધી જતા અર્થાત્ જેમણે પૃથ્વીનો સ્વર્ગ સાથે સુમેળ સાધ્યો હતો. એવા રઘુરાજાઓનું જીવનવૃત્ત ઓળખાવતાં પુન જણાવે છે કે–

> शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम् ।
> वार्धक्ये मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् ॥

અર્થાત્ તેઓ બાલ્યાવસ્થાનાં વિદ્યાભ્યાસ કરતા હતા, યુવાવસ્થામા ગૃહસ્થાશ્રમમા રહી આશ્રમને યોગ્ય કાર્યો કરતા હતા. વૃદ્ધાવસ્થા આવતા તેઓ વાનપ્રસ્થના ધર્મો પાળી બ્રહ્મચિંતનમાં પોતાનો દેહ છોડતા અર્થાત્ રામાયણકાળ સુધી વર્ણાશ્રમવ્યવસ્થા સુવ્યવસ્થિત રીતે પળાતી આવી. અર્થાત્ વર્ણાશ્રમમર્યાદા પાળનાર રઘુરાજાઓ દેશને સમૃદ્ધ અને આબાદ કરી શકતા. આચારશિથિલતા આવતાં લગ્નપ્રથાને સુદૃઢ બનાવવા લગ્નવ્યવહારના નિયમોને વધારે સ્પષ્ટ રીતે સમજાવવાની જરૂર પડી. કારણ કે લગ્નવિધાન પણ જીવનનું ધ્યેય સાધવામાં ઉપકારક થાય છે. લગ્નવિધાન વિષયસુખ માટે ન થતું પણ શાસ્ત્રવિહિત ધોરણે જીવન ગાળ-વાનુ છે એ બીના સમાજના હૃદયમાં સ્થિર થઈ ચૂકી હતી. આચારશિથિલતાને બહુ જ ઓછો આવકાશ હતો લગ્ન આવશ્યક વસ્તુ ગણાતી નહિ, પરન્તુ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવામા અશક્ત મનુષ્યો માટે લગ્નવિધાન સ્વીકારવામા આવતુ વર્ણાશ્રમવ્યવસ્થા ગુલામ દશા-માંથી મુક્ત દશામા લઈ જનાર નિબંધ કેડી હતી બ્રહ્મચર્યદશામાં સમાજબંધનનો અભ્યાસ કરી ગૃહ-સ્થજીવનમાં સમાજનાં નીતિમય બંધનોનો અમલ કરી જીવન વીતાવવાના પ્રયત્નો થતા અને એ બંધનો મુક્તાવસ્થા માટે બહુ ઉપકારક થતાં નથી એવું ભાન થતાં રાજવૈભવો છોડી વનવાસમાં જઈ વસતા. ત્યાં પ્રભુપરાયણ વૃત્તિથી જીવન પૂરૂ કરતા જગદ્‌ગુરુ શંકરાચાર્યે મુક્તિનો માર્ગ જીવનનું અંતિમ ધ્યેય છે એ વાતને દૃઢ કરવા સન્યાસદીક્ષાને પ્રાધાન્ય આપ્યું અન્યમાર્ગીઓ વિષયલોલુપતાના કારણે મુક્તિમાર્ગ તરફ ઉદાસીન રહેવાથી તેઓએ પોતાનાં મનમાન્યા મોરચો સ્વીકારી પોતાના લક્ષ્ય તરફ પહોંચવા મન-ઘડત અસ્વાભાવિક અને તુચ્છ માર્ગો સ્વીકાર્યા.

આધ્યાત્મ માર્ગ સિવાયના ઘણાખરા માર્ગ સ્વાતંત્ર્યના હિસાબે અધૂરા જ ગણાય. જીવનકાળમાં તથા પૃથ્વી ઉપરનું જીવન પૂરું થયા પછી પણ પરમશાંતિ આપનાર માર્ગ વર્ણાશ્રમના પૂર્ણ વિકાસમાં જણાવાથી શ્રુતિસંમત માર્ગ ભગવાન શંકરાચાર્યે પ્રબોધ્યો હતો. કાળક્રમે બ્રહ્મચર્ય તથા વાનપ્રસ્થ દશાના આશ્રમો દીના પડવા માંડતાં અને ગૃહસ્થાશ્રમ પણ વર્ણાશ્રમ ધર્મમાં શિથિલતા આવવાના કારણે શુદ્રપ્રાય થઇ જવાથી સંન્યસ્ત આશ્રમ તરફ ઉપેક્ષાવૃત્તિ વધતી ચાલી વય પ્રમાણે નહિ સચવાવાથી તથા આશ્રમવ્યવસ્થા સાથે વર્ણનો સુમેળ નહિ સાધવાથી સેળભેળ વધી પડી અને એવી સંકરતાના પરિણામે દેશ પાયમાલ થવા માંડ્યો. જીવનસંગ્રામ વધારે વધારે તીવ્ર થવા લાગ્યો અને મહાવિશ્વયુદ્ધોએ મનુષ્યજીવનને અકારૂ બનાવી દીધું. અકાર થયા વિના મોહ છૂટતો નથી સંસ્કારી મનુષ્યો માટે આવું જીવન ઉપકારક બને છે. વિમુખ થએલો જીવ આવા કટોકટીના પ્રસંગે તરફ વળવા પ્રેરાય છે. વઠેલ વર્ગ રાક્ષસી વૃત્તિ ... કરી લોકોને રંજાડીને રાજી થાય છે. કાળબળ ... પક્ષને ટેકો આપી ઇશ્વરનું કાર્ય સાધે છે. જીવન... દેવદાનવનાં યુદ્ધ ઓછીવત્તી માત્રાથી આવી ...તે ચાલ્યા જ કરે છે - બ્રહ્મચારી વિષયી બને છે, ...ન નિર્વીર્ય બને છે. વાનપ્રસ્થધર્મનો લોપ થાય છે અને સંન્યાસીઓ પણ વિષયલોલુપ બની ધર્મભાવનાને બટ્ટો લગાડે છે આમ થવાના અનેક કારણો હોય છે પરંતુ તે બધામાં મુખ્ય કારણ તો પરસ્પરની ઉપેક્ષાવૃત્તિ જ જણાય છે જગદ્‌ગુરુ શંકરાચાર્ય કૈવલ્ય ધામમાં ગયા પછી સંન્યાસી વર્ગની પ્રતિષ્ઠા બહુ જ ઉપયોગી જણાવાથી પોષાઇ, પરંતુ ભક્તિમાર્ગ, યોગ માર્ગ, મીમાંસકોના યજ્ઞયાગાદિરૂપ કર્મમાર્ગ વગેરેમાં થયું તેમ એ બધા માર્ગો જગતની દૃષ્ટિમાં ઉતરતા આચાર વિચારના કારણે વિગુણ થઇ જવાથી લોકલાગણી ઘટી જવા પામી તેવી જ રીતે સંન્યાસમાર્ગમાં પણ થવા માંડ્યું સંન્યાસમાર્ગ નબળો પડવાનું મુખ્ય કારણ એ જણાય છે કે મોટાઇ મેળવી આશ્રમો જમાવવાની ધાંધલમાં આચાર્ય કોટિના માણસો ભીંત ભૂલ્યા જેવું થયું. પોતાનું વર્ચસ્વ અને વૈભવ વધારવાની સ્પર્ધામાં પડી જવાથી સંન્યાસીવર્ગ તરફ ઉદાસીનતા સેવાવા લાગી. મંડળેશ્વરોએ વિદ્વત્તા પોષી પરંતુ સંન્યાસી વર્ગ તરફ અણછાજતી ઉપેક્ષા સમૃદ્ધ સંન્યાસીવર્ગ તરફથી આચરવામાં આવી. મોટા આશ્રમો લાગવગ અને વિદ્યાબળથી હસ્તગત કરી સાધારણ કોટિના સંન્યાસીઓની અવગણના કરવાથી સંન્યાસ આશ્રમ અતિ કરુણ દશામાં આવી પડયો. વૈષ્ણવ ધર્મના આચાર્યોના વૈભવની અસહિષ્ણુતાના પ્રતાપે ત્યાગપ્રધાન સંન્યાસી વર્ગ ધરમારીના કાંઠા રહેવા લાગ્યો. વૈષ્ણવ સંપ્રદાયના વૈભવે વૈષ્ણવ આચાર્યોને અવળે રાહે ચઢાવી દીધા તેવી જ રીતે વૈભવપ્રિય વિદ્વાન અને વગદાર સંન્યાસીઓએ જગદ્‌ગુરુ શંકરાચાર્યના શાસનને ઝાંખપ લગાડી. દશનામી તથા ખાખી સંપ્રદાયવાળાઓ પોતાના અજ્ઞાનના કારણે ભળખામણા થવા માંડયા, દશનામી વર્ગ વૈભવી થવા સાથે સંન્યાસ ભાવના ઉપર છીણી મારી ગૃહસ્થાશ્રમી થઇ ગયો, જ્યારે ખાખી બાવા હઠયોગનો દંભ પોષવા વિષયલોલુપ મટી આમ જનતામાં શાંતિ પ્રસરાવવાને બદલે અનેક રીતે ત્રાસ આપવા લાગ્યા હઠયોગની ચમત્કારિક ક્રિયાઓ સાધવાને બદલે લોકોમાં તોફાન મચાવી ભાવિક લોકોને લૂટવાનું શરૂ કરવામાં આવ્યું. અઘોર પંથીઓએ મેલી ક્રિયાઓ જાહેરમાં અજમાવી જોરજુલમથી પૈસા કઢાવવાનું વલણ લીધું. બીહામણા વેશ ધારીને પણ કેટલાએકોએ પોચાં હૃદયનાં મનુષ્યોને રંજાડવા માંડયા. આમ સંન્યાસની પવિત્ર ગંગા મેલી ગટરોમાંથી વહેવા જેવી પરિસ્થિતિ સંન્યાસ ઉપેક્ષકોએ લાવી મૂકી.

શાસ્ત્રજ્ઞાન વિહોણા હિંદુસમાજમાં જ્ઞાનગંગાના પ્રવાહો વહેતા બંધ થવાથી સત્યાનાશી વાતાવરણમાં ભાવિક અને ધર્મપ્રેમી શ્રદ્ધાળુ, સમાજ ગુંગળાવા લાગ્યો. પ્રજાની પાયમાલીનાં પગરણ નવા સુધારકોને હાથે શરૂ થયાં યૂરોપી રાહે ચઢી શ્રમપ્રધાન વર્ગની સગવડો સાચવવાને બદલે પ્રજાની નૈતિક નબળાઇનો લાભ લઇ વર્ણાશ્રમવ્યવસ્થાને સત્તાના દોરે છિન્નભિન્ન કરવા કાયદા ઘડી હિંદુત્વનો વિનાશ વહેલો નોતર્યો. વિધવાપુનર્લગ્નના કાયદા ઘડી બ્રહ્મચર્યાશ્રમનું નાબૂદ કર્યો, લગ્નવિચ્છેદના કાયદા ઘડી ગૃહસ્થાશ્રમને પીંખી નાખ્યો. વેશ્યાવાડા (Brothel homes) કાઢી સમાજને આચારશિથિલતાની સંપૂર્ણ છૂટ આપી. હોટલ અને રેસ્ટોરાં દ્વારા ભોજનનિયમન તોડી નાખ્યું ષડરિપુના વિજયની સંપૂર્ણ સામગ્રી પૂરી પાડી પ્રજાવર્ગને વધારે પાયમાલ બનાવી દીધો. અવિકાર તથા

સંસ્કારભેદને અતમણી સામ્યવાદ અને સ્વચ્છંદને અકારણ પોષણ આપ્યું હક્કની ઉલટી લડતને ચાલે ચડાવી ગૃહક્લેશનાં બીજ રોપ્યાં હક્કની મારામારી વિના વર્ણાશ્રમવ્યવસ્થા અટકી પડતી ન હતી. હક્કની સાત સાથી ગણુત્રા છતાં બળીબાના બે ભાગનું ધોરણ ટાળી શકાયું નથી. પ્રજાને નામે અને સ્વતંત્રતાના નામે દબામણી અને સ્વચ્છંદ સર્વત્ર પોષાવા લાગ્યાં છે અસહિષ્ણુતા એટલી વધી પડી છે કે વિરોધી સૂર શાંતિથી સાંભળવા કોઈ તૈયાર નથી. નીતિનાશને માર્ગે નહિ જવા દેનાર વ્યક્તિઓ શા કારણે હિંદુ જીવનનાં ધાર્મિક ધોરણોમાં હસ્તક્ષેપ થતો સાંખી રહે છે તે સમજાતું નથી. દુર્વ્યસની તથા દુરાચારી માણસોને વ્યસન તથા દુરાચારમાંથી ઉગારવાને બદલે અવળા માર્ગે દોરી દેવામાં શું ડહાપણ રહેલું છે તે સમજવું મુશ્કેલ છે. પરમાત્મા સહુને વેળાસર સદ્બુદ્ધિ આપે અને અનાસક્તિ યોગના અભ્યાસીઓ દ્વારા હિંદનો સર્વાંગી ઉત્કર્ષ વહેલો સધાય એમ ઇચ્છીશું.



# ગૃહસ્થાશ્રમ એટલે ?

લે. શ્રી 'ગિરીશ'

સ્વાગતં ઘો મહાભાગા ! કહીને રાજા રાજ્યસિંહાસન ઉપરથી નીચે ઊતર્યો અને સામે આવતા આર્ય ઋષિઓનું સ્વાગત કરવા મહેલના પ્રવેશદ્વાર સુધી ગયો. "સ્વસ્તિ તેઽસ્તુ" કહી ઋષિઓએ ગદ્ગદ સ્વરે આશીર્વાદ આપ્યા અને મહેલમાં પધાર્યા.

અર્ધ્ય–પાદ્યથી યથાવિધિ પૂજન થયા પછી પોતાના મૃગચર્મ સિંહાસન ઉપર મૂકી ઋષિઓ બિરાજમાન થયા. અને સન્મુખ ! સન્મુખ તો એ જ જન્મજન્માન્તરનો દુ:ખી રાજા ચિત્રકેતુ શુષ્કવદન ઉષ્ણ શ્વાસ અને મલિન વેશે બેઠો આ બધી જ આકૃતિ રાજાની મનોવેદના પ્રદર્શિત કરી રહી હતી.

"રાજન્ ! ક્ષેમ તો છે ને ?" મહર્ષિ અંગિરએ સસ્મિત પૂછ્યું.

"મહારાજ ! આપ જેવા મહાપુરુષોની દયાદૃષ્ટિ હોય તો મ્હારા જેવા જીવોને દુઃખ ક્યાં ?" રાજાએ વિનીતભાવે ઉત્તર આપ્યો.

"પણ આજકાલ કંઈ વનવિહાર નહિ, ઋષિઆશ્રમોમાં દર્શન માટે નહિ, બીજી કાંઈ પણ પ્રવૃત્તિ નહિ, રાજમહેલની અટારીઓમાં જ દિવસ ગાળો છો ! આ રાજધર્મ નથી. તમે જાણો છો ! 'सुतवत्पालयेत् प्रजाम्' એનું પાલન તમે મહેલમાં પડયા પડયા કરી શકો નહિ, માટે બ્હાર નીકળો અને ક્ષાત્રધર્મનું પાલન કરો."

"વાત તો ઠીક છે પણ, આ વ્યવસ્થા તો મ્હારા સુધી જ ને ! પછી શું !" રાજાએ અશ્રુપ્લાવિત મુખે કહ્યું.

મહર્ષિએ કહ્યું, "હું સમજ્યો નહિ !" "તમે શું સમજો" મ્હારા પિતૃઓ મારા આપેલા જલને ગ્રહણ કરતા નથી તેઓને "લુપ્તપિંડ" થવાની બીક છે મને રાજ્યભોક્તાની બીક છે ન જાણે પછી કોણ મ્હારા સંચિત રાજ્યનો ભોક્તા થશે ! માટે શા માટે વિટંબણામાં પડવું બીજી બાજુ રાજ્યમહિષીના આંસુ તો સૂકાતાં જ નથી, પછી આ દુઃખપૂર્ણ રાજ્ય માટે શું કરવું ! શા માટે કરવું !

"સમજ્યો" તમારે એક માટીના લોચાની જરૂરત છે !

જી હા !

અર્થાત્ તમોને સંતાન જોઇએ છે ! કેમ આ જ ને !

"હા મહારાજ ! મને એકે ય સંતાન નથી, માટે મને દિવસ રાત એની લાગણી રહે છે"

રાજા ! સમજણવાળાને સમગ્ર વિશ્વ પોતાનું છે; નહિ સમજનારને પોતાનાં પણ પારકાનાં છે. માટે ઉદાર વિચાર કરી શોકનો ત્યાગ કર, અરે "उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् !"

"મહર્ષિ ! આ તો તમારા જેવા ત્યાગીઓ માટે છે, મ્હારા જેવા માટે તો 'પોતાના તે પોતાના, અને પારકા

તે પારકા" જ છે. માટે જો એક સન્તાનનું સુખ પ્રાપ્ત થાય તો ઠીક, તમે તો સમર્થ પુરુષ છો, જે ધારો તે કરી શકો છો." બોલતાં બોલતાં રાજાએ મહર્ષિનાં ચરણો પકડી લીધાં

બસ, પછી પૂછવું જ શું ! મહાપુરુષોની સામે મસ્તક ઝુકાવ્યું કે તેઓ સર્વસ્વ અર્પવા તૈયાર થઈ જાય છે. શ્રીમદ્‌ભાગવત કહે છે—

"चिन्तामणिर्लोकसुखं सुरेन्द्रु स्वर्गसम्पदम्।
प्रयच्छति गुरु प्रीतो वैकुंठं योगिदुर्लभम्॥"

પછી તો કહેવું જ શું ! "अर्पयित्वा चरुं त्वाष्ट्रं त्वष्टारमयजद्विभु" ત્વષ્ટાનો યજ્ઞ થયો અને વધેલું યજ્ઞોચ્છિષ્ટ કૃતદ્યુતિ નામની પ્રધાન રાજરાણીને પ્રસાદરૂપે આપવામા આવ્યુ અને સાથે-સાથે રાજાને પણ સૂચના આપવામાં આવી કે—રાજન્ ! તમારો આ પુત્ર તમને હર્ષ અને દુઃખ બન્નેય આપનાર થશે આમ સૂચન કરી નારદ અને અંગિરા વિદાય થયા

\+ \+ \+

ત્વષ્ટાના પ્રસાદથી રાણીએ ગર્ભ ધારણ કર્યો અને પણ દિવસે દિવસે વધવા લાગ્યો એક . બે એમ કરતાં નવ માસ વ્યતીત થયા અને રાણીએ એક સમાન શિશુને જન્મ આપ્યો. પુત્રોત્પત્તિ સાંભળી અતિશય હર્ષનો અનુભવ કરવા લાગ્યો. શિશુ- ર્થે બ્રાહ્મણોને દાન આપ્યાં. અને આશીર્વાદ આપીને બ્રાહ્મણોએ જાતસંસ્કાર કર્યો. એક બાજુ દિવસે દિવસે આનંદ વધવા લાગ્યો, બીજી બાજુ રાણીઓમા ઈર્ષ્યાનો હલાહલ ઝળકવા લાગ્યો. રાજાની નવસો નવાણું રાણીઓ વિચાર કરવા લાગી

"धिगप्रजां स्त्रियं पापां पत्युर्गुहसमागताम्।
सप्रजाभिः सपत्नीभिर्दासीमिव तिरस्कृताम्"॥

પુત્રવાળી સ્ત્રીઓ દ્વારા તિરસ્કાર પામતી પતિને ઘેર વસતી પુત્ર વગરની સ્ત્રીઓને ધિક્કાર છે. અર્થાત્ અહિંત જીવનમાં મજા જ શું ! સ્ત્રીઓના આ ઈર્ષ્યાળુ વૃત્તિ જો કેવળ વિચારમાં જ રહી જાય તો ઠીક છે નહિતર—

"कहा न अबला करि सके" તુલસી

સ્ત્રી શું નહિ કરી શકે એ જ અચિન્ત્ય છે આથી ચિત્રકેતુની કૃતદ્યુતિ-રાણી સિવાય બધી જ રાણીઓએ ભેગી થઈ રાજાના કુળનન્દન એકના એક છોકરાને મારવાને નક્કી કર્યું અને તદનુકૂળ એને વિષ આપવામાં આવ્યું. કેટલોક સમય વ્યતીત થતાં પુત્ર પારણામાંથી ઉઠયો નહિ અને નિદ્રામાંથી પણ જાગ્યો નહિ, બહુવાર પછી રાણીએ દાસીને કહ્યું—

બાળકને તો લાવો, બહુવાર થઈ, એને ધવરાવો હશું !" "જેવી આજ્ઞા કહીને દાસી છોકરાને લેવા ગઈ, પણ આ શું ! એ તો બાળકને જોઈને જ અવાક્ થઈ ગઈ. અને જોરથી રડવા કૂટવા લાગી એનો અવાજ સાંભળી રાણી પણ ત્યાં ગઈ અને જઈને—

"ददर्श बाल सहसा मृतं सुतम्"

છોકરો મરેલો જોયો, અને ત્યાંની ત્યાં જ બેહોશ થઈને પડી ગઈ અને વિલાપ કરવા લાગી. આ ખબર સાંભળી બધાં જ રડવા લાગ્યાં. રાજા અને દીવાનની તો વાત જ શું ! રાજ્યનો એક અદનો સીપાઈ પણ તે દુઃખમાં વિલાપ કરવા લાગ્યો અને જે ૯૯૯ રાણીઓ એમના તો વિલાપનું પૂછવું જ શું ! બધા કરતાં વિશેષ શોક તો એમને જ હતો. આજે પણ આપણે જોઈએ છીએ કે બીજા કુટવાવાળાઓ વધારે ઉછળકૂદ કરે છે જ્યારે સગાંસબંધીઓ તો થોડા જ કૂદકા મારે છે. અસલી હીરા કરતાં કૃત્રિમ હીરાનો ચળકાટ વધારે હોય છે. અસ્તુ રાજ્યપરિવાર ને રાજાના આ આર્તનાદની ખબર મહર્ષિ અંગિરાના કર્ણ સુધી પહોંચી અને તેઓ શ્રી મહર્ષિ નારદને સાથે લઈ ચિત્રકેતુના શોકપૂર્ણ પ્રાસાદમાં પધાર્યા પણ શોકને લીધે રાજા એમને ઓળખી શક્યો નહિ. અને એમની બાજુ ધ્યાન પણ ન આપી શક્યો. ફક્ત પુત્રવિયોગના શોકસાગરમાં બેઠેલો ચિત્રકેતુ રડવામાં જ બેશુદ્ધ બની ગયો. મહર્ષિ તુલસીદાસજી લખે છે કેઃ—

सन्तहृदय नवनीत समाना कहा कविन्ह वै कहा न जाता।

અર્થાત્ કવિઓ સન્તોના હૃદયને નવનીત સમાન કહી ગયા છે, પણ તેઓ ભૂલ કરે છે; કારણ કે સન્ત-હૃદય નવનીત કરતા પણ સરલ છે નવનીત પોતાને લાગતા તાપથી પીગળે છે, અને સન્ત તો પારકાના તાપથી દ્રવિત થઈ જાય છે અસ્તુ. સરળ હૃદયના ઋષિ ચિત્રકેતુનો દુઃખથી વિહ્વળ થઈ કહેવા લાગ્યા.

રાજેન્દ્ર ! જેને માટે તમો રડો છો તે તમારો શું થાય વારુ ! આ સૃષ્ટિમા કેટલીવાર તમો એના સંબંધી થયા છો અને એ તમારો સંબંધી થયો હશે ને થશે !

અરે જેવી રીતે પાણીના રેલામા વાલુકા આવીને ભેગી થઈ જાય છે અને પાણીના બીજા રેલામાં જુદી થઈ જાય છે, તેવી જ રીતે કાળની ગતિને લીધે દેહીઓનો સયોગ અને વિયોગ થયા કરે છે " વિગેરે વાતોથી આ મહર્ષિએ રાજાને સદ્બોધ આપ્યો, રાજાની જ્ઞાનદૃષ્ટિ ઉઘડી અને તે પૂછવા લાગ્યો —

અવધૂતના વેષમા ફરવાવાળા તમે કોણ છો? આપ બ્રાહ્મણવેષ ધારણ કરીને મારા જેવા દુખી મૂઢબુદ્ધિ વાળાને બોધ આપતા ફરો છો, માટે હે પ્રભો ! અંધકારમાં ઠોકર ખાતા મ્હારા જેવા મૂઢ માનવી માટે તમે જ્ઞાનદીપક પ્રગટાવો !

રાજન્ ! હુ તને પુત્ર આપનાર અગિરા અને બ્રહ્મસુત મહર્ષિ નારદ છીએ, તને દુસ્તર શોકસાગરમાં ડૂબેલો જોઈ તારા ઉપર કૃપા કરવા આવ્યા છીએ કારણ કે ભગવદ્ ભક્તને દુખ ભોગવવુ પડતુ નથી માટે તારે ઘેર આવીને જ્ઞાન આપીએ છીએ. અમે તારો અભિનિવેશ જાણીને તને પુત્ર આપ્યો, અને હવે તુ તે પુત્રવિયોગના દુખમાં પડયો છે. જેવી રીતે પહેલા પુત્રોત્પત્તિનુ સુખ થયુ અને પછી દુખ થયુ, તેવી જ રીતે સ્ત્રી, ઘર, ધન, ઐશ્વર્ય સમ્પત્તિ અને રાજ્યવિભૂતિ વિગેરે બધુ ચલ છે. હે શૂરસેન ! આ બધાં શોક, મોહ, ભય અને દુખ આપનાર છે રાજન્ ! દ્રવ્ય-જ્ઞાન ક્રિયાત્મક પ્રાણીઓ તો આ દેહને વિવિધ ક્લેશ-સન્તાપ આપનારાવાળા કહ્યાં છે, માટે સ્વસ્થ મનથી આત્માની ગતિ જાણો, જ્ઞાનપ્રાપ્ત કરો, વિભ્રમકારી દ્વૈત ભાવનાનો ત્યાગ કરી શાન્તિ પ્રાપ્ત કરો ! પછી નારદજી બોલ્યા, ' હુ તને મત્ર આપુ છુ જેનાથી તને એક અઠવાડીયામાં જ સિદ્ધિ પ્રાપ્ત થશે.' ઇત્યાદિ વાક્યો કહ્યા છતાં રાજાને વિશ્વાસ થયો નહિ છેવટમાં નારદજીએ રાજપુત્રના મરેલા શરીરને બતાવી કહ્યું

"રાજપુત્ર ! "જીવાત્મન્ ! સૌભાગ્યશાલિન્' તારા માતાપિતા, સુહૃદ, બાન્ધવ, તારા વિયોગમા બહુ જ દુખી થયાં છે માટે તારા કલેવરમાં પ્રવેશ કરીને શેષ આયુષ્ય પૂર્ણ કર અને પિતાના પરિવર્ધિત રાજ્યનો રાજ્યાસન ઉપર બેસી ભોગ કર."

આ પ્રમાણે કહી એક જલની અંજલી પોતાના કમડલુમાંથી પ્રક્ષેપ કરતાની સાથે જ જીવાત્મા બોલ્યો ! આ ઉમેર્વા મારાં કયા જન્મનાં માતા પિતા થાય ? કારણ કે હું તો દેવ તિર્યંક્, મનુષ્યાદિ યોનિ-ઓમાં ફરતો ફરતો આવુ છુ. આ સગાં વ્હાલાં, મિત્ર, આદિ તો દરેકને દરેક જન્મે મળે છે જે રીતે બજારમાં જાઓ-અને દુકાનમાં જુદી જુદી વસ્તુઓ જોવામાં આવે છે તેવી જ રીતે કર્માનુસાર જીવને પણ જુદી જુદી યોનિઓમા મોકલવામાં આવે છે. નિત્ય પદાર્થ આત્માનો સમ્બધ અનિત્ય જેવો લાગે છે. અરે ! જેની જોડે જેનો સબધ છે તે સ્વાર્થને લીધે જ થતો સબંધ છે. નિસ્વાર્થનો કોઇ સબધ નથી.

આ અજ, અવ્યય આત્માનો કોઈ અત્યન્ત પ્રિય સ્વજન નથી, અને કોઇ દ્વેષી-પારકો નથી" માટે આ રાજા મ્હારો શું થાય ? ખરેખર જગતમાં પુત્ર પુત્ર છે માટે પ્રિય નથી પણ પોતાના સ્વાર્થને લીધે જ પ્રિય છે તેવી જ રીતે સ્ત્રી-પતિ વીગેરે એમ કહીને જીવાત્મા તો ચાલ્યો ગયો. ઋષિના ઉપદેશથી રાજાને જ્ઞાન થયુ, અને રાજા યમુનાસ્નાન કરી ભગવદ્ભજનમાં બેસી ગયો, છેવટે દેવાધિદેવ શ્રી શેષ ભગવાનના ચરણારવિન્દમાં લીન થયાં

આ થી ભાગવતકારે ગૃહસ્થીઓને એક સુન્દર તત્ત્વ બતાવી આપ્યુ છે આદર્શ ગૃહસ્થ તો કર્મફળનો ત્યાગ કરી ભગવદ્ અર્પણ જ બધું કાર્ય કરે છે અને છેવટમાં એને પ્રભુપ્રાપ્તિ થાય છે બીજી બાજુ સ્વય કર્તા હર્તા માનીને સસારમાં રચ્યા પચ્યા રહેનાર 'નરકગામી થાય છે એમને શાન્તિ મળતી નથી માટે શાન્તિ અને સુખની તલાસ બીજાઓ પાસે નથી ઘરમાં જ છે શ્રીમદ્ભાગવતકાર કહે છે તે ખોટુ નથી કે गृहस्थाश्रमः किन्नकरोत्य घघम् । ચિત્રકેતુનુ આખ્યાન આ જ વાતને સ્પષ્ટ સમજાવે છે કે,

" लोहदारुमयैः पाशै पुमान् बद्धो विमुच्यते
पुत्रदारमयै पाशैः न मुच्येत कदाचन ॥ "

લોઢાની સાંકળો અને દોરડાઓના બંધનોથી તો કોઇ વખતે પણ છુટી શકાય છે, પરન્તુ સ્ત્રી અને પુત્રનાં બંધનોથી તો છુટાવું મુશ્કેલ છે નિરાસક્ત રહેનાર માણસ જ તેમાંથી છુટી શકે છે સપૂર્ણ.

# ભક્ત ભરવાડ ભીલામુ

લે.–શ્રી. મનુભાઈ હીરાલાલ

વાર્તા સામાજિક છે, જીવનપ્રસંગોમાં ભૂલેચૂકે પણ ઊતરી શકે તેવી છે. ખાસ કરીને સામાજિક જીવનવ્યવહારમાંથી માણસનો હૃદયપલટો કેમ થાય છે અને તેમાંથી અહીં શું પ્રસંગો બને છે ને વર્ણવવામાં આવ્યું છે. પ્રિય વાચકો અને વિચારકો! આમાંથી કોઈપણ પ્રસંગ આપને બંધબેસતો આવે તો આપ મારા ઉપર અનુગમો ઉભો કરશો નહિ. પણ જે તાત્પર્ય સમજવાનું હોય તે સમજી લેજો

પિતાધરી નામનું એક ગામડું હતું. ત્યાંની વસ્તી ઘણી જ જુજ હતી. લગભગ દોઢસોથી બસો ઘરની આસપાસ ત્યાંનાં મકાનોની સંખ્યા હતી. ગામને છેડે એક ઝરણું પસાર થતું હતું. ગામમાં કુવા હતા ખરા પણ ઝરણાના પાણીની મીઠાશ ગામ્યજનોને માફક આવવાથી ઝરણાના પાણીનો ઉપયોગ મોટે દરજ્જે થતો હતો ગામડું અટૂલું ને એકલું હતું, કહો કે તે સમભમ જંગલમાં જ હતું. ગામ સ્વચ્છ અને આબાદ રહેતું હતું ગામ્યજનો સર્વ પ્રકારે સંતુષ્ટ અને સુખી હતા.

આવા ગામમાં અણુપૂછયો અને અણુપીછેલો એવો એક ભીલામુ નામે ભરવાડ રહેતો હતો. તેની સમજણુશક્તિની શરૂઆતનાં વર્ષોમાં જ તેની પરમ પ્રિય માએ સ્વર્ગલોકમાં સીધાવ્યું પીતા સાથે રહી તે મોટી ઉમરનો થયો ઘર અતિશય ચોકખું, પવિત્ર, જરાપણ ગંદકી નહિ એવું હતું ઢોરઢાંખર માટે અલાયદી જગ્યા રાખવામાં આવી હતી તેના ઘરમાં ખુબ સાદ્ગી અને સુશોભિતપણું હતું તેનો પિતા કેટલીક બાબતોમાં વિરુદ્ધ પડતો હતો, કારણ કે પિતાએ કરેલ નવીન બાઈનું ચલણ ઘરમાં ચાલતું હતું છોકરો ઘરમાં દબાઈને રહેતો હતો.

તે ઘણી સાદાઈથી પણ ચોખવટથી રહેતો, પવિત્ર અને શુદ્ધ રહેતો હતો તેની કાળજીભરી કારીગરીથી આખા ઘરની શોભા દીપી ઊઠતી. રાતદિવસ ઢોરનું કામ તેને સોંપવામાં આવ્યું હતું તે ઉપરાંત ઘર ગાળતનું કેટલુંક કામ પણ તેને કરી લાવવું પડતું. તેણે લખી વાંચી શકાય એટલો અભ્યાસ ખુબ સરસ રીતે કર્યો હતો. કહેવત છે કે ચારિત્ર શોભે શીલથી, શરીર શોભે સંયમથી.

આ પંક્તિને બંધબેસતાં સર્વે લક્ષણ તેનામાં હતાં. અને શરીરે તે હષ્ટપુષ્ટ હતો. સવારસાંજ ઢોરોની માવજત કરે. બપોર સમયે ઘરસબંધી કંઈ કાર્ય કરી તેની અપર માને ખુશીમાં રાખે અને બાકીના સમયમાં પેર ઠાં ઈશ્વરભજન કરે. આ તેની કાર્યરચના હતી, અરે કહો કે ઈશ્વરનું રટણ જ તેના હૃદયસ્થાનમાં હતું અને તે જ તેનો ધંધો હતો.

> નીલું આકાશ શોભી રહે,
> તનડું આ મારૂં ઝૂલી રહે;
> કોઈ બતાવો ક્યાં એ રહે;
> મનડું મારૂં શોધી રહે

આ તેનું હૃદયરટણ હતું અને અહર્નિશ કાર્ય કરતું હતું

ભીલામુ દિવસે દિવસે વધતો ગયો, અને તેની ઉમર ૨૦–૨૧ વર્ષ સુધી પહોંચી એટલે તેના પરણવાને માટે કેટલીક જગ્યાએથી કહેણ આવ્યાં. ભીલામુના હૃદયમાં, કાને પડની આવી વાતો અગર ઘરની અંદર અજાણ્યા શખ્સોની અવરજવર થાય તે ખુચતાં હતાં, કારણ કે લગ્ન પ્રત્યે તેને બહુ માન ન હતું. પરંતુ પિતાની આગળ સર્વ બાળકો નાના અગર મોટા, નીચી ડોકે ઝૂકયા રહે છે અને પિતા જે કાંઈ કરે છે તેને મને કે કમને સાંખી લે છે આમ ભીલામુના પિતાએ ભીલામુના લગ્ન નક્કી કર્યાં અને શુભ મહીનામાં શુભ ચોઘડીયાની અંદર તેનાં લગ્ન પણ થઈ ગયાં.

*ભીલામુનાં લગ્ન થઈ ગયાં ગૃહજીવનની બેડીઓ* પહેરી લીધી લાડીના કોડીલા પ્રેમથી અરસપરસનાં હૃદય દિવ્ય અને શ્રેષ્ઠ પ્રેમથી જોડાયાં કહો કે બંને પ્રેમપાશમાં ભરાઈ પડયાં ભીલામુના મનમાં જેટલો અપ્રેમ લગ્ન પ્રત્યે હતો તેનાથી ખૂબ ગણો પ્રેમ તેની પત્ની પ્રત્યે કેળવાઈ ગયો અરે પ્રેમ એટલો બધો વધી ગયો કે તેની પત્ની ગુરકી વિના એ લગાર પણ રહી ન શકે અને કહે

> 'તુજ વિના હું ના રહું
> અને-ગુરકી તું ક્યાં વસે !'

એટલામાં જ જાણે જ્ઞાનનો સંચાર કરતી આવતી હોય એમ ગુરકી આવીને ભીલાપુને એટલી સરલ રીતે સમજાવટ આપતી હતી કે ભીલાપુ મનમાં એ ઘડી વિચાર કરવા બેસી રહેતો ત્યારે ગુરકી કહેતી—

શોક મનમાં નવ કરો,
રોકે શરીર સુકાય
પ્રેમ તો થોડો કરો
અતિ પ્રેમે ઘણું દુ:ખ થાય.

આ બન્ને દંપતીમાં સમાન ગુણો હતા અને બન્ને સંસ્કારી હતાં. ભીલાપુએ તેના ગુણથી તેની ગુરકીમાં જ્ઞાન અને શુભ સંસ્કાર ઉત્પન્ન કરાવ્યા હતા. બન્નેનો સુમેળ હતો. ગુરકી ભીલાપુની પરમ પવિત્ર કહ્યાગરી અને પતિને દેવસમ માનવાવાળી પત્ની હતી

ભીલાપુ પ્રભુભક્તિવાળો હતો ખરો, પરંતુ પ્રભુનું સ્થાન દરેક જીવમાત્રના હૃદયમાં જ છે એમ તે કુદરતી રીતે જ માનતો હતો અને તેથી તેને પ્રભુભક્તિ માટે કોઈ દેવ કે મંદિરમાં જવું પડતું ન હતું. પરંતુ હૃદયમાં જ પ્રભુસ્મરણ અને રટણ દંપતીમાં અહોનીશ થવા કરતું હતું.

દંપતીને પ્રભુપ્રાર્થના કે પ્રભુભક્તિ સાથે રહીને જ કરવામાં આનંદ આવતો. બન્ને સવારમાં ઊઠીને તરત જ અને રાત્રે સૂતી વખતે પવિત્ર થઈને સાથે બેસીને પ્રભુનું એક ચિત્તથી ધ્યાન ધરતાં હતાં. અને હું એમ માનીશ કે આ દંપતીનો જો અથાગ પ્રેમ હોય તો તેનું મુખ્ય કારણ સાથે બેસીને પ્રાર્થના કરવાનું જ હતું અને તેથી અરસપરસ કજીઆ કે કલેશ થાય નહિ અને થયા હોય તો તેનું ફરીઆદ શમન થઈ જાય અને તેમનો કાર્યક્રમ ચાલુ રહે.

આવા પ્રસંગોમાં ગામની ભાગોળે એક સંત આવીને રહ્યો હતો અને ત્યાં સુંદર કથાઓનું કથન કરતો હતો. ભીલાપુના કાન ઉપર જ્યારે આ વાત પડી ત્યારે તેણે પણ કથામાં જવાનું શરૂ કર્યું અને જતાંની સાથે જ તેણે સાંભળ્યું

કાયા માયા બાદલ છાયા
મૂરખ મન તું કયોં ભરમાયા.
છૂટ ન જાએગા માયા તેરા.
શીર કર છૂપે ભટકાયા.

ભીલાપુને અંતરમાં ચોટ વાગી અને હરહમેશ કથામાં આવવાનું મન થયું કથામાં આવી રીતે તેને નિત્ય કંઈક નવીન સદુપદેશો મળતા, જ્યારે આવાં જ કથા કીર્તનોના દિવસોમાં ગામના પ્રજાજનોમાં કેવો સ્વાર્થ હોય છે તેનાં કેટલાંક દશ્યો નજરે પડ્યાં તેમાંનાં થોડાંક દશ્યો નીચે કહું છું.

એક પ્રસંગે ભીલાપુ ગામમાં થઈને પસાર થતો હતો ત્યારે એક ઘરમાંથી બહાર નીકળતા ડોશીના ઓચિંતા ઉદ્ગારો તેણે સાંભળ્યા કે ડોસનો મૂઓ માંચો મૂકતો નથી અને મરતો યે નથી. આ વચન ઉપરથી ભીલાપુને એટલું કહવું લાગ્યું કે ખરેખર અશક્ત માણસને માટે જીવન જ નથી.

એક બીજા પ્રસંગે તેણે એક દંપતીનો સંવાદ સાંભળ્યો.

પતિ—કેમ આજે શોકમગ્ન છો

પત્ની—શોક ન કરે તો શું કરે ? પાકરોમાંથી તો કાણુ ગો લઈને ઘેર આવ્યા છ

જાવ અહીંથી મારું નામ તમારે ન લેવું.

પતિ—વાહ, ખરેખર, હે કુદરત તારી ગતિ ન્યારી છે અને કહે છે

પૈસો કમાશે ત્યાં લગી, પત્ની પતિને ચાહશે,
પૈસો થશે બંધ આવતો, તો પત્ની ત્યાં વિમુખી થશે.

આમ આવી રીતના બીજા સ્વાર્થભર્યા પ્રસંગો સાંભળ્યા અને મનમાં શંકા કરી કે હું સર્વ જમાઓ સ્વાર્થમય અને પ્રપંચોથી ભરપૂર ભાળું છું તો શું મારે ઘેર પણ આ રીતિ જ હશે.

ભીલાપુએ ગુરકીને કહ્યું કે હે ગુરકી તું મને કેટલી વ્હાલી છે !

ગુરકી—હે નાથ ! મારા પ્રાણ કરતાં પણ અધિક વ્હાલી છું

તો ભીલાપુએ કસોટી કરવાનો નિશ્ચય કર્યો.

ભીલાપુ માંદગીના બીછાનામાં રહેવા લાગ્યો, પરંતુ સાથે પોતાના શરીરનું સ્વાસ્થ્ય જળવાય તેમ રહેતો હતો. એક માસ, બે માસ, ચાર માસ એમ પસાર થવા માંડ્યા હવે ભીલાપુને ખબર પડે છે કે તેની પત્ની તેને કેટલી વ્હાલી છે

ભીલાપુ—ઓ રામ ! હાથ પગ તૂટે છે, માથું તપી જાય છે

ગુરકી—ખાવા બેઠશી દોય છે અને કહે છે કે તમને

તો બધું ય થશે, નહિ થાય એટલું ઓછું. તમે તારે જૂઓ મારવી હોય એટલી મારો શું હું ભૂખી છીડીને તમારી પાસે આવું ?

ભીક્ષામુની આંખોમાંથી અશ્રુ સરી પડયા. અને ખરે ખર ગદ્‌ગદ્ કંઠે હૃદયમાં વિચારવા લાગ્યો કે હે પ્રભુ ! તારી ગતિ ખરેખર ન્યારી છે. અને જગતમાં કોઈ કોઈનુ નથી કેવલ હું અને તું અને નિશ્ચય કરી લીધો કે હવે મારા માટે આ ઘરબાર, બૈરી, ધન દોલત અને સમાજ નકામો છે, બસ, હવે મારે જંગલમાં જઈને જ વાસો કરવો

નિત્યક્રમ મુજબ સભ્યાકથામાં ગયો. અને ત્યાં સાંભળ્યુ કે કેવળ દુખો સહન કરવાની ધીરજ જેનામાં ન હોય તેને જંગલમાં જવા કરતાં ઘેર પ્રભુભજન કરવું તે વધારે સારુ છે. પરંતુ ભીક્ષામુમાં ધીરજ હતી અને ખરેખર જીવનથી તે કંટાળી ગયો હતો એટલે તે ઉપડયો, જંગલમાં મસ્ત મગજથી, ડોલતો ગાતો જાય છે

'દોડી આવો ને મારા વ્હાલમા,
હું તો દોડી આવું તમ સામ રે'
વ્હાલા દોડી આવોને.

ભીક્ષામુને બસ એક જ ધૂન છે. ન ખાવાનું ભાન, ન પીવાનુ ભાન, કશું નહિ, કેવળ પ્રભુનું ધ્યાન એ જ તેના મનમાં હતુ

જંગલમાં તેને ઘણાં કષ્ટ પડે છે, પણ તેનુ યે તેને ભાન નથી અને છેવટે તેની આસપાસ કોઈ પ્રકારનો ધુમ્મસ ફેલાઈ જાય છે અને તે અંધ બને છે અંધ થઈને ફરતાં ફરતાં તે એક ખાડામાં પડી જાય છે કે જેમાંથી બહાર નીકળવા માટે તેને એકે માર્ગ સુઝતો નથી અને કહે છે

હે વ્હાલા, દુખો અતિશય પામીયો,
હવે રાખો મારી લાજ રે
વ્હાલા દોડી આવોને.

તેજ સમયે એક તેજસ્વી પુરુષ ખાડા આગળ આવીને કહે છે કે હે સુરદાસ તમારા પગ પાસે જે દોરડું પડયુ છે તે મને આપો ને ! સુરદાસે તેને દોરડુ સમજીને પેલા પુરુષને આપ્યુ. ખરેખર તે દોરડુ નાગદેવ પોતે હતા જેવુ દોરડુ પેલા પુરુષના હાથમાં આપ્યુ તેવાં જ ભીક્ષામુએ નાગદેવનાં દર્શન કર્યાં અને તેની સાથે તેને શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરેલા છે એવા વિષ્ણુ ભગવાનનાં દર્શન થયાં. ભગવાને હાથ ઝલીને તેને બહાર કાઢયો ત્યારે ભીક્ષામુ કહેવા લાગ્યો

હે વ્હાલો આવ્યો તો અણમોલ ભાવથી,
પણ વાહન કંઈ નહિ સાથ રે;
હે, વ્હાલા ડગલાં રે ધીરે ભાપરો,
હું આવુ તમારી સાથ રે.
વ્હાલા પ્રેમે ચલો રે.

આ પ્રમાણે ભક્ત ભરવાડ ભીક્ષામુ પ્રભુની સાથે અંતર્ધાન થઈ ગયો અને વાચક પોતે પણ તેની માફક સંસારનાં બંધનો તોડી પોતના એક સાચા આશ્રય પ્રભુમાં એકરૂપ બને.

## જીવનનું કર્તવ્ય શું છે ?

લે. શ્રી ગોવિંદભાઈ કુંવરજી

પ્રિય વાચકો ! આજે તમારી સમક્ષ જે ઉપયોગી લખાણુ રજુ કરું છું. તેનું લક્ષપૂર્વક વાચન કરી મનન કરજો. હું કોઈ વિદ્વાન કે પંડિત નથી, કે નથી મેં વધારે અભ્યાસ કર્યો. જેથી મારા લખાણમાં જે કાંઇ ભૂલ હોય તે માટે ક્ષમા આપશો.

મનુષ્યની જીન્દગીનું સાર્થક જન્મમરણથી મુક્ત થવું એમાં જ સમાયલું છે. પરંતુ લક્ષમાંથી (લાખોમાંથી) એક જ મનુષ્ય જીવનમુક્ત થવાની ઇચ્છા રાખતો જણાય છે જીવનમુક્ત થવું એટલે વારંવાર આ અસાર સંસારમાં આપણો જન્મ અને મરણ ન થાય અને માત્ર અખંડાનંદ પરમાત્માના જ્યોતિસ્વરૂપનો સાક્ષાત્કાર થાય તેનું નામ જીવનમુક્ત થવું કહેવાય છે

મનુષ્ય પુખ્ત ઉમરમાં આવતાં જ તેને માયા જાળનું આવરણ એવું ઘેરી લે છે કે, તેના પ્રતાપે ધીમે ધીમે પ્રપંચ, કાપટ્ય, જુઠ, લુચ્ચાઈ, ચોરી, હિંસા, કામ, ક્રોધ, મોહ, લોભ, અહંકાર, આદિ દુર્ગુણોનો નિવાસ થાય છે. દિનપ્રતિદિન દ્રવ્ય મેળવવાની, નાના

પ્રકારનો વિલાસ વૈભવ ભોગવવાની, સુંદર સ્વરૂપવાન મૌરાંગ સુંદરીઓ સાથે કામક્રીડા કરવાની અને પાંચ મળતાં પચ્ચીશ, અને પચ્ચીશ મળતાં પચાશ, એમ સો, હજાર, અને લાખ રૂપીઆ મેળવવાની આશા થતી જાય છે. એવી રીતે આશા, તૃષ્ણા કે જેનો કાંઇ પાર જ નથી, તે વધવા લાગે છે. અને તે વધતાં મનુષ્યોમાં ઉપર બતાવેલા દુર્ગુણો ધીમે ધીમે પ્રકાશમાન થઇ, કોઇ પિતાનો ઉચ્છેદ કરવા, કે કોઇ ભાઇનો પ્રાણ લેવા, કોઇ સ્નેહીને ઠગવા કે, કોઇ મિત્રોનો વિશ્વાસઘાત કરવા, કોઇ સંબંધીઓને ફસાવવા, કે કોઇ સરળ મનુષ્યોને કાપટ્ય-કુશળતાથી ફસાવવા તત્પર થાય છે જર, જોરૂ અને જમીન જેવા અનિત્ય અને નાશવંત પદાર્થો મેળવવા માટે તેઓ આસપાસ કંઇ જ ન જોતાં તરત તેની હિંસા કરવા વિલંબ કરતા નથી. આવી આવી સેંકડો માયાજાળથી તેઓ પ્રેરાય જાય છે તો પણ તેઓ પ્રારબ્ધ વિના તેમાંનું કંઇ પણ મેળવી શકતા નથી માયા એવી મોહક છે. જાળરૂપી એ માયા કામક્રોધ રૂપી દુર્ગુણોથી એટલી બધી ગુંથાએલી છે કે ગાખીની માફક, માછલાની માફક પોતાના પંજામાં, જીવને નરક દ્વારમાં મોકલવા પોતાના તરફ લોહચુંબકની માફક ખેંચાણ કરી સપડાવે છે એ મોહક જાળના પંજામાં જે સપડાય છે. તેનો પ્રાણ ગયા વિના તેનો છુટકારો થતો નથી ફક્ત છુટકારો થાય છે ત્યારથી કોઇ પણ જીવને એ માયાની રાક્ષસી જાળમાંથી નીકળવું બહુ મુશ્કેલ છે

માટે સંસારમાં પડતાં દુઃખથી મુક્ત થવાનો સહેલો ઉપાય માયાનો ત્યાગ કરવો એટલે માયાની જાળરૂપ જે આશા–તૃષ્ણા છે તેનો ત્યાગ કરવો હું લક્ષાધિપતિ થાઉં કે મને અસીમ ધન મળે. હું ચક્રવર્તી થાઉં કે મને સર્વ ભૂમંડળ મળે. હું આખી પૃથ્વીનો ભોક્તા થાઉં કે મને સઘળે સ્થળે આધિપત્ય મળે, હું સકળ જગામાં સજ્જન કહેવાઉં કે રૂપાળી સ્વરૂપવાન સ્ત્રી મને, રૂપાળાને આટલું બધું મળે અને મને જ થોડું! અમુક મને વધારે મળે તો કેવું સારૂં! મને ગાડી ઘોડામાં સહેલ કરવાની મળે તો કેવા શા ફક્કડ! મને નિત્ય મિષ્ટાન્ન ભોજન મળે તો કેવું સારૂં! ચાલ, રૂપાળું સુખ મેળવવા રૂપાળાને આમ ફસાવું અને રૂપાળાને આમ કહું આવા આવા અનેક તૃષ્ણા ભરેલા ઉદ્‌ગારો કદાચિ પોતે આશામાં ને આશામાં અગીમ પાપ કર્મો કર્યાં જાય છે સુખ ભોગવવા આમતેમ ઘણાં ધણાં ફાંફાં પણ મારે છે. પણ છેવટે નિરાશ થયા વિના રહેવાનું નથી. જેમ જેમ પાપકર્મ થતાં જાય છે, તેમ તેમ સુખ એ તૃષ્ણાથી–આશાથી થએલાં મહાપાપથી દોઢ ગાઉ વેગળું નાસતું જાય છે, યા તો થોડું રહે છે એનાથી બુદ્ધિ ભ્રષ્ટ થતી જાય છે–જ્ઞાનરહિત થાય છે. એટલે કાંઇ સુઝતું નથી. એક જ સુખનું ધ્યાન રહી જાય છે. પણ સુખ મળવાના સાધનરૂપ ઉત્તમ જ્ઞાન અને અખંડ સ્વરૂપાનંદ શ્રીહરિની ભક્તિ તે પણ ધીમે ધીમે નાશ પામે છે. અને એવી રીતે ચાલનાર મનુષ્ય દુઃખરૂપ કુવામાં પડી, અથડાઇ કુટાઇ કુતરા બિલાડા પેઠે જીવન વ્યર્થ ગાળે છે.

માટે જ મનુષ્ય માટે અત્યંત મહત્વનો પ્રશ્ન એક જ છે કે, આ સંસારમાં મનુષ્યને (આપણને) ઘણી બાબતો શીખવાની હોય છે તેમાં ખાસ કરીને અત્યંત મહત્વની વાત એ છે કે, આ જગતમાં કેવી રીતે રહેવું! લોકો, પોતાના જીવના સંરક્ષણ માટે જેટલી કાળજી રાખે છે, તેટલી બીજા કશાની રાખતા નથી. પરંતુ એ જીવિત ઉન્નત અને સફળ કરવા માટે ખરા અંતઃકરણથી પ્રયત્ન કરનાર ઘણા થોડાજ નીકળશે.

જીવિત સફળ કરી લેવું એ કાંઇ સામાન્ય વાત નથી. એક અમેરિકને પોતાના ગ્રંથમાં એક ઠેકાણે કહ્યું છે કે, આવરદા ટુંકી છે જ્ઞાન અનંત છે અનુકૂળ સમય થોડો અને ચંચળ છે અનુભવથી મળેલું જ્ઞાન સંશયાત્મક છે અને સત્ય અનુમાન ઘણું દુર્લભ છે એક સંસ્કૃત કવિ પણ એમ જ કહે છે अनंतपारं किल शब्दशास्त्रं स्वल्पं तथायुर्बहवश्च विघ्ना (सुभाषित) ભાવાર્થ–શાસ્ત્રનો પાર નથી આયુષ્ય ટુંકું છે અને તેમાં ઘણાં વિઘ્નો છે.

આ જગતમાં સુખ અને દુઃખ એ બેની પ્રાપ્તિ આપણા સ્થાન કરતાં આપણાં કૃત્યોપર ઘણો આધાર રાખે છે મનુષ્યની કૃતિ વડે અસંખ્ય લોકોનો સંહાર થએલો છે પંચમહાભૂતોથી નાશ થએલા માણસોની સંખ્યા ઓછી જ હશે માણસનાં કૃત્યો વડે જેટલાં ઘોર અને શહેરોનો નાશ થયો હશે. તેના કરતાં ધરતીકંપ વગેરે દૈવી કૃત્યોથી ઓછો જ થયો હશે. (૧૯૨૯ ધર્મની દુનિયા નિદાન). એટલે નાશ બે પ્રકારના ગણવામાં આવ્યા છે (૧) કાળગતિથી થએલો (૨) મનુષ્યકૃતિ વડે થયેલ માણસની કૃતિ વડે થયેલા નાશ ભયંકર છે.

# ભગવાન શ્રીકૃષ્ણ અને તેમના જીવનના ઉચ્ચ આદર્શો

લે. શ્રી દેવશંકર રામજી

સંસારમાં આજ દિવસ સુધી જેટલા મહાપુરુષોનો આવિર્ભાવ, થયો છે એમાં ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનું આસન સર્વેથી ઊંચુ છે. જનસમાજદ્વારા જેટલી શ્રદ્ધા, જેટલું સન્માન એ મહાપુરુષે પ્રાપ્ત કર્યું છે એટલુ શાયદ કોઈ દેશના નેતાએ પ્રાપ્ત નહિં કર્યું હોય. વિશાલ ભારતવર્ષના એક છેડાથી બીજા છેડા સુધી ઘણુ કરી સર્વે હિન્દુઓ શ્રીકૃષ્ણને ઈશ્વરનો અવતાર માની તેમની પૂજા કરે છે આપણા દેશમાં એવું ભાગ્યે જ કોઈ ગામ નહિં હશે કે જ્યાં શ્રીકૃષ્ણનું મંદિર ન હોય. હિમાલયથી લઈ કન્યાકુમારી સુધી, કટકથી લઈ અટક સુધી સમસ્ત દેશ ભગવાન શ્રીકૃષ્ણના યશથી પરિવ્યાપ્ત છે એનું મુખ્ય કારણ છે ભગવાન શ્રી કૃષ્ણની મહામાનવતા અને પોતાના અદ્ભુત આદર્શ દ્વારા જ જનતાને પૂર્ણ માનવતાની શિક્ષા પ્રદાન કરવાનું.

ભગવાન શ્રીકૃષ્ણના ચરિત્રની આલોચના કરવાવાળા જોઈ શકશે કે પૂર્ણ મનુષ્યત્વને માટે જેટલા ગુણોની આવશ્યકતા હોઈ શકે તેટલા સર્વે ગુણો ભગવાન શ્રી કૃષ્ણમાં મોજુદ હતા. તેમનું અનંત જ્ઞાનૈશ્વર્ય, અનંત બળવીર્ય, અનન્ત કર્મશક્તિ અને અનંત પ્રેમ આદિ સદ્ગુણોને જાણવાથી એ સ્પષ્ટ પ્રમાણિત થાય છે કે એ પૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરી લીધુ હતું સંસારની સામે આદર્શ મનુષ્યત્વની સ્થાપના એ જ તેમના જીવનનો આદર્શ હતો.

દ્વાપરના અંતમાં ભારતવર્ષ, ધાર્મિક, સામાજિક તથા રાજ્યનૈતિક વિપ્લવોનુ કેન્દ્ર સ્થાન બની ગયો હતો, ત્યારે આર્યજાતિ સનાતન વૈદિક ધર્મ-માર્ગ ભૂલી વિપથગામી થઈ રહી હતી આ વિષમ વિપ્લવના સમયે ભગવાન કૃષ્ણે આવિર્ભૂત થઈ આ દેશની રક્ષા કરી હતી. અને ઘણા પ્રતિકૂળ સમયમાં સમાજનૌકાના નાવિક બની વિપ્લવની પ્રબળ ધારામાં તણાતી બચાવી લીધી હતી.

સંસારમાં કેટલીક જાતિઓ ઉત્પન્ન થઈ અને કેટલાક વખત સુધી પોતાની શક્તિ દેખાડી, અનંતકાળના સ્રોતમાં વિલીન થઈ, પરન્તુ ભારત અને તેનો સનાતન વૈદિક ધર્મ અને તે ધર્મની અનુયાયી હિન્દુ-જાતિ એ અનન્તસ્રોતના ઉત્તુંગ તરંગોના વિષમ ઘાતથી પોતાની રક્ષા કરતી થકી આજ પણ સંસારના વક્ષસ્થળપર અચળ અટલ ભાવથી ઊભી છે, તે શ્રી કૃષ્ણ અને તેમની અમૃતમય શિક્ષાથી છે તેમાં જરા પણ અત્યુક્તિ નથી. જો કદાચ ભગવાન શ્રીકૃષ્ણનો આવિર્ભાવ ન થયો હોત તો પૃથ્વીના માનવ ચિત્ત પર ભારતવર્ષનું નામ હોત કે નહિ! જેવી રીતે હિમાલયનું સર્વોચ્ચ ગૌરીશંકર શિખર આજ માઉન્ટ એવરેસ્ટના નામથી ઓળખાય છે એ પ્રકારે આનું પણ કોઈ બીજું કર્ણકટુ નામ થઈ ગયુ હોત અને આર્ય જાતિનો ઉલ્લેખ પણ શાયદ પ્રાચીન ગ્રીક અને રોમ અથવા પ્રાચીન મૃત જાતિઓની સૂચીમાં મળી જાત.

સાર્વભૌમ ધર્મરાજ્ય-સ્થાપના આપણે ઉપર કહી ગયા કે જે સમયે ભગવાન શ્રી કૃષ્ણનો આવિર્ભાવ થયો હતો તે સમયે ભારતવર્ષમાં વિપ્લવોનુ ભયંકર તોફાન મચી રહ્યું હતુ કે જે જાતિ—પિતા ધર્મઃ પિતા કર્મં પિતા હિ પરમં તપ ॥ એ બોલી રહી હતી તે જાતિનાં એક નવયુવક નરેશે પિતાને પદભ્રષ્ટ કરી તેને કેદ કરી રાખ્યા હતા, ભ્રાતૃભાવ જે ભારતનો મૂળ મંત્ર હતો તે જાતિનો એક રાજા દુર્યોધન તુચ્છ રાજ્યલાલસાના લોભમાં પડી પોતાના પિત્રાઈ ભાઈઓનું સર્વસ્વ લૂંટી લઈ આ સંસારમાંથી તેમને વિદાય આપવાને તૈયાર થઈ રહ્યો હતો મગધ દેશનો રાજા જરાસંધ ધર્મનો માર્ગ ભૂલી ભગવાન શંકરની પૂજાને બહાને નરબલિ જેવા નૃશંસતાપૂર્ણ કાર્યમાં પ્રવૃત્ત થયો હતો આથી સમાજનું બીજુ અધઃપતન શુ હોઈ શકે

ચેદી દેશનો રાજા-શિશુપાળ ઘોર ભગવદ્દ્વેષી થઈ ગયો હતો. પૌણ્ડ્ર રાજા ભગવાનની હસ્તી જ ઉડાવવામાં પોતાની બહાદુરી સમજતો હતો જુગાર જેવું દૂષિત વ્યસન ક્ષાત્ર ધર્મ માનવામાં આવતુ. દ્રોણ અને ભીષ્મ જેવા રાજ્યનીતિજ્ઞોની સામે જ દુર્યોધન એકવસ્ત્રા રજસ્વલા દ્રૌપદીને સભામાં લાવી અપમાનિત કરી રહ્યો હતો. પરન્તુ કોઈનામાં એટલી શક્તિ નહોતી કે તે નીચ કાર્યથી તેને રોકી શકે ગાન્ધર્વ વિવાહ અને રાક્ષસ વિવાહ આદિ કુપ્રથાઓ અબાધિત રૂપથી પ્રચલિત થઈ રહી હતી એવા દુસ્સમયમાં પ્રગટ થઈ ભગવાન શ્રીકૃષ્ણે આ દેશની રક્ષા કરી હતી

આ સર્વ વિપ્લવોનુ કારણ રાજ્યશક્તિની વિભિન્નતા હતી દેશમાં ઘણાં નાનાં સ્વતંત્ર રાજ્યો સ્થાપિત થઈ ગયાં હતાં અને તે રાજાઓમાં કેટલાક ઘોર અત્યા-

ચારી, વિલાસી, ધર્મહીન અને યથેચ્છાચારી હતા. ભગવાન શ્રીકૃષ્ણ વિખરાયેલી રાજ્યશક્તિને કેન્દ્રીભૂત કરી રાજા યુધિષ્ઠિરદ્વારા રાજસૂય યજ્ઞ કરાવી નાના નાના રાજાઓને વશીભૂત કરી એક સંયુક્ત સામ્રાજ્ય સ્થાપવાનો ઉદ્દેશ રાખતા હતા એટલા માટે તેમણે સૌથી પહેલાં જરાસંધને પરાસ્ત કરી કેદ કરેલા રાજાઓને કેદમાંથી મુક્ત કરી પોતાને વશ કરી લીધા. યજ્ઞના આરંભમાં શિશુપાલનો વધ કરી તેમણે એક મોટા રાજ્યકંટકને દૂર કરી દીધો કંસ, પૌણ્ડ્રક, કાશી રાજ, અને રાજા સુદક્ષિણ આદિ ઉદ્ધત અત્યાચારી રાજાઓને મારી સાર્વભૌમ રાજ્ય સ્થાપન કરવનો માર્ગ પ્રાપ્ત કરી દીધો અને સાથે સાથેજ વિદેશીઓ-દ્વારા ભારતવર્ષ પર આક્રમણ કરવાનો માર્ગ રોકવામાં સમર્થ થયા. ધર્મદ્વેષી દેશદ્રોહી જરાસંધે વિદેશી યવન રાજાઓની સહાયતાથી ૧૮ વાર મથુરા પર આક્રમણ કર્યું હતું, પ્રત્યેક વાર ભગવાન શ્રી કૃષ્ણે યાદવોની બહુ જ થોડી સેનાની સહાયતાથી પોતાના રણચાતુર્યનો પરિચય દેતાં તેનો પરાજય કર્યો હતો. કાળયવન જેવા ઉત્કટ બળવાનનો મુચકુન્દદ્વારા નાશ કરાવ્યો મુરોનો રાજા નરક ભયાનક ધર્મવિદ્વેષી હતો, તેનો સંહાર કરી ભગવાન શ્રીકૃષ્ણે લુટારાઓથી ભારત વર્ષનું રક્ષણ કર્યું હતું. જલદસ્યુ (સાંદીપનિ)ને મારી પોતાના ગુરુપુત્રનો ઉદ્ધાર કર્યો હતો. એ ઘટનાઓ આપણને બતાવી રહી છે કે ભગવાન શ્રીકૃષ્ણે આ દેશમાં એકચ્છત્ર સામ્રાજ્ય સ્થાપિત કરવાને માટે પ્રયત્ન કર્યો હતો.

શારીરિક બળ અને રણકૌશલ.—

ભગવાન શ્રી કૃષ્ણની બાલ્યજીવનની ઘટનાઓ પર વિચાર કરતાં જણાય છે કે તેઓ સાહસ દક્ષ અને શારીરિક બળમાં અદ્વિતીય હતા. ગોકુળ તથા વૃંદાવનમાં ગોપાળ બાળકોની સહાયતાથી તેમણે કેટલાંક હિંસક પ્રાણીઓનો વધ કર્યો હતો. ત્યારપછી મથુરામાં જઇ કંસના મતવાલા હાથી કુવલયાપીડનો નાશ કરી ચાણૂર અને મુષ્ટિક જેવા પહેલવાનોને પછાડી તેમનો નાશ કરવો તથા રંગ-મંડપ પર બેઠેલ કંસને એકદમ નીચે નાખી તેની છાતી પર ચડી બેસી તેનો નાશ કરવો એ ઘટનાઓથી ભગવાન શ્રીકૃષ્ણના અસીમ શૌર્ય અને શારીરિક બળનો પરિચય થાય છે યમુનામાં પ્રવેશ કરી કાલી નાગની ફેણો-ઓ નાથી ઝેરી જળજંતુઓથી નદીઓનું રક્ષણ કરવું વિગેરે ઘટનાઓથી જણાય છે કે ભગવાન શ્રીકૃષ્ણ તરવામાં પણ અદ્વિતીય હતા કાળયવનને છોડીને ભાગવું અને યુક્તિપૂર્વક રાજા મુચકુન્દથી તેનો વધ કરાવી દેવો તે ભગવાન શ્રીકૃષ્ણની શારીરિક સ્ફૂર્તિ અને તેમના ચાતુર્યના પરિચાયક છે. શારીરિક બળ સિવાય રણકૌશલમાં પણ તે તત્કાલીન વીરોમાં અગ્રગણ્ય માનવામાં આવતા હતા જે મહાભારત અને શ્રીમદ્ભાગવત આદિ ગ્રંથોમાં બતાવવામાં આવેલ છે. એ પોતાના જીવનકાળમાં કોઇ દિવસ કોઇથી પણ પરાજિત થયા નથી. મહાભારતના યુદ્ધનો આરંભ થવાને વખતે દુર્યોધને ભીષ્મપિતામહને પૂછ્યું કે કૌરવો અને પાંડવોની મહોટી સેનાઓનો એકલો નાશ કરી શકે એવો કોઇ છે? તેના ઉત્તરમાં ભીષ્મપિતામહે જે યોદ્ધાનું નામ ગણાવ્યું હતું તેમાં ભગવાન શ્રીકૃષ્ણ જ એકલા હતા. મહાભારતના વિખ્યાત વીર અભિમન્યુ અને સાત્યકિને ભગવાન શ્રીકૃષ્ણે જ યુદ્ધવિદ્યાનું શિક્ષણ આપ્યું હતું

ભગવાન શ્રીકૃષ્ણની નૈતિકતા—

નીતિજ્ઞતા ભગવાન શ્રીકૃષ્ણના જીવનની પ્રધાન વસ્તુ હતી અને તેમના જીવનનો અધિકાંશ નીતિચર્ચામાં જ વ્યતીત થયો હતો. ધર્મનીતિ, રાજનીતિ, અર્થનીતિ અને રાષ્ટ્રનીતિ આદિના તે મહાન પંડિત હતા.

સંસારના ઇતિહાસની આલોચના કરવાવાળા મ્હોટા મ્હોટા વિદ્વાનોનો એ મત છે કે ભગવાન શ્રીકૃષ્ણની સમાનતા કરવાવાળો કોઇપણ નીતિવિદ્ આજ દિવસ સુધી પૃથ્વી ઉપર પેદા થયો નથી. તેમની નૈતિક અભિજ્ઞતા અનન્ત હતી, કેવળ વાક્યદ્વારા નહિ, પરન્તુ કર્મદ્વારા પણ તેમણે પોતાને નીતિજ્ઞ સિદ્ધ કરેલ છે રાજનીતિ, ધર્મનીતિ અને સમાજનીતિ સમ્બન્ધી ભગવાન શ્રીકૃષ્ણની જે ઉક્તિઓ છે તે અત્યન્ત શિક્ષાપ્રદ છે ભગવાન શ્રીકૃષ્ણની સર્વે નીતિમાં ઓતપ્રોત ભાવથી ધર્મનીતિનું સંમિશ્રણ દેખાય છે. તેમણે જે કાંઇ કર્યું છે તે સર્વનું મૂળ માત્ર એક ધર્મ છે

સચ્ચરિત્રતા—પૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરવાને માટે જે ગુણોની આવશ્યકતા હોય છે, તેમાં સચ્ચરિત્રતાનું સ્થાન સર્વથી ઉચ્ચ છે. નિર્મળ ચરિત્રવાળા મનુષ્યની જન-સમાજમાં પૂજા થાય છે વીરતા, વિદ્વત્તા અને સર્વજ્ઞતા પ્રાપ્ત કરવાને માટે સચ્ચરિત્રતાની અનિવાર્ય આવશ્યકતા હોય છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનું ચરિત્ર પણ અત્યંત

તત્કાલીન નિર્મળ અને પવિત્ર હતુ. એટલા માટે જ તેમને મહાપુરુષોમા સર્વશ્રેષ્ઠ માનવામાં આવ્યા હતા રાજસૂય યજ્ઞમાં ભીષ્મપિતામહે સર્વથી પહેલાં તેમને પૂજાપ્રદાન કરવાની અનુમતિ આપી. શ્રીકૃષ્ણ પરમ જિતેન્દ્રિય હતા જિતેન્દ્રિયપણાના પ્રભાવથી તેમણે અસીમ જ્ઞાન, અતુલ બળ, વિક્રમ, શૌર્ય, વીર્ય, અને બહુદર્શિતા આદિ સદ્‌ગુણ પ્રાપ્ત કર્યાં હતા. કેમકે સયમ અને સચ્ચરિત્રદ્વારા મનુષ્ય આ સદ્‌ગુણોથી વિભૂષિત થઇ શકે છે. ભગવાન શ્રી કૃષ્ણે વારંવાર કહ્યું છે કે જે અજિતેન્દ્રિય છે તે જ માયા-રૂપ રમણીને જોઇ મુગ્ધ થઇ જાય છે, અને જેવી રીતે મોહાન્ધ થઇ પતગીયુ અગ્નિમા કૂદી પડે છે તેવી રીતે તે પણ નરકમાં પડે છે સંયમ અને સચ્ચરિત્રતા–જનિત એકાગ્રતાના પ્રભાવથી ભગવાન શ્રીકૃષ્ણે સ્વલ્પ કાળમા જ ઘણી જ વિદ્યાઓ શીખી લીધી હતી વાસ્તવમાં જિતેન્દ્રિયને માટે સસારમાં કોઈ પણ અસંભવિત નથી એક જગ્યાએ તેમણે ઉદ્ધવને કહ્યું છે કે ઇન્દ્રિયોનું દમન કરવું એ જ મોક્ષ છે એટલા માટે ઋષિઓ સર્વથી પહેલાં ઇન્દ્રિયોનું દમન કરવાની ચેષ્ટા કરે છે સ્ત્રીઓના સગથી ઇન્દ્રિયો વાસનાયુક્ત થાય છે. એટલા માટે એ સગનો પરિત્યાગ કરવો એ જ જિતેન્દ્રિયના લાભના ઉપાયનું પ્રધાન કારણ છે છતાં ભગવાન શ્રીકૃષ્ણ પર લમ્પટ-તાનો જે દોષ લગાડવામાં આવે છે તે સર્વથા નિર્મૂળ, મિથ્યા અને અનુચિત છે.

ત્યાગ, યોગ અને પ્રેમ

ભગવાન શ્રીકૃષ્ણ પરમ ત્યાગી હતા, તેમના જીવનમા આદિથી અંત સુધી સર્વત્ર ત્યાગનું મહત્ત્વ પરિલક્ષિત થાય છે.

જન્મતાં જ તેમને માતા-પિતાનો ત્યાગ કરવો પડયો કર્તવ્યના અનુરોધથી કિશોર અવસ્થામાં નન્દ, યશોદા તથા પરમ પ્રિય ગોપાળબાળકો તથા ગોપીઓનો ત્યાગ કરવો પડયો. યૌવનકાળ કે જે વખતે મનુષ્યનું હૃદય નાનાપ્રકારની ઉચ્ચ અભિલાષાઓ તથા આકાં-ક્ષાઓથી ઓતપ્રોત રહે છે તેવે વખતે તેમણે રાજ્ય સંપદાનો ત્યાગ કર્યો કેમકે કંસના મૃત્યુ પછી તેઓ ઘણી સહેલાઇથી મથુરાના રાજ્યસિંહાસન પર બેસી શકતા હતા પણ તેમણે તે પ્રમાણે ન કર્યું, કારણ કે કામનાઓ પર પોતે વિજય પ્રાપ્ત કર્યો હતો. ગીતામાં તેમણે જે ત્યાગનું વર્ણન કર્યું છે, તે જ વાસ્તવિક રીતે સર્વોત્તમ ત્યાગ છે તેમના મતાનુસાર વાસ્તવિક ત્યાગ તે જ છે કે જે પોતાના કર્મના ફળની આશાનો ત્યાગ કરી નાખે છે

પૂર્ણ મનુષ્યત્વના વિકાસને માટે યોગ એ જ મુખ્ય માર્ગ છે. યોગનો આશ્રય લઈ મનુષ્ય પૂર્ણ આત્મોન્નતિ કરી શકે છે યોગ મુક્તિનો પ્રશસ્ત માર્ગ છે. ભગવાન શ્રી કૃષ્ણ પરમ યોગી હતા. કારણ કે યોગની સર્વ સિદ્ધિઓ તેમણે પ્રાપ્ત કરી હતી યોગબળ જ તેમનું પ્રધાન બળ હતું યોગદ્વારા તેઓ ત્રિકાળદર્શી હતા. યોગબળદ્વારા તેમણે અસીમ શ્રવણશક્તિ પ્રાપ્ત કરી હતી. યોગબળ દ્વારા જ બાણશય્યાપર પડેલા ભીષ્મપિતામહના શરી-રમાં પ્રવેશ કર્યો હતો. યોગબળ દ્વારા જ તેમણે પરીક્ષિતને જીવનદાન આપ્યુ હતું તથા યોગબળ દ્વારા જ તેમણે ઇચ્છામૃત્યુ પ્રાપ્ત કર્યું હતું.

પરમ યોગી, ત્યાગી અને કર્મી હોવા છતાં પણ ભગવાન શ્રીકૃષ્ણ પરમ પ્રેમી છે તે પ્રેમમૂર્તિ છે તેમની પ્રેમમૂર્તિ પર મનુષ્ય તો શું પશુ પક્ષીઓ પણ મુગ્ધ થઇ જતા હતા. તેમણે વિશ્વપ્રેમનો પ્રચાર કર્યો હતો. તેમની વાણી, તેમની વાંસળી પ્રેમપીયૂષધારા વરસાવ્યા કરતી હતી. આ પ્રકારે ભગવાન શ્રીકૃષ્ણમાં સર્વે માનવો-ચિત ગુણોનો સમાવેશ થતો હતો અને તે પૂર્ણ હતા. સંસારીઓને પૂર્ણત્વનું શિક્ષણ પ્રદાન કરવું તે જ તેમના જીવનનો મુખ્ય આદર્શ હતો ઇત્યોમ્

## ભક્તિની મસ્તી

( રાગ– નંદના કુંવર આવોને, મારે આંગણે રે )

ભક્તિની મસ્તી વ્હાલા તમે આપજો રે,
જેથી સદા યે થાયે આનંદ (૨) ભક્તિની ૧

ભક્તિ જીવનનું સાચુ નાવ છે રે,
એ વિણુ બીજું જીવન તો વ્યર્થ (૨) ભક્તિની ૨

ભક્તિથી જીવન પાવન થાય છે રે,
માટે ભક્તિ તે આપો સદાય (૨) ભક્તિની ૩

પ્રભુ ! જન્મ આપીને ભક્તિ આપજો રે,
જેથી જન્મ મરણ મીટ જાય (૨) ભક્તિની ૪

દાસ "અમૃત" ભક્તિ સદા માગતો રે,
રહેજે સંસાર સાગર તરાય (૨) ભક્તિની ૫

—ગાંધી અમૃતલાલ નરસીદાસ

શ્રીવસ્તિ નગરીમાં એક વખત દુષ્કાળ પડયો ત્યારે ભગવાન બુદ્ધે પોતાના અનુયાયીઓને એકત્ર કરીને પૂછ્યું :

" તમારામાંથી કોણ આ દુઃખીઓ-ભૂખ્યાઓને ભોજન આપવાનું કર્તવ્ય ઉપાડી લેવા તૈયાર છે ?"

અનુયાયીઓમાં એક શાહુકાર રત્નાકર હતો. તેણે પોતાનું મસ્તક બુદ્ધ ભગવાન પાસે નમાવ્યું અને કહ્યું :

" ભગવાન ! દુષ્કાળ પીડિતોનું પૂરું કરવા તો મારી બધીય સંપત્તિ કરતાં અતિવિશેષની જરૂર છે "

તે પછી રાજાના સેનાપતિએ ભગવાન બુદ્ધને નમન કરીને કહ્યું :

" ભગવાન ! હું મારા પ્રાણ આપવા તૈયાર છું. પરંતુ ધાન્ય તો મારા ઘરમાં પણ પૂરતું નથી."

ભગવાન બુદ્ધે સમભાવપૂર્વક આ વાત સાંભળી.

એટલામાં બીજી તરફથી ઘણી વીઘાં જમીનનો માલિક ધર્મપાલ નામે ખેડુત આગળ આવ્યો ને ભગવાન બુદ્ધને પ્રણામ કરીને બોલ્યો :

" ભગવાન ! આકાશમાંથી વરસાદની વૃષ્ટિ થતી નથી તેથી દુષ્કાળના દૈત્યે મારાં ખેતરો શોષીને સૂકવી નાખ્યાં છે. રાજને મારે જમીન મહેસૂલ કેવી રીતે ભરવું તેની પણ મને ચિંતા છે."

ભગવાન બુદ્ધે આ વચનો પણ તટસ્થતાપૂર્વક સાંભળી લીધાં.

જ્યારે સહુ શાંત હતા ત્યારે ભિક્ષુસંઘના સુપ્રિયા પોતાના આસનેથી ઊઠી. સહુ કોઇ તેની મનોહારીણી સુંદર મૂર્તિ જોઇ પ્રસન્ન થયા. સુપ્રિયાએ ભગવાન બુદ્ધને બે હાથ જોડી નમસ્કાર કર્યો ને પછી એ પ્રસન્ન ભાવે બોલી :

ભગવાન ! હું ગરીબ છું સર્વથી દરિદ્ર છું, તો પણ આપની સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે હું સહુ ભૂખ્યાને ભોજન કરાવીશ"

સાંભળનારાઓ ચકિત થઈ ગયા. 'સુપ્રિયા તો ગરીબ છે. તેનાથી આ પ્રતિજ્ઞાનું પાલન શી રીતે થશે' એમ સહુ કહેવા લાગ્યા. કોઇકે સુપ્રિયાને પૂછ્યું :

" તેં લીધેલી પ્રતિજ્ઞાનું પાલન તું કેવી રીતે કરી શકીશ ?"

સુપ્રિયા સ્મિત સાથે બોલી :

" મારી ગરીબી એ જ મારું બળ છે. હું સહુના સાથે સમાનભાવ કેળવી શકી છું તેથી આપના હૃદયમાં મારી સંપત્તિનો ભંડાર છે શ્રીમંતાઇને પોતાનું અંગ માનનારા શ્રીમંતો પોતાની શ્રીમંતાઇનો ત્યાગ કરી શકતા નથી. જ્યારે શ્રીમંતાઇ વગરના ગરીબો આત્મભોગથી સમગ્ર પ્રજાનું જે એક સાચું કલ્યાણ કરી શકે છે. તેનો કિંચિત્ અંશ પણ શ્રીમંતો કરી શકતા નથી હૃદયથી જે ઉદાર છે તે જ સાચો શ્રીમંત છે. મારે જેનાં પાસેથી જે કંઇ થોડું અન્ન મળશે તે મેળવીશ અને જે જે ભૂખે મરે છે તેને આપીશ."

બુદ્ધ ભગવાન સુપ્રિયાની વાત સાંભળીને પ્રસન્ન થયા. સુપ્રિયાએ શ્રીવસ્તિ નગરીમાં ઘેર ઘેર ફરીને અન્ન ઉઘરાવ્યું ને જેની પાસે કંઇ નહોતું તેને આપ્યું ને દુષ્કાળનો અંત આણ્યો.

ૐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

વાર્ષિક લવાજમ : રૂા ૫-૩-૦ | તંત્રી : મગનભાઈ છોટાભાઈ દેસાઈ | હિંદ બહાર રૂા. ૭-૮-૦

## વિષય સૂચિ



જરૂરી સૂચનાઓ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ—ઠિરનામું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩ ગ્રાહકે એ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ વી. પી મંગાવવાથી કેટલાકવાર મહીને મહીને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો એક જ છે, માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં વિલંબ પડે છે

લખો :—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો નં ૬ અમદાવાદ.

### વિશ્વમંગલના સલાહકારો




શ્રી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ
સલાપસ રોડ,
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
દેસાઈ મગનભાઈ છોટાભાઈ

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,
સલાપસ રોડ,
મોતી વિલા નં.ન. ૧



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्षयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षण प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧ ] ૧૧ અ. શ્રાવણ-૨૦૦૩ :: ઑગષ્ટ-૧૯૪૭ [ ૫ [ અંક ૨ જો

## અધિકની અધિકતા

( પરમકૃપાળુ ! દીનદયાળુ ! જીવનના આધાર ! ..વડુ રાગ )

અધિક અધિક કંઇ કરતા રહેલો,
અધિક બનો નર—નાર જગમાં...અધિક...(૧)

અધિક અધિક યુગ કળિ તણો આ,
અધિક મનુષ્ય – અવતાર જગમાં...અધિક (૨)

અધિક સૌથી હાર જગતમાં,
અધિક બનતા અધિક ભજતાં
પુરુષોત્તમ ભગવાન જગમાં...અધિક...(૩)

અધિક સેવા સંત—પ્રભુની,
અધિક અધિક પ્રાણી સર્વેની,
'પુનિત' જીવન—સાર જગમાં... અધિક... (૪)

શ્રી 'પુનિત'




સહૃદય ગ્રાહકોની સેવામાં પાંચમો અંક નિવેદિત કરાય છે.

આ ચાલુ માસથી હિન્દ સ્વતન્ત્ર થાય છે. મોગલ રાજ્યકર્તાઓથી લઇને અત્યાર સુધીમાં પાંચસો વર્ષ ભારતે પરાધીનતા ભોગવી છે. વિદેશી ચાકચિક્યતામાં અંજાઇને આર્ય આદર્શોને ગુમાવી દીધા છે. સમાજમાંથી ધર્મ, અર્થ, કામ અને કલ્યાણમૂલક પદ્ધતિ તેમજ દયા અને પરોપકારની ઉદાર ભાવનાઓ નાશ પામી છે. લગભગ આખો સમાજ સ્વાર્થમય અને એકબીજાની પાસેથી વધુ મેળવી લેવાના પ્રપંચોમાં ભરાઇ પડ્યો છે, તેથી બધે દુઃખની ચીસ પોકારાઇ રહી છે

આવાં દુઃખો અને સંકુચિત ભાવનાઓમાંથી છૂટી આપણો સંસ્કૃત કાળના જેવી સર્વોચ્ચ ભૌતિક અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવામાં અને ધર્મ-નીતિનાં અબાધિત સત્યો સમાજના જીવનમાં ઉતારી આખા વિશ્વમાં બંધુભાવનો અને આત્મકલ્યાણનો આદર્શ પ્રકટાવવામાં આઝાદીનો ઉપયોગ થાય તો આઝાદી મળી સાર્થક ગણાય, નહિ તો જો એકબીજાની સામે લડી મરવામાં અને સ્વચ્છંદ રીતે ઇંદ્રિયોની લોલુપતા વધાર્યે જ જવામાં આઝાદીનો ઉપયોગ થાય તો તેને ખરી આઝાદી કહી પણ શકાય નહિ. પૂ. ગાંધીજી કહે છે કે 'ખરી આઝાદી તો હજુ હવે મેળવવાની છે'

આઝાદીનો ઉત્તમોત્તમ આદર્શ ગ્રહણ કરી આર્ય સંસ્કૃતિને પ્રકટ કરવામાં અને સાચું કલ્યાણ પ્રાપ્ત કરવામાં માર્ગદર્શન કરાવવાની 'વિશ્વમંગલ'ની ફરજ છે હવે અધશ્રદ્ધાળુ જડ ધાર્મિક રૂઢિઓ દૂર કરી બુદ્ધિપૂર્વકની-વૈદિક સંસ્કારિતા અને સાચી ધાર્મિકતા ધારણ કરી આપણે હિન્દુ સંસ્કૃતિનો ઉદ્ધાર કરવાનો છે.

## શ્રી કૃષ્ણતત્ત્વાંક

આવતો અંક ભારતના દિવ્ય પૂર્ણ પુરુષ શ્રીકૃષ્ણના તત્ત્વને પ્રકટ કરતો "શ્રીકૃષ્ણતત્ત્વાંક" તરીકે કાઢવામાં આવશે. આ અંકમાં ચાલુ અંકો કરતાં આઠ પૃષ્ઠનું વાચન વિશેષ આપવામાં આવશે.

## ગ્રંથોની સમાલોચના

હવેથી 'વિશ્વમંગલ'માં ગ્રંથોની સમાલોચનાનો વિભાગ સ્થાપવામાં આવ્યો હોવાથી જે તાત્ત્વિક ગ્રંથો જનતાનું કલ્યાણ કરી શકે તેવા હશે તેમના ઉપર તટસ્થ સમાલોચના લઇ તેને માસિકના વિસ્તૃત ગ્રાહકમંડળ સમક્ષ પ્રકટ કરાશે. ઉત્તમ લેખકો પોતાની કૃતિ માટે આનો લાભ લઇ શકે છે

## લેખો માટે પુરસ્કાર

આવતા અંક માટે 'કૃષ્ણ તત્ત્વ' ઉપર નવીન દૃષ્ટિથી બુદ્ધિપૂર્વકનો તેમજ વ્યવહારોપયોગી, 'વિશ્વમંગલ'ના કદનાં ચાર પૃષ્ઠ સુધીનો લેખ જે લેખક મહાશયો તૈયાર કરી શકતા હોય તેમણે લખી મોકલવો. જેમનો લેખ પરીક્ષકો સર્વોત્તમ ગણશે તેને માસિકમાં પ્રસિદ્ધ કરી લેખક મહાશયને યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે. ( લેખ તા. ૨૦ સુધીમાં આવી જવો જોઇએ. )

વિનીત નિવેદક :

મગનભાઇ છોટાભાઇ દેસાઇ

તંત્રી :- 'વિશ્વમંગલ'

# લેખકોને સૂચના

* આ માસિકમાં જીવનનું તત્ત્વ બતાવનારા તત્ત્વજ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, ધર્મ—નીતિ વગેરે વિષયોને અનુલક્ષીને લખાએલા લેખો લેવામાં આવશે. લેખો જીવનવ્યવહારમાં ઉપયોગી થાય તેવા સરલ અને રસમય પદ્ધતિથી રચાએલા હોવા જોઈએ.

* કેવલ ધર્મદ્વેષથી, અધશ્રદ્ધા અને નાસ્તિકવાદથી લખાએલા, શાસ્ત્રવિરુદ્ધ અથવા સિદ્ધાન્તવિરુદ્ધ હોય તેવા, ઈર્ષ્યાપ્રયુક્ત, આક્ષેપાત્મક તેમજ કેવલ અપૂર્ણ તર્કવાદને આધારે લખાએલા લેખોને આમાં સ્થાન આપવામાં આવશે નહિ.

* જેઓને કોઈ પ્રમાણગ્રન્થોનો અભ્યાસ ન હોય—ધર્મગ્રન્થોમાં પ્રવેશ ન હોય, કોઈ સ્થિર નિર્ણયવાળું અનુભવજ્ઞાન ન હોય તેવાઓએ કેવળ વાણીથી વણાએલા તેમજ નામ છપાવાની પ્રસિદ્ધિના મોહને લઈને લખાએલા લેખો મોકલવા તસ્દી લેવી નહિ.

* જે લેખકમહાનુભાવોના લેખોને માસિકમાં સ્થાન આપવાનું હશે તેઓને અમને લેખ મળ્યા પછી સાત દિવસમાં પત્રદ્વારા ખબર આપવામાં આવશે. જેઓને લેખસ્વીકારની ખબર ન મળે તેઓને જો પોતાનો લેખ પાછો જોઈતો હોય તો તેમણે લેખ મોકલ્યા પછી પન્દર દિવસ પછી પોસ્ટેજ સ્ટેમ્પ મોકલી લેખ પાછો મોકલાવવા માગણી કરવી. જેઓ એક માસ સુધીમાં માગણી કરશે નહિ તેઓના લેખોને પસ્તીમાં કાઢી નાખવામાં આવશે.

* જેમનો કોઈ પણ લેખ માસિકમાં કોઈ પણ વખત છપાયો હશે તે લેખકોના લેખો જો પાછા મોકલવાના હશે તો તેઓના પોસ્ટેજ મોકલ્યા વિના પણ તેમને પાછા મોકલી આપવામાં આવશે.

* જેમનો લેખ માસિકમાં છપાયો હશે તેમને માસિકનો તે અંક મોકલી આપવામાં આવશે. જેમનો લેખ વિશેષાંકમાં છપાયો હશે તેમને આખા વર્ષ સુધી અંકો મોકલવામાં આવશે. જે લેખકો ઉત્તેજનને પાત્ર હશે તેમને યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે, તેમજ જે મહાનુભાવો નિસ્પૃહતાથી સેવા આપશે તેમનું કાર્યાલય સદા ઋણી રહેશે.

* સાધારણ લેખકો કે જેમને તત્ત્વજ્ઞાનનો ખૂબ અભ્યાસ ન હોય તેવા પણ નીતિ, સદાચાર અને ધર્મભાવનાને પ્રકટ કરતી સુંદર રસમય ધાર્મિક વાર્તાઓ, ભક્તચરિતો, મહાપુરુષગાથાઓ—આખ્યાયિકાઓ મોકલાવી શકશે અને તેમને પસંદ કરીને સ્થાન આપવામાં આવશે.

* માસિકમાં ખબર આપવામાં ન આવે ત્યાં સુધી કોઈ પણ સાધારણ લેખકોએ કાવ્યો કે ભજનો મોકલવા તસ્દી લેવી નહિ.

* વાંધા પડતી બાબતોમાં લેખોમાં યોગ્ય સુધારોવધારો કરાશે.

* લેખમાં લીધેલી કોઈ પણ ચર્ચાસ્પદ બાબતો માટે લેખક જ જવાબદાર ગણાશે.

* કોઈ પણ અન્ય લેખકોએ અથવા પત્રોએ આ માસિકમાં છપાએલ કોઈ પણ લખાણનો કાર્યાલયની અને લેખકની લેખિત રજા વગર ઉપયોગ કરવો નહિ.

## ચતુર્માસ માટે જ્ઞાનલ્હાણી

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયનાં આ અંકની પાછળના સૂચીપત્રમાં બતાવેલાં પુસ્તકો આ ચતુર્માસ માટે અર્ધી કિંમતે મળે છે જિજ્ઞાસુઓ તેનો લાભ લઈ શકે છે.

# "નવનાથ કથામૃત"

લેખક—પ. પૂ. મા' શ્રી. સીતારામ શર્મા

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

"જગતમાં ધર્મની પડતી અધર્મો થાય છે જ્યારે,
નિરાકારી છતાં ભારત ! લઉં અવતાર હું ત્યારે"

સજ્જનો ! ભારતીય માનવો જ્યારે માનવ ધર્મમાંથી વચિત થાય છે. ત્યારે પોતાના મનુષ્યત્વને ભૂલવા માંડે છે ત્યારે ધર્મની સંસ્થાપના અર્થે ભગવાન અવતાર ધારણ કરે છે. યા તો આવા અનેક જ્યોતિર્ધરોને પ્રગટાવે છે.

ઓહો ભારતના અહોભાગ્ય છે, કે, જ્યાં અસંખ્યાબંધ આવા ભારતીય ભૂષણ, પ સંત મહંતો ભક્તો, યોગીઓ વગેરે પ્રગટયા છે ખરેખર ભારતીય ભૂમિ કોઈ દેવી છે પરંતુ હાલમાં એ દેવની ભૂમિ પર કાળો કેર વર્તી રહ્યો છે.

"દેવના પણ દેવની વિહારભૂમિ આ જ છે
મહારાજના મહારાજ ઉત્પન્ન જ્યાં થયા મહારાજ છે,
સિદ્ધિઓ આ દેશ ભારત વર્ષની છે દાસીઓ
ત્યાં અન્ન વિના ભૂખે મરે છે આજ ભારતવાસીઓ.
ગુજરાતીઓ બંગાલીઓ ભૂખે મરે મદ્રાસીઓ,
ભાન પણ ભૂલી ગયા છે ભૂખમાં સંન્યાસીઓ,
જ્યાં જુઓ ત્યાં બધે ત્રાહે ત્રાહેના પોકાર છે
દીનતાથી દેશીઓનો થઈ રહ્યો સંહાર છે.
અન્નપૂર્ણ ભારત વર્ષ આખા જગતનું પોષણ કરે,
શું એ જ ભારત વર્ષના દીન માનવી ભૂખે મરે!

કોણ જાણે વ્હાલા આત્માનંદો ! આજ આપણાં કયાં પાપ જાગ્યાં છે આજ જગદ્ગુરુ ભારતવર્ષની આ દશા ! ખેર, જેવી શ્રી હરિની મરજી, પરમ કૃપાળુ પરમાત્મા જે કંઈ કરતા હશે તે મારાને માટે કરતા હશે.
"હું કરું આ મેં કર્યું એ માનવી મિથ્યા બકે,
પણ ઇશની આજ્ઞા વિના ના પાન પણ હાલી શકે.

એ સત્રને યાદ કરતો ન છૂટકે ભાવે કભાવે હું મારા મૂળ વિષય પર આવું છું. ભગવાનના અંશરૂપી ઋષભદેવજી (જૈનોના આદિ તીર્થંકર) એમને સો પુત્રો હતા એમાંથી કર્મમાર્ગે બ્રાહ્મણ બન્યા. નવ જણાઓને ભારતની આગળ પાછળના ઉપખંડોનું રાજ્ય આપ્યું અને ભરતખંડ નામ જેના ઉપરથી પડયું. એ ભરત રાજાને ભારતનું રાજ્ય આપ્યું. અને નવ યોગીઓ બન્યા. એમાંના પ્રથમ યોગેન્દ્ર મૂળ નામ કવિ હતુ, તે જ પોતે મત્સ્યેન્દ્રનાથ નામ ધારણ કરી પૃથ્વી પર પ્રાદુર્ભૂત થયા.

"જન્મ કર્મ ચ મે દિવ્યમ્ એ સત્રાનુસાર શ્રી મત્સ્યેન્દ્રનાથનો જન્મ એવો વિચિત્રરૂપે થવા પામ્યો છે એક વખત અંબિકા ભવાની પાર્વતી ભગવાન પિનાકપાણી શંકરને કરસંપૂટ કરી પ્રાર્થના કરે છે કે પ્રભુ ! મને બ્રહ્મજ્ઞાન યા તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપો. ભગવાન શંકર તે વખતે કશું જ ના બોલ્યા, પરંતુ સતીએ બહુ જ પ્રાર્થના કરી ત્યારે ભગવાન શંકર તેમને યમુનાકિનારે એકાંતમાં લઈ જઈ ઉપદેશ આપવા તૈયાર થયા. ઉપદેશ આપતા પહેલા ભગવાન શંકરે પોતાના હાથના ડમરૂનો એવો ગંભીર ધ્વનિ કર્યો કે જેમાંથી વેદની ઋચાઓ પ્રગટ થઈ અને હવે અહીંયાં કોઈ નથી એમ માની દેવીને તત્ત્વનો ઉપદેશ દેવા તત્પર થયા પ્રભુએ ડમરુનો નાદ એટલા માટે કર્યો કે જો કોઈ કુપાત્ર બુદ્ધિવાળો જન આ બ્રહ્મજ્ઞાનનું પાન કરે તો આખો કર્મમાર્ગ અને ભક્તિમાર્ગ નષ્ટ પામે. માટે જ માનવ, દાનવ, સ્થળચર, જળચર, પશુ પક્ષી ઇત્યાદિને ત્યાંથી હટાવવા પૂરતો એ ગંભીર રવ કર્યો હતો કેમ કે—

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ।
पयःपानं भुजङ्गानां केवलं विषवर्धनम् ॥

તદનુસાર અર્થનો અનર્થ ન થાય એટલા માટે ભગવાને પહેલાં ડમરું બજાવ્યું અને સતીને ઉપદેશનો આરંભ કર્યો, એટલામાં ભગવાન શંકર બ્રહ્મની વાતો કરતાં કરતાં બ્રહ્મમય થયા. (નિજાનંદમાં મસ્ત બન્યા) થોડીવાર પછી ભગવાન શંકર જાગૃત થઈ સતીને પ્રશ્ન પૂછે છે દેવી શું સમજ્યાં ?" ત્યારે સતી ઊંઘતાં હતાં.

સજ્જનો આવી વાતો, સાંભળવાથી કે વાંચવાથી આધુનિક જમાનાના વાચકોને ગળે ઊતરતી નથી. પાર્વતીએ પ્રશ્ન

પૂછ્યો અને પાર્વતી જીવતા માછલાં એ કેમ બને? એનો જવાબ એમ છે, કે શિવા (આદિ નારાયણજી) આપને બ્રહ્મોપદેશ કેવો? માત્ર જાણી જોઇને પ્રાકૃતિક મનુષ્યોની માફક જગતને ઉપદેશ દેવા પૂરતી જ લીલા કરી છે. પરંતુ

સતી તો ઉંઘતાં હતાં એટલે એનો જવાબ આપી શક્યાં નહિ, પરંતુ યમુનાના નીરમાંથી માછલીના ગર્ભમાંથી બ્રહ્મદેવના વીર્યથી ઉત્પન્ન થનારા કવિ નામના યોગી જે હવે મસ્ત્યેન્દ્ર તરીકે જન્મવાના છે. તે ગર્ભ યોગીએ જવાબ દીધો 'સર્વં ખલ્વિદં બ્રહ્મ એટલે કે 'બ્રહ્મ રહ્યો ભરપુર સોમાં- બ્રહ્મ રહ્યો ભરપુર' અર્થાત્ શુદ્ધ ગુજરાતીમાઃ—

"આસપાસ આકાશમાં અંતરમાં આભાસ
ધાસચ્યાસની પાસ પણ વિશ્વપતિનો વાસ '

તદ્નુસાર સર્વં ખલ્વિદં બ્રહ્મના મહામંત્રનો ઉચ્ચાર કરતી માછલી જળમાં ચાલી ગઇ અને ભગવાન શંકર અંબિકાને લઇ કૈલાસ પધારી ગયા હવે આપણને બીજો સંશય પડશે કે કયાં બ્રહ્માનું વીર્ય ને ક્યાં માછલી! આ બધુ unsepected (દુનીઆ ના માને એવી વાતો છે.) છતાં મારાથી જેટલુ સમજાવવાનુ બની શકે છે તેટલાનું હું આપની આગળ સમર્થન કરૂં છું. આપે ઘણી જગાએ વાંચ્યુ યા સાંભળ્યુ હશે કે બ્રહ્મા પોતાની પુત્રી સરસ્વતી ઉપર મોહ પામ્યા. હું આપને આ પુછું છુ કે આ આપ માની શકો છો! જગતને ઉત્પન્ન કરનાર જગત્પિતા બ્રહ્મા ખુદ જ જ્યારે પોતાની કન્યા સરસ્વતી ઉપર મોહ પામે તો તેમનુ ઉત્પન્ન કરેલુ જગત શું નહિ કરે! પણ બાપથા આપણા સમજવામાં ત્યાં ભૂલ થાય છે.

બ્રહ્માની પુત્રી સરસ્વતી અને સરસ્વતી એટલે સાક્ષાત્ બ્રહ્મવિદ્યા. એટલે કે ભગવાન બ્રહ્માને બ્રહ્મ વિદ્યા પ્રત્યે પણું જ માન હતુ. એટલે કે નહિ મોહ. હવે બીજો સંશય પડે છે કે તો પછી વીર્યસ્ત્રાવ કેવો! તેના જવાબમાં કહેવાનું કે પૂર્વના કવિ નામના યોગીની સાધારણ માનવીના વીર્યથી ઉત્પત્તિ ન હોય શકે. એની જ ખાતર કવિ નામના યોગીને જન્માવવા માટે જાણી જોઇને એમ થવા દીધેલુ. અને ભગવાન બ્રહ્માને જે વીર્યસ્ત્રાવ થયો તે માછલીના મુખમાં પડ્યો અને એમાં કવિ નામના યોગી પ્રવિષ્ટ થઇ મસ્ત્યેન્દ્ર તરીકે જન્મ્યા. હવે જે માછલીના મુખમાંથી અવાજ થયેલો એ માછલીએ નદિ કિનારે ઇંડા મૂક્યાં અને એ ઇંડાને પૂર્ણ થતાં બગલાએ ચાંચ મારી. એમાંથી કવિ નામના યોગીનો જન્મ થયો. તે જ આપણી વાતોનો નાયક શ્રી મસ્ત્યેન્દ્ર નાથ. હવે કામિક નામનો એક માછીમાર તે જ સ્થળ પર માછલાં પકડવા આવી ચડયો. તે બાળકનું રુદન સાંભળી કામિક ત્યાં જઇ એ સુંદર બાળકને મહા આશ્ચર્ય સાથે તેડી લે છે અને ઘેર જઇ પોતાની પવિત્ર પત્ની શારદતાને, મને આવી રીતે યમુના કિનારેથી પુત્રપ્રાપ્તિ થઇ તે જણાવે છે. સારદતાને આજ દિન સુધી કાંઇ સંતતિ ન હતી, જેથી પુત્રનુ મુખકમળ જોઇ તેનો આત્મા ગગનની ઉડ્યો અને હૃદય સરસું પુત્રને દૃઢ આલિંગન દીધું જેથી ભગવત્કૃપાએ સાર દતાને પુત્રપ્રાપ્તિના ઉમળકાથી સ્તનમાંથી દૂધની ધારાઓ વહેવા લાગી અને પોતાના પુત્રને સ્તનપાન કરાવી આપણને ભગવાને પુત્ર દીધો એમ માની પતિ-પત્ની બને અનેક વિધિથી લાલન પાલન કરી બાળકને ઉછેરવા લાગ્યાં અને બાળક પણ દિનપ્રતિદિન મોટુ થવા લાગ્યું પણ જન્મ કર્મ ચ મે દિવ્ય એ સૂત્રાનુસાર બાળકની બાળલીલા એવી જ વિચિત્ર પ્રકારની હતી કે આખા શરીરે ભસ્મ લગાવી યમુના-કિનારે યા ઘર આંગણે એકાંતમાં બેસી એ ભગવત સ્મરણ કરતો.

અત્યારે તો માતાપિતાને સારૂં લાગવા માંડ્યુ. પરંતુ બાળકુમાર માછલીના ઉદરમાંથી પ્રગટ થયેલો હોવાથી એનુ નામ મત્સ્યેન્દ્ર રાખવામાં આવ્યું અને આજે તો એને પાંચ વર્ષ થયાં, અને તે એના પિતાની સાથે યમુનાકિનારે ગયો. અપૂર્ણ

# સત્યાગ્રહનું સ્વરૂપ

લે. શ્રી જયનારાયણ ભટ્ટ, વેદાન્તશાસ્ત્રી.

સર્વેચ સત્યમ્ જે સત્ એટલે અવિનાશી નિત્ય તત્ત્વ છે તે જ સત્ય કહેવાય છે ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः। મન-બુદ્ધિ-ઈન્દ્રિયોની ઉપર તેમના અધિષ્ઠાનરૂપ ત્વં-પદવાચ્ય જે આત્મસ્વરૂપ છે તે જ સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મ છે તે જ સત્ અથવા સત્ય કહેવાય છે.

તે સત્યને ઉદ્દેશીને, તે સત્યને લક્ષ્ય બનાવીને, તે સત્યની પ્રાપ્તિને માટે તેનો જ આગ્રહ રાખીને જે કર્મ કરવામાં આવે છે તે સત્યાગ્રહ જ છે. મોક્ષરૂપ સત્યને પ્રત્યેક વ્યક્તિનું અન્તિમ ધ્યેય-પરમ પુરુષાર્થ બનાવી આર્યોએ યોજેલી ધર્મમર્યાદા અર્થાત્ ન્યાયી પદ્ધતિ અનુસાર અર્થ-કામ માટેના વ્યવહાર કરનાર દરેક માણસ સત્યાગ્રહી છે અર્થકામ માટેના તેના બધા વ્યવહારો ધર્મ એટલે ન્યાય અનુસાર હોય છે જે લોકો ધર્મને અનુસાર અર્થ-કામ મેળવે છે તેઓ તેનાથી અવશ્ય આત્મતૃપ્તિ મેળવે છે અર્થાત્ તેમના બધા વાસના બીજો સંપૂર્ણ થઈ જતાં તેઓ આત્મતૃપ્તિરૂપ મોક્ષ પામે છે, મુક્ત બને છે, સ્વતંત્ર બને છે, સત્યને પામે છે.

જેઓ મોક્ષને નથી પામતા તેમને અર્થ-કામ મળેલા હોતા નથી, ભલે તેઓ લાખ્ખોપતિ થયા હોય, છતાં તેમને અર્થ-કામ પ્રાપ્ત થએલા હોતા નથી, અર્થ-કામમાં તેઓ ડૂબી મરેલા હોય છે મોટો કૂવો તેમોએ બંધાવ્યો ખરો પણ તે પોતાને અને લોકોને પાણી પી તૃપ્ત થવા માટે નહિ પણ તે પોતાને ડૂબી મરવા માટેનો અને લોકોને તરસે મારવા માટેનો હોય છે

અર્થ-કામ તેમને પ્રાપ્ત થતા નથી જેઓ ધર્મ પ્રમાણે વર્તતા નથી, ભલે તેઓ લાખ્ખોપતિ હોય કે ગરીબ હોય અર્થ-કામ તેમને પ્રાપ્ત થાય છે જેઓ ધર્મ પ્રમાણે વર્તતા હોય છે, ભલે તેઓ લાખ્ખોપતિ હોય કે નિર્ધન હોય. જેવી રીતે જનક વિદેહી અને રામકૃષ્ણ પરમહંસ 'ધર્મ પ્રમાણે શી રીતે વર્તવું ? તેનો ઉત્તર સંક્ષેપમાં એટલો જ છે કે સત્યાગ્રહથી વર્તવું, કે જે વડે યથાર્થ રીતે અર્થ-કામ પ્રાપ્ત થાય, અને છેવટે સત્યરૂપ મોક્ષ-સ્વતંત્રતા પ્રાપ્ત થાય. અર્થાત્ ધર્માનુસાર વર્તન તેને જ કહેવાય કે જે સત્યાગ્રહથી થતું હોય. કારણ કે ધર્મનું તત્ત્વ પણ સત્ય જ છે. धर्मस्य तत्त्वं निहितं गुहायाम्। બુદ્ધિની ઉપર જે સત્ય આત્મસ્વરૂપ છે તે જ ધર્મનું તત્ત્વ છે. તેને મેળવવા માટે વચ્ચે વાસનાઓરૂપ અર્થાત્ અર્થ-કામની અપ્રાપ્તિરૂપ જે વ્યવધાન તેને દૂર કરવા માટે જે વર્તન તે સત્યાગ્રહથી થતું વર્તન છે. આમાં એ વસ્તુ ધ્યાનમાં રાખવાની છે કે કોઈ પણ પ્રાણીના અર્થકામ નાશ કરીને-કોઈ પણ પ્રાણીના અર્થકામ પડાવી લઈને આપણે અર્થકામ મેળવવાં એમાં સત્યાગ્રહ નથી કારણ કે સત્ય દરેક પ્રાણીઓમાં રહેલું છે, તેથી એકના અર્થકામ અટકાવી રાખીને અથવા પડાવી લઈને આપણે અર્થકામ મેળવીએ એ અર્થકામ સત્યને માટે મેળવ્યા ગણાય નહિ, પણ સત્યથી જુદા રહેલા એવા 'હું'-ભાવ માટે મેળવ્યા ગણાય. અને તે અધર્મ ગણાય. સત્યથી જુદા એવા આ 'હું'ભાવને માટે જ જે અર્થકામ મેળવવાનાં કર્મો કરાય છે તેમાં સત્યાગ્રહ નથી પણ અહંભાગ્રહ છે અને સત્યથી જુદા રહેલા એવા આ 'હું'ને જેટલાં અર્થકામ લાવી આપવામાં આવે તે પૂર્ણ થતાં નથી કારણ કે જે વસ્તુ પૂર્ણમાં મૂકવામાં આવે તે જ પૂર્ણ થાય છે એક સત્ય જ પૂર્ણ છે, પૂર્ણથી જુદી કોઈ વસ્તુ પૂર્ણ હોઈ શકે નહિ. તેમ સત્યથી જુદો એવો 'હું'ભાવ પૂર્ણ નથી ખાબોચિયામાં જેટલું પાણી નાખવામાં આવે તેટલું સૂકાઈ જાય છે, સમુદ્રમાં નાખેલું પાણી સૂકાઈ જતું નથી. વળી નદીઓ, તળાવો, કૂવાઓ વગેરેમાં જે પાણી હોય છે તે સમુદ્રે જ વરસાદ મારફતે મોકલેલું હોય છે. તેવી રીતે જગતમાં અર્થ-કામ આપનારી જેટલી સમૃદ્ધિ છે તે સત્યરૂપ ઈશ્વરે જ સર્જેલી છે તે સત્યને માટે જ મેળવવાથી પૂર્ણ બને છે 'હું'ભાવને એક લાખ રૂપિયા આપવામાં આવે તો પણ તેને તે ઓછા પડશે અને ગમણા-ચોગણા કરવાનાં સ્થળોમાં રોકી દેશે. માટે સત્યભાવને માટે ધર્મથી અર્થ-કામ મેળવી સત્યને જ અર્પણ કરવા જોઈએ અને, સત્યને અર્થ-કામ અર્પણ કરવાથી-સત્ય માટે જ દરેક કામ કરવાથી સત્યથી જુદો રહેલો 'હું'ભાવ પણ સત્યમાં જ એકતા પામે છે

સત્યાગ્રહનું આ સ્વરૂપ કોઈ અવનવી વસ્તુ નથી. આર્ય સંસ્કૃતિના પ્રવર્તનકાળમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પ્રાપ્ત કરવાના આદર્શવાળા પ્રત્યેક વર્ણાશ્રમી એ

સત્યાગ્રહી હતો જીવનના દરેકે દરેક પ્રસંગોમાં તે સત્યનો જ આગ્રહ રાખતો સત્યને ઉલ્લંઘીને તે કાંઈપણ કાર્ય કરતો નહિ ત્યારે સમાજને સત્યના સ્વરૂપનું દર્શન આપનાર બ્રાહ્મણો ગણાતા સત્યમાર્ગથી ભ્રષ્ટ થઈ કોઈ અધર્માચરણથી અર્થકામ મેળવવાનો પ્રયત્ન કરે તો તેઓને શિક્ષા કરવાનું અને કાબુમાં રાખવાનું કામ કરનાર ક્ષત્રિયો ગણાતા. અર્થ-કામનાં દ્રવ્યોને ઉત્પન્ન કરી સમાજને પૂરાં પાડવાનું કામ કરનાર વૈશ્યો હતા અને સમાજના સામાન્ય માનવી જેટલો જ તેઓ પોતે પણ દ્રવ્યનો ઉપભોગ કરતા. વૈશ્યોને જોઈતાં સાધન તૈયાર કરી આપવાનું તથા સમાજને ઉપયોગી વસ્તુઓ તૈયાર કરી આપવાનું કામ કરનાર શૂદ્રો કહેવાતા આવી રીતે આર્ય સંસ્કૃતિના વખતમાં મનુષ્યોનો સંપૂર્ણ સમાજ સત્યાગ્રહના એકસૂત્રમાં પરોવાએલો હતો.

જે સત્યાગ્રહના ધર્મમાર્ગનો ભંગ કરી 'હું'ભાવને પોષવા સમાજને કનડવાનું, લૂટવાનું, હેરાન કરવાનું કર્મ કરતા તેઓ અસુર ગણાતા, દૈત્ય કહેવાતા. આર્ય ક્ષત્રિયોએ તેવા અસુરોનો નાશ કરેલો છે. વનોમાં ઋષિઓને અને મુસાફર લોકોને હેરાન કરનારા રાક્ષસોને રામે માર્યા છે રાવણ બ્રાહ્મણ હતો છતાં તેણે બીજાની સ્ત્રીને ઉપાડી જવાનું રાક્ષસી કૃત્ય કર્યું તો રામે તેને માર્યો તેને મારવાથી સત્યાગ્રહી રામને બ્રહ્મહત્યા લાગી નહિ. કારણ કે સત્યરૂપ બ્રહ્મની અવજ્ઞા કરી દેહભાવને રાજી કરવા બીજાની સ્ત્રીનું હરણ કરી રાવણે પોતે જ બ્રહ્મની હત્યા કરી હતી તેનું તેને ભાન કરાવી તેના આસુરી 'હું'ભાવનો વધ કરી રામે તેનો બ્રહ્મહત્યામાંથી ઉદ્ધાર કર્યો. એવી રીતે કંસ અને હિરણ્યકશિપુ જેવા દૈત્ય ભાવોનો નાશ કરી તે તે જીવોનો ઉદ્ધાર કરવાનું કામ સત્યાગ્રહી ભાવોથી જ થએલું છે તેથી શ્રીકૃષ્ણ ભગવાન અને નરસિંહ ભગવાન વગેરે અસદ્‌ભાવોનો નાશ કરનારા સત્યાગ્રહીઓ જ છે. ભગવાન પણ સત્ય ઉપરના આગ્રહને-પક્ષપાતને વશ થઈ અસત્યને દૂર કરવાનું અને સત્યનો પ્રકાશ કરવાનું કામ યુગે યુગે કરે છે —

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ।
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

આ પ્રમાણે સમાજમાં ધર્મસંસ્થાપન અને ધર્માચરણ એ સત્યાગ્રહીનો જીવનમંત્ર હોય છે આર્યોનો ધર્મ નામનો પુરુષાર્થ અને સત્યાગ્રહ એ એક જ વસ્તુ છે. સંસ્કૃત કાળમાં સમાજનો બધો વ્યવહાર સત્યાગ્રહમય હતો અને બધા માણસો સત્યાગ્રહી હતા એટલે તેવા કોઈ વ્યવહાર અથવા કોઈ માણસો માટે સત્યાગ્રહ અથવા સત્યાગ્રહી એવો વિશિષ્ટ ઉલ્લેખ કીધો થયો ન હતો. જ્યારે હાલમાં તો આર્ય સંસ્કૃત ભાવનાઓનો લોપ થઈ જવાથી અને પશ્ચિમની અહમમાત્મક ભાવનાઓ જાગી જવાથી બધું અસત્યાગ્રહમય બની બની ગયું છે સમાજમાંથી સત્યરૂપ બ્રહ્મનો અને બ્રાહ્મણ વર્ણનો નાશ થયો હોવાથી બધા લોકો બ્રહ્મહત્યાવાળા શૂદ્રો જ બની ગયા છે તેમના ચાર વર્ણને બદલે બે વિભાગ કહી શકાય શાસક અને શાસિત તેમજ મૂડીદાર અને મજુર અને, એ રીતે સત્યાગ્રહ નાશ પામવાથી હાલમાં સમાજમાં ફક્ત એક જ વર્ણ છે-શૂદ્ર. ભલે પછી બ્રાહ્મણત્વનું એકેય લક્ષણ જેઓમાં ઘટતું ન હોય એવા માણસો પોતાને બ્રાહ્મણ કહેવડાવતા હોય, તેમજ ક્ષત્રિય અને વૈશ્યની ભાવના વગરના લોકો પોતાને ક્ષત્રિય અને વૈશ્ય કહેવડાવતા હોય અને શૂદ્રનાં બધાં લક્ષણો તેઓમાં ઘટતાં હોય શૂદ્રને માટે સ્વાભાવિક રીતે જ બ્રહ્મચર્ય, વાનપ્રસ્થાન અને સન્યસ્તાશ્રમ હોતા નથી અને કેવળ ગૃહસ્થાશ્રમ જ હોય છે. હાલના સમાજમાં પણ તેમજ છે શૂદ્રને માટે વેદાધ્યયન વિહિત નથી હાલના ત્રૈવર્ણિક ગણાતા લોકોમાં પણ ભાગ્યે જ અર્ધો ટકો લોકો વેદને કેવળ ભણનારા પણ હશે. અન્ય સ્વામીની સેવા એ જ શૂદ્રનો ધર્મ છે: હાલના લોકો આત્માથી ભિન્ન એવી વિષયવાસનાની ગુલામીમાં જ તેમનું જીવન પૂરૂં કરે છે

(અપૂર્ણ—ચાલુ)

## પ્રારબ્ધ

લે. ભક્ત શ્રી રાવજીભાઈ રૂપનાથભાઈ

મનુષ્ય જે કાંઈ કર્મ કરે છે, પછી તે માનસિક હોય કે શારીરિક, જો તે શુદ્ધ મનથી, આસક્તિ સિવાય અર્થાત્ ઉદાસીનતાથી કરવામાં આવે તો તે કર્મનો અંતઃકરણ ઉપર કંઈ પણ સંસ્કાર પડતો નહિ, કારણ કે તે ક્રિયા રાગદ્વેષ રહિત, સાધારણ ભાવથી થઈ છે, વિશેષ ભાવથી નહિ જો એમ એ ક્રિયા ન થઈ હોય તો એના કેટલાક નવા સંસ્કાર પોતાના અંતઃકરણ ઉપર પડે છે પછી એ સંસ્કાર મનને એવી જ ક્રિયા તરફ ખેંચે છે અને એ કર્મ કરાવીને જ છોડે છે, અને એ ક્રિયા કરતાં કરતાં એને ફરી એમાં

રસ પડે છે; અને એ સંસ્કાર ધીરે ધીરે દૃઢ થઈ જાય છે આવી રીતે જૂના સંસ્કાર કામનાના રૂપમાં પરિણત થઈ વાસ્તવિક ઇચ્છા ન છતાં, બળજબરીથી મનને એવી ક્રિયા કરાવે છે. આવી રીતે ક્રિયાઓ થાય છે અને નવા સંસ્કાર પેદા થયા કરે છે આ ચક્ર સદા આવી રીતે ચાલ્યા કરે છે; એનો અંત આવતો નથી આનો અંત ત્યારે જ આવે કે જ્યારે નવા સંસ્કાર થવાનું બંધ થાય. અને એ ત્યારે જ બંધ થઈ શકે કે જ્યારે ક્રિયાઓમાં રસ ન હોય અને ઉદાસીન ભાવથી ક્રિયા થાય. આવી ક્રિયા કરવાની પ્રવૃત્તિ કેવળ જૂના સંસ્કારોને લીધે જ થાય, કોઇ વિશેષ ઇચ્છાથી નહિ. ક્રિયામાં પ્રવૃત્તિ હોવા છતાં ઉદાસીનતા રહે, આસક્તિ ન થાય. એ ત્યારે જ થઈ શકે કે જ્યારે જીવને એ ક્રિયામાં સુખની ચાહના ન હોય. અને એ ત્યારે જ બને કે જ્યારે તેને પોતાના આનંદસ્વરૂપનું જ્ઞાન હોય અને તે દૃઢ હોય. આ જ્ઞાન નવા સંસ્કાર જેને ક્રિયમાણ કહે છે તેને ઉત્પન્ન નહિ થવા દે.

નવા સંસ્કાર થવા બંધ થયા. જૂના સંસ્કારોમાં કેટલાક એવા દૃઢ અને પરિપક્વ હોય છે કે જેમને ભોગવ્યા વગર છૂટકો જ નહિ, હવે આવા દૃઢ સંસ્કારોને ભોગવવા માટે યોગ્ય શરીર જોઇએ. જો આ શરીર આવા ભોગ ભોગવવા અનુકૂળ ન હોય, અને એ શરીરથી ભોગવવા લાયક ભોગ સમાપ્ત થયા હોય, તો જીવ આ શરીરને છોડી, પેલા દૃઢ સંસ્કાર ભોગવવાને યોગ્ય નવું શરીર ધારણ કરે છે આવા દૃઢ ફલોન્મુખ સંસ્કારનો સમુદાય પ્રારબ્ધ કહેવાય છે નવું શરીર આ પ્રારબ્ધના ભોગ ભોગવવા માટે જ હોય છે તેથી એ શરીરને ભોગાયતન પણ કહે છે. પ્રારબ્ધના કેટલાક ભોગ એટલા નાના હોય છે કે જેમને જીવ સ્વપ્નાવસ્થાના શરીરથી જ ભોગવી નાખે છે પ્રારબ્ધ ભોગવ્યે જ સમાપ્ત થાય છે આ ભોગ બીજા કોઇ ઉપાયથી નષ્ટ થતા નથી. જ્યાંસુધી પ્રારબ્ધના ભોગ ભોગવવાના બાકી હોય છે ત્યાંસુધી શરીર રહેવાનું જ, તેનું પતન થઇ શકે જ નહિ અને પ્રારબ્ધ સમાપ્ત થતાં શરીર પડવાનું જ, તે પછી રહી શકે નહિ

જે સંસ્કાર અતિ દૃઢ હતા તે ફલોન્મુખ બની પ્રારબ્ધ થયું અને તે અનુસાર શરીર ધારણ થયું. પણ બાકીના જે સંસ્કાર અતિ દૃઢ ન હતા તે એવા જ પડી રહ્યા હતા, આ સંસ્કારોને સંચિત કહે છે. આ સંસ્કારોમાં જો બીજા સજાતીય સંસ્કાર મળે તો તે પણ સમય જતાં દૃઢ થાય, અર્થાત્ ફલોન્મુખ થઇ પ્રારબ્ધમાં ફેરવાય. જ્ઞાની પ્રત્યેક ક્રિયા ઉદાસીનતાથી, અનાસક્ત મનથી કરે છે. તેથી નવા સંસ્કાર ઉત્પન્ન થતા જ નથી. સંચિત સંસ્કારોને નવા સંસ્કારોની મદદ ન મળવાથી તે એમ જ પડી રહે કદી પણ એ ફલોન્મુખ થઇ શકે નહિ એટલું જ નહિ પણ જીવને પોતાના આનંદસ્વરૂપના ભોગના જ એટલા દૃઢ સંસ્કાર થશે કે બીજા સંસ્કાર આપોઆપ નષ્ટ થશે. તેથી જ કહેવામાં આવ્યું છે, કે જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને બાળી નાખે છે. એટલે નવા સંસ્કાર થતા જ નથી

ઉપરના વિવેચનથી એ સ્પષ્ટ થયું કે પ્રારબ્ધના ભોગ ભોગવવામાં જીવ પરતંત્ર છે, અર્થાત્ એ ભોગ એને ભોગવવા જ પડશે. આ શરીર એ પ્રારબ્ધના ભોગ ભોગવવા જ નિર્માયું છે, તેથી તે ભોગ મેળવવા માટે અવશ્ય પુરુષાર્થ કરાવશે જ. આ ભોગ સિવાય નવા સંસ્કાર બનાવવા યા તદ્દન ન બનાવવા અને એવી રીતે જૂના સંસ્કારોને ફલોન્મુખ ન થવા દેવા, એમાં જીવ પૂર્ણ સ્વતંત્ર છે અર્થાત્ તેને માટે પુરુષપ્રયત્નની આવશ્યકતા છે. આવા પુરુષાર્થને માટે નિશ્ચયની આવશ્યકતા હોય છે, પ્રારબ્ધના ભોગ માટે પુરુષાર્થના નિશ્ચયની આવશ્યકતા નથી સ્થૂલ ભોગમાં જીવ પૂર્ણ પરતંત્ર, પરંતુ સૂક્ષ્મ માનસિક સૃષ્ટિમાં એ સ્વતંત્ર છે રાગદ્વેષ, હર્ષશોક, કામક્રોધાદિ ષડ્વિકાર, અહંકાર, સ્વાર્થ–પરમાર્થ, સદ્ગુણ–દુર્ગુણ આ માનસિક સૂક્ષ્મ ભોગ છે, આમાં જુના સંસ્કાર જરૂર જોર કરે છે છતાં આમાં જો અધિક પુરુષાર્થ હોય તો સંસ્કાર નિર્બળ થઇ જાય છે અને તેમનું કાંઇ પણ ચાલતું નથી એટલે આ સૂક્ષ્મ માનસિક ક્રિયાઓમાં જીવ સ્વતંત્ર છે અને પોતાની ઇચ્છાનુસાર એમાં એ ઉથલ–ફેર કરી શકે છે. તેથી અહિંયાં પુરુષાર્થના નિશ્ચયની ખાસ આવશ્યકતા છે તેથી જ સત્સંગ ઇત્યાદિ શુભ સંસ્કાર બનાવનાર કાર્યોમાં તેમજ જેથી નવા સંસ્કાર પડવાનું જ બંધ થાય અને જ્ઞાનની પ્રાપ્તિ થાય. એવા ઉપાયોમાં પુરુષાર્થની ખાસ આવશ્યકતા છે. એટલે પરમાર્થ માટે પુરુષાર્થની અત્યંત આવશ્યકતા છે પ્રારબ્ધના ભોગ તો આપોઆપ મળશે જ એની ચિંતા કરવાની આવશ્યકતા નથી. એ તો ચિંતા કર્યા વગર થવાનું તે થવાનું જ.



# અધ્યાત્મ ભાગવત

લેખક-સ્વામીશ્રી માધવતીર્થ

[ ગતાંક પૃષ્ઠ ૪૨૧ થી ચાલુ ]

## એક સત્તાનો અનુભવ

experience of one-power-Government

ચાલુ મહિનો એટલે ઓગસ્ટ ૧૯૪૭ નો મહિનો હિંદુસ્થાનને માટે સ્વરાજનો મહિનો છે. પણ સ્વરાજ એટલે શું ? તેનો વિચાર કરવાની જરૂર છે સ્વરાજ એ એક સાધન છે તેનાથી માણસના જીવનના મુખ્ય ઉદ્દેશ પાર પડવા જોઈએ. માણસના જીવનમાં નીચે પ્રમાણે બે મુખ્ય ઉદ્દેશ છે—

૧. જીવન પૂરૂં થાય ત્યાંસુધીમાં જે જાણવાનું હોય તે જાણી લેવું જોઈએ એટલે જ્ઞાન પૂરેપૂરૂં થવું જોઈએ.

૨. જે મેળવવાનું હોય તે મેળવી લેવું જોઈએ. એટલે ટુંકામાં જ્ઞેયસમાપ્તિ અને ધ્યેયસમાપ્તિ થવી જોઈએ પ્રજાસત્તાક રાજ્યનો પ્રયોગ હિંદુસ્તાનમાં આ પહેલો જ છે. તેનાથી ઘણા માણસો એમ માને છે કે હક્ક વધારે મળશે, પણ તેની સાથે જવાબદારી પણ ઘણી વધશે. કોઈ માણસને પરણવું હોય તો બીજા કોઈ માણસે ઘણી મહેનતે મોટી કરેલી કન્યા, પરણનારને તેટલી મહેનત વગર મળે છે પણ તે હક્કની સાથે તે સ્ત્રીનું ભરણપોષણ કરવાની અને રક્ષણ કરવાની જવાબદારી પણ રહે છે અને તેનાં છોકરાંની સંભાળ રાખવાની જવાબદારી પણ વધે છે સ્વરાજના હક્કની સાથે ૪૦ કરોડની પ્રજાની જરૂરીઆતો પૂરી કરવાની જવાબદારી પણ માથે આવેલ છે એ જવાબદારી બહુ અઘરી લાગી તેથી જ અંગ્રેજો અહીંનું રાજ્ય મૂકી દે છે. તેઓ આપણને જેટલા હક્ક આપતા જાય છે તે કરતાં વધારે જવાબદારી આપતા જાય છે. સ્વરાજ બરાબર ચલાવવા માટે પ્રજામાં સંસ્કાર જોઈએ અને પ્રજામાં સારા સંસ્કાર નાખવા એ અઘરામાં અઘરૂં કામ છે ઘણા માણસોને સંસારના વિષયોનું સુખ ગમે છે. તેનાથી વસ્તી વધે છે અને સંયમ ઘટે છે. આવી અઘરી બાબતોમાં એકલું રાજ્ય શું કરી શકે ? તેથી ધર્મની જરૂર પડશે. પણ ઘણા ધર્મવાળા સાધનને ફળ માની બેઠા છે. તેથી આગળ વધી શક્તા નથી. સાચો ધર્મ ફેલાવવા માટે સાચા ધર્માચાર્યોને શોધવા પડશે તે સિવાય પ્રજામાં સરકાર આવશે નહિ અને સંસ્કાર વગર સ્વરાજ ટકશે નહિ. માણસની જીંદગી બહુ ટૂંકી હોવાથી-સારા સંસ્કાર વગર જ્ઞાનની સમાપ્તિ થતી નથી અને મેળવવાનું મળી શકતું નથી. ખોટા સંસ્કારવાળો માણસ માત્ર ખોટા સુખમાં જીવન ગાળે છે અને પશુ જેવો થાય છે.

કલ્પિત વસ્તુને પણ નિજ સ્વરૂપના સાન્નિધ્યમાત્રથી સત્તા મળી જાય છે જેમાં સત્તા લાગે છે તેમાં પ્રિયતા ઉત્પન્ન થાય છે અને જેમાં પ્રિયતા ઉત્પન્ન થાય છે તેમાં સત્તા લાગે છે કલ્પિત વસ્તુમાં આસક્તિ એ જ પરતંત્રતા છે બધી પરિણામી ક્રિયાઓનો જન્મ અસ્વાભાવિક કલ્પિત સત્તાના આધાર ઉપર છે તેથી દોષયુક્ત અહંકાર મટાડવાની જરૂર છે કે જેથી ખોટા ચેષ્ટાઓનો અંત આવે અને આત્માનો અનુભવ મળે. અહંકાર એ હિરણ્યકશિપુનું સ્વરૂપ છે. તે તરત મરે તેવો નથી જો કે પ્રવૃત્તિઓ બદલવાથી અહંતા થોડીક બદલે છે પણ અહંતા બદલી શકાય તો પ્રવૃત્તિઓ તદ્દન બદલાઈ જાય છે તેથી અહંકારરૂપી હિરણ્યકશિપુની સામે નિરહંકારી પ્રહ્લાદનું જીવન સાતમા સ્કંધમાં આપેલ છે

સાધારણ માણસો કલ્પિત એકતાનો સ્વીકાર કરે છે સગાં સબંધી સાથે જે સબંધ બંધાય છે તે કલ્પિત એકતા છે તેનો સ્વીકાર ન થાય તો તે મટી જાય છે, જન્મ્યા ત્યારે કોઈ સગાં હોતાં નથી, મરણ પછી હોતાં નથી પણ વચમાં લગભગ દરેક વાર્તાલાપમાં પહેલી વાત સંબંધની આવે છે અમારે તો અમુકની સાથે બહુ જ ધારો સંબંધ છે એવી રીતે ઘણી વાતો

હર થાય છે. સ્વપ્નમાં પણ એવા સંબંધ ઉત્પન્ન થાય છે અને તેથી અનેક સત્તા જેવું જણાય છે.

ખરી રીતે સ્વપ્નમાં કર્તા એક છે છતાં તે અજ્ઞાનથી તે બાબતની ખબર રહેતી નથી. જાગ્રતમાં પણ કર્તા એક છે, તેનું લક્ષ્ય પણ એક છે પરંતુ જીવનને સાધનરૂપ ન કરવાથી માણસની બધી ક્રિયાઓ એક લક્ષ્યમાં લય પામતી નથી. તેથી માણસ અનેક જાતની વાસનાઓમાં બંધાઈ જાય છે સામાન્ય ક્રિયાનું જીવન પશુજીવન છે, ભાવનું જીવન માનવ જીવન છે અને જ્ઞાનનું જીવન સુખી જીવન છે. તેથી પહેલાં જ્ઞાન ઠીક કરી લેવું જોઈએ

નિત્ય જીવનને માટે અનિત્ય જીવનનો અંત કરવો જોઈએ. તેથી ગૃહસ્થાશ્રમ પછી તરત વાનપ્રસ્થ આશ્રમમાં આવવું જોઈએ અથવા પ્રહ્લાદની માફક બહુ સારાં પુણ્ય હોય તો નાની ઉંમરમાં જ સાચું જ્ઞાન મેળવી લેવું જોઈએ અનિત્ય જીવન પરિણામી વિષયો તરફ લઈ જાય છે છતાં વિષયો મળતા નથી, કારણ કે વિષયો મળ્યા પછી શક્તિ કમ થાય છે, લાભ કાંઈ થતું નથી. કોઈને આપણે પૂછીએ કે વિષયો તરફ શા માટે દોડો છો ? તો તે જવાબ આપે છે કે એવી ટેવ પડી ગઈ છે, ટેવનું કારણ સંસારના અભ્યાસથી ઉત્પન્ન થયેલ આસક્તિ છે એવા અભ્યાસનું કારણ ખોટો અહંકાર છે. ક્રિયા લક્ષ્યની અપ્રાપ્તિકાળમાં જ થાય છે. જેને આત્મા નિત્ય પ્રાપ્ત લાગે છે તેનામાં ત્યાગવૃત્તિ ઉત્પન્ન થાય છે, ત્યાગ અને ભક્તિથી યથાર્થ જ્ઞાન થાય છે અને યથાર્થ જ્ઞાન થાય ત્યારે બધે એક સત્તા લાગે છે.

પ્રહ્લાદને નાની ઉંમરમાં (ગર્ભ-અવસ્થામાં) નારદજીએ સાચું જ્ઞાન આપ્યું હતું તેથી તેને બધે એક પરમાત્મા દેખાતા હતા. જે જ્ઞાનથી હું અને બીજા દેખાય એવું જ્ઞાન સ્વીકારવાની તેણે ના પાડી હતી તેથી હિરણ્યકશિપુનો ક્રોધ વધ્યો હતો અને તેણે પોતાના દૂતોને આજ્ઞા કરી હતી કે પ્રહ્લાદને મારી નાખો. એ આજ્ઞા પ્રમાણે તેના રાક્ષસો હાથમાં ત્રિશૂળ લઈને "મારો, કાપો" એમ બોલતા ખડા થઈ ગયા અને પ્રહ્લાદના માથા ઉપર પ્રહાર કરવા લાગ્યા. આ વખતે પ્રહ્લાદનું ચિત્ત અનિર્વાચ્ય સર્વાત્મા ભગવાન પરબ્રહ્મમાં લીન હતું. તેથી જેમ પુણ્ય વગરના માણસોની ક્રિયાઓ નિષ્ફળ જાય છે તેમ એ બધા ઘા નકામા થઈ ગયા. (૭-૫-૪૧)

પ્રહ્લાદને કાંઈ અસર થતી નથી એમ જાણી હિરણ્યકશિપુને વધારે ક્રોધ ચડયો અને તેને મારવા માટે બીજા અનેક ઉપાયો લેવામાં આવ્યા. એટલે હાથીઓના પગ નીચે અનેકવાર પ્રહ્લાદને કચરાવ્યા, સર્પો કરડાવ્યા, કેટલાક મંત્રોના અભિચાર કરાવ્યા, પર્વતો ઉપરથી ફેંકી દીધા, અનેક જાતની માયાના પ્રયોગ કર્યા, અંધારી કોટડીમાં બંધ રાખ્યા, ઝેર આપ્યાં, ઉપવાસ કરાવ્યા, બહુ ટાઢમાં રાખ્યા, બહુ ગરમીમાં રાખ્યા, સમુદ્રમાં ડુબાડ્યા, છતાં એ નિર્દોષ બાળકનો કોઈ ઘાત કરી શક્યા નહિં. કારણ કે પ્રહ્લાદ ભગવાનની એક સત્તા માનીને તે નિર્ભયથી રહેતા હતા.

ધર્મ ધર્માત્માથી શોભે છે. ધર્મ એ જીવન છે, એ પાઠ નથી. જે ખરો ધર્માત્મા હોય છે તેને બીજા કોઈની મદદની જરૂર પડતી નથી. આસ્તિક માણસ એકને શરણે રહે છે નાસ્તિક માણસ અનેકને શરણે રહે છે. આસ્તિક માણસ માત્ર એક સત્તાને જ માને છે. તે સત્તા પોતાનો પરિચય આપવામાં સ્વતંત્ર છે. વળી શરણાગતનો અહંકાર બળી ગયેલો બી જેવો રહે છે, તેમાં હદવાળો ભાવ અને કલ્પિતની સત્તા બંને મટી જાય છે હદવાળો ભાવ અને કલ્પિતની સત્તા સ્વીકારવાથી અનેક વિઘ્નો ઉત્પન્ન થાય છે. ભાયકના પરિચિત સૌંદર્યમાં સંતોષ રાખવાથી કામ ઉત્પન્ન થાય છે કામ ઉત્પન્ન થવા પછી જીવ પોતાને હદમાં બાંધી લે છે. તે પ્રમાણે સંકલ્પ ઉત્પન્ન થાય છે અને તે પ્રમાણે ઉદ્યમો વગેરેની પ્રવૃત્તિ થાય છે. તેથી જગતમાં જાણે કે ઘણી સત્તા હોય તેવું લાગે છે

ભોગમાં અરુચિ ઉત્પન્ન થાય ત્યારે યોગ પ્રાપ્ત થાય છે અને પછી જ્યારે ભોક્તાનો અંત થાય એટલે બાધ થાય ત્યારે તત્ત્વજ્ઞાન અને નિત્યજીવનનો અનુભવ મળે છે યોગ કરતાં પણ જ્ઞાનની કિંમત વધારે છે. યોગ પુરુષતંત્ર છે. જ્ઞાન વસ્તુતંત્ર છે. યોગ અવસ્થા છે. જ્ઞાન સ્વરૂપ છે અવસ્થાનું ઉત્થાન થાય છે, સ્વરૂપનું ઉત્થાન થતું નથી. નિર્વિકલ્પ જ્ઞાન સ્વરૂપ છે અને નિર્વિકલ્પ સ્થિતિ એ અવસ્થા છે. નિર્વિકલ્પ અવસ્થામાં પ્રારબ્ધ શરીરનો સંબંધ લેશમાત્ર રહે છે

તેથી દીર્ઘકાળ સમાધિ રહેતા છતાં ઉત્થાનનો સંભવ છે. પણ અવસ્થાનો ભેદ મટે તો આપણે નિત્ય જીવનનો અનુભવ કરી શકીએ. એ દશામાં વિયોગનો ભય લેશમાત્ર રહેતો નથી વ્યુત્થાનદશામાં પણ એક અખંડદર્શન રહે છે. એવી દશા પ્રહ્લાદે પ્રાપ્ત કરી હતી. તે માટે આ મારૂં અને આ બીજાનું એવું જ્ઞાન રાખવું જોઈએ નહિ.

સાચા જ્ઞાનથી સંસારનું બંધન છૂટી જાય છે અને ધ્યાનથી આનંદનો અનુભવ મળે છે. બંધન છૂટતાં સંસારની વાસનાઓનો ત્યાગ થાય છે તેથી જ્ઞાન થયા પછી ધ્યાન સ્વયં થાય છે. અનુભવજન્ય જ્ઞાન એ સાચા જ્ઞાનનું સ્વરૂપ છે. બુદ્ધિજન્ય જ્ઞાન અને ઈંદ્રિયજન્ય જ્ઞાન એ જ્ઞાનનો ગુણ છે. તેથી તેમાં વધઘટ થાય છે.

વિષયોમાં સુખનો ભાવ અવિચારથી થાય છે. અવિચાર એ જ્ઞાનની ખામી બતાવે છે. અને જ્ઞાનની ખામી એ પોતાને શરીર માનવાથી ઉત્પન્ન થાય છે આ બધા કારણોથી રાગ થાય છે.

મ. ગાંધીજીએ પોતાનું જીવન ભક્તિના સાધન જેવું બનાવેલ છે અને દેહનો રાગ ઘટ્યો હોત છે છતાં સંસારના સુખને તેમણે મિથ્યા માનેલ નથી તેથી તેમના સત્યાગ્રહમાં એક સત્તાનો અનુભવ મળતો નથી. તેમણે સ્વરાજને સાચું માનેલ છે, વિધવાઓને વિવાહ કરવાનું કહે છે, તેથી એમ જણાઈ આવે છે કે તેમણે સંસારના સુખને ખોટું માનેલ નથી. જ્યાં સુખ અનેક પ્રકારનું હોય છે ત્યાં ઘણી સત્તા ઉત્પન્ન થાય છે અને તે કલ્પિત હોવા છતાં સાચી લાગે છે. પ્રહ્લાદનો સત્યાગ્રહ શુદ્ધ હૃદયનો હતો. તેમણે સંસારનાં સુખ સાચાં માન્યાં નહોતાં.

જ્યારે હિરણ્યકશિપુ કોઈપણ ઉપાયથી તે બાળકનો વધ ન કરી શક્યો ત્યારે તેને બહુ ચિંતા થઈ, તેને લાગ્યું કે આ નાનો બાળક હોવા છતાં મારી પાસે નિઃશંકભાવથી બેસી રહે છે તેથી તેનામાં જરૂર કોઈક સત્તા હશે, કોઈક સામર્થ્ય હશે. તેનો પ્રભાવ હદ વગરનો જણાય છે, તેને કોઈની બીક નથી તેથી એમ લાગે છે કે તે અમર છે.

હિરણ્યકશિપુને શિક્ષકોએ કહ્યું કે આપની સત્તા ભરી લોકમાં ફેલાઈ ગયેલ છે તો આપને કોઈ ચિંતા કરવાનું કારણ નથી. હાલ પ્રહ્લાદને બાંધી રાખો વખત જતાં પણ માણસોમાં ઘણી વાર સ્થિર બુદ્ધિ આવી જાય છે તેમ આનામાં પણ આવી જશે. હિરણ્યકશિપુએ જવાબ આપ્યો કે એ વાત ઠીક છે અને તમે પણ એને ગૃહસ્થના ધર્મ અને રાજાના ધર્મ શીખવાડજો.

પછી તે ગુરુપુત્રોએ વિનીત અને નમ્ર પ્રહ્લાદને ક્રમશ: ધર્મ, અર્થ અને કામની શિક્ષા આપવી શરૂ કરી પણ પ્રહ્લાદને એ શિક્ષણ સારૂં લાગ્યું નહિ

यथा त्रिवर्गं गुरुभिरात्मने उपशिक्षितम् ।
न साधु मेने तच्छिक्षां द्वन्द्वारामोपवर्णिताम् ॥
૭-૫-૫૩

એ શિક્ષણ તો રાગ, દ્વેષ અને દ્વન્દ્વ અને વિષયભોગમાં આસક્ત રહેવાવાળાને માટે ઉપયોગી હતું એમ પ્રહ્લાદને લાગ્યું તેથી પ્રહ્લાદ ભણ્યો નહિ.

રાગદ્વેષથી છૂટવું હોય તો ત્યાગ જોઈએ. જે નિત્ય છે તેને જે જાણે છે તે આસ્તિક છે જે અનિત્ય છે તેને જે માને છે તે નાસ્તિક છે. ધર્મ, અર્થ અને કામની અંદર અનિત્ય સુખની વાતો જ આવે છે. કર્મ, શરીર અને સંસાર એ ત્રણેનું સ્વરૂપ એક છે. તેમાં કોઈને સ્વતંત્ર સત્તા નથી. જે પોતે સ્વતંત્ર નથી તે બીજાને સ્વતંત્ર કરી શકતો નથી. જે પોતે અનેક સત્તાની વચ્ચે રહે છે તે બીજાને એક સત્તામાં લાવી શકે નહિ. એક સત્તામાં આવ્યા વગર પ્રસન્નતા નથી. તેથી જે માણસને કર્તવ્યનું જ્ઞાન થયું નથી તેને બ્રહ્મચારી-વિદ્યાર્થી થવું પડશે જે માણસમાં ભોગવાસના છે તેને ગૃહસ્થ થવું પડશે.

જેને તપ કરવાની અને સેવા કરવાની ઈચ્છા છે તેને વાનપ્રસ્થ થવું પડશે, જેને નિર્બંધતા પ્રાપ્ત કરવી છે તેને ત્યાગ કરવો પડશે

સંસારની સમગ્રતા રાખવી અને નિર્બંધતા રાખવી એ બની શકે તેવું નથી. સંસારમાં કોઈ એવી અવસ્થા નથી કે જેમાં અપૂર્ણતા ન હોય, તેથી જીવનની પૂર્ણતા પ્રસિદ્ધ કરવા માટે પરમહંસદશાની જરૂર છે એવા પરમહંસોની કથા શ્રીમદ્‌ભાગવતમાં વારવાર આવે છે તેથી શ્રીમદ્‌ભાગવતને પરમહંસની સંહિતા કહે છે. અવસ્થાભેદ દૂર કરીને સર્વપ્રકારથી અભય થવું એટલે સ્થાયી ભાવથી સત્યનો અનુભવ કરો તેનો એ સંન્યાસ-આશ્રમ છે અથવા પરમહંસની દશા છે.

દુઃખી માણસ સંસારની મદદથી દુખ મટાડવાનો પ્રયત્ન કરે તે ખોટું છે, સંસારથી જે નિરાશ થાય છે તેનાં દુખ હરિ સ્વયં હરી લે છે. સંસાર સ્વરૂપથી અપૂર્ણ છે તે સંસારની મદદથી અપૂર્ણતા મટી શકતી નથી તેથી કર્મથી અપૂર્ણતા મટી શકતી નથી અપૂર્ણતા જ્ઞાનનું કચીપણું બતાવે છે. માત્ર યથાર્થ જ્ઞાનથી અપૂર્ણતા મટી શકે છે એવું જ્ઞાન હવે પ્રહ્લાદ નિશાળના અસુર બાળકોને મેળવવા માટે કહે છે.

જ્યારે ગુરુજી ઘરના ધંધામાં લાગી જતા ત્યારે નિશાળના બાળકોને ખેલવાનો-કૂદવાનો વખત મળતો. તે વખતે પ્રહ્લાદ તે બાળકોને પોતાની પાસે બોલાવતા પ્રહ્લાદની અંદર રાગદ્વેષ નહોતો તેથી અસુરનાં બાળકોને તેમની સાથે વાતો કરવામાં બહુ આનંદ આવતો હતો. પ્રહ્લાદે બાળકોને કહ્યું કે –

હે દૈત્યબાળકો ! બુદ્ધિમાન પુરુષોએ તો બાળક-અવસ્થામાંથી જ ભાગવત ધર્મનું આચરણ કરવું જોઇએ. કારણ કે માણસનો જન્મ અતિ દુર્લભ છે અને અનિત્ય હોવા છતાં પુરુષાર્થનો સાધક છે. આ મનુષ્ય-જન્મમાં ભગવાન વિષ્ણુના ચરણોનું શરણ લેવું એ જ જીવનનું એકમાત્ર કર્તવ્ય છે. કારણ કે સંપૂર્ણ પ્રાણીઓનો એ જ આત્મા છે, પ્રિય, ઇશ્વર અને સુહૃદ છે અરે બાળકો ! દેહનો સંબંધ થતાં પ્રાણીઓને ઇંદ્રિયસુખ તો દુઃખની માફક વગર મહેનતે મળે છે, માટે ઇંદ્રિયોના સુખ માટે પ્રયત્ન ન કરવો. તેમાં તો આયુષ્ય નકામું ચાલી જાય છે. જે સુખ ભગવાનના ચરણની સેવાથી મળે છે તે ઇંદ્રિયોથી નથી મળતું તેથી શરીર સારું હોય ત્યાંસુધી વિવેકી પુરુષોએ પોતાના કલ્યાણનો ઉપાય કરવો જોઇએ. માણસનું આયુષ્ય ૧૦૦ વર્ષનું છે તેમાં જેઓ સંયમ વગરના છે તેમનું અરધું આયુષ્ય તો નકામું જાય છે. કેટલોક વખત નિદ્રામાં જાય છે, બાળક-અવસ્થા રમતગમતમાં જાય છે, કેટલાંક વર્ષ વૃદ્ધાવસ્થાની નબળાઇમાં જાય છે વચલી જુવાન અવસ્થામાં કેટલાંક વર્ષ મોહમાયામાં ચાલ્યાં જાય છે. એવો કયો પુરુષ છે કે ઘરના સ્નેહ અને બંધનમાંથી ચિત્તને મુક્ત કરી શકે ! (વળી હાલના વખતમાં પ્રજાતંત્ર રાજ્યો ઉત્પન્ન થયાં હોવાથી કેટલાંક વર્ષ રાજ્યની ચિંતામાં ચાલ્યાં જાય છે.) તેમાં પુત્રેષણા વિત્તેષણા અને લોકૈષણા કોણ છોડી શકે ! જુવાનીમાં પ્રિયતમ અને [illegible] એકાંત સહવાસ, તેમના વાર્તાલાપ, બન્ધુજનોના સ્નેહ અને બાળકો થયા પછી તેમની તોતલી વાતો અને વેવાઇ કે વેવાણોની વાતોનો રસ કોણ છોડી શકે ! કામનાઓ જેમની પૂરી થતી નથી તેઓ જીભ અને ઉદરસ્થના સુખને જ મુખ્ય માને છે. આવા પુરુષો મોહ-ગ્રસ્ત સંસારથી વિરક્ત થતા નથી. તેમને પોતાનું આયુષ્ય નકામું ચાલ્યું જાય છે તેની ખબર રહેતી નથી. આવો પુરુષ વિદ્વાન હોય તો પણ આત્મપદ પ્રાપ્ત કરી શકતો નથી. જેનામાં આ મારું અને આ પારકું એવી ભેદબુદ્ધિ છે તે અજ્ઞાનીની માફક તમો-ગ્રસ્ત થઇ જાય છે માટે દૈત્યોના સંગનો ત્યાગ કરી નારાયણનું શરણ લ્યો. નિસ્સંગ મહાત્માઓ એને જ મોક્ષપદ કહે છે. વળી ભગવાનને પ્રસન્ન કરવામાં બહુ મહેનત નથી, કારણ કે તે બધા પ્રાણીઓનો આત્મા છે અને સંસારમાં સર્વત્ર રહેલો છે ઘટપટ વગેરે પદાર્થોમાં, આકાશ વગેરે મહાભૂતોમાં, સત્ત્વ વગેરે ગુણોમાં અને ગુણોની સામ્યાવસ્થારૂપ પ્રકૃતિમાં તથા ગુણવૈષમ્યરૂપ મહત્તત્ત્વમાં એ એક જ ઇશ્વર બિરાજમાન છે. વળી–

**प्रत्यगात्मस्वरूपेण दृश्यरूपेण च स्वयम् ।**
**व्याप्य व्यापकनिर्देश्यो ह्यनिर्देश्योऽविकल्पितः ॥**

(૭-૬-૨૨)

અર્થ–એ ઇશ્વર અનિર્વચનીય અને અવિકલ્પિત છે, તો પણ અંતર્યામી દ્રષ્ટારૂપથી વ્યાપક અને અનાત્મા દૃશ્યરૂપથી વ્યાપ્ય કહીને તેનું જ વર્ણન કરી દેખાડ્યું થાય છે.

છતાં તેનું દર્શન કેમ થતું નથી ? તો તેને માટે પ્રહ્લાદ કહે છે કે કેવળ જ્ઞાન અને આનંદસ્વરૂપ એ પરમાત્માનું ઐશ્વર્ય, ગુણમયી સૃષ્ટિ સરજનારી માયાથી ઢંકાએલ છે, તે માયાની નિવૃત્તિ થાય તો તેનું દર્શન થઇ શકે છે (૭-૬-૨૩)

જો કોઇ જાતની અભિલાષા બાકી છે તો એમ સમજવું કે હજુ અનન્ત અભિલાષા બાકી છે કારણ કે ત્યાગ સમસ્તનો થાય છે એક અંશનો ત્યાગ થઇ શકતો નથી થોડોક સંસાર રાખવો અને થોડોક છોડવાથી પણ ભગવત્પ્રાપ્તિ થતી નથી મૃગજળમાં થોડુંક જળ પીવા જેવું હોતું નથી કલ્પિત વસ્તુ નિરાકાર હોય છે તેથી તેમાંથી એક અંશની નિવૃત્તિ થતી નથી. વળી મૃગજળ ધીરે ધીરે સૂકાતું નથી,

તેમ કલ્પિત જગત્ ધીરે ધીરે કાઢી શકાતું નથી. ખરી નિર્બળતા તો એ છે કે જેનું બળ સંસારની સહાયતા ઉપર આધાર રાખે છે સંસારની વસ્તુઓ ઉપર વિશ્વાસ રાખવો એ નિર્બળતા છે. જો સંસારની સહાયતાનો ત્યાગ થઈ શકે તો મહાન બળ ઉત્પન્ન થાય છે.

જ્ઞાન, બળ, અર્થ અને ક્રિયા એ ચારે ધારણ કરનારને અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર કહે છે.

શુદ્ધ જ્ઞાન પોતે બળ, અર્થ અને ક્રિયા ઉપર શાસન કરે છે.

બળ–અર્થ અને ક્રિયા ઉપર શાસન કરે છે તેથી ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોને તાબે રાખે છે પણ મહાત્માને તાબે રાખી શકતા નથી

અર્થ–માત્ર ક્રિયા ઉપર શાસન કરે છે તેથી વેપારીઓ મજુરો ઉપર અમલ ચલાવી શકે છે

વિશેષ જ્ઞાન હોવાથી બ્રાહ્મણ એટલે બ્રહ્મજ્ઞાની જગત્–ગુરુ કહેવાય છે, વિશેષ બળની વિશેષતાથી ક્ષત્રિય સંસારનો રાજા કહેવાય છે. વિશેષ અર્થની વિશેષતાથી વૈશ્ય સંસારનો નિધિ કહેવાય છે. વિશેષ ક્રિયાની વિશેષતાથી શૂદ્ર સંસારનો દાસ કહેવાય છે. મજુરોની સ્થિતિ સુધારવાનો હાલમાં ઘણો પ્રયત્ન થાય છે, પણ તેમને પ્રહ્લાદના જેવું જ્ઞાન કોણ આપશે? ભોગથી શક્તિઓનો વિનાશ થાય છે, યોગથી શક્તિઓનો વિકાસ થાય છે. શારીરિક ઉન્નતિને માટે સદાચારની જરૂર છે, માનસિક ઉન્નતિને માટે સેવા જરૂરની છે, આત્મિક ઉન્નતિને માટે ત્યાગ જરૂરનો છે. હાલ મજુરોમાં જે જાગૃતિ આવી છે તેને પરિણામે તેઓ ઓછું કામ અને વધારે પગાર માગે છે હક્ક તરફ ધ્યાન રાખે છે અને જવાબદારી સમજતા નથી તેથી વધારે મળતા પગારનો ઉપયોગ પણ સંસારનાં સુખ વધારે મેળવવામાં કરે છે ગુણમયી માયાથી વાસના વધે છે, યોગમાયાથી વાસનાની નિવૃત્તિ થાય છે

પ્રહ્લાદ અસુરના બાળકોને કહે છે કે "તમે આસુરી ભાવ છોડીને બધા પ્રાણીઓ ઉપર દયા કરો તો ભગવાન પ્રસન્ન થશે અને ભગવાન પ્રસન્ન થાય તો પછી શું મેળવવાનું બાકી રહે? ધર્મ, અર્થ અને કામ પણ જો ભગવાનની સેવામાં વપરાય તો ઠીક છે, નહિં તો વ્યર્થ છે. તેથી આખું જીવન ભક્તિના સાધનરૂપ કરવું જોઇએ

એનો અર્થ એવો છે કે વિષયાસક્ત પ્રાણી ક્રિયાજન્ય આસક્તિનો રસ ચાખે છે. ક્રિયાજન્ય રસ સમર્પણ વગર સિદ્ધ થતો નથી તેથી વિષયી માણસ સંસારની ગુલામીથી છુટી શકતો નથી. સૃષ્ટિ તો માત્ર પોતાની અંદર વિષયો વગેરેનો ભાવ ધારણ કરવાથી પ્રતીત થાય છે. વિષયાસક્ત પ્રાણી પોતાના કલ્પિત સત્તાને સ્વીકારી લે છે. તેથી તેને જગતમાં ઘણી સત્તાઓ જણાય છે. પણ જો વિષયજન્ય સ્વભાવનો અંત થાય તો સૃષ્ટિની કલ્પિત સત્તાનો અંત થાય અને માત્ર એક સત્તા રહે.

તેથી સમર્પણની પૂર્ણતા થતાં ઇશ્વરનો અનુભવ થાય છે, જ્ઞાનનું સ્વતંત્ર સાધન વિચાર છે. પણ પ્રહ્લાદમાં આવું અદ્ભુત જ્ઞાન ક્યાંથી આવ્યું? બીજા અસુરના બાળકોએ પ્રહ્લાદને પૂછ્યું કે આપણે બધા સાથે ભણીએ છીએ છતાં તારામાં આટલું બધું જ્ઞાન ક્યાંથી આવ્યું?

પ્રહ્લાદ કહે છે કે જ્યારે મારા પિતા તપ કરવા માટે મંદરાચળ પર્વત ઉપર ચાલ્યા ગયા હતા ત્યારે દેવોએ દૈત્યો સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી તેથી દૈત્યો ચારે તરફ ભાગવા માંડ્યા. દેવો અમારા રાજમહેલને લુટવા લાગ્યા અને ઇંદ્રે મારી માતા કયાધુને પકડી. તે વખતે હું ગર્ભમાં હતો ત્યારે ઇંદ્ર મારી માને સ્વર્ગલોક તરફ લઇ જતો હતો ત્યારે રસ્તામાં દેવર્ષિ નારદજી મળ્યા તેમણે ઇંદ્રને કહ્યું કે આ નિરપરાધ અબળાને લઇ ન જાઓ, તેના ગર્ભમાં જે બાળક છે તે સર્વથા નિર્દોષ છે, તે સાક્ષાત્ પરમ ભગવાન છે, ગુણોમાં અતિ મહાન છે અને ભગવાનનો સેવક છે અને અતિ બલવાન છે તેને તું મારી શકીશ નહિ નારદજીનાં વચન સાંભળી ઇંદ્રે મારી માને છોડી દીધી પછી નારદજીએ મારી માને ધર્મનું પરં રહસ્ય અને વિશુદ્ધ જ્ઞાન સંભળાવ્યું. (૭–૭–૧૫) પરંતુ ઘણો કાળ થવાથી સ્ત્રીસ્વભાવને લઇને મારી

માતા તે જ્ઞાન ભૂલી ગઇ અને મને હજુ તે જ્ઞાનનું વિસ્મરણ થયું નથી. હે બાળકો ! તમારી ઇચ્છા હોય તો તમે પણ એ જ્ઞાન પ્રાપ્ત કરી શકો. શ્રદ્ધાથી બીજા બાળકો પણ એવી બુદ્ધિ કરી શકશે. કાળના પ્રભાવથી જેમ વૃક્ષમાં જન્મ, વૃદ્ધિ, પરિણામ, ક્ષય, જીર્ણતા અને નાશ એ ૭ વિકાર થાય છે તેમ શરીરના પણ જન્મ વગેરે ૭ વિકાર થાય છે પણ આત્માને તેની સાથે કાંઇ સબંધ નથી. આત્મા તો નિત્ય અવિનાશી, શુદ્ધ, એક, ક્ષેત્રજ્ઞ, અધિષ્ઠાન, અવિકારી, સ્વયંપ્રકાશ, બધાનું કારણ, વ્યાપક, અસંગ અને પૂર્ણ છે. માટે વિચારવાન પુરુષોએ તો દેહમાં મોહથી પ્રાપ્ત થયેલ "હું અને મારૂં" એ ભાવનો ત્યાગ કરવો જોઇએ. (૭-૭-૨૦)

તત્ત્વજ્ઞાન થયા પછી તત્ત્વમાં નિષ્ઠા થાય તેને ફળભક્તિ કહે છે ભક્તને પ્રથમ ભક્તિ અને પછી તત્ત્વજ્ઞાન થાય છે. જિજ્ઞાસુને પહેલાં તત્ત્વજ્ઞાન અને પછી તત્ત્વનિષ્ઠા થાય છે એ જ જીવન્મુક્તિ છે. જો જગતના વાસ્તવિક સ્વરૂપને જાણવાની ઇચ્છા હોય તો પ્રહ્લાદ કહે છે તેમ રાગ અને મોહને દૂર કરવા જોઇએ. જ્યારે મનમાં રાગ કે મોહ હોય ત્યારે યથાર્થ દૃષ્ટિ પ્રાપ્ત થતી નથી. અસત્ સત્તાનું યથાર્થ સ્વરૂપ અસતથી અસંગ થવાથી જાણી શકાય છે. તેથી સામાન્ય બુદ્ધિથી અસંગ થઇ જવું. વિષયજન્ય સ્વભાવનો ત્યાગ કરવાથી જગતની સત્તા જગતરૂપથી બાકી રહેતી નથી. કાર્ય રહે ત્યારે કારણનું જ્ઞાન થતું નથી, કાર્યનો અંત થતાં કારણનું જ્ઞાન થાય છે. એ બાબત હવે પ્રહ્લાદ અસુરના બાળકોને સમજાવે છે.

પ્રહ્લાદ કહે છે કે આચાર્યોએ, મૂળ પ્રકૃતિ, મહત્તત્ત્વ અહંકાર અને પાંચ તન્માત્રા એ આઠ પ્રકૃતિ અને તેના ત્રણે ગુણ (એટલે મન સહિત ૧૧ ઇંદ્રિયો અને શબ્દ વગેરે પાંચ વિષયો મળી) ૧૬ વિકૃતિ અને તેમાં એક અનુગત આત્મા બતાવેલ છે. તેમાં જે અનાત્મ ભાગ છે તેનો "આ આત્મા નથી" એમ બાધ કરીને આત્માનું અનુસંધાન કરવું જોઇએ."

તેનો અર્થ એવો છે કે હદવાળી સત્તાનો અભાવ થતાં જ હદ વગરની સત્તા મળે છે. પોતાની અપૂર્ણતાનું જ્ઞાન નો જાગ્રતાવસ્થામાં થાય છે. અપૂર્ણતાના જ્ઞાનથી અપૂર્ણતાથી છૂટાય છે અને સંસારનું બરાબર જ્ઞાન થાય તો સંસારનો બંધ છૂટે છે. દોરડીમાં ભૂલથી સર્પ દેખાય તે સર્પનું બરાબર જ્ઞાન થાય તો તે સર્પના સંબંધથી છૂટી શકાય છે તેવું સંસારની બાબતમાં પણ સમજવાનું છે

જ્યારે આપણાથી કોઇને મોટા જોઇએ છીએ ત્યારે આપણામાં હીનતા આવે છે અને જ્યારે કોઇને નાના જોઇએ છીએ ત્યારે આપણામાં અભિમાન આવે છે. નાના મોટા ક્યારે દેખાય છે, જ્યારે પોતાને શરીર સમજીએ છીએ ત્યારે તેથી શરીરના ભાવથી ઉપર જવું એમાં જીવનનો સદુપયોગ છે એમ કરવાથી દુ:ખનો અંત આવી જશે અને હૃદય શુદ્ધ પ્રેમથી ભરાઇ જશે. પોતાના આનંદ માટે પોતાથી ભિન્ન બીજા કોઇની આવશ્યકતા નથી.

પ્રહ્લાદ નિશાળના બાળકોને કહે છે કે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ બુદ્ધિની વૃત્તિઓ છે તે વૃત્તિઓ જેની સત્તાથી ચાલે છે તે સર્વસાક્ષી પરમાત્મા છે. બુદ્ધિની કર્મજન્ય આ બદલાવાવાળી ત્રણે અવસ્થા દ્વારા તેના સાક્ષી આત્માના સ્વરૂપનું જ્ઞાન કરવું. તેમાં અન્વય અને વ્યતિરેક ભાવે વિચાર કરવો. એ ત્રણે અવસ્થા વ્યભિચારી હોવાથી આત્મામાં નથી, એ વ્યતિરેકભાવ છે અને આત્મા ત્રણે અવસ્થામાં અનુસ્યુત છે એ અન્વયભાવ છે. જેમ સ્ફટિકની પાસે લાલ પુષ્પ પડ્યું હોય ત્યારે પણ સ્ફટિક શુદ્ધ સફેદ છે છતાં સફેદપણું જોઇ શકાતું નથી, તેમ ઉપાધિમાં શુદ્ધ આત્માનો અનુભવ મળવો મુશ્કેલ છે માટે ઉપાધિનો બાધ કરીને આત્માનો અનુભવ લેવો જોઇએ. મુખ્ય ઉપાધિ અહંભાવની છે. અહંભાવ બદલવાથી કર્તવ્ય બદલાઇ જાય છે અને અહંભાવ મટી જવાથી કર્તવ્ય મટી જાય છે

ખેતરમાં મરચાં વાવ્યાં હોય ત્યારે તેમાંથી મરચાંની તીખાશ નીકળે છે અને શેરડી વાવી હોય તો શેરડીની મીઠાશ એનામાંથી નીકળે છે. ખેતર પોતે તીખું કે મીઠું નથી, એ તો શેરડીની મીઠાશ અને મરચાંની તીખાશ પૂરી કરે છે તે જ પ્રમાણે સત્ય વિષયયુક્ત પ્રાણીઓના સ્વભાવને અનુસારે પ્રગટ થઇને તેની પૂર્તિ કરે છે. તેને તે સ્વભાવથી ઉપર લઇ આવો તો તે પોતાના અનંત સ્વભાવમાં આપણો લય કરી દેશે.

સાચા જિજ્ઞાસુ સત્યની સાથે અભેદ પામીને સત્યને જાણે છે.

પ્રહ્લાદ બાળકોને કહે છે કે:-

पवनुद्धारो हि संसारो गुणकर्मनिबन्धन ।
मज्ञानमूलोऽपार्थोऽपि पुंस स्वप्न इवेष्यते ॥७-७-२७

અર્થ-ગુણ અને કર્મના નિબન્ધનરૂપ સંસારનું કારણ દેહનો અધ્યાસ છે. તે મિથ્યા હોવા છતાં અને અજ્ઞાનજનિત હોવા છતાં સ્વપ્નની માફક જીવને પ્રતીત થાય છે. આવા સંસારથી છૂટવા માટે ત્રિગુણાત્મક કર્મના બીજનો નાશ કરનાર અને જાગ્રત વિગેરે બુદ્ધિવૃત્તિઓને નિવૃત્ત કરનાર યોગનું સાધન કરવું જોઇએ. તેને માટે હજારો ઉપાય છે, પણ જે જે સાધનથી ભગવાન વિષ્ણુમાં પ્રેમ વધે તે ઉપાયનું પાલન કરવું. એ ઉપાય ભગવાનને ગમે છે. તે ઉપરાંત ગુરુની સેવા કરવી, પોતાની વસ્તુઓ ભગવાનને અર્પણ કરવી ભક્તોનો સંગ કરવો, ભગવાનની ભક્તિ કરવી, ભગવાનની કથામાં શ્રદ્ધા રાખવી, ભગવાનનાં કર્મોનું કીર્તન કરવું વગેરેથી ભગવાનમાં સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થાય છે ભગવાન શ્રીહરિ બધા પ્રાણીમાં રહેલા છે. એવી ભાવનાથી બધાના તરફ મનમાં સમાન ભાવ રાખવો અને યથાશક્તિ તેમની સેવા કરવી. જેમણે કામક્રોધ વગેરે ૭ શત્રુઓને જીતી લીધા છે તેઓમાં તેમની અનન્ય ભક્તિ ઉત્પન્ન થાય છે. (૭-૭-૩૩)

આ ભાવ રહે તો પ્રેમપાત્રને-માટે રહેવાનું સ્થાન મળતું નથી અહંભાવ મટી જાય તો કંઇ કરવાનું રહેતું નથી. સિદ્ધ અવસ્થામાં અહંકાર ગળી જાય છે. સાધારણ જીવ એક એક ક્રિયાને બદલીને કાળાન્તરે અહંભાવને બાળે છે. વિચારશીલ પ્રાણી અહંભાવને બદલીને બધી ક્રિયાને એક સાથે બદલે છે. સાચો ભક્ત અહંભાવને મટાડી પ્રેમપાત્ર ભગવાનને મેળવી લે છે.

પ્રહ્લાદ બાળકોને કહે છે કે જે હરિ પોતાના હૃદયમાં આકાશની માફક રહેલ છે તેની ભક્તિ કરવામાં શો વિશેષ પરિશ્રમ છે ? એ સામાન્ય ભાવથી સંપૂર્ણ પ્રાણીઓના સખા અને આત્મા છે તેને છોડીને બીજા વિષયો ભેગા કરવાથી શો લાભ છે ? ધન, સ્ત્રી, પશુ, પુત્ર વિગેરે ઘર પૃથ્વી અને બધી ભોગસામગ્રી ક્ષણિક આયુષ્યવાળા મનુષ્યને શું લાભ આપી શકે ? તેજ પ્રમાણે યજ્ઞ વિગેરેથી જે સ્વર્ગનો લાભ થાય છે તે પણ નાશવાન છે માટે જે ભગવાનમાં કોઇ દોષ જણાતો નથી તેમજ સમજાતો નથી તેનું એક નિષ્ઠાથી ભજન કરો (૭-૭ ૪૦)

પ્રહ્લાદની આ શિખામણમાં સારો વૈરાગ્ય બતાવેલો છે વૈરાગ્ય એ ફકીરીની મજા છે. એ મજા સાધુઓને અને ભક્તોને ગમે છે. સંસાર પૂરું સુખ આપી શકતો નથી એવું જ્ઞાન થવું એ યથાર્થ જ્ઞાન છે સંસારની જરૂર નથી એટલું બુદ્ધિ સમજી જાય તો તે આનંદભવનમાં ચાલી જાય છે એટલે નિર્વિકલ્પ સમાધિ થઇ જાય છે. જે સાધનોથી વિરુપ તરફ જઈ શકાય છે તે સાધનોથી સત્ય તરફ જઇ શકાતું નથી

પ્રહ્લાદ અસુરના બાળકોને કહે છે કે જે શરીરને માટે પુરુષ આ લોકમાં કામ્યકર્મદ્વારા ઘણા પ્રકારના ભોગની ઇચ્છા કરે છે એ દેહ તો પારકો અને ક્ષણભંગુર છે, તે આવે છે અને જાય છે. તેની સાથે સાચો સબંધ થતો નથી. તો તેનાથી દૂર રહેવાવાળા મમતાના આશ્રયરૂપ પુત્ર, સ્ત્રી, ઘર, ધન, રાજ્ય, પશુ, નોકર અને મિત્રોની તો વાત જ શી કરવી ? અર્થાત્ એ કોઇની સાથે પણ સાચો સબંધ બનો નથી આવા તુચ્છ વિષયોથી આત્માને શું પ્રયોજન છે ? એ બધા તો દેહની સાથે નાશ પામવાવાળા છે. જોકે તેમાં થોડોક પુરુષાર્થ દેખાય છે છતાં નિત્ય આનંદના સાગરરૂપ આત્માને માટે એ બધા અનર્થરૂપ છે. (૭-૭-૪૫) કર્મ અને શરીર બન્ને અવિવેકથી ઉત્પન્ન થાય છે. તેથી જે ચૈતન્યને આધારે સંપૂર્ણ અર્થ, ધર્મ અને કામ રહેલા છે તે નિર્દોષ આત્મા પરમેશ્વર શ્રીહરિને સંકલ્પરહિત થઇને ભજો. કારણ કે શ્રીહરિ જ પંચભૂત અને મહત્તત્ત્વ અને બધા પ્રાણીઓના આત્મા છે. તેથી તેને અંતર્યામી કહે છે. હે બાળકો ! કોઇપણ દેવ, અસુર, મનુષ્ય, યક્ષ અને ગંધર્વ શ્રી મુકુન્દના ચરણોનું ચિંતન કરવાથી અમારી માફક આનંદ પ્રાપ્ત કરી શકે છે (૭ ૭-૫૦)

નિષ્કામ કર્મોપર્ણ એ ભક્તિ. કર્મોપર્ણ બનાવે એ પ્રીતિ એ ક્રિયા નથી, પૂર્વ ભક્તિના છે ક્રિયાનો જન્મ તો કામનાથી થાય છે અને કામનાયુક્ત દશામાં ભક્તિ થઈ શકતી નથી. જ્યારે ભક્તિ ઉત્પન્ન

થાય છે ત્યારે કામના રહેતી નથી, ભક્તિ થતાં ભેદ રહેતો નથી. ભક્તિથી જ્ઞાનની નિષ્ઠા દૃઢ થાય છે ભક્ત જાણે છે કે આ જે કાંઇ છે તે મારા પ્રિય ભગવાન છે. જ્ઞાની કહે છે કે આ જે કાંઇ છે તે મારું સ્વરૂપ છે. નિષ્ઠા થયા પછી આ જે કાંઈ મટી જાય છે. અનાત્મભાવને છોડીને આત્મભાવનો અનુભવ કરવો એ-તત્ત્વજ્ઞાનનો અર્થ છે. જળની દૃષ્ટિ થયા પછી લહેરની દૃષ્ટિ રહેતી નથી. પછી લહેરમાં ભેદ છે એ શી રીતે કહી શકાશે!

જેને જે પ્રતીત થાય છે તે તેની એક અવસ્થા છે જો પ્રતીતિની સત્તા જ સિદ્ધ થતી નથી તો સુખની સત્તા કેવી રીતે સિદ્ધ થશે વિષયોની સુંદરતા તત્ત્વવેત્તાને પ્રતીત થતી નથી. કારણ કે તે સ્વરૂપમાં નથી. વિષયી માણસો સ્વરૂપને જાણી શકતા નથી. જેની સત્તા જીવ સ્વીકાર કરી લે છે તે તેના ઉપર શાસન કરે છે તેથી કોઇ કાળે પોતાથી ભિન્ન કોઈની સત્તાનો સ્વીકાર ન કરો રાજ્યનું સુખ છોડવું કોઇને ગમતું નથી, છતાં અંગ્રેજો હિંદનું રાજ્ય શા માટે છોડે છે! ઈંગ્લાંડના રાજા આઠમા એડવર્ડે એક સ્ત્રીની ખાતર રાજ્ય છોડ્યું અને રાજ્ય છોડ્યા પછી બીજે દિવસે તે સ્ત્રી મરી ગઇ હોય તો તે રાજાની શી દશા થાત! સંસારમાં સાચું સુખ હોત તો કોઈ સાધુ થાત નહિ

તેથી સંસારની સત્તા સ્વીકારવી જોઈએ નહિ. સિનેમાની સત્તા સ્વીકારવાથી સિનેમાની વાસના મટતી નથી. સિનેમાની ભાવના જેવો જ સંસાર છે. સિનેમાના ભાવથી વિષયોનો ઉપયોગ કરવો એ વિષયી માણસોની ચતુરતા છે. વિચારશીલ માણસ તો વિષયોનો અંત કરે છે. સિનેમાના જેવી દૃષ્ટિથી તો વિષયોની રક્ષા થાય છે, માટે તત્ત્વદૃષ્ટિથી વિષયોનો અંત કરી દેવો જોઇએ. પ્રત્યેક ભોગીને ભોગને અંતે ભોગની અરુચિ સ્વતઃ થાય છે પણ જે ભોગી એ અરુચિને સ્થાયી બનાવી શકતો નથી તેની પ્રવૃત્તિ ભોગોમાં અનેકવાર થાય છે. ભોગોની નિવૃત્તિ એ યોગની પ્રાપ્તિ છે. "ભોગ વખતે ક્ષણિક નિવૃત્તિનો રસ એ પણ યોગનો રસ છે એમ મનાય છે. ક્ષણિક યોગ તે વખતે પણ જણાય છે. જેને પ્રહ્લાદની માફક આત્મજ્ઞાન થયું હોય છે તે ભોગની સત્તાનો અને જગતની સત્તાનો અભાવ માને છે જગત મારું સ્વરૂપ છે એ દૃષ્ટિથી જગતનો અભાવ થઇ જાય છે અને તત્ત્વનિષ્ઠા પણ થઈ જાય છે પછી માત્ર એક સત્તાનો અનુભવ રહે છે. તેથી જ પ્રહ્લાદને મારવવાળા તેને મારી શક્યા નહિ

વિષયોની નિવૃત્તિ જ્ઞાનથી થાય છે, ક્રિયાથી થતી નથી કારણ કે વિષયોની ઉત્પત્તિ અજ્ઞાનથી થાય છે, સ્વરૂપથી થતી નથી. જે વસ્તુ સ્વરૂપથી સિદ્ધ છે તેનો અભાવ થઇ શકતો નથી. પ્રવૃત્તિને ક્રમશઃ નિયમમાં લાવવા માટે આશ્રમધર્મ કરેલા છે. પહેલાં બ્રહ્મચર્ય-આશ્રમમાં ગુણોનો વિકાસ કરવો,-પછી સંયમપૂર્વક ગૃહસ્થાશ્રમમાં ગુણોનો ઉપયોગ કરવો, પછી ભોગનું યથાર્થ જ્ઞાન કરી વાનપ્રસ્થ આશ્રમમાં ભોગને યોગમાં બદલી નાખવો અને છેવટે સંન્યાસ-આશ્રમમાં ભોગ અને યોગ બનેનો અભાવ કરી નિર્વિશેષ અને કલ્પનાતીત સર્વોત્કૃષ્ટ નિર્દોષ તત્ત્વથી અભેદ પામી જવું એ સામાન્ય નિયમ છે. પણ વૈરાગ્ય બરાબર હોય તો તરત જ ત્યાગ થઇ શકે છે. **यदेव विरजेत् तदेव प्रव्रजेत्** એટલે વૈરાગ્ય થય કે તરત સંસારનો ત્યાગ કરી ચાલી નીકળવું એવી શાસ્ત્રોમાં આજ્ઞા છે છતાં કોઇનું પ્રારબ્ધ બહુ તીવ્ર હોય અને સંસારમાંથી નીકળી ન શકે તો પોતામાંથી સંસારને કાઢી નાખવો જોઇએ. શ્રી રામકૃષ્ણ પરમહંસ પરણેલા હતા છતાં તેમનામાં સંસાર નહોતો, સંત તુકારામ સંસારમાં હતા છતાં તેમનામાં સંસાર નહોતો પ્રહ્લાદ અસુરોની વચ્ચે રહેતા છતાં તેમનામાં અસુરપણું નહોતું. તેથી તે અસુરના બાળકોને પણ સાચે રસ્તે દોરી શકતા હતા.

પ્રહ્લાદ બાળકોને કહે છે કે "ભગવાન મુકુન્દને પ્રસન્ન કરવામાં બ્રાહ્મણપણું, દેવત્વ, ઋષિત્વ, સદાચાર, બહુ વાચન, અથવા દાન, તપ, યજ્ઞ, શૌચ કે એવા કોઇ વ્રતની જરૂર નથી, એટલે એ બધામાં પૂરી શક્તિ નથી ભગવાન તો કેવળ વિશુદ્ધ ભક્તિથી જ પ્રસન્ન થાય છે. બાકીનું બધું વિડમ્બનામાત્ર છે. તેથી હે દાનવબાળકો! બધા જીવોને પોતાની સમાન માની સર્વ ભૂતોના આત્મા પરમેશ્વર ભગવાન હરિની ભક્તિ કરો. ભગવાનની ભક્તિ કરવાથી દૈત્યો, યક્ષ, રાક્ષસ, સ્ત્રીઓ, શૂદ્ર, વ્રજવાસી, પક્ષી મૃગ તથા બહુ પાપી જીવ પણ ભગવદ્ભાવને પ્રાપ્ત થઇ ગયા છે.

एतावानेव लोकेऽस्मिन्पुंसः स्वार्थः परः स्मृतः।
एकान्तभक्तिर्गोविन्दे यत्सर्वत्र तदीक्षणम्॥
(૭-૭-૫૫)

અર્થ આ લોકમાં પુરુષને સર્વથી મોટો સ્વાર્થ એટલો જ છે કે સર્વત્ર શ્રી ગોવિન્દનું જ દર્શન કરવું, તેને જ ઐકાન્તિકી ભક્તિ કહે છે

ખરો શ્રેષ્ઠ માણસ સંસારને આધીન રહેતો નથી સાચું સુખ એકાન્તમાં મળે છે, એટલે બધે એક જોવાથી મળે છે તેથી શરીરનો ભાવ છોડવો દ્રૌપદીની માફક પોતાની સાડી (શરીર) પણ ન પકડો ત્યારે હરિની કૃપા થશે એકમાં અનેકનો અંત કરવો એ એકાન્ત છે. બધી શક્તિઓનો સંચય નિર્વિઘ્ન થવાથી થાય છે જે વસ્તુ અપૂર્ણ હોય તેની ભક્તિ કરવી નહિ અનેક ક્રિયાઓને અને ભાવોને એક જ અર્થમાં લીન કરી દો એટલે બધું જીવન એક નિષ્ઠાવાળું કરી દો. સંસારની મદદથી પૂર્ણતાની આશા રાખવી એ ભૂલ છે. વિષયપ્રવૃત્તિથી ભિન્ન સંસાર છે નહિ ભવિષ્યની આશા એ પ્રત્યેક પ્રવૃત્તિનુ મૂળ કારણ છે ભવિષ્યની અભાગી આશા પૂર્ણ ભક્તિ થવા દેતી નથી, તેથી ભવિષ્યની આશા છોડી દેવી. સાધારણ પ્રાણી પ્રવૃત્તિ કાળે નિવૃત્તિ મેળવવાનુ ચિંતન કરે છે અને નિવૃત્તિકાળે પ્રવૃત્તિનું ચિંતન કર્યા કરે છે વાસ્તવમાં કોઈ ચિંતનની જરૂર નથી. કારણ કે બધે એક સત્તા વ્યાપીને રહેલ છે.

વસ્તુઓની સ્થિતિ સ્વીકારવાથી રાગ થાય છે પણ એ બુદ્ધિનો પ્રમાદ છે તેનાથી વિપરીત ભાવ રાખવો એ બુદ્ધિનો સદુપયોગ છે. જો ભિખારી થવું હોય તો એવા ભિખારી થવું કે દાતાને પણ ભીખમાં લઇ લો દૃષ્ટિને દૃશ્યથી હટાવી લ્યો, ચિત્તને તેના આધારથી દૂર કરો પરતન્ત્રતાપૂર્વક જીવતુ રહેવાને બદલે સ્વતન્ત્રતા પૂર્વક મરી જવુ વધારે સારું છે બધે સ્વને જોવા એ ખરી સ્વતન્ત્રતા છે, પરને જોવા એ પરતન્ત્રતા છે.

પરતન્ત્રતાથી સચ્ચાઈ પ્રાપ્ત થઇ શકતી નથી પ્રહ્લાદ બધા બાળકોને બધે ઠેકાણે માત્ર સ્વને એટલે ભગવાનને જોવામાં સમજાવતા હતા. એ બાબત તેમણે અનુભવથી સિદ્ધ કરી હતી તેથી નિશાળના બધા બાળકોએ તેમનો ઉપદેશ ગ્રહણ કર્યો, અને ગુરુનુ શિક્ષણ છોડી દીધુ તેથી ગુરુજીએ આ બધી હકીકત હિરણ્યકશિપુને કહી તેથી હિરણ્યકશિપુનો ક્રોધ વધ્યો, તેણે પ્રહ્લાદને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું કે "અરે મન્દ બુદ્ધિવાળા, કુલનાશક અધમ! તુ આડો ચાલે છે અને મારી આજ્ઞાનુ ઉલ્લંઘન કરે છે તેથી હમણાં જ તને યમરાજને ત્યાં મોકલી આપું છું. મારા ક્રોધથી તો બધા લોકો કંપે છે તુ કોના બળથી નિર્ભય થઇને મારી આજ્ઞાનુ ઉલ્લંઘન કરે છે? (૭-૮-૭)

પ્રહ્લાદજી કહે છે કે—

न केवलं मे भवतश्च राजन्
स वै बलं बलिनां चापरेषाम्।
परेऽवरेऽमी स्थिरजङ्गमा ये
ब्रह्मादयो येन वशं प्रणीता ॥ ७-८-८

અર્થ—હે રાજા! જેણે બ્રહ્માથી શરૂ કરી બધા નાના મોટા સ્થાવર જંગમ પ્રાણીઓને પોતાને વશ રાખેલ છે તે ભગવાન માત્ર મારું જ બળ નહિ પણ તમારું અને બીજા બધા બળવાનોનું બળ છે." તે પરમ પરાક્રમી ઈશ્વર જ કાળ છે અને તે જ ઇન્દ્રિયબળ, મનોબળ, ધૈર્ય, દેહબળ અને ઇન્દ્રિયસ્વરૂપ છે તે ત્રણ ગુણોના નિયન્તા પરમાત્મા જ પોતાની શક્તિઓથી સંપૂર્ણ જગતની રચના, પાલન અને સંહાર કરે છે.

પિતા! આપ આપના અસુરભાવનો ત્યાગ કરો, અને મનને સમદર્શી બનાવો આ સંસારમાં અસંયત અને કુમાર્ગનો આશ્રય લેનાર ચિત્તના સિવાય બીજો કોઇ દોષપાત્ર નથી, એવા ચિત્તને સમદર્શી બનાવવુ એ અનન્ત ભગવાનની મોટામાં મોટી ઉપાસના છે

(૭ ૮-૧૦)

આ જવાબ ઉપરથી જણાઈ આવશે કે જગતમાં બધે એક સત્તા રહેલી છે. તે ભગવત્ચૈતન્યને કોઇ સાથે રાગદ્વેષ નથી માણસનુ ચંચળ મન એ જ માણસનો શત્રુ છે. પ્રહ્લાદ કહે છે કે કોઇ માણસ પોતાની ૭ ઇન્દ્રિયરૂપી શત્રુઓને જીત્યા વગર પોતાને દશે દિશાનો સ્વામી માને છે, પરન્તુ સાધુ પુરુષ જિતેન્દ્રિય, બોધવાન અને સંપૂર્ણ પ્રાણીઓ પ્રતિ સમાન ભાવ રાખનારા હોય છે. તેની પાસે અજ્ઞાનથી ઉત્પન્ન થતા કામક્રોધરૂપી શત્રુ રહેતા નથી તો બહારના શત્રુ કયાંથી રહે?

(૭-૮-૧૧)

અહીં એક બાજુ હિરણ્યકશિપુની આસુરી સત્તા છે, બીજી બાજુ પ્રહ્લાદનો સત્યનો આગ્રહ છે. પ્રહ્લાદના જવાબથી હિરણ્યકશિપુનો ક્રોધ વધ્યો તેણે પ્રહ્લાદને કહ્યુ કે મારા સિવાય બીજા ઈશ્વરની તું વાત કરે છે

તો તે ક્યાં છે? બતાવ! પ્રહ્લાદે કહ્યું કે "તે સર્વત્ર છે" હિરણ્યકશિપુએ કહ્યું "જો તે સર્વત્ર છે તો આ થાંભલામાં કેમ દેખાતો નથી પ્રહ્લાદે કહ્યું, "દેખાય તો છે" હિરણ્યકશિપુએ તે તરફ જોતાં કાંઈ ન જોયું ત્યારે તેણે કહ્યું કે તું મિથ્યા વાતો કરે છે તેથી હમણાં જ તારૂં માથું કાપી નાખું છું, અને હું જોઉં છું કે તને આશ્રય આપનાર આજે તને કેવો બચાવે છે

આટલું કહી હિરણ્યકશિપુ પોતાનું ખડ્ગ લઇ સિંહાસન ઉપરથી કૂદ્યો અને થાંભલામાં ખડ્ગથી પ્રહાર કર્યો, એટલામાં તરત જ તેમાં મોટો ભયાનક શબ્દ થયો, અને હિરણ્યકશિપુ અને બધા દૈત્યો ભયભીત થઇ ગયા, પરંતુ એ શબ્દના આધારભૂત કોઈ વ્યક્તિ જોવામાં આવી નહિ તે વખતે:—

सत्यं विधातुं निजभृत्यभाषितं
व्याप्तिं च भूतेष्वखिलेषु चात्मनः।
अदृश्यतात्यद्भुतरूपमुद्वहन्
स्तम्भे सभायां न मृगं न मानुषम्॥

૭-૮-૧૮

અર્થ—શ્રીહરિ પોતાના સેવક પ્રહ્લાદના વચનની સત્યતા બતાવવા ખાતર અને પોતે બધે વ્યાપક છે તેની ખાત્રી આપવા માટે સભાની વચમાં એવું વિચિત્ર રૂપ ધારણ કરી તે થાંભલામાંથી પ્રગટ થયા તે રૂપ પશુનું રૂપ નહોતું તેમજ માણસનું રૂપ પણ નહોતું

થાંભલામાં તો આજે પણ પરમાત્મા રહેલા છે પણ જોવા માટે પ્રહ્લાદના જેવી દૃષ્ટિ જોઇએ વ્યાપ્ત રહેવું એ પરમાત્માનો ધર્મ છે. તેને પ્રાપ્ત રાખવા એ આપણો ધર્મ છે જેનો નિત્ય સંબંધ બની રહેલ છે તેનું સતત ભાન રહેતું હોય તો તેનો પરિચય આપણા જીવનમાં મળી શકે છે. એવો ભાવ રાખી શકાય તો તે અવિનાશી પરમાત્માને આપણી સામે પ્રગટ થવું પડે છે. ભક્તની ભાવનાને અનુરૂપ બની રહેવું એ ભગવાનમાં એક મુખ્ય ગુણ છે. તેથી ખરો ભક્ત પોતાના ભાવ દ્વારા આશ્રયદાતાનો પરિચય આપી શકે છે ભાવ હોય પણ ભાવ પ્રમાણે જીવન ન રખાય તો ભાવની શુદ્ધિનો પરિચય શી રીતે મળી શકે? જડ વસ્તુ આપણને મદદ કરી શકતી નથી, પણ ચેતન માટે એવી શંકા રાખવી એ નાસ્તિક ભાવ છે. બધે માત્ર પરમાત્મા રહેલ છે. એ પ્રમાણિત કરવું એ આપણો ધર્મ છે

બીજા કોઈ વિચારથી ભય કે ઇચ્છા ચિત્તમાં પેસી ન શકે એ જ પ્રહ્લાદ જેવા સતજીવનનું આદર્શ છે.

મોઢેથી બોલવું કે હું ભગવાનમાં માનું છું, છતાં પોતાના જ્ઞાનમાં બીજી સત્તાનો અથવા બીજાના અસ્તિત્વનો વિચાર રહી જાય તો સર્વત્ર એક ભગવાન હોવા છતાં તેનાથી ભિન્ન બીજું કાંઇ માનવાથી સાચા ભગવાન માન્યતામાં નથી તો મનને ગમે તે ભગવાનનું સ્વરૂપ માનવાથી અને મોઢેથી કહેવાથી ખરા ભગવાનનો અનુભવ મળશે નહિ

આશ્રિત ભાવનો પરિચય દેવામાં આશ્રયદાતાનો પણ પરિચય દેવો જોઇએ, દઈ શકાય છે, થઈ જાય છે રહેવું છે, જીવવું છે તો જેની સત્તાથી નિત્ય જીવન ચાલી રહેલ તેનો સંબંધ લેવો પડશે. એ જ ખરો સત્ય-આગ્રહ છે ક્રિયાશીલ અવસ્થામાં પણ એ ભાવ ચાલુ રાખવો એ જ પુરુષાર્થ છે. જે ભગવાન નિત્ય પ્રાપ્ત છે અને સર્વત્ર છે તેને કેવી રીતે ભૂલી શકાય? તેનો સંબંધ કાયમ રાખીને શક્તિનો ઉપયોગ કરવાનો છે, તે વખતે તે કાર્યના અવસ્થામાં ભક્તની સાથે ભગવાનનું રહેવું જોવામાં આવશે અને ભગવાનની સાથે ભક્તનું રહેવું જોવામાં આવશે. (અપૂર્ણ)

૯.

## અંક—રમુજ

લે૦ સ્વામી શ્રી સચ્ચીદાનંદજી—આનંદી

મહાત્મા કબીર સાહેબે એક સ્થળે પોતાના કાવ્યમાં એવા ભાવનું કહ્યું છે કે—"પાની મેં મીન પીયાસી, મુઝે દેખત આવત હાંસી" આ પંક્તિનો યથાર્થ ભાવ શું હશે? તે તો મહાત્મા જ જાણે પરંતુ કે આ પંક્તિમાંથી ઘણું રહસ્ય નીકળી શકે છે છતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે માછલું પાણીમાં જ રહે છે. પાણી વિના તેનું જીવન ટકી શકતું નથી. આવું હોવા છતાં માછલું પાણી વિના તૃષાથી તરફડે છે. આ જોઈને કબીર સાહેબ કહે છે કે મને ઘણું જ હસવું આવે છે. આ દૃષ્ટાંત પાછળ સિદ્ધાંત એ જણાય છે કે સમ્પૂર્ણ

જગત એક મહાન જળનિધિ છે તેમાં જીવો રૂપી મચ્છો સત્ય સુખ વિના-આનંદરૂપી જળ વિના તૃષાએ મરે છે વાત પણ એમ જ છે કે સમગ્ર જગત એટલે જ્ઞાનભંડાર વિશ્વવિદ્યાલય. આ ભંડારમાં અખૂટ જ્ઞાન ભરેલું છે જેવું જોઈએ તેવું જ્ઞાન આ ભંડારમાં ભરપૂર છે છતાં જગતના જીવો જ્ઞાનના અભાવે દુખી થાય, તે દેખીને મહાન પુરુષોને હસવું ન આવે ત્યારે થાય શું ? બગલમાં બેટા ને શહેરમાં ખોળા ખોળ જેવો આ ઘાટ છે. કોઈ મહાત્માએ કહ્યું છે કે મનુષ્યના જીવનની દરેક પળે અને ક્ષણે ક્ષણે થતી ક્રિયામાં કંઈને કંઈ અનુભવ રહેલો જ છે અને તે અનુભવમાં કોઈ મહાન ઈતિહાસ રહેલો હોય છે. છતાં અજ્ઞાની લોકો આ ભેદને જાણી શકતા નથી નિરીક્ષક-સારગ્રહીને આ જગતભંડારમાંથી કંઈ પણ અપ્રાપ્ય છે જ નહિ. ગુરુ દત્તાત્રેયે આ જ જગતભંડારમાથી ચોવીશ ગુરુઓ કરેલા તેઓએ જગતરૂપી પુસ્તક માહેના કોઈ કોઈ પાનાં ઉકેલ્યા ને તેમાથી સારરૂપ બોધ ગ્રાહ્ય કર્યો જેમાંથી બોધ મળ્યો તે ગુરુ

સંખ્યાના અંકમાંથી પણ એક કાલ્પનિક ભાવ નીકળે છે અને તે ભાવને મનુષ્ય પોતાના જીવનમા જો યાદ રાખે તો અવશ્ય તેને એક સૂચના યાને ચેતવણીરૂપ થઈ પડે છે. સંખ્યાના મૂળ અંક એકથી નવ સુધી ગણાય છે અને તે પછીની સંખ્યાઓ તે અંકનો જ વિસ્તાર છે.

૧ થી ૯ —મનુષ્ય જન્મે ત્યાથી નવ વર્ષ સુધી અબોધ-નાદાન ને શિશુ-અવસ્થામાં હોય છે જો કે એકથી બે એમ ઉત્તરોત્તર સંખ્યા વધની જાય છે તેમ મનુષ્યનો જીવનવિકાસ તો થતો જાય છે. છતાં નવ વર્ષ સુધી લગભગ તદ્દન નાદાન અવસ્થા હોય છે દુનિયા શું છે, દુનિયાના વ્યવહારો શું છે તેનાથી તે અજ્ઞાન જ હોય છે. નવ વર્ષનું બાળક માતાના અથવા બીજી કોઈ બ્હેન ખોળામાં સ્વતંત્ર ને નિર્દોષ રીતે ખેલી કૂદી શકે છે, તેમના ગમે તેવા બોલવા ચાલવામાં પણ નરી નિર્દોષતા જ તરવરતી હોય છે અંક એટલે સંખ્યા અને અંકનો એક બીજો અર્થ અંક એટલે ખોળો (ગોદ). ખરેખર મનુષ્ય એકથી નવ વર્ષ સુધી પ્રકૃતિ માતાના અંક (ખોળા)માં જ ખેલ કૂદ કરતો હોય છે અને —

૧૦ થી ૧૫ —આ વર્ષના ગાળાને કિશોર-અવસ્થા કહે છે. બાલક અવસ્થાની વિકાસવાળી અવસ્થા તે કિશોર. દશમે વર્ષથી ક્રમે ક્રમે દશાનું યાને સ્થિતિનું ભાન થવા માંડે છે દુનિયાના સામાન્ય જ્ઞાનની શરૂઆત થવા માંડે છે. કપડાંલત્તાંની ટીક ટાક, સગાં સબંધીની પિછાન, વિદ્યાભ્યાસ કરી પોતનો વિકાસ કેમ કરવો તેનાં તેની બુદ્ધિ પ્રમાણે સ્વપ્નો રચવા લાગે છે. સારાંશ કે દશમા વર્ષથી દશા-ભાનની શરૂઆત અને પંદરે પડ્યો અંદર. એટલે પંદર વર્ષથી —

૧૫ થી ૨૦ —પંદર વર્ષ પછીથી કિશોર અવસ્થા વટાવીને ક્રમે ક્રમે તે યુવાવસ્થામાં પગલાં માંડે છે સંસારનું મોહમય ઝેરી વાતાવરણ તેના અંતરને હવે સ્પર્શવા માંડે છે શરીરમાં 'અવનવા વિકારો જાગ્રત થવા માંડે છે કોઈ અગમ્ય માદીવી નિશા ચડવા લાગે છે મનોરથોના ઘોડાઓ દોડવા લાગે છે સ્ત્રીની કામના, ધનપ્રાપ્તિની કામના તેમ બીજી અનેક સુખવૈભવની કામના જાગ્રત થવા માંડે છે. પંદર વર્ષ પછીથી ક્રમે ક્રમે ઉપરોક્ત કામનાઓનું વિષ તેને ચડવા માંડે છે. અને એ વિષની અસર વીશે (વીશ વર્ષે) જીવનમાં વ્યાપી જાય છે ત્યાર બાદ —

૨૦ થી ૨૫ અને ૨૫ થી ૩૦ અને ૩૦ થી ૪૦ એ વિષ ઉત્તરોત્તર વધારે ગહેરું બનવા લાગે છે પચીસ વર્ષે તો આ ઝેરની કોઈ અજબ જ અસર થઈ હોય છે. ત્યારે સંત પુરુષો-જ્ઞાની મહાત્માઓ આ પચીસ વર્ષની અવસ્થામાં ચડેલી વિષની અસર જોઈ શું કહે છે ? સાંભળ, હે ભાઈ ! આ ચડેલા ઝેર-નિશાને તું પચવીશ ? જો પચાવીશ તો તરીશ (૩૦) નહિતર ચાલીશ (૪૦) સારાંશ કે-આ પચીસ વર્ષની અવસ્થાએ મન-ઇંદ્રિયો સ્વચ્છંદ રીતે એસફેલ વર્તતી હોય છે મન તથા ઇંદ્રિયો કાબુમાં હોતી નથી જેથી તેનો જીવનરથ ઊંડી ગર્તોમાં જઈ રહ્યો હોય છે તે દેખીને મહાત્માઓ કહે છે, ચેતવણી આપે છે કે હે ભાઈ ! તું જો તારી ઇંદ્રિયો, મન વગેરેને સંયમ વડે કાબુમાં લઈ જો તારા જીવનરથને નીતિ, ન્યાય, પરોપકાર, દયા, ક્ષમા, સમભાવ, સત્સંગ, ઈશ્વરચિંતન અને સ્વધર્મના પંથ ઉપર લઈ જઈશ તો તું અવશ્ય આ સંસારસમુદ્રને તરી જઈશ. નહિતર ચાલીશ યાને અધોગતિમાં જઈશ-ડૂબી મરીશ.

વીશથી ચાલીશ વર્ષની ઉમરના ગાળામાં મનુષ્ય જો ધારે તો મનુષ્યજીવનની સાફલ્યતા અવશ્ય કરી શકે તેમ છે, પરંતુ 'ઘડપણમાં ગોવિંદ ગાશું' એ કહેણી જ કટાક્ષરૂપ છે વૃદ્ધોને પૂછો, જવાબ એજ મળશે કે વૃદ્ધાવસ્થા જીવનવિકાસને માટે નિરુપયોગી છે વળી આપણામાં એક કહેવત છે કે 'નાનપણનું નાણું ને શિયાળાનું છાણું.' તો ઉપરોક્ત ગાળામાં જે કંઈ કરવું હોય તે થઈ શકે. જીવનવિકાસનો પ્રવાહ વીશથી ચાલીશ સુધી ઉત્તરોત્તર ચઢાણ ઉપર જ ગતિ કરતો હોય છે પરંતુ ચાલીશથી તે પ્રવાહ ઢાળ તરફ આગળ વધે છે. શરીરમાં કંઈક શિથિલતા આવવી, દાંતનો કિલ્લો કમજોર થવો, સફેદ બાલનું દેખાવું, આંખે ચશ્મા આવવાં (બાઈફોકલ, બેતાળાં) આ બધાં ચિહ્નો પ્રવાહને ઢાળ તરફ લઈ જનારાં છે, માટે જ ચાળીશની સંખ્યા કહે છે કે ચાલીશ કયાં? ઢાળ તરફ. ચાલીશથી જેટલું જીવવું તે ઊતરતાં પાણી જ છે છતાં હજી નિરાશ થવાનું કારણ નથી. ચાળીશથી પચાસ સુધીમાં પણ કેટલાય મહાત્માઓ પોતાનું જીવન સફળ બનાવી ગયા છે. પરંતુ પચાસ સુધી કંઈ ન કરનારને હજી મહાત્માઓ કહે છે કે હે ભાઈ! તારા જીવનને માટે તને કઈ પસ્તાવો થાય છે? અર્થાત્ પચાશી પસ્તાશી. જો પસ્તાશો તો હજી કંઈક કરી શકીશ.

તે પણ ક્યાંસુધી કે સાઠ સુધી. જો સાઠ સુધી કંઈ ન કરી શક્યો તો પછી તારી ગણના સાઠે શાઠમાં થશે સાઠ પછીનું જીવન જ્યાંસુધી લંબાશે તે શઠમાં જ ગણાશે. માટે ઓ માનવ! આ અંકની સંખ્યા સમજી લે તે અંકની સંખ્યામાં તું ક્યાં સુધી આવ્યો છે, તારા જીવનનો વિચાર કર અને યથાર્થ જીવનની સફળતા કર

( ૧ થી ૯ પ્રકૃતિ માતાના ખોળામાં. દશથી દિશાભાન, પંદરે પડયો અંદર, વીશે ચઢયુ વીષ, અને વિષને તું પચવીશ? જો પચવીશ તો તરીશ. નહિતર ચાલીશ છતાં યે પચાસે પસ્તાશો તો ઠીક, નહિતર સાઠે શઠ થશો. )



# પ્રભાતનાં પુષ્પો

લે. શ્રી વજુ કોટક

એક દિવસ અમે તમને મળવા માટે નીકળી પડયા, કોઈપણ જાતનું સાધન સાથે ન લીધું કે જેથી મુસાફરીમાં કામ લાગે તમારી પાસે આવવાનું મન એટલા માટે થાય છે કે તમારા જીવનમાં આચાર અને વિચાર એક છે. તમે જે કહો છો એને તમે આચારમાં ઊતારવાનો સતત પ્રયત્ન કર્યા કરો છો અને તેથી જ અમને તમારા શબ્દો પ્રભાતનાં પુષ્પો જેવા સુવાસિત લાગે છે એમ તો અમારી આસપાસ એવા ઘણા મહાન વિદ્વાનો વસી રહ્યા છે કે જેમના મન-મંદિરમાં જ્ઞાનના દીપક ચોવીસે કલાક સળગ્યા કરે છે પણ એમની પાસે જવાનું મન નથી થતું, કારણ કે તેઓ આચારના આંધળા છે કહેવાય છે કે તેઓએ સંસારનો ત્યાગ કર્યો છે, વૈરાગ્ય સ્વીકાર્યો છે પણ અમે જોઈ શકયા છીએ કે આ પુરુષોએ એક સંસારનો ત્યાગ કરીને બીજો સંસાર માંડયો છે. મોટા મોટા આશ્રમો બાંધ્યા છે, નવા શિષ્યો બનાવ્યા છે, નાણું એકઠું કર્યું છે અને જાતજાતનો વૈભવ વસાવ્યો છે, આમ તો આ લોકો ત્યાગની વાતો કરે છે પણ એમના અહંકારનો કંઈ પાર નથી, એમના શિષ્યો સત્સંગ કરવા ભેગા થાય છે અને પછી કરે છે એકબીજાની નિંદા! હાથમાં દફતરોમાં પુસ્તકો રાખીને, શરીરના નાડીસમૂહને કેમ શુદ્ધ કરવો એવી વાતો કરે છે અને બેચાર દિવસ પછી આશ્રમની મૂડીના ટ્રસ્ટી થવાનો યોગ કેમ પ્રાપ્ત કરવો એની યોજના ઘડે છે અને એ માટે અદાલતમાં એકબીજાની સામે દાવા માંડે છે.

ગુરુની આજ્ઞા પ્રમાણે તેઓ સવારમાં સંધ્યાવંદન કરે છે, હોમ કરે છે અને કપાળે ભસ્મ લગાવે છે. આટલું કર્યા પછી એમને એમ લાગે છે કે આ દુનીયામાં ધર્મનું આચરણ તેઓ જ કરી રહ્યા છે અને બીજા બધા નાસ્તિકો છે કપાળ ઉપર ભસ્મ લગાવીને આ લોકો બહાર નીકળી પડે છે અને ઠેઠ સાંજ સુધી એકબીજાનાં ગળાં કાપવાની જ પેરવીમાં પડયા હોય છે.

સાજ પડે એટલે ફરી સધ્યા કરે છે અને પછી રાત્રે વિલાસી જીવન ગાળવુ શરૂ કરે છે, સંસારમાં કંઇ સાર નથી એવું કહેનારા કહેનારા ફસાર ઉડાવે છે. આ દુનિયા તો એક જાતની માયા જ એવુ કહીને નવી નવી મોટરો વસાવે છે અને નારી નરકની ખાણ છે એવું ઉચ્ચારીને સ્ત્રીને ફસાવે પણ છે.

આવા છે અમારા આ જ્ઞાની પુરુષો ! જ્ઞાનની વાતો કરતાં કરતા અમારા જેવા અબણ લોકોને લાગો લગાવતા જાય છે. એમની જીભ એકી સાથે બે કામ કરે–વેદોના પવિત્ર મંત્રો ઉચ્ચારે છે અને સાથે બીજાને ગાળો પણ દઇ શકે છે. જમણા હાથમા કલમ પકડીને વિશ્વપ્રેમની ફિલસૂફી લખે છે અને ડાબા હાથમા ખંજર રાખીને પોતાના જ ગુરુબંધુનું કેમ કાસળ કાઢી નાખવુ એની યોજના વિચારે છે. ઢેઢ કે ભંગીને અડકયા પછી એ ત્રણવાર સ્નાન કરે છે, કોઈ જોડા પહેરીને એમના ઓરડામાં આવી ગયુ હોય તો આખો ઓરડો સાબુથી ધોવરાવે છે અને પૂજા કરતી વખતે ધૂપ તથા અગરબત્તીના ધુમાડો કરે છે પણ ખુબીની વાત તો એ છે કે એમના અંતરમાં જે ઉકરડો ભેગો થયો છે એની એમને જરાપણ દુર્ગંધ આવતી નથી !

અવસાનસમયે ગુરુએ એમ કહ્યું હતું કે શાંતિથી જીવન ગાળજો, પણ ગુરુજીના કૈલાસવાસ પછી, હવે શાંતિમય જીવન કેમ ગાળવુ એના ઉપર મોટી તકરાર કરવા બેઠા છે અને એકબીજાની સામે કાદવ ઉડાડે છે આવા છે એમના પરમ સુખી થવાના વિચિત્ર ઉપાયો ! કામ, ક્રોધ, મોહ, ઇર્ષ્યા વગેરે આસુરી વૃત્તિઓનું પોટલુ બાંધીને આ લોકોએ અશાંતિ તરફ દોરી જતા માર્ગ ઉપર યાત્રા શરૂ કરી છે અને કહે છે કે તેઓ પરમ શાંતિના માર્ગ ઉપર ચાલી રહ્યા છે. ગીરના જંગલોની સરહદ છોડીને જે આગગાડી જુનાગઢ તરફ જાય છે એમાં આ લોકો બેસી ગયા છે અને હવે એવી આશા રાખે છે કે આ ગાડી એમને જ મધમાં કુદરતને ખોળે મૂકી આવશે અને ત્યાં જઇને મોક્ષ માટે તપ શરૂ કરશે. રાત્રિના અંધકારમાં આ ભ્રાન્તિક પુરુષોએ પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કર્યું છે અને કહે છે કે જે દિશા તરફ તેઓ જઇ રહ્યા છે ત્યાં જ સૂર્યનો ઉદય થવાનો છે.

અમે આપને મળવા આવતા હતા ત્યારે આ મુમુક્ષુઓ અમને સામા મળ્યા. અમે એમને નમ્રતાથી જણાવ્યું કે તેઓ અવળી દિશામાં જઇ રહ્યા છે, પણ અમારી વાત સાંભળીને તેઓ ચીડાઇ ગયા અને પોકારવા લાગ્યા કે ‘ઓ નાસ્તિકો ! તમે અસત્ય ઉચ્ચારો છો. તમે નથી જનોઈ પહેર્યું કે નથી તમે સંધ્યાવંદન કરતા, નથી હોમ કરતા કે નથી ગાયત્રીનો મંત્ર ઉચ્ચારતા. તમે તો ગંદા વાતાવરણમાં રહેનારા પામર જીવ છો. જુઓ અમારા હાથમા ઉપનિષદો છે, અમારા પોટલામાં ગીતા બાંધી છે શુદ્ધ જ્ઞાન શું છે એ અમે જાણીએ છીએ. તમે જુઠા છો અમે સાચા છીએ”

આટલુ કહીને આ લોકો અંદર અંદર લડતા, ઝગડા કરતા અને આત્માના તત્ત્વજ્ઞાનની ગરમાગરમ ચર્ચાઓ કરતા આગળ વધ્યા. અમે તો શાંતિથી આગળ ચાલ્યા અને ચાલતાં ચાલતાં આપના સ્થાન પાસે જ્યારે આવી પહોંચ્યા ત્યારે ઉદય પામતા સૂર્યના અમને દર્શન થયાં. વડલાના ઝાડ નીચે પદ્માસન વાળીને આપ બેઠા હતા. અમે પ્રાર્થના કરી કે ‘ઓ મહાપુરુષ ! લોકો અમને અજ્ઞાની કહે છે. અમને કઈ ઉપદેશ કરો.’

આપે જવાબ આપ્યો, ‘તમને અજ્ઞાની કહેનારા જ્ઞાની લોકો જ ખરેખર અજ્ઞાની છે, કારણ કે જ્યારે શુદ્ધ જ્ઞાન પ્રગટ થાય છે ત્યારે સાચા જ્ઞાનીને ક્યાંય પણ અજ્ઞાન દેખાતુ નથી દીપક કદિ અંધકારને જોઇ શકતો નથી જે માર્ગે તમે ચાલ્યા જાઓ છો એ જ સાચો માર્ગ છે. કારણ કે તમે કદિ કોઇ પ્રત્યે દ્વેષ કે તિરસ્કાર ગણતા નથી તમે એવો માર્ગ પકડ્યો છે કે જ્યાં રોજ સૂર્યના દર્શન થશે. ચાલો હું પણ તમારી સાથે આવું’

આમ કહીને આપે પણ અમારી સાથે પ્રયાણ શરૂ કર્યું” ખરેખર, આપના જીવનમાં આચાર તથા વિચારનું ઐક્ય છે, તેથી જ અમને વારવાર તમારી પાસે આવવાનું મન થાય છે.

# શીખવા લાયક

અનુ—શ્રી અમૃતલાલ ન. ગાંધી

### ગરીબ ચોરને સહાનુભૂતિ —

એક ભક્ત હતો. કોઇ તેનાં કપડાં ચોરી ગયું. થોડાક દિવસ પછી ભક્તે ચોરને બજારમાં કપડાં વેચતા જોયો. દુકાનદાર ચોરને પૂછતો હતો કે 'કપડાં તમારાં છે કે ચોરીનાં તેની શી ખાત્રી? હાં, કોઇ સજ્જન માણસ ઓળખાણ જતાવે કે તમારાં છે તો હુ ખરીદી લઉં' કુદરતી રીતે એવુ બન્યું કે તે વખતે ભક્ત ત્યાં હાજર હતો અને તેને દુકાનદાર સાથે સારો પરિચય હતો તેણે કહ્યુ, 'હુ જાણુ છું, તમે ખરીદીને પૈસા આપી દો.' દુકાનદારે કપડાં ખરીદી કીમત ચૂકવી આપી.' આમ બનવાથી ભક્તના એક સાથીએ તેને પૂછ્યુ કે તમે આવુ કેમ કર્યું? જવાબમાં તે ભક્તે કહ્યુ કે, 'તે બીચારો બહુ જ ગરીબ છે, ગરીબી બહુ આવવાથી તેને ચોરી કરવી પડી હતી ગરીબને દરેક માણસે સહાયતા કરવી જોઇએ આવી સ્થિતિમાં તેને ચોર બનાવીને ફસાવવો એ પણ પાપ છે' આ વાતનો ચોર ઉપર મોટો પ્રભાવ પડ્યો અને તે ભક્તની ઝૂપડી પર જઇને રોવા લાગ્યો આ દિવસથી તે પણ ભક્ત બની ગયો

### ખેડૂતનો અદ્‌ભુત ત્યાગ —

જાપાનમાં એક વખત ભયંકર દુકાળ પડ્યો. તે ગામમાં એક ગરીબ ખેડૂતની પાસે અનાજની એક ગુણી હતી આખા ગામમાં તેમજ કોઇની પાસે બીલકુલ અનાજ ન હતું. તે ધારત તો તે અનાજથી ઘણા દિવસ સુધી પોતાનો જીવનનિર્વાહ ચલાવી શકત, પરંતુ તેણે વિચાર્યું કે, 'હુ જો આ અનાજ ખઇ જઇશ તો આવતા વર્ષના બીજ માટે ગામમાં કોઇને પણ બીલકુલ અનાજ મળશે નહિ' આમ વિચારી પોતાના ઘરમાં અનાજ હોવા છતાં પણ ઉપવાસ કરીને પોતાનો પ્રાણ આપી દેવાનો નિશ્ચય કર્યો લોકોએ જોયુ તો સવારમાં અનાજની બધ ગુણી ઉપર તેની લાશ પડી હતી પછી લોકોને તેના ત્યાગની ખબર પડી.

### ગરીબ ડોશીની ઝુંપડી —

કોઈ એક જગ્યાએ રાજાએ પોતાનો નવો મહેલ બનાવ્યો. તેના મહેલ પાસે એક ગરીબ ડોશીની ઝુંપડી હતી. તે ઝુંપડીમાંથી નીકળતી ધૂમાડી રાજાના મહેલમાં જતી હતી. એટલે રાજાએ ડોશીને ત્યાંથી ઝુંપડી કાઢી નાખવાનું કહ્યું. પણ તેણે કંઇ ઉત્તર આપ્યો નહિ. ત્યારે સીપાઇઓ તેને પકડીને રાજાની પાસે લઇ ગયા. રાજાએ પૂછ્યું, "ડોશી! તુ ઝુંપડી કેમ કાઢી નાખતી નથી? મારા હુકમનું કેમ અપમાન કરે છે!" ડોશીએ કહ્યું મહારાજ! આપનો હુકમ માથે ચઢાવુ છુ પણ આપ ક્ષમા કરો, હું એક વાત તમને પૂછું છુ કે, મહારાજ! હું તો તમારો મોટો મહેલ અને બાગ-બગીચો જોઇ શકુ છું, પણ તમારી આંખોમાં મારી આ નાની ઝુંપડી કેમ નડે છે? તમે તો સમર્થ છો. ગરીબની ઝુંપડી ઊખેડી શકો છો, પણ એવું કરવામા તમારા ન્યાયમાં કલંક નહિ લાગે?" ડોશીની વાત સાંભળીને રાજા શરમાઇ ગયો અને ડોશીને પૈસા આપી માનપૂર્વક વિદાય કરી.

### અપરાધ સ્વીકારીને નિર્દોષને બચાવનાર —

એક વખત એક નિશાળમાં ભણતી વખતે છોકરાઓ વારંવાર સીટી વગાડતા હતા એક દિવસ ગુરુજીએ કહ્યુ "હવેથી જે કોઇ ભણતી વખતે સીટી વગાડશે તેને સજા કરવામાં આવશે" તે દિવસે કોઇએ સીટી વગાડી નહીં. પણ બીજા દિવસે ફરીથી સીટી વાગી. હવે નિશાળમાં એક છોકરો તોફાન કરવામાં અને વારંવાર સીટી વગાડવામાં પ્રસિદ્ધ હતો. ગુરુજી સમજ્યા કે આ તોફાની છોકરાએ સીટી વગાડી હશે. તેને બોલાવીને પૂછવાથી તેણે કહ્યુ, "ગુરુજી! મેં તો નથી વગાડી." પણ ગુરુજીને તેની વાત પર વિશ્વાસ ન આવ્યો ગુરુજી ગુસ્સામાં આવી તેને મારવાને જાય છે કે, તરતજ એક છોકરાએ સામે આવીને વિનયથી કહ્યું, "ગુરુજી! તેણે સીટી નથી વગાડી, પણ ભૂલથી મે વગાડી હતી, સજા મને કરો"

ગુરુજીએ પ્રસન્ન થઇને કહ્યું, તને સજા નહિ થાય, કારણ કે તે તારો અપરાધ સામે આવીને કબુલ કર્યો છે અને બીજાઓને અન્યાયના ભોગ થતા બચાવ્યા છે તારી આ સદ્‌બુદ્ધિ પર હુ ઘણો જ પ્રસન્ન છું. બધા છોકરાઓએ તારા જેવા સાચા થવું જોઇએ

### કૂતરો ઉત્તમ કે મનુષ્ય —

કોઇ એક મહાત્મા બેઠા હતા તેમની પાસે એક કૂતરો આવીને બેસી ગયો. ત્યારે કોઇ અસભ્ય માણસે મહાત્માને પૂછ્યું 'તમારા બેમાં ઉત્તમ કોણ?' મહાત્માએ કહ્યુ, 'જો હુ પ્રભુની સેવાને માટે સત્કર્મ કરું ત્યારે તો હું ઉત્તમ છુ, અને જો હું ભોગવિલાસમાં જીવન વીતાવું તો મારા જેવા હજારો માણસોથી આ કૂતરો ઉત્તમ છે.'

# સ્યમન્તક મણિની વાર્તા

[ પુનિતગાથા ]

પ્રાચીન કાળમાં યદુવંશી નિઘ્ન રાજાના સત્રાજિત્ અને પ્રસેનજિત્ નામના બે પરાક્રમી પુત્રો હતા. તેમાં સત્રાજિત્ ભગવાન્ સૂર્યનો પરમ ભક્ત હતો. ભગવાન સૂર્ય તેના પ્રાણપ્રિય સખા હતા એક દિવસ વહેલા પ્રભાતમાં સત્રાજિત્ તેના ઉત્તમ રથમાં બેસીને સ્નાન અને સૂર્યોપસ્થાન કરવા માટે નદીકિનારે ગયો ત્યાં પહોંચી સ્નાન કરી જ્યારે તે સૂર્યોપસ્થાન કરતો હતો ત્યારે ભગવાન સૂર્ય તેજોમયસ્વરૂપયુક્ત રૂપથી તેની આગળ પ્રકટ થયા. સત્રાજિત્ સૂર્યદેવને કહેવા લાગ્યો 'પ્રભો' આપ જેના વડે બધા લોકોને પ્રકાશિત કરો છો તે મણિરત્ન આપવાની મારા ઉપર કૃપા કરો." સત્રાજિતે આ પ્રમાણે કહ્યું એટલે ભગવાન ભાસ્કરે તેમનો સ્યમન્તક નામનો દિવ્ય મણિ તેને આપ્યો સત્રાજિત્ તે મણિ ગળામાં ધારણ કરીને પોતાના નગરમાં આવ્યો તેને જોઇને લોકો દોડવા લાગ્યા અને બધાને કહેવા લાગ્યા કે, "અરે આ તો જુઓ, અહિં સ્વયં સૂર્ય જાય છે!" આ પ્રમાણે નગરના લોકોને આશ્ચર્યમાં નાખીને તે પોતાના રાજભવનમાં ગયો. થોડા વખત પછી સત્રાજિતે તે મણિ પોતાના નાના ભાઈ પ્રસેનજિતને બહુ ગમતો હોવાથી આપી દીધો. તે મણિથી આ યદુઓના ઘરમાં સુવર્ણ ઉત્પન્ન થતું હતું તે મણિ જ્યાં રહેતો તેની નજીકના પ્રદેશોમાં સમય પ્રમાણે વરસાદ પડતો હતો, તથા તેને લીધે કોઇને રોગ ઉત્પન્ન થતા ન હતા એકવખત ભગવાન્ શ્રીકૃષ્ણે આ સ્યમન્તક મણિ લેવાની પોતાની ઇચ્છા પ્રસેનને જણાવી પરન્તુ પ્રસેને તે આપ્યો નહિં. પ્રસેનની પાસેથી આ મણિ પડાવી લેવાને ભગવાન્ સમર્થ હોવા છતાં ભગવાને પોતે બળપૂર્વક તેનું હરણ કર્યું નહિ.

એક દિવસ તે મણિરત્નથી વિભૂષિત થઇને પ્રસેન જંગલમાં શિકાર કરવા માટે ગયો. ત્યાં સ્યમન્તક મણિ લેવાની ઇચ્છાથી એક સિંહે તેને મારી નાખ્યો. તે મણિને મોંમાં પકડીને સિંહ ભાગી રહ્યો હતો તે વખતે મહાબળવાન એવો રીંછોનો રાજા જામ્બવાન્ ત્યાં આવી પહોંચ્યો. તેણે આ સિંહને મણિ લઇને દોડતો જોયો અને પોતાને પણ તે મણિરત્ન લેવાની ઇચ્છા થઇ તેણે સિંહને મારી નાખ્યો અને મણિ લઇ પોતાની ગુફામાં ચાલ્યો ગયો આ બાજુ લોકોને એવો સંદેહ થવા લાગ્યો કે કદાચ શ્રીકૃષ્ણેજ મણિ લેવા માટે પ્રસેનનો વધ કર્યો હોવો જોઇએ કારણ કે તેમણે એકવાર પ્રસેન પાસે તે મણિ માગ્યો હતો. ભગવાન કૃષ્ણે આ પ્રમાણે કર્યું ન હતુ છતાં તેમના ઉપર આ પ્રમાણેનો સંદેહ ઊભો થવાથી આ કલંક ધોવા માટે ભગવાન્ તે મણિ ખોળી કાઢવાની પ્રતિજ્ઞા લઇ કેટલાક લોકોને સાથે લઇ વનમાં ગયા. કોઇ જાણકાર વિશ્વાસુ પુરુષોને પૂછતા પૂછતા અને પ્રસેનનાં પગલાં જોતા જોતા ભગવાન ત્યાં પહોંચ્યા કે જ્યાં પ્રસેન શિકાર કરવા ગયો હતો વિધ્યાચળના આ જંગલોમાં ખોળતાં ખોળતાં બધા થાકી ગયા ત્યારે અંતમાં શ્રી કૃષ્ણે એક રથની ઘોડા સહિત મરેલા પ્રસેનની લાશ જોઈ પરન્તુ ત્યાં મણિ મળ્યો નહિ ત્યાર પછી આગળ ચાલતાં મારી નખેલા સિંહનુ શરીર નજરે પડયું ત્યાં પડેલાં રીંછનાં પગલાં ઉપરથી સિંહને રીંછે મારી નાખ્યો હોય એમ જણાતું હતુ. એ પગલાનાં ચિહ્નો તરફ જતાં જતાં ભગવાન શ્રીકૃષ્ણ જામ્બવાનની ગુફાના દ્વાર ઉપર આવી પહોંચ્યા ત્યા ગુફામાંથી એવો અવાજ સંભળાયો—"મારા સુકુમાર બચ્ચા! તું રોઇશ નહિં; સિંહે પ્રસેનને માર્યો અને તારા પિતા જામ્બવાને સિંહને માર્યો, હવે આ સ્યમન્તક મણિ તારે જ રમવાનો છે."

આ પ્રમાણે સાંભળીને ભગવાન્ શ્રીકૃષ્ણે બલરામ તેમજ સાથે આવેલ યાદવોને ગુફાના દ્વારમાં બેસાડયા અને પોતે ગુફામાં પ્રવેશ કર્યો. ગુફાની અંદર રીંછરાજ જામ્બવાન્ નજરે પડયો. ભગવાને તેની સાથે એક સામટું એકવીસ દિવસ સુધી બાહુયુદ્ધ કર્યું. અંહિ ગુફા ઉપર ઘણો વખત થવાથી બલરામ વગેરે યાદવો દ્વારકા પાછા ફર્યા, અને ગુફામાં શ્રીકૃષ્ણના મરી જવાની દરેકને ખબર આપી દીધી ગુફામાં ભગવાન્ વાસુદેવે મહાબળી જામ્બવાનને હરાવ્યો તેમજ તેનીજ સંમતિથી સ્યમન્તક મણિ પણ પોતાની શક્તિ બતાવવા માટે લઈ લીધો. ત્યારપછી શ્રીકૃષ્ણ જામ્બવાનને સમજાવી સાન્ત્વન આપી તેના જ સેવકો સાથે દ્વારકા ગયા, ત્યા યાદવોની ભરી સભામાં શ્રીકૃષ્ણે તે મણિ સત્રાજિતને આપી દીધો. આ પ્રમાણે મિથ્યા કલંક લાગવાથી ભગવાન શ્રીકૃષ્ણે મણિને ખોળી કાઢી તેને સોંપી દઈ પોતાના કલંકને દૂર કર્યું. સત્રાજિતને તેની દુ

પત્નીઓથી મો પુત્રો અને ત્રણ કન્યાઓ થઇ હતી. ત્રણ કન્યાઓમાં સત્યભામા સૌથી ઉતમ હતી. સત્રાજિતે શ્રીકૃષ્ણ સાથે તેનો વિવાહ કર્યો.

શ્રીકૃષ્ણે સત્રાજિતને આપ્યો હતો, તે મણિનુ અક્રૂરે ભોજપથી શતધન્વાદ્વારા અપહરણ કરાવ્યુ મહા બળવાન શતધન્વા સત્રાજિતને મારીને તે મણિ લઇ આવ્યો અને તેને અક્રૂરને આપ્યો અક્રૂરે મણિ લેતી વખતે શતધન્વા પાસે પ્રતિજ્ઞા કરાવી કે તારે કોઇને મારુ નામ બતાવવુ નહિ.

પિતા સત્રાજિતના મરી ગયા પછી મનસ્વિની સત્યભામા તેના દુઃખથી અકળાઇ ઊઠી અને રથમાં બેસી વારણાવત નગરમાં જ્યાં પોતાના સ્વામી શ્રીકૃષ્ણ ગએલા હતા ત્યાં ગઇ. તેણે શ્રીકૃષ્ણ આગળ ઊભી રહીને આંસુ વહાવતાં શતધન્વાનું વર્તન જણાવ્યું. ત્યારે ભગવાન તરત દ્વારકા આવી પહોંચ્યા અને પોતાના મોટા ભાઇ બલરામને કહ્યું, 'પ્રભો ' પ્રસેનને સિંહે માર્યો અને સત્રાજિતને શતધન્વાએ હવે સ્યમન્તક મણિ મારા અધિકારમાં આવવાનો છે, હું તેનો ઉત્તરાધિકારી છું માટે જલદી રથમાં બેસો અને મહારથી શતધન્વાને મારીને મણિને કબજે કરો. હે મહાબાહો' હવે સ્યમન્તક મણિ અમારો જ થવો જોઇએ, ત્યારપછી તેઓ સેના લઈ શતધન્વાની મિથિલા નગરી ઉપર ચઢી આવ્યા

શતધન્વા અને શ્રીકૃષ્ણ વચ્ચે ઘોર યુદ્ધ થયુ શતધન્વા ચારે બાજુ અક્રૂરને આવી પહોંચવાની વાટ જેવા લાગ્યો, કારણ કે તે અને ભગવાન એકબીજા ઉપર ખૂબ કુપિત થઇ ગયા હતા. જ્યારે હવે અક્રૂરનો સાથ નહિ મળે એમ લાગતાં ભયભીત થઇને તેણે ભાગી જવાનો વિચાર કર્યો. તેની પાસે હૃદયા નામની એક ઘોડી હતી તે ઘોડી સાથે સો યોજન ચાલનારી હતી. જેની ઉપર બેસીને શતધન્વા યુદ્ધ કરી રહ્યો હતો. યુદ્ધમાં ૧૦૦ યોજનનો માર્ગ કાપવાથી તે ઘોડી હવે થાકથી શિથિલ થઇ ગઇ હતી ભગવાન્ શ્રીકૃષ્ણે આ જેયુ અને બલરામને બોલ્યા, "મહાબાહો ! આપ અહિં જ ઊભા રહો. તેની ઘોડી થાકી ગયાની મને ખબર હોવાથી હું હવે પગે ચાલીને જ જઇને તેની પાસેથી સ્યમન્તક મણિને પડાવી લઇશ." આમ કહીને ભગવાન તેની પાસે પહોંચ્યા અને મિથિલા નગરી નજીક તેનો વધ કર્યો, પરન્તુ તેની પાસેથી સ્યમન્તક મણિ જડયો નહિં. મહાબલી શતધન્વાને મારીને ભગવાન જ્યારે પાછા આવ્યા ત્યારે બલરામે તેમને કહ્યું, "મણિ મને આપી દે." શ્રીકૃષ્ણે જવાબ આપ્યો, "મણિ મળ્યો નથી." આથી બલરામને શ્રીકૃષ્ણ ઉપર શંકા રહી કે શતધન્વા પાસેથી મણિ લઇ તેણે પોતાની પાસે ગુપ્ત રાખ્યો હશે થોડા દિવસ પછી નરશ્રેષ્ઠ અક્રૂર દ્વારકા આવ્યા ત્યારે શ્રી કૃષ્ણે યોગદ્વારા જાણી લીધુ કે મણિ ખરી રીતે અક્રૂરની પાસે છે. ત્યારે તેમણે સભામા બેસીને અક્રૂરને કહ્યુ, "આર્ય ! મણિશ્રેષ્ઠ સ્યમન્તક તમારી પાસે આવ્યો છે? તેમ હોય તો તે મને આપી દો, કારણ કે તેને ખોળવામાં બહુ શ્રમ થયો છે" બધા યાદવોની સભામાં શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું ત્યારે મહામતિ અક્રૂરે જરા પણ દુઃખ વગર મણિ ભગવાનને આપી દીધો. સરલતાથી મણિ આપી દેવાને લીધે ભગવાન બહુ પ્રસન્ન થયા અને તે મણિ અક્રૂરને જ પાછો આપ્યો, ભગવાન્ શ્રીકૃષ્ણના હાથથી પ્રાપ્ત થએલ મણિરત્ન સ્યમન્તકને ગળામાં પહેરી અક્રૂર સૂર્યની સમાન પ્રકાશવા લાગ્યા.

× × ×

આધ્યાત્મિક સાર

અહિં સ્યમન્તક મણિ એ સંસારની સિદ્ધિરૂપે છે પ્રસેનને બીજાના પરાક્રમથી મેળવાએલો મણિ મળ્યો છે। તેમાં તે આસક્ત થઇ ગયો તેને એવી ભાવના ન થઇ કે મને આ મણિ મળ્યો છે એમાં મારું કંઇ પરાક્રમ નથી, કેવળ ભગવાનની કૃપાથી જ મળ્યો છે ભગવાને તેની પરીક્ષા જેવા તેની પાસે મણિની માગણી કરી છતાં તે, મણિમાં એટલો બધો મુગ્ધ હતો કે તે મણિ ભગવાનને અર્પણ કરી શક્યો નહિ. જે લોકો પોતાની સંપત્તિ અને સ્ત્રી-પુત્ર વગેરેને ભગવાનને અર્પણ કરી શકતા નથી અને તેમાં ખૂબ આસક્ત થઇ જાય છે તેમની પાસેથી કાળક્રમે તે વસ્તુઓને પડાવી લે છે મણિને ધારણ કરીને પ્રસેન વનમાં શિકાર કરવા ગયો અર્થાત્ સંપત્તિને આસક્તિથી ધારણ કરીને માણસો અટવીમાં નાના પ્રકારના ભોગો ભોગવે છે એમ સમજવાનું છે સંપત્તિમાં આસક્ત રહીને વ્યવહાર કરનારા થોડા વખતમાં નિર્બળ બની જાય છે અર્થાત્ અજ્ઞાનના ભોગ બને ઇન્દ્રિય-મૂઢ બને છે. અને બુદ્ધિહીન અને નિર્ગ-

જાની સંપત્તિ બીજા સ્વાર્થીઓ છીનવી લે છે છીનવી લેનારાઓનું પરિણામ પણ સારું આવતું નથી એકબીજાની પાસેથી સામ્રાજ્યો છીનવી લઇ પોતે મઝા કરવાની ઇચ્છાવાળા યુરોપના દેશો એકબીજાથી માર ખાઇ રહ્યા છે આથી પ્રસેનની પાસેથી મણિ પડાવી લેનાર સિંહની પણ એ જ દશા થઇ તેવી રીતે રીંછની પણ એ જ દશા થાત જો મણિમાં તેની આસક્તિ પ્રસેન અને સિંહના જેવી અધિક પ્રમાણમાં થઈ હોત. પરન્તુ તે મણિમાં એટલો બધો આસક્ત થયો ન હતો, તેણે ઘેર જઇને આટલા બધા સુંદર મણિને પણ તેના છોકરાનું રમકડું કરવા આપી દીધો હતો. તેથી તેને જ્ઞાન થવાની શક્યતા હતી, તેને ભગવાનનાં દર્શન થયાં. જો કે તેને થોડા અજ્ઞાનને લીધે એકદમ ભગવાનના બળ-સામર્થ્યનું ભાન થયુ નહિ, પણ જ્યારે તેણે ભગવાનની સાથે તેની શક્તિપૂર્ણ યુદ્ધ ખેલ્યુ ત્યારે તેનો અહંકાર ગળી ગયો તેને ભગવાનની શક્તિનું જ્ઞાન થયુ ને પોતાની પુત્રીરૂપી સંસારી ફળ અને મણિ તેણે ભગવાનને અર્પણ કર્યાં.

ભગવાનને કોઈ જાતની સંસારી સંપત્તિની ઇચ્છા હોતી નથી. તેઓ પોતાની પાસે અવિદ્યાવાળી સંપત્તિ રાખતા નથી, તેમજ કોઇને કદી મારતા નથી, છતાં સંસારી અજ્ઞાની લોકો ભગવાન લોકોને મારી નાખે છે અને ભગવાન માણસોની સંપત્તિ લઇ લે છે એવો ભગવાનને માથે આક્ષેપ મૂકે છે, પરન્તુ ભગવાન પોતે તેમ નથી કરતા, એવું એમણે સાબીત કરી બતાવ્યુ અને મણિ તેમણે તેના મૂળ અધિકારી સત્રાજિતને આપી દીધો. ભગવાને ન મળી શકે એવી જગાએ ગએલો મણિ શોધી કાઢીને સત્રાજિતને આપ્યો છતાં સત્રાજિતે મણિમાં આસક્ત થઇ ભગવાનને એમ પણ ન કહ્યું કે, "આપે મણિ આપ્યો હતો, અને આપ ૨૮ દિવસ સુધી મહાન યુદ્ધ ખેલીને તે લાવ્યા છો તો અમુક વખત તમે પણ તેનો ઉપયોગ કરો" આથી જો કે તે મણિ સત્રાજિતે પોતાની શક્તિથી સૂર્ય પાસેથી મેળવ્યો હતો, છતાં તેમાં આસક્ત બુદ્ધિ થતાં તેનાથી વિશેષ શક્તિવાળા શતધન્વાએ તેને મારી તે મણિ પડાવી લીધો શતધન્વાએ પોતાના બળ-સામર્થ્યનો અન્યાયી રીતે સત્રાજિતનો વધ કરવામાં અને બીજાને માટે વસ્તુ મેળવવામાં દુરુપયોગ કર્યો તેથી ભગવાને તેનો નાશ કર્યો. છેવટે સાર એટલો જ કે વિષયોમાં ખૂબ આસક્તિ કરીને વિષયો ભોગવનારા લોકો વિષયોનો ઉપભોગ કરી શકતા નથી, તેમનો સમય કયેશ-કંકાસમાં જ જાય છે અક્રૂરે પોતાને મળેલો મણિ અનાસક્તિથી ભગવાનને અર્પણ કરી દીધો. ભગવાન કોઇની કોઇ વસ્તુ રાખતા નથી, કારણ કે બધી વસ્તુઓ ભગવાનની જ છે તેમણે પ્રસન્ન થઇ તે મણિ અક્રૂરને પાછો આપ્યો. અને ભગવાનની પ્રસાદી તરીકે મળેલો તે મણિ ધારણ કરીને અક્રૂર પ્રકાશવા લાગ્યા. માટે જેઓ ભગવાનને—અન્તરાત્માને ભૂલીને કેવળ ભોગોમાં જ આસક્ત રહીને તેમને ભોગવે છે તેઓનો નાશ થાય છે. ને અક્રૂરની માફક બધુ ભગવાનનું ગણીને પોતે ભગવાનના અનુસંધાનમાં સ્થિર રહીને શરીર અને ઇન્દ્રિયોને, પ્રાપ્ત યથોક્ત પદાર્થો ખાવા માટે આપે છે તેઓ ભગવાનનો પ્રકાશ મેળવી પોતાના આનંદમાં નિર્વિઘ્ન રીતે સ્થિત રહે છે—સુખી થાય છે ॐ

—શ્રી જયનારાયણ ભટ્ટ

ॐ

# પ્રગતિ-પંથે પ્રયાણ

## લેખક:–શ્રી મહાશંકર વિશ્વનાથ દવે 'મોહન'

આ અવનિમાં કોઇને હેતુહીન નિરર્થક જીવવું ગમતું નથી જીવનને હેતુહીણુ અને હેતુની સાધનાથી વિમુખ રાખવું યોગ્ય ન કહેવાય.

અત્યારના અશાંત વાતાવરણમાં સંતોષનું એક શુભ ચિહ્ન માત્ર માનવીની અનુપમ, અપૂર્વ અને અખુટ્તની પ્રગતિ છે.

માનવ જીવન એટલે અવનવી ભૂમિકાઓનું નિ૫ સર્જન. જ્યારે જીવનના રંગ પલટાય છે, ત્યારે બધું જ પરિવર્તનના શીખરે પહોંચે છે ઉન્નતિ અને અવનતિ એ તો જીવનનાં પ્રત્યેક ક્ષેત્રમાં પોતાનો પ્રભાવ પાડી દે છે...જેમ પ્રત્યેક કાળાં વાદળોને રૂપેરી કોર હોય છે...તેમ માનવી જીવન માટે પ્રગતિ સાધવાની તમન્ના

અત્યારના સંજોગોમાં આશાનું એકમાત્ર કિરણ છે

પ્રગતિનાં વર્તુળો આગળ વધતાં જ જોઈએ. કારણ કે પ્રગતિ એ આજના યુગનું, આજની સંસ્કૃતિનું અને સુધારણાનું અતિ પ્રખર સાધન છે આ સંસારનો સામાન્ય સૃષ્ટિનિયમ શું છે? જવાબમાં આપણે કહી શકીશું કે વૃદ્ધિનિયમ સર્વત્ર, સર્વ કાળે ચાલુ જ છે. દુનિયામાં પ્રગતિનો જમાનો આવ્યો છે, દરેકે દરેક બાબતમાં ઝીણવટથી જોઈશું તો તેમાં કંઈ ને કંઈ સુધારા વધારા થયા જ કરે છે.

માનુષી જીવનની શું સ્થિતિ છે? અંસ ખ્વવાર લોહીનું ટીપું, માતાના ગર્ભથી માંડી સાઠ સિત્તેર કે સો વર્ષનું માનવ જીવન કેટલા મોટા વૃદ્ધિનિયમને અવલંબી રહ્યું હતું? એક બાળક જેનું માતાના સ્તનમાં જ જીવન છે, એ જ બાળકનું તે વખતનું ધન્ય ઠરે રસાયણિક, તત્ત્વજ્ઞાન, તર્ક, કલ્પના વિગેરે શાસ્ત્રોનો પ્રોફેસર થઈ શકે એ શું થોડો ફેરફાર છે? અને એ શું થોડા વૃદ્ધિનિયમને લાગુ પડે છે.

માનવીના હૃદયની ઘટના જ એવી છે કે તેને કેવળ ભૌતિક વિષયોથી તૃપ્તિ થતી નથી,–આ જીવનના નિત્ય વ્યવહારને અંગે ભોગવવાં પડતાં દુઃખથી કંટાળો આવીને મનુષ્ય કોઈ છુટકારો મેળવવા તલપે છે, એટલું જ નહિ પણ એ વ્યવહારમાં પ્રાપ્ત થતા ભૌતિક સુખથી પણ મનુષ્ય અતૃપ્ત થાય છે, આ સ્થિતિમાં માનવ હૃદય કાંઈક ઊંચે ઊડવાને મથે છે–પ્રગતિપથે વળે છે.

પ્રગતિમય જીવન એ આત્માના પુરુષત્વનો નાશ કરનારી વિષમય અને ભ્રષ્ટ અસરોને બાળી મૂકનાર પવિત્ર અગ્નિ સમાન છે.

પ્રગતિ એ આરાધના છે, પરંતુ પ્રગતિ સાધવામાં પણ પગથિયાં છે, જેમ અસલના વખતમાં કોડીયામાં દીવા થતા અને તેમાં પ્રગતિ થતાં થતાં અત્યારના જમાનામાં વીજળીના દીવા પ્રચલિત થયા છે, તેવી રીતે આપણે પણ ધીમે ધીમે પ્રગતિ સાધવાની જરૂર છે કારણ કે કુદરતે દિવસ પ્રવૃત્તિ માટે અને રાત્રિ નિવૃત્તિ માટે રચ્યાં છે

મનુષ્યજીવન પ્રારબ્ધવશાત્ છે, એમ કહેવા કરતાં મનુષ્ય પોતે જ પ્રારબ્ધનો શિલ્પશાસ્ત્રી વા કર્તા જ છે, એમ કહેવાય તો અયોગ્ય નથી, અને તે મનુષ્યશાક્ષણિક વર્તન, પ્રારબ્ધમાંથી માનવજીવનનું અનેરું અસ્તિત્વ સિદ્ધ કરાવી બતાવે છે.

ધનાઢ્ય થવું કે ગરીબ થવું, સુખી થવું વા દુઃખી થવું એ આપણા હાથમાં નથી; પરંતુ મનુષ્યની પ્રગતિ મનુષ્યના હાથમાં છે. "ગુરુ થા તારો તું જ" એ કૃષ્ણમૂર્તિના ઉપદેશનું નવનીત છે

પ્રારબ્ધવશાત્ ભોગવાતી પોતાની દુર્દશામાં પોતાના આશયો ઊંચા રાખવા એ બહાદુર અને સુજ્ઞ પુરુષનું કર્તવ્ય છે. જીવનના નાનામા નાના વ્યવહારમાં પણ આપણે ઉક્ત ભાવનાથી પ્રેરાઈને વર્તવાનું છે ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થયેલા મનુષ્યો તે કુમ્ય સ્થિતિને એકદમ પામ્યા નથી, પરંતુ તેઓ નિશ વા દિવસી ભોગોમાં મશગુલ ન બનતા રાતોની રાતો સુધી તેઓનો પ્રયત્ન જારી રાખનારા હતા.

જમાનો પ્રગતિનો ચાલે છે. ચારે બાજુ પ્રગતિ જોવામાં આવે છે પ્રગતિમય જીવનને કોઈવાર કોઈ ક્ષણે ચાલુ સ્થિતિ કરતાં ઉચ્ચતર સ્થિતિની અપેક્ષા થયા વગર રહેતી નથી; પરંતુ જ્યાંસુધી ગૃહકાર વા કડિયો ચૂનો અને ઇંટામાંથી કંઈ નવીન બનાવતો નથી, ત્યાંસુધી તે ચૂનો અને ઇંટા તરીકે જ પ્રતીત થાય છે.

પ્રગતિસાધક બનો સામે માણસ નિર્માલ્ય પણ નથી. પણ એ બળોનો એ પોતે જ સર્જક છે, એ ખ્યાલ જો આવી જાય તો સહેલી પડતી કારમી કંગાલિયતમાંથી જનતા જરૂર ઉગરી જાય.

સર્વ પ્રકારે સાંસારિક અનુકૂળતાવાળા કરતાં રંકમાં રંક મનુષ્યો આજીવિકાના સાધન વિહીન અને પ્રગતિના સાધનોથી અજ્ઞાત પુરુષો જ જેમ કોલસામાંથી હીરા પ્રકાશિત થાય છે, તેમ બહાર ઝળકી પોતાના ઉચ્ચ આશયોને બહાર પાડી પોતાની જીંદગીમાં તેને સાધી શકે છે નેપોલિયન, વેલિંગ્ટન...વગેરે અનેક રત્નો દુનિયામાં પોતાનું નામ અમર કરી ગયા છે. સમ્રાટ નેપોલિયનના એક વખતના ઉદ્‌ગાર અત્રે યાદ આવે છે .."જ્યારે એક નાનું સરખું મકાન બાંધવાને માટે અગાઉથી તેને માટે નકશા પ્લાન્ટસ; ઈસ્ટીમેટ, વિગેરેની સર્વ તૈયારીઓ થાય છે અને ત્યારપછી મકાન બાંધવાની શરૂઆત થાય છે, એવી રીતે જો દરેક વ્યક્તિ કોઈપણ અમુક લક્ષ્ય સ્થાપી, પોતાના જીવનને વહેતું કરે તો અવશ્ય સમષ્ટિને અને વ્યષ્ટિને લાભદાયક છે.

આપણા જીવનની વેદીપર અને તેટલા સંયોગને લોભી સર્વત્ર પ્રગતિ સાધવાની છે ભોજનભાવ, ભોગવિલાસ,

માન, ગુલતાન અને તેનાથી વિરુદ્ધ ઉદાસીનતા વા દીલગીરી એ તમારાં લક્ષ્યબિંદુ નથી, પણ તમે એવી રીતે વર્તો યા વર્તન આચરણ રાખો કે તમે દરેક દિવસે કેટલા આગળ વધી શક્યા છો, તે જોઈ શકાય.

એક વસ્તુ ખાસ લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે– "મુશ્કેલી ભરી પોતાના ભાવિ જીવનના માર્ગ પર નિરાશા અને નાહિંમતના અંધારા ઊંડા રસ્તાથી સત્તાની મુક્તિના મહેલે પહોંચી શકાશે નહિ—તેને માટે તો પ્રત્યાઘાતી અને વિઘાતક બળોની સામે અડગ નિશ્ચય અને મરદાનગી ભર્યો પડકારના પ્રકાશની જ આવશ્યકતા છે.'

ચાર તરફ ફેંકાએલા તીર કરતાં, આકાશ તરફ ફેંકાયેલું તીર હમેશાં ઊંચુ જાય છે. એ સ્વાભાવિક છે. "દેશની આબાદી તેના રેવન્યુ ઉપર, મજબૂત કિલ્લા ઉપર કે શહેરના 'મકાનો ઉપર નથી ટકી રહેતી. પણ તેની કેળવાયેલી પ્રજા ઉપર, પ્રગતિ અને ઉચ્ચ વર્તણૂક ઉપર ટકી રહે છે. અને અહીં જ તેનું ખરું જોર અને ખરી સત્તા સમાએલી છે.

જો તમે જમીનમાં પત્થર રોપશો તો તે ગુરુત્વાકર્ષણના નિયમને અનુસરી જેમનો તેમ જ પડી રહેશે.. પરંતુ જો તમે વનસ્પતિનું બીજ રોપશો તો તે કુદરતના નિયમ પ્રમાણે વિકાસ જ પામશે. કેમકે તે બીજમાં પૃથ્વીના ગુરુત્વાકર્ષણ કરતાં ઉચ્ચ કોટિની શક્તિ હોય છે. સમગ્ર વનસ્પતિ અને પ્રાણીઓ ઉન્નતિ તરફ જ પ્રયાણ કરે છે

પ્રકૃતિએ સર્જકના કાનમાં એવો જ મંત્ર ફુંક્યો છે કે, "ઊંચી દૃષ્ટિ રાખો." એમાં પણ મનુષ્યે તો ઉચ્ચતા તરફ જ દૃષ્ટિ રાખવી જોઈએ. પ્રત્યેક સાચા મનુષ્યની મહત્વાકાંક્ષા વિશેષ ધન મેળવવું એ નહિ. પરંતુ અધિક વિકાસ પામવો એ જ હોવી જોઈએ.

વિરોધનાં વાદળ ગમે તેટલાં મોટાં–ઘાટાં હોય તો પણ તેને વિખેરી નાખવા માટે પુરુષાર્થનો પ્રકાશ જ ભભરાવવાની પ્રવૃત્તિ હાથ ધરવી જોઈએ કારણ કે જો આપણામાં સંકલ્પબળ પ્રગટી નીકળતાં પ્રગતિપથે પ્રયાણ થાય તો નિરાશા, નિરુત્સાહ, શોષણ અને જુલમનાં દળો હટી જશે અને ઉજ્જવલ ભાવિના સર્જક આપણે બની શકીશું.

પ્રગતિ એ જીવનની ઉત્તમમાં ઉત્તમ ભાવના છે. તમે જીવનને આગળ લઈ જવા માગતા હો......તમે અત્યારે તમારા જીવન–મંદિરના પાયા નાખો છો, તેવે પ્રસંગે એ ભાવના તમારા સમગ્ર મગજ, તમારી બુદ્ધિ અને હૃદયનો આદર પામી તમારા સમગ્ર જીવનની પ્રેરણારૂપ બને..... એ અતિ ઇષ્ટ છે

યુવક ! પ્રગતિપથે પ્રયાણ કરો. આત્મસંયમન કરો. પ્રગતિ સાધવી બહુ કઠણ છે એ વૃત્તિને સીમાબદ્ધ કરવી જોઈએ જ, જીવનમાં પ્રગતિ એ જીવનનો ઉદ્દેશ છે, અને એ ઉદ્દેશથી જ સફળ થશે જીવન તમારું અને તે દેશનું કે જેના તમો સંતાન છો.

# સ્વર્ગ અને નરક

મૃત્યુ બાદ મળનારાં સ્વર્ગ અને નરક તો કોણે જોયાં છે ! કોણે જોઈને કહી બતાવ્યું હતું !

આંખ ખુલ્લી રાખી નિરીક્ષણ કરવાથી તમે જોઈ શકશો કે સ્વર્ગ અને નરક પૃથ્વી પર જ છે.

જો તમારામાં સ્વાર્થ ન હોય, લોભ, મોહ અને મદથી તમે પર હો, કામ અને ક્રોધ જો તમને ન સ્પર્શતા હોય; જગતના દરેક જીવ પ્રત્યે તમારા હૃદયમાં અનુકંપા હોય તો તમારું જીવન તમને આનંદમય લાગશે અને આ પૃથ્વી જ તમારે માટે સ્વર્ગ બની જશે !

પરંતુ ઈર્ષ્યા, દ્વેષ અને વેરઝેરથી જો તમારું અંતઃકરણ દરદમેદ સળગતું રહેતું હોય, કામ અને ક્રોધ જો તમારા પર વિજય મેળવતા હોય; "મારું, મારું," કરી તમારું મન વ્યર્થ વલખાં મારતું હોય; તમને જીવતરમાં ક્યાંયે શાંતિ જ ન લાગતી હોય, જીવન કડવું ઝેર ભાસતું હોય તો તો આ પૃથ્વી પર જ તમે નરકનો સાક્ષાત્કાર કરી રહ્યા છો એમ નક્કી માનજો !!

જગતમાં જીવીને તમારે તમારા માટે સ્વર્ગ રચવું કે નરક એ તમારા પર જ અવલંબે છે, અને પ્રયત્ને નરકને પણ સ્વર્ગમાં ફેરવી શકાય છે.

—શ્રી રમણલાલ વ્યાસ

# પાર્વતી-ચરિત્ર

એક વખત મહર્ષિ કશ્યપ પર્વતરાજ હિમવાનને ત્યાં પધાર્યા. તે વખતે હિમવાને પૂછ્યું, કે, "હે મુને ! કયા ઉપાયથી મને અક્ષય લોક પ્રાપ્ત થાય, મારી અધિક પ્રસિદ્ધિ થાય તેમજ સત્પુરુષોમાં હું પૂજનીય ગણાઉ ?"

કશ્યપે કહ્યું, "હે મહાબાહો ! ઉત્તમ સંતાન થવાથી આ બધું જ પ્રાપ્ત થઇ શકે છે. બ્રહ્મા અને ઋષિઓ સહિત આ મારી પ્રસિદ્ધિ પણ સંતાનને લીધે જ થએલી છે માટે હે ગિરિરાજ ! તમે ઉગ્ર તપશ્ચર્યા કરીને ગુણવાન્ સંતાન-શ્રેષ્ઠ કન્યા ઉત્પન્ન કરો."

કશ્યપે આ પ્રમાણે કહ્યા પછી ગિરિરાજ હિમાલયે નિયમમાં રહીને એવી તપશ્ચર્યા કરી કે જેની તુલના કોઇથી થઇ શકે નહિં. એ તપશ્ચર્યાથી તેના ઉપર બ્રહ્મા ખૂબ પ્રસન્ન થયા અને તેની પાસે જઈ કહેવા લાગ્યા, "હે ઉત્તમ વ્રતનું પાલન કરનાર ગિરિરાજ ! હવે હું તમારી આ તપશ્ચર્યાથી સન્તુષ્ટ થયો છું. તમે તમારી ઇચ્છા પ્રમાણે જે જોઇતું હોય તે માગો."

હિમાલયે કહ્યું, "ભગવાન્ ! હું બધા ગુણોથી સુશોભિત સંતાનની ઇચ્છા રાખુ છું, જો આપ મારા ઉપર પ્રસન્ન થયા હોવ તો મને આ જ વર આપો."

ગિરિરાજની આ વાત સાંભળીને તેને મનોવાઞ્છિત વર આપતા બ્રહ્માએ જણાવ્યું કે, "હે શૈલેન્દ્ર ! આ તપશ્ચર્યાના પ્રભાવથી તમારે એક કન્યા ઉત્પન્ન થશે, જેનાથી તમને સર્વત્ર ઉત્તમ કીર્તિ પ્રાપ્ત થશે તમારે ત્યાં અનેક તીર્થો વાસ કરશે. તમે સમ્પૂર્ણ દેવતાઓથી પૂજિત થશો તથા દેવતાઓને પણ પાવન કરશો" ત્યાર પછી ગિરિરાજને પોતાની પત્ની મેનાના ગર્ભથી અપર્ણા નામની એક કન્યા ઉત્પન્ન થઇ અપર્ણાએ ખૂબ વખત સુધી નિરાહાર રહી તપ કરવા માંડ્યું, ત્યારે તેને રોકતાં માતાએ કહ્યું, "બેટી ! 'ઉ મા' અર્થાત્ આમ તપ ન કર." આ વખતે માતા પુત્રી ઉપરના સ્નેહને લીધે તેની કઠિન તપશ્ચર્યાથી દુઃખી થઈ રહી હતી માતાના આ પ્રમાણે કહેવાથી કઠિન તપ કરનારી એવી પાર્વતીદેવી ઉમા નામથી સંસારમાં પ્રસિદ્ધ થઈ. પાર્વતીની તપશ્ચર્યાથી ત્રણે લોક સંતપ્ત થઇ ગયા, ત્યારે બ્રહ્માએ તેની આગળ પ્રકટ થઈ કહ્યું કે, "દેવિ ! આવી કઠોર તપશ્ચર્યાથી તું ત્રણે લોકને સંતાપ આપી રહી છે. હે કલ્યાણિ ! આ સંપૂર્ણ જગતની સૃષ્ટિ તે જ કરી છે, તો પોતે જ રચીને તું પોતે જ તેનો વિનાશ કર નહિ, જગન્માતા ! તું તારા તેજથી સંપૂર્ણ લોકોને ધારણ કરી રહી છે, પછી એવી કઇ વસ્તુ છે જેને તું આ વખતે તપશ્ચર્યા દ્વારા મેળવવા ચાહે છે ? તે મને બતાવ."

દેવીએ કહ્યું, "હું જેને માટે આ તપશ્ચર્યા કરી રહી છું તેને આપ સારી રીતે જાણો છો, ફરી મને શા માટે પૂછો છો ?"

ત્યારે બ્રહ્માએ કહ્યું, 'હે શુભે ! તું જેને માટે તપ કરી રહી છે તે સ્વયં જ તને વરશે ભગવાન્ શંકર જ સર્વશ્રેષ્ઠ પતિ છે. તે સંપૂર્ણ લોકેશ્વરોના પણ ઇશ્વર છે. અમે સદા તેમના આધીન રહેનારા તેમના સેવકો છીએ. દેવિ ! તે દેવતાઓના પણ દેવતા, પરમેશ્વર અને સ્વયમ્ભુ છે, તેમનુ સ્વરૂપ બહુ જ વ્યાપક છે, તેમની સમાનતા કરનાર ક્યાંય પણ કોઈ નથી." ત્યાર પછી દેવતાઓએ આવી પરમ સુન્દરી પાર્વતીને કહ્યું, "દેવિ ! ભગવાન્ શંકર થોડા જ દિવસોમાં તમારા સ્વામી થશે. હવે તેમને માટે વધુ તપશ્ચર્યા કરવી ન જોઇએ." આ પ્રમાણે કહીને દેવતાઓએ ગિરિરાજકુમારીની પ્રદક્ષિણા કરી અને ત્યાં અન્તર્ધાન થઇ ગયા. પાર્વતી પણ તપથી નિવૃત્ત થઇ ગઈ, છતાં પોતાના તે આશ્રમમાં જ રહેવા લાગી. એક દિવસ જ્યારે તે પોતાના આશ્રમમાં ઊગેલા અશોક વૃક્ષનો આધાર લઇ ઊભી હતી ત્યારે દેવતાઓની પીડા દૂર કરનારા ભગવાન્ શંકર ત્યાં પધાર્યા. તેમના લલાટમાં ચન્દ્રાકાર તિલક હતું, તે ઠીંગણું અને વિકૃત રૂપ ધારણ કરીને આવ્યા હતા, તેમનું નાક કાપેલું હતું, શરીર કુબડું હતું અને વાળના છેડાઓ પીળા પડી ગએલા હતા. તેમના મુખની આકૃતિ પણ બગડી ગએલી હતી. તેમણે પાર્વતીને કહ્યુ, "દેવિ ! હું તમારું વરણ કરું છું." ઉમા યોગસિદ્ધ બની ગઇ હતી, આન્તરિક ભાવની શુદ્ધિથી તેનું અન્તઃકરણ શુદ્ધ થઇ ગયું હતુ તે સમજી ગઇ કે સાક્ષાત્ ભગવાન્-શંકર પધાર્યા છે. હવે તેમની કૃપા પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પાર્વતીએ અર્ઘ્ય, પાદ્ય અને મધુપર્ક વગેરે દ્વારા તેમનું પૂજન કર્યું, અને કહ્યું, "ભગવાન્ ! હું સ્વતંત્ર નથી, ઘરમાં મારા પિતા માલિક છે તે મને આપવા માટે સ્વતંત્ર છે, હું તેમની કન્યા છું." આ સાંભળીને ભગવાન શંકરે એ વિકૃત રૂપમાં જ ગિરિરાજ હિમાલયની પાસે જઇને કહ્યુ, "શૈલેન્દ્ર ! મને તમારી કન્યા આપો."

એવા વિકૃત વેષમાં અવિનાશી રુદ્રને જ આવ્યા જાણીને ગિરિરાજને શાપનો ભય ઉત્પન્ન થયો,- તેમણે ઉદાસ થઈને કહ્યું, 'ભગવન્! બ્રાહ્મણ આ પૃથ્વીના દેવતા છે, હું તેમનો અનાદર કરતો નથી. પરન્તુ મારા મનમાં પહેલેથી જ જે ઇચ્છા છે તે સાંભળો, "મારી પુત્રીનો સ્વયંવર થશે, તેમાં તે જેનું વરણ કરશે તે તેનો પતિ થશે." હિમાલયની આ વાત સાંભળીને ભગવાન્ શંકરે દેવીની પાસે આવીને કહ્યું, "તમારા પિતાએ સ્વયંવર કરવાની વાત કરી, અને તેમાં તમે જેનું વરણ કરશો તે તમારો પતિ થશે. એ વખત તમે બીજા સ્વરૂપવાનોને છોડીને મારા જેવા અભાગ્યનું વરણ શી રીતે કરશો?"

શંકરે આ પ્રમાણે કહ્યું ત્યારે પાર્વતીએ તેમની વાતો ઉપર વિચાર કરતાં જણાવ્યું કે "હે મહાભાગ! આપે જુદા વિચાર કરવા ન જોઈએ. હું તમારું જ વરણ કરીશ, એમાં કોઈ બીજી વાત નથી અથવા જો આપને મારા પર સન્દેહ હોય તો હું અહિં જ આપનું વરણ કરું છું" એમ કહીને પાર્વતીએ પોતાના હાથેથી અશોકનો ગુચ્છો લઈને ભગવાન્ શંકરના ખભા ઉપર રાખ્યો અને કહ્યું, "દેવ! મેં તમારું વરણ કરી લીધું" ભગવતી પાર્વતીએ આ પ્રમાણે વરણ કર્યું ત્યારે ભગવાન્ શંકરે તે અશોક વૃક્ષને સજીવ કરતા હોય તે પ્રમાણે કહ્યું કે, "હે અશોક! તારા પરમ પવિત્ર ગુચ્છાથી મારું વરણ થયું છે અથી તું જરાવસ્થા-ઘડપણથી રહિત અને અમર થઈશ. તું જેવું ઇચ્છીશ તેવું રૂપ ધરી શકીશ તું બધા પ્રકારની કામનાઓને આપનારા બધા પ્રકારનાં આભૂષણો રૂપ, ફૂલ અને ફલોથી યુક્ત અને મને અત્યન્ત પ્રિય થઈશ તેમજ દેવતાઓને પણ તું અધિક પ્રિય બની રહીશ."

આ પ્રમાણે કહીને જગતની સૃષ્ટિ-અને સમસ્ત ભૂતોનું પાલન કરનારા ભગવાન્ શંકર હિમાલયકુમારી ઉમાથી વિદાય થઈ ત્યાં જ અન્તર્ધાન થઈ ગયા તેમના ગયા પછી પાર્વતી દેવી પણ તેમનામાં જ મન લગાવીને એક શિલા પર બેસી ગયાં. આ વખતે દેવાધિદેવ શિવ સ્વયં લીલા કરવા માટે બ્રાહ્મણબાળકનું રૂપ ધારણ કરીને પાસેના સરોવરમાં પ્રકટ થયા, તે વખતે તે બાળકને મગરે પકડેલો હતો, તે બોલ્યો, "હાય! ગ્રાહથી-મગરથી પકડાઈ જવાને લીધે હું અચેત થઈ રહ્યો છું, કોઈ હોય તો મને આવીને બચાવો!" પીડિત બ્રાહ્મણબાલકના તે પોકાર સાંભળીને કલ્યાણમયી દેવી પાર્વતી એકદમ ઊઠીને તે સ્થાને ગઈ, જ્યાં તે બ્રાહ્મણબાળક હતો ત્યાં જઈને ચન્દ્રમુખી દેવીએ જોયું તો એક બહુ જ સુન્દર બાળક મગરના મુખમાં પકડાએલો થરથર કંપી રહ્યો છે. અને મગરના ખેંચવાથી તે બાળક મોટા આર્તનાદ-દુઃખની ચીસો નાખતો હતો મગરથી પકડાએલા આ બાળકને જોઈ દેવી ઉમા દુઃખથી વિહ્વલ થઈ ગઈ અને બોલી, "હે ગ્રાહરાજ! આ પોતાના માતા-પિતાનો એક જ બાળક છે, તેને જલદી છોડી દો."

ગ્રાહે કહ્યું "દેવિ! છઠ્ઠા દિવસે સૌથી પહેલાં જે મારી પાસે આવી જાય છે, તેને જ વિધાતાએ મારા આહાર તરીકે નિશ્ચિત કરેલો હોય છે, માટે હું તેને કોઈ પણ પ્રકારે છોડીશ નહિ.'

દેવી બોલી, "ગ્રાહરાજ! મેં હિમાલયના શિખર પર જે ઉત્તમ તપશ્ચર્યા કરી છે તેનું પુણ્ય લઈને આ બાળકને છોડી દો. હું તમને નમસ્કાર કરું છું"

ગ્રાહે કહ્યું, દેવિ! તમે જે કંઈ થોડી ઘણી ઉત્તમ તપશ્ચર્યા કરી છે તે સંપૂર્ણ મને આપી દો, તુરત જ આ બાળક છૂટો થઈ જશે.

દેવી બોલી, "હે મહાગ્રાહ! મેં જન્મ લઈને આજસુધી જે કંઈ પુણ્ય કર્યું છે તે સંપૂર્ણ તમને સમર્પિત કરું છું આ બાળકને છોડી દો."

દેવીના આ પ્રમાણે કહેતાંની સાથે જ તપશ્ચર્યાથી વિભૂષિત થએલો તે ગ્રાહ મધ્યાહ્નના સૂર્યની સમાન તેજથી પ્રકાશમાન થઈ ગયો તે વખતે તેની સામે જોવું મુશ્કેલ થઈ ગયું હતું ગ્રાહે સંતુષ્ટ થઈને વિશ્વને ધારણ કરનારી દેવીને કહ્યું, "હે મહાવ્રતે! તેં આ શું કર્યું, જરા વિચાર તો ખરી! તપશ્ચર્યા ખૂબ કષ્ટથી સધાય છે, માટે તેનો પરિત્યાગ કરવો યોગ્ય ગણાય નહિ, તું તારી તપશ્ચર્યા લઈ લે, આ બાળકને પણ હું છોડી દઉં છું."

દેવીએ કહ્યું, "હે ગ્રાહ! મારે મારું શરીર આપીને પણ યત્નપૂર્વક બ્રાહ્મણની રક્ષા કરવી જોઈએ. તપ તો હું ફરીથી પણ કરી શકું છું પરન્તુ આ બ્રાહ્મણ ફરીથી મળી શકતો નથી. હે મહાગ્રાહ! મેં પૂરેપૂરો

વિચાર કરીને જ તપદ્વારા બાળકને છોડાવ્યો છે. તપશ્ચર્યા બાળકથી શ્રેષ્ઠ નથી, હું બાળકોને જ શ્રેષ્ઠ માનું છું. મહારાજ! હું તપ આપીને હવે પાછું લઈશ નહિ. સાધારણ મનુષ્ય પણ આપેલી વસ્તુ પાછી લેતો નથી. માટે આ તપશ્ચર્યા તમારું જ ભૂષણ બનો, અને આ બાળકને છોડી દો."

પાર્વતીના આ પ્રમાણે કહેવાથી સૂર્યની સમાન પ્રકાશિત થઈ રહેલા તે ગ્રાહ-મગરે તેની પ્રશંસા કરી તે બાળકને છોડી દીધો અને દેવીને નમસ્કાર કરીને ત્યાં જ અન્તર્ધાન થઈ ગયો. પાર્વતીએ પોતાના તપની હાનિ સમજીને ફરીથી નિયમપૂર્વક તપનો આરંભ કર્યો. તેને ફરીથી તપસ્યા કરવા માટે ઉત્સુક જાણીને સાક્ષાત્ ભગવાન્ શંકરે પ્રગટ થઈને કહ્યું, "દેવિ! હવે તપશ્ચર્યા ન કરો! તમે તમારું તપ મને જ સમર્પણ કર્યું છે. માટે તે જ અનેકગણું થઈને તમારે માટે અક્ષય બની જશે.

આ પ્રમાણે તપશ્ચર્યા અક્ષય થવારૂપ ઉત્તમ વરદાન મેળવીને ઉમા દેવી ખૂબ પ્રસન્ન થઈ અને તે સ્વયંવરની રાહ જોવા લાગી (ક્રમશ)

\+ + +

સંક્ષિપ્ત આધ્યાત્મિક સાર

પુરાણોને કોઈ સાધારણ કાલ્પનિક વાર્તાગ્રન્થો સમજીને વાંચવાનાં નથી. પુરાણોને આપણે એટલા માટે વાંચવાં જોઈએ કે તેમાં જે કહેલ છે તે બધું આપણા માટે કહેલ છે, તેઓમાં જે કથાઓ આપેલી છે તે બધી આપણી જ કથાઓ છે. કથાઓમાં જે વસ્તુ કહેવામાં આવ્યું હોય છે તે બધું આપણી સાથે જ સંબંધ રાખતું હોય છે. વળી પુરાણો એ કોઈ સામયિક ગ્રંથો નથી કે તે અમુક વખતે ઉપયોગી હોય અને અમુક વખતે ઉપયોગી ન હોય, અથવા પહેલાંના વખતમાં ઉપયોગી હતાં અને હવે ઉપયોગી થઈ શકે તેમ નથી. પુરાણો એ સિદ્ધાન્તોપાદક પ્રક્રિયાના ગ્રન્થો છે. સિદ્ધાન્ત ત્રણે કાલમાં-દરેક જમાને એકસરખી રીતે વ્યાપક હોય છે. તેમ પુરાણોમાં નિરૂપેલ વસ્તુ દરેક વ્યક્તિને લાગુ પડતું હોય છે. તેને સમજીને વિચાર કરે તો માણસોને દરેક વખતે દરેક પ્રસંગે કેવી રીતે વર્તવું અને દરેકે પોતાનું ઉત્તમોત્તમ ફળ શી રીતે લાવી શકાય અને પોતાનું અને જગતનું અન્તિમ નિઃશ્રેયસ લક્ષ્ય શું છે તેનું દર્શન તેમાંથી મળે છે.

અહિં હિમાલય પર્વતરૂપે જીવને સમજવાનો છે. પર્વત જેમ પોતાના જડ શરીરને ધારણ કરીને રહેલો હોય છે તેમ જીવ પણ જડ પ્રકૃતિથી બનેલા પોતાના અજ્ઞાનમય શરીરને તેમજ અન્તઃકરણને ધારણ કરીને રહેલો છે. હિમાલયે કશ્યપરૂપી સત્પુરુષનો સમાગમ થતાં તેમને પોતાના કલ્યાણનો ઉપાય પૂછ્યો, ત્યારે તેને તેમણે જણાવ્યું કે ઉત્તમ સન્તાન થવાથી સર્વ કંઈ મળી શકે છે સન્તાન એટલે વૃદ્ધિ, વિશાળતા અથવા વિકાસ હિમાલયે યમ-નિયમાદિના આચરણરૂપ તપશ્ચર્યા કરી તેનાથી તેને એક ઉત્તમ સંતાનરૂપ કન્યા-આપકનારાળી વૃત્તિ ઉત્પન્ન થઈ, તે વૃત્તિ હિમાલય પર્વતના શિખર ઉપર અર્થાત્ પર્વત સમાન જડ પ્રકૃતિથી ઊંચે જઈ ખૂબ તપશ્ચર્યા કરવારૂપ પોતાનું વાસ્તવિક સ્વરૂપ નિશ્ચિત કરી શંકરરૂપ પરમાત્મતત્ત્વને પામી થઈ "દેવીએ કહ્યું, "ભગવાન! હું સ્વતંત્ર નથી, ઘરમાં મને ઉત્પન્ન કરનાર માતા પિતા માલિક છે" તેનો અર્થ એ થાય છે કે વૃત્તિ સ્વતંત્ર હોતી નથી, વૃત્તિ તેને ઉત્પન્ન કરનાર શરીરમાં રહેલા જીવને અધીન હોય છે જીવે તેને આત્મસ્વરૂપમાં અર્પણ કરવાની હોય છે. પાર્વતીના જોવામાં આવેલ બ્રાહ્મણબાળક એ તેને શરૂઆતમાં અનુભવમાં આવેલું બ્રહ્મનું સ્વરૂપ છે. અજ્ઞાનરૂપ સંસારગ્રાહ તેને ગળી જવા આવે છે. પાર્વતી પોતે કરેલી બધી તપસ્યા તેને અર્પણ કરી દે છે કરેલી તપશ્ચર્યા, પ્રાપ્ત કરેલ જ્ઞાન અને ભક્તિ એ બધું આત્માભિમુખ હોવા છતાં પણ સંસારમય શરીરવાળું હોય છે, કેવળ આત્મસ્વરૂપને પ્રાપ્ત કરતાં પહેલાં તેમાંથી પણ અભિમાનને દૂર કરી તે સંસારને જ અર્પણ કરી દેવાનું હોય છે. તે સંસારને અર્પણ કરી દેવા છતાં પણ, સંસાર પણ આત્મસ્વરૂપમાં ઓતપ્રોત હોવાથી આત્માને જ પ્રાપ્ત થાય છે, પોતાની ઇચ્છામાં ઉઠેલી તપશ્ચર્યારૂપ સિદ્ધિનો પણ જ્યારે વિમુક્ત ભાવથી ત્યાગ કરવામાં આવે છે ત્યારે કૈવલ્યસ્વરૂપ આત્મતત્ત્વ પ્રગટ થાય છે, પરન્તુ જો તપશ્ચર્યામાં મમત્વ ધરી બ્રહ્મસ્વરૂપની ઉપેક્ષા કરવામાં આવે તો આપણા બ્રહ્મસ્વરૂપને અજ્ઞાનરૂપ સંસારગ્રાહ ગળી જાય છે. અને એવી રીતે જો સંસારી સિદ્ધિઓના મોહમાં ડૂબી દરેક વખતે આત્મતત્ત્વની ઉપેક્ષા જ કરવામાં આવે તો, ક્યાં જવું એકમાં 'ભગવાનને શા માટે ભજવા જોઈએ!' એમાં અમે વર્ણવ્યા પ્રમાણે મનુષ્ય એટલી હીન સ્થિતિએ પહોંચી જાય છે કે ફરીથી તેને આત્મસ્વરૂપ પ્રાપ્ત થવું મુશ્કેલ બને છે ૐ

—શ્રી જયનારાયણ ભટ્ટ

# ભક્તોની ભેટો

લેખક—શ્રી વ્રજલાલ દ. મહેતા

૧...શરીરને સ્વચ્છ રાખવાની કાળજી રાખો છો, તો પછી તમારા મનને-તમારા દિલને સ્વચ્છ રાખવાની પણ તેટલી જ કાળજી રાખજો, જો તમારે પોતાનું કલ્યાણ કરવાની તમારામાં ઇચ્છા પ્રકટી હોય તો

૨...ભક્તિનો પ્રવાહ તો જગતના વાતાવરણમાં અવિરત વહ્યા જ કરે છે પણ તેનું રસપાન કોઈ વિરલાઓ જ કરી શકે. કારણ કે સંસારની અનેક પ્રકારની લાલસાઓથી લપેટાયેલી માયાની જાળ તોડવાની શક્તિ બહુ જ ઓછા ભાગ્યશાળીઓમાં હોય છે.

(૩).. ભક્તિનો રસાસ્વાદ ચાખ્યા પછી તમને જગતના અણુએ અણુમાં આનંદ જણાશે. તમારા શ્વાસોશ્વાસે 'તમે પ્રભુ તરફ ગતિ કરી રહ્યા છો' એમ લાગશે.

(૪)..તમારા જીવનમાં નિર્દોષતા લાવો; ખૂબ પવિત્રતા લાવો, આટલી વસ્તુ તમે પ્રાપ્ત કરશો તો તમારે જીવનસંગીત બસૂરું નહિ જણાય. બસૂરા અને તાલમેળ વિનાના જીવનસંગીતથી તમને અને જગતને શો લાભ?

(૫)...આપણા ગામમાં દેવમંદિરોની કેટલી સંખ્યા છે તેના આંકડાથી ધાર્મિકતા કેટલા પ્રમાણમાં છે તે નહીં જાણી શકાય. દેવમંદિરોના વાતાવરણમાંથી જે ચીનગારી પ્રકટે છે તે ગામની જનતાના હૃદયમાં રહેલી ભક્તિની જ્યોતને કેટલી પ્રજ્વલિત કરે છે તેના પ્રમાણથી જ ગામની ધાર્મિકતા કેટલી છે તે જાણી શકાય

(૬). માનવજીવનમાં પ્રભુપ્રાર્થનાને અમૂલ્ય સ્થાન આપવામાં આવ્યું છે. સવાર સાંજ હજાર કામ પડતાં મૂકીને પણ પ્રભુની પ્રાર્થના કરવાનું રખે ચૂકી જતા

(૭)...સંસારમાં જેટલી મીઠાશ દેખાય છે તે કરતાં પણ વધારે કડવાશ તેમાં ભરી છે આ કડવાશ અને મીઠાશના મિશ્રિત વાતાવરણમાંથી જે પોતાના હૃદયને બચાવે-દૂર રાખે તે બહાદુર

(૮) તમારું હૃદય આરસી જેવું ચોખ્ખું રાખો કારણ કે તેમાં આપણા આંતર જીવનનું પ્રતિબિંબ પડે છે. પોતાના સાચા આંતર જીવનના પ્રતિબિંબ પાડવાને મેલું હૃદય કદાપિ કામ નહિ લાગે.

(૯). સાંસારિક સગાંસબંધી તો માત્ર દેહસંબંધી જ ઘણે ભાગે હોય છે આત્મીય સંબંધી ઓછા પ્રમાણમાં હોય છે. એનાથી કદાચ તમારું દેહકલ્યાણ ભલે થાય, પરંતુ આત્મકલ્યાણને માટે તો તમારાં ભલાં કર્મ જ કામ આવવાનાં

(૧૦)...માબાપ એ આપણાં દુનિયા પરનાં પરમેશ્વર છે જેમાંથી તમારી કાયા ઘડાઈ છે તેને તમે કદી પણ બેવફા ન નીવડશો.

(૧૧)...તમારી આંખ ભાગ્યજ દુ:ખરૂપી ભડકા ભલે બળે, પરંતુ તેની ઝાળ સરખી તમારા હૃદયને ન અડવા દેશો

(૧૨)...સંસારરૂપી મહાસાગરનાં ન્હાનાં મોટાં અનેક સંકટો-દુ:ખોરૂપી વમળોમાંથી તમારી જીવનનૌકાને પાર ઉતારવા ઉચ્ચત્તમ ભાવના અને પવિત્ર કર્મોરૂપી હલેસાંનો ઉપયોગ કરજો.

(૧૩)...ગરીબાઈ જો વિકારે નહિ તો તે પ્રભુ-મોકલી મહાપ્રસાદી છે. એમાં મનુષ્યજીવનના પ્રમાણિકપણાની કસોટી છે.

(૧૪)...ગરીબીની અસર હૃદય સુધી નથી પહોંચતી, હૃદયને એ મેલું નથી કરી શકતી. એમ થતું હોત તો ગરીબોમાંથી જે મહાનુભાવી રત્નો પાકવાં છે-પાકે છે, એ ન બનત. સોનું, હીરા હંમેશાં ધૂળમાંથી જ શોધાઈને બહાર આવે છે ને!

(૧૫). ગરીબાઈ અને સંકટોનાં દુ:ખ સહન કરવાથી જ મનુષ્ય દૃઢ અને વીર્યવાન બને છે. સોનું જેમ તપે છે તેમ વધુ ઉત્તમ બને છે.

(૧૬)...જેટલે અંશે હૃદયની વિશુદ્ધિ તેટલે અંશે પ્રેમપ્રકાશ વધારે

(૧૭).. હૃદયની ભાવનાઓ ઊંચે તે જ્ઞાની, હૃદયશૂન્યની મહાનતામાં ન હોય કશી ખામી.

(૧૮)..તમે એટલે અંશે પવિત્ર બનો કે તમારી આસપાસનું વાતાવરણ પવિત્ર બની રહે એ વાતાવરણમાં પણ સરળતાનું અને પવિત્રતાનું એટલું બળ હોવું જોઈએ કે પ્રપંચો, જગતનાં ગમે તેટલાં પાપ અને પ્રપંચમિશ્રિત માયાનાં બળો તેના ઉપર ગમે તેટલા હુમલો કરે-તે પણ ભેદી ન શકે ને તમારા શાંત હૃદયને અસર ન કરી શકે

(૧૯)..."મિત્ર" શબ્દમાં જ એવો જાદુ સમાઈ રહ્યો છે કે તેનું સ્મરણ કરતાં જ દુ:ખી મિત્રનાં આંસુ

દુ:ખ ઓછાં થઇ જાય છે. એવા મહાપવિત્ર શબ્દને કોઇ હૈયાફૂટા હૃદયશૂન્ય કે લેભાગુ માનવોના નામ સાથે જોડીને રખે ધૂળ ચઢાવતા.

(૨૦).. પરમાત્માએ માતામાં વાત્સલ્ય મૂકીને હાથ ધોઇ નાખ્યા છે, તેમજ મિત્રમાં સ્નેહ મૂકીને હાથ ધોઇ નાખ્યા છે.

(૨૧).. પરમ વિશુદ્ધ અને ઉત્તમોત્તમ સ્નેહસાગરના સારનું મૂર્ત સ્વરૂપ એ "મિત્ર"

(૨૨)...જગતમાં એવા મિત્ર પણ પૂર્વજન્મના સુસરકારી અને ભાગ્યવાનોને જ પ્રાપ્ત થાય છે. રત્નો ઠેરઠેર આથડતાં ક્યાં દીઠાં છે?

(૨૩)...શુદ્ધ સ્નેહની ઝાંખી કરવી હોય તો તમારા વ્હાલામાં વ્હાલા સબંધી કરતાં કદિક મિત્રના હૃદયમંદિરમાં પેસી શકતા હો તો ત્યાં જઇને ડોકિયું કરી આવજો.

(૨૪)...અમૃતઝરણું કોઇએ દીઠું છે? ન દીઠું હોય તેને મિત્રવિહોણો માનજો. વિખૂટા પડ્યા પછીના પ્રથમમિલને પ્રથમ મિત્રદર્શને આંખમાં આવેલાં પ્રેમાશ્રુને કદિક નિહાળી જોજો



# ભક્તિનો હિસાબ

લે: શ્રી નાગરદાસ અમરજી પંડયા. B. A.

"કેમ, શાસ્ત્રીજી! કેટલી વાર હવે?" ડેલીનું બારણું ઉઘાડતાં પાનાચંદ શેઠે કહ્યું, "પધારો" શાસ્ત્રીજીએ પરસાળમાંથી ઉત્તર આપ્યો "આ જરા પૂજા કરી લઉં. બે મિનિટ બિરાજો. બેન પાથરણું નાખ શેઠને માટે."

શાસ્ત્રી દેવપૂજા કરતા હતા. પરસાળમાં શેઠ માટે પાથરણું નંખાયું "ઉતાવળ રાખો" તેમણે કહ્યું, "કાનજી ગાડું જોડીને ઉભો છે. આ તો થવા આવ્યા, અગિયારે ગાડી જાય છે."

"જરાય વાર નથી" શાસ્ત્રી બોલ્યા. એમની એક દીકરી બે દીવા પૂરી લાવી. શાસ્ત્રીએ દીવો અને આરતી પ્રગટાવ્યાં. પછી સ્તુતિપાઠ કરતાં આરતી ઉતારી એમ તો ભક્તિભાવ હૃદયનો હતો એટલે આરતી ઉતારતાં કંઠ જરા ગદ્‌ગદ્ થતો દેખાયો. શેઠે જોયું કે શાસ્ત્રીના નાના મંદિરમાં દેવોની સંખ્યા સારી હતી.

"પ્રેમશંકરભાઇ, આટલા બધા દેવ તમારે ત્યાં વસે પછી તમારે ખોટ શેની?" શેઠ બોલ્યા

"ખોટ શેની જેને માથે ભગવાનનું રાજ્ય છે એનો" શાસ્ત્રી બોલ્યા.

"लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः
येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥

શેઠને શાસ્ત્રીના વાક્યમાં જરા ટાપલાપણું લાગ્યું. આવા જાગૃતિના જમાનામાં પુરાણા કાળમાં જ ચાલી આવતી ભક્તિને સુધરેલા લોકો ઘેવલાપણું-વહેમ કહીને તિરસ્કારતા હતા, તે સમયમાં પાનાચંદે પોતાનું નામ ઘણીવાર નોંધાવ્યું હતું.

"શાસ્ત્રી! અત્યારે જગત બહુ આગળ વધ્યું છે" તેમણે કહ્યું "માણસે કોઇ જાતના દેવમાં નહિ, કાલ્પનિક શક્તિઓમાં નહિ પણ પોતાનામાં જ વિશ્વાસ રાખવાનો. કલ્પનાથી આપણાથી નહિ જીવી શકાય."

"અમે તો અમારી ભાવનાથી જીવ્યા અને જીવીશું" શાસ્ત્રીજી ઉંડાં ઉતરતા બોલ્યા. "મનુષ્ય જ નહિ, પણ એની સમસ્ત જગતની પાછળ રહેલી શક્તિ જ અમારા મનથી સાચી વસ્તુ છે. ભલે અમને તમારું જગત મૂર્ખ કહે" શાસ્ત્રીએ કપડાં પહેર્યાં પોતાને માટે તૈયાર કરેલું પોટલું એક દીકરીએ લાવીને પાસે મૂક્યું. તે લઇ ઇશ્વરનું નામ લઇ ડેલી બહાર જવા લાગ્યા. રસ્તામાં મળતા લોકો એમને બે હાથ જોડી વંદન કરતા હતા, એ શેઠને વધારે પડતું લાગ્યું. પોતે પૈસે ટકે સધ્ધર હતા ગામનો લગભગ બધો વેપાર પોતાને હાથ હતો, છતાં લોકોને મન પોતાના પૈસાનો હિસાબ કેમ ન હતો અને શા માટે તેઓ પોતાની પાછળ ચાલ્યા આવતા નિર્ધન બ્રાહ્મણને વંદન કરતા હતા, આ કોયડો અત્યારે એમને મૂંઝવતો હતો. હજી પોતાના ગામના લોકો પછાત હતા, હજી દેશભાપા વેપાર, અને સર્વને સારું કરી આપનાર લક્ષ્મીનો એ લોકોને ખરો ખ્યાલ ન હતો એમ એમણે મન મનાવ્યું. બે ગાઉ શેરી વટાવી, ત્યાં આગળ કાનજી

ગાડું જોડીને એમની રાહ જોતો હતો. શેઠ અને શાસ્ત્રી ગાડામાં ચડ્યા એટલે ગાડું ચાલવા લાગ્યું.

× × ×

શાસ્ત્રીજીને એક દીકરીનાં લગ્ન કરવાનાં હતાં. ન્યાતમાં આબરૂ રહે તે પ્રમાણે સારી રીતે પૈસાની તૈયારી રાખવાની હતી. જમાનાએ એમની આવકને ઘસી નાખી હતી. પોતાની જમીન શેઠને ઘેર ગીરો મૂકી એમણે હજાર રૂપિયા ઉપાડ્યા હતા. અને જોઈતું કાપડ લેવા તેઓ શહેરમાં જતા હતા. પાનાચંદ શેઠને પણ શહેરમાં કામ હતું અને શેઠ સાથે હોય તો એમની ઓળખાણથી કાપડમાં પાંચ ટકાનો ફાયદો થાય તેથી શાસ્ત્રીએ ધારેલું કે શેઠની લાગવગથી પોતાને ખરીદમાં લાભ થશે અને શેઠે ધારેલું કે શાસ્ત્રીજી જેવો બાંધિક ઘરાક લઈ જઈ પોતાના સબંધી કાપડીયાને પોતે પાંચ ટકા કમાવી આપશે. આવી રીતે શાસ્ત્રીજી તેમજ પોતાના સબંધી કાપડીયાને બેઉને ખુશી કરી પોતાની દલાલી પણ વચમાંથી મેળવી શેઠે કાપડની ખરીદી તો કરાવી આપી. પોને સો ગુણી ઘઉંનો સોદો શહેરના વેપારી સાથે કરેલો તેની ઉઘરાણી પણ પતાવી શાસ્ત્રીજીને સાથે લઈ તેઓ પાછા ફરતા હતા

પાછી ફરતી ટ્રેન પણ કલાક મોડી થતાં પાંચ વાગે સ્ટેશને પહોંચી જ્યાંથી શાસ્ત્રીજીનું ગામ પાંચ ગાઉ થતું હતું. સ્ટેશને વાહન ન મળ્યું તેથી બાજુના ગામમાંથી એક એકો ભાડે કરવો પડ્યો. આ રસ્તો બીકવાળો હતો, શાસ્ત્રી પાસે કાપડ હતું અને પોતાની પાસે વધારે નાણુંનું જોખમ હતું તેથી દિલમાં સહેજ કચવાતા શેઠે એકો હંકાવ્યો. હંકતા વેંત એક બિલાડી આડી ઊતરી એને ગાળો દેતા શેઠ પોતાના ગામ ભણી બીરુ દૃષ્ટિથી જોતા હતા, તે વખતે પણ શાસ્ત્રીજીના મ્હોંએ તો ભગવાનનું નામ જ હતું બીલાડીને ગાળો દેતા શેઠને તેમણે ફરીથી પેલો–

लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः
येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥

એનો એ જ શ્લોક સંભળાવ્યો. એ સાંભળી અત્યારે તો અનિચ્છાથી પણ શેઠના મનમાં શાસ્ત્રી માટે પૂજ્યભાવ ઉત્પન્ન થયો. શાસ્ત્રીજી બોલ્યા, 'શેઠ! ભગવાનનું નામ લો. આપણી સાથે ભગવાન છે એમ શ્રદ્ધા રાખો. પછી ભય શેનો?' શેઠનું દાઝેલું હૃદય અત્યારે ઢીલું પડી શાસ્ત્રીજીના વાક્યમાં શ્રદ્ધા રાખવા લલચાયું. અને એ શ્રદ્ધાનો સંચાર થતાં એમની ધાક કંઈક ઓછી થઈ.

× × ×

શેઠે અનેક વાર ટપાર્યો છતાં એકાવાળાએ પોતાની ઝડપ વધારી નહિ અને અરધો રસ્તો પણ કાપ્યા પહેલાં અંધકારનું આવરણ મુસાફરોને મૂંઝવવા માંડ્યું શાસ્ત્રીએ દરરોજના નિયમ પ્રમાણે સાયંકાળની પ્રાર્થના ધીમી બોલવા માંડી હતી

"તમે માનો છો કે અત્યારે કોઈ દુશ્મન આવી ચડે તો આપણી રક્ષા કરવા તમારો કોઈ ભગવાન આવે? આખો દી આવું બોલ બોલ કરતાં તમને કંટાળો નથી આવતો?" શેઠે એક અવજ્ઞાભર્યું હાસ્ય કરતા શાસ્ત્રીને પૂછ્યું

"મને તો એ જ સાચું લાગે છે. હું તો જીવું છું અને જીવીશ એને જ આધારે, પાંદડું પણ ભગવાનની ઇચ્છાથી હાલે છે, સમજ્યા!" શાસ્ત્રીએ જવાબ આપ્યો.

એક જગ્યાએ એકો વળાંક લેતો હતો, ત્યાં માણસોનો અવાજ આવ્યો "અલ્યા! ઊભું રાખ" એક બુકાની બાંધેલા પડછંદ આદમીએ એકાવાળાને પડકાર્યો. એની પછવાડે બીજા ચાર જણ હતા તે પણ આવી પહોંચ્યા સૌથી વધારે વિષમ સ્થિતિ એમને જોતાં શેઠ પાનાચંદની થઈ પડી આઠ દિવસ પહેલાં અહીં જ એક આસામી લૂંટાવાની વાત એમણે સાંભળી હતી. ઘડી વાર તો જમીન મારગ આપે તો અલોપ થઈ જવાનું એમને મન થયું. શાસ્ત્રી પણ સમજી ગયા.

"અલ્યા એ ઊતરો હેઠા. કાઢી નાખો જે કંઈ હોય ઈ" એક બુકાનીવાળો આદમી બોલ્યો.

"કંઈ નથી ભાઈસાબ. જોઈ લ્યો કંઈ હોય તો, ધરમના સોગન" શેઠનો કમ્પેકમ્પે કંપતો અવાજ સંભળાયો તેઓ નીચે ઊતરીને ઊભા રહ્યા "એક જોડ પહેરવાનાં કપડાં છે"

શાસ્ત્રીજી પણ ગભરાયા હતા. આવો આકરો અનુભવ, અંગ્રેજી રાજની છત્રછાયામાં એમણે કદી નહિ કરેલો એમની આંખમાં ભય અને વ્યાકુળતાનાં ઝગઝગીયાં દેખાયાં. પેલા ધાડપાડુઓમાંથી એક એમની પાસે આવ્યો શાસ્ત્રી નીચે ઊતરીને ઊભા રહ્યા. કપાળમાં ત્રિપુંડ્ર જોઈ તે માણસ બોલ્યો. "બામણ લાગેસે."

ગમાં ઉછીના નાણાં આપવાની પ્રેરણા પણ શાસ્ત્રીના ભગવાને જ કરેલી. પોતે શાસ્ત્રીને હજાર ધીર્યા હતા અને એને કપડાં વિગેરે ખર્ચ હતા પોતે રાખેલા ગાળામાં પોતાને સો મળ્યા હતા પણ જો શાસ્ત્રીની હાજરી ન હોત તો પોતે છ હજાર ખોઈ બેસવાનો હતો વળી તદ્દન અજાણ્યા એવા લૂંટારાએ પણ શાસ્ત્રીની દીકરીને હાથખરચીના પાંચ રૂપિયા એના ઉપર ભાવ થવાથી આપ્યા હતા

મૂળથી જ પાનાચંદને એ ભલા ભોળા બ્રાહ્મણ ઉપર સદ્ભાવ તો હતો જ, જોકે એની અતિ ભક્તિ, અતિ શ્રદ્ધા પોતાને ગમતી નહિ; પણ એ શ્રદ્ધા આજે સો ટચના સોના જેવી સિદ્ધ થઈ હતી તેથી પાનાચંદનું હૃદય શાસ્ત્રી ઉપર મરી પડતું હતું. એને માટે તે ગમે તે કરવા માટે તૈયાર થયો હતો, કારણ શાસ્ત્રીએ લૂંટારૂએ કહ્યું ત્યારે પોતાને એકલો મૂકી જવા ના કહી હતી કૃતજ્ઞ હૃદયે એને શાસ્ત્રીની પુત્રીના લગ્નમાં ખૂબ જ મદદ કરવા માટે પ્રેરણા કરી શાસ્ત્રીની આબરૂ ખૂબ સચવાય એમ ગોઠવું ચીજ વસ્તુ પૂરી પાડી અને જ્યારે પાછળથી શાસ્ત્રી પોતાને ચોપડે લખાયેલ દોઢ હજારનું નાણું ચૂકવવા આવ્યા ત્યારે તેણે પાઈ પણ લેવાની સાફ ના પાડી. "શાસ્ત્રી બાપા," બહુ જ સદ્ભાવથી પાનાચંદે કહ્યું, "આ દુકાન તમારી જ છે હું તો તમારું છોકરું છું. એનને પરણાવી તમે જે સત્કાર્યનો લ્હાવો લીધો છે, તેમાં મારે પોતાને પણ પુણ્યનો ભાગ પડાવવો છે એક પાઈ પણ મારે ન જોઈએ વે દી જુઓને તમે જ મને જીવતો રાખ્યો તો ને! અને લો આ સો રૂપિયા મારા તરફથી ચાંદલાના ના કહો તો મારા સમ છે બધાની વચમાં દેખાવ કરવાની મારી ઇચ્છા ન હતી."

શાસ્ત્રી કૃતજ્ઞતા અને ભક્તિભાવભરી નજરે પાનાચંદ તરફ જોઈ રહ્યા. "શેઠ, પાનાચંદભાઈ! આ બહુ થાય છે હું એનો શું બદલો વાળીશ!" એમનાં નેત્રો સજલ બન્યાં.

"મારાં બાળકોને તમારા શુદ્ધ હૃદયના આશીર્વાદ દેતા રહેજો હમેશ." પાનાચંદે કહ્યું

શાસ્ત્રીના મ્હોંમાથી અત્યારે પણ પેલો શ્લોક નીકળતો પાનાચંદે સાંભળ્યો.

लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ।
येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दनः ॥

# એક ભક્ત

એક ભક્ત હતા, તે ૪ વાગે ઊઠી ૬—૭ વાગતાં સુધીમાં પોતાનું નિત્યકર્મ પૂરું કરતા. તે સૂર્યોદય પહેલાં પૂરું થવું જોઈએ એવો તેમનો દૃઢ નિયમ હતો. સૂર્યનું કિરણ દેખાયું અને જો નિત્યકર્મ ના મિનિટનું પણ બાકી હોય તો એ આખા દિવસનો નકોરડો ઉપવાસ કરતા. એટલી નિયમબદ્ધતા છતાં લાગલાગટ બે દિવસ ભૂલ થાય તો અઠવાડિયાના ઉપવાસ, તેમાં થોડો જ ગોળ એક વખત ખાઈને પાણી પીવાની છૂટ નિત્યકર્મ ઉપરાંત પાંચેક કલાક નામજપ રહે તો જ તે દિવસનું ભોજન લેવાય. આવી કડકાઈમાં તેમને બાર માસમાં છ માસના ઉપવાસ તો સહજ થતા. લગભગ ૧૫—૨૦ વર્ષ સુધી આ નિયમ ચાલ્યો ત્યારપછી તો તેમના કોઈક અંતરંગ મિત્ર એ નિયમ સંબંધે કંઈક જાણવા લાગ્યા, ઘરનાં માણસોને પૂરી ખબર નહિ, માત્ર બધાં આધીન રહે, કચ્ચવ ન કરે એટલું જ, ઉપરાંત વ્યવહાર-ધંધો-પ્રવૃત્તિ-વેપાર પ્રતિષ્ઠા-જ્ઞાતિની પંચાતોના ગુંચવાયલા કેસો વગેરે કેટલાંય કામો, મિત્રો, સ્વજનો, સત્સંગ, સેવા બધું ચાલતું રહે, તેમાં જરા પણ કંટાળો કે અશાંતિ નહિ. ઉપવાસોથી શરીર એવું તો ખડતલ કે કોઈ દિવસ રોગ તો થાય જ શાનો! તેમને કોઈએ પૂછ્યું કે આવું દેહદમન શા માટે? તેમણે કહ્યું સરકારની નોકરી હોય કે છોકરાનાં લગ્ન હોય, સ્વાર્થની-કમાણીની બીજી કોઈ લાલચ હોય ત્યાં આપણે ભૂખ, તરસ, નિદ્રા, થાક બધું ભૂલી જઈને મિનિટે મિનિટનો સમય સાચવીએ છીએ, તો પછી ભગવાનની સેવામાં ગમે તેમ ગોટાળો કેમ ચલાવી લેવાય? આ જવાબ ખરેખર વિચારવા જેવો હતો આ ભક્ત અત્યારે હયાત છે અને એમની સાથે બે દિવસ રહેવું એ પાઠશાળામાં હાજરી આપ્યા જેવું લાગે છે. ભરત.

# અધ્યાત્મ રામાયણઃ સમાધિ ભાષા

લેખક ભક્ત પુંજીરામ પરમાનંદ-તત્ ચિનગારી.

વ્હાલા પથિક ! ઓ મનરૂપ બનેલા માનવી ! ઊઠ, જાગ. હજુ બાલક છું, જુવાન છું, વાર છે, એવી આશાએ આયુષ્યની અમૂલ્ય પળોને રકતપ્રવાહિણી ગંદી ગટરમાં વહેવાવી દેનાર ઓ વ્હાલા પ્રવાસી ! તું આંખ ઊઘાડી જો કે તારો જીવનરથ જીવે છે કે મૃત્યુને વરી ચૂકયો છે ! તને ખબર નથી પણ તે ક્યારનો યે સળગી ઉઠયો છે.

ષટ્ શત્રુરૂપ યોદ્ધા જેમાં શોભતા જ નથી એવા સૂક્ષ્મદેહરૂપ અયોધ્યાનગરીની ગાદી પર વિરાજિત દશ ઇન્દ્રિયોરૂપ ઘોડા દેહરૂપ રથને જોડીને આવેલા ઓ દેહી દશરથ ! તું મરણને વરી ચૂકેલો પડ્યો પડ્યો તારી જીવનકથનીનો ઈતિહાસ મારી પાસેથી શુદ્ધ ચિત્તે સાંભળો પછી યોગ્ય લાગે તેમ કરજે, કારણ કે પૂર્વ ઇતિહાસને કહેનારો હું આજે તારો વહીવંચો થયો છું. પણ ..એટલું તો જરૂર યાદ રાખજે કે ..

લાખ લખોને લેખ, લાખ બધા શું લેશે,
વળગી વાંચન-ટેવ, વિચારો વણસી જશે,
કહેતા આવ્યા કાંક કવિ પણ કોક કમાશે,
ગર ગળનાર ગમાર ગૂંથવણીમાં જ ગમાશે,
પુંજી પરમાનંદ તતની ચો દિશ ચિનગારી કરી,
ભાગ્યે ભાગીદાર ભાગ્યશાળીની ભક્તિ ત્યાં ભળી.

સાવધાન.

ઓ પ્રેમી !...આજે ઉતાવળ હોય તો આટલો લેખ કાલે વાંચજે, અને શાંતિ હોય તો સાવધાન થઈ આંખ બંધ કરીને તારી જીવનનાટયશાળાનું નાટક જોવા આંતર ગુહામાં ઊંડામાં ઊંડે ઊતરી જા પણ.. દિવ્ય ચક્ષુ ઊઘાડાં રાખજે.

હે મનરૂપ બનેલા માનવી ! જો ..જો દશ ઇન્દ્રિયોરૂપ દશ ઘોડાથી શણગારેલો તારો દશરથ જેમાં કામ ક્રોધાદિ શત્રુ શોભે નહિ એવા સૂક્ષ્મદેહરૂપ અયોધ્યાનો સ્વામી બન્યો છે. અને ત્રિગુણાત્મિકા ત્રણ ગુણવાળી ત્રણ રાણીઓને વર્યો છે ઋતંભરા પ્રજ્ઞા (બુદ્ધિ) રૂપ કળા કુશલ દેશની કન્યા કૌશલ્યા પણ તેના આધીન છે. 'વસુધૈવ કુટુમ્બકમ્' એ મંત્ર ભણનારી વિશ્વમિત્રા સુમિત્રા પણ તેના સ્વાધીન છે. વળી ઉદારથી બહુ બળ કરનારી રૂપાળી જણાતી સુમતિરૂપ કૈકેયીને પણ પોતાના પક્ષમાં લીધી છે.

યાદ છે ?...વિચારી જો. માયાવી અરણ્યમાં મૃગયા રમવા નીકળેલા તારા દેહરૂપ દશરથે પ્રમાદના કરી છે. પૂર્વે ન દેખનારાં આશાવતી અને ઇચ્છારૂપ બ્રાહ્મણને ત્યાં વેદાન્તરૂપ સત્શાસ્ત્રના શ્રવણરૂપ પ્રગટેલો પુત્ર અવિદ્યારૂપ અંધાપાને પામેલાં માતાપિતાને સ્કંધે લઈ તેમનો મોક્ષ કરવા અર્થાત્ મુમુક્ષુતા પ્રાપ્ત કરાવવા પિંડબ્રહ્માંડમાં રહેલા દેહના દેવતાઓના સ્થાનરૂપ તીર્થોમાં ફરતો હતો, છતાં તારા દેહરૂપ દશરથે સત્શાસ્ત્ર શ્રવણને એવો તો વિંધી નાખ્યો કે તે રામ કહેતો આરામ પામ્યો અર્થાત્ સદાને માટે તારો શ્રવણભાવ નાશ પામ્યો.

અમર આશા અને મોક્ષેચ્છારૂપ બ્રાહ્મણ દંપતીએ ઝૂરી ઝૂરીને પુત્રવિયોગે પ્રાણ છોડતા તારા દેહરૂપ દશરથને શાપ આપ્યો કે અમારી ગતિ થઈ તે ગતિ તારી થજો.

આશા, ઇચ્છા અને શ્રવણ એ ત્રણેનો નાશ થવાથી શાપિત થયેલો દેહરૂપ દશરથ ત્રિવિધ તાપમાં તપવા લાગ્યો—આધિ, વ્યાધિ અને ઉપાધિમાં ઘેરાયો. પશ્ચાત્તાપમાં આંસુ પાડતો માયાવી અરણ્યમાંથી સૂક્ષ્મદેહરૂપ અયોધ્યામાં આવીને પૂર્વે કહી તે પોતાની ત્રણે રાણીઓથી વિહાર કરવા લાગ્યો.

અજ્ઞાનતારૂપ અંધાપાને લીધે પોતાને વાંઝીયો માનનાર દેહરૂપ દશરથને પરમાર્થ યજ્ઞનું જ્ઞાન થતાં તેનું વંધ્યત્વ દૂર થયું.

આદિ અનાદિ છે, છે, ને છે જ, એવા અમર પુત્રો જ્ઞાન થતાં આ દેહી દશરથને ઘેર પ્રગટ થયા. ઋતંભરા પ્રજ્ઞા (બુદ્ધિ) કળા–કૌશલ્યાના ઉદરથી આત્મારૂપ રામનો જન્મ થયો. વિશ્વપ્રેમી વિશ્વમિત્રારૂપ સુમિત્રાથી અદ્વૈતરૂપ એક લક્ષ્યવાળું મન લક્ષ્મણ પ્રગટયા. અને સુમતિરૂપ કૈકેયીના હૃદયમાંથી ભક્તિરૂપ ભરત તથા ષટ્ શત્રુઓનું હનન કરનાર પ્રેમરૂપ શત્રુઘ્ન પ્રગટ થયા. તેથી તું પુત્રપાલનાના વાત્સલ્ય પ્રેમમાં આનંદના હીંડોળે હીંચવા લાગ્યો.

હે મનરૂપ માનવી ! અનાદિ અજર અમર ઈશ્વરી સ્વરૂપોને ઓળખાણના અભાવે પુત્રરૂપે અને મારા શબ્દ ઉચ્ચારતો પોતાના માનવા લાગ્યો. તેથી નચિંત થઈને રંગવિલાસમાં રમનારા દેહરૂપ દશરથને જોઈને તેમજ તેને મમતાની સોડમાં ભરાતો જોઈને કૈકેના

દેવતાઓ દાઝવા લાગ્યા, ધીમે ધીમે દેહમાં રહેલા આસુરોનું બળ વધતું ચાલ્યું, દેવતાઓનું શમદમરૂપ તપ નાશ પામતું ગયું અને શુભકર્મો રૂપ યજ્ઞો બંધ થયા.

બાર વરસની અહંતા અને મમતારૂપ અવિદ્યાથી ઘેરાયેલા દેહરૂપ દશરથની જીવનકથા જોઈને તેમજ તેને ભાન આવ્યા પછીથી તેને ઘેર બાર જ વરસના થયેલા આત્મારૂપ રામચંદ્રજી અતિ વૈરાગ્યવાન થઈને એકાન્તમાં જઈ સ્વસ્વરૂપમાં સ્થિતિ કરીને ત્રીજા દેહમાં જઈને બેઠા.

આત્મારૂપ રામની ઉદાસીનતાથી દેહરૂપ દશરથ સહિત આખુય કુટુમ્બ કરમાવા લાગ્યું. આત્મારામને રીઝાવા દેહરૂપ દશરથે માયિક અને ભૌતિક મોહને ઉત્પન્ન કરનારી અનેક વસ્તુઓ અર્પણ કરી, પણ તેથી કંઈ આત્મારૂપી રામ જરા પણ રીઝયા નહિ. પરંતુ ઉલટા, અધિક ને અધિક કરમાવા લાગ્યા. તેથી ત્રણે દેહોની શોભા માત્ર કરમાવા લાગી. તેથી દેહી દશરથ રડતો રડતો સર્વેના અંતર્ગષ્ટમાં રહેલા મહાકારણ ચોથા દેહરૂપ આશ્રમમાં રહેલા વસિષ્ઠ ગુરુના ચરણે ગયો. અર્થાત્ સમાધિભાષામાં તુર્યપદરૂપ બ્રહ્મજ્ઞાનને પ્રાર્થના કરતો દેહી આત્મારૂપ રામને બહિર્ જગતમાં વિનવવા લાગ્યો

ચતુર્થ દેહરૂપ આશ્રમમાં વિરાજી રહેલા અવશિષ્ટ બ્રહ્મજ્ઞાનરૂપ વસિષ્ઠ ગુરુનું ત્રીજા દેહમાં આગમન થવાથી દર્શન માત્ર કરતાં જ આત્મરૂપ રામચંદ્રજી અત્યંત પ્રસન્ન થયા. તેથી ગુરુજીએ તેઓને પોતાના આશ્રમરૂપ ચોથા દેહમાં સ્થિત કરીને પોતાના સર્વજ્ઞ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવ્યો. જેથી સર્વ બંધનથી અને રુધનથી રહિત ગુરુપત્ની અરુંધતીજીએ આત્મારામને વિજયમાળા પહેરાવી, પરંતુ આત્મારૂપ રામને પોતાના પુત્રરૂપ અર્થાત્ છત્રરૂપ માનનારો દેહી દશરથ અહંતા અને મમતાથી નિવૃત્ત થયો નહિ

પિંડબ્રહ્માંડમાં વિશ્વકલ્યાણની ઈચ્છાવૃત્તિરૂપ વિશ્વામિત્રે શુભ કાર્યોરૂપ ઘણા યજ્ઞો આરંભ્યા, પણ અવિદ્યાના અરણ્યમાં ઉત્પાત આદરી બેઠેલા મદમત્સરાદિ અસુરોએ સર્વ યજ્ઞોનો સંહાર કરવા માંડયો. તેથી સર્વ સાગ્રણીરૂપ મુનિમંડળથી મુક્ત થયેલ તેમજ લક્ષ-ચોરાશી વર્ષના અઘોર તપોબળથી તપસ્વી થયેલા મહાતપસ્વી મુમુક્ષુતારૂપ મુનિ વિશ્વામિત્રજી આત્મબળરૂપ રામચંદ્રજીની માગણી કરવા માટે પિંડબ્રહ્માંડરૂપ સાર્વભૌમ ચક્રવર્તિ સામ્રાજ્યના અધિપતિ દેહરૂપ દશરથના દ્વારે આવ્યા.

હતો નહિ જન્મ સીતારામનો ત્યાં
　　　　　　કેમ રામાયણ કરી !
આદિ કવિ વાલ્મીકિ મુનિએ.
　　　　　　શું સમાધિ આદરી ! ૧
અંતર તણા મંતર મહી
　　　　　　તંતર નિરંતર આદર્યું
શોધી હૃદયનો સાર સૌ
　　　　　　સાહિત્યમાં સંચય કર્યું ૨
સ્થૂલ દ્રષ્ટિના, સ્થૂલ સૃષ્ટિના,
　　　　　　સ્થૂલ બુદ્ધિના જન શું લહે,
આવા મુનીશ્વર ભેદમાં
　　　　　　મરજી વિના જન શું કહે ! ૩
સૂક્ષ્મ રહ્યો છે શ્રીહરિ
　　　　　　શોધે શરીર તો સાંપડે,
પોતા તણા તત્ પદ તણી
　　　　　　ચીનગારી અંગે જો અડે. ૪

## સંતોનાં વચનામૃતો

૧ વૈરાગ્યને ગુપ્ત રાખશો, તેટલો તે દૃઢ થશે.

૨ વૈરાગ્યને દૃઢ કરશો, તેટલા ઈશ્વરની નજીક પહોંચશો.

૩ કંચન (ધન), કામિની (વિષયલાલસા), કીર્તિ (માન-લાલસા) એ ત્રણે ય કાળના મુખમાં લઈ જનારા જમદૂતો છે. ધનવાનો, સ્વાદુભોજન, સ્ત્રીઓ, પ્રશંસા (માન) જ્યાંથી મળવાનાં હોય ત્યાંથી દૂર ભાગો, એ જ નરકમાં લઈ જનાર છે.

૪ સ્તુતિ-નિંદાને સરખાં ન ગણી શકો તો બન્નેમાં પ્રસન્ન રહો. ઈશ્વર જે સ્થિતિમાં રાખે તેમાં રાજી રહો. જગતનું નાટક રમત-બાજી સમજીને રમ્યાં કરો.

　　રમીયે બાજી જગતની, રમીયે ગમ્મત બાજી
　　કોઈ દિન હારી કોઈ દિન જીતી, કોઈ દિન વિજયે ગાજી. જગતની.
　　કોઈ દિન રોવાં, કોઈ દિન હસવાં, કોઈ દિન રાજીરાજી. જગતની.
　　કોઈ દિન લાતો, કોઈ દિન ગાળો, કોઈ દિન કીર્તિ ઝાઝી જગતની.
　　દાંડી ભર ખોટો ખેલ અજવતાં કોણ મુરખ કોણ કાજી. જગતની
　　હર્ષભેર હરિ રામરાજ્ય પર રહેવું રાજી રાજી જગતની.

૫ કૃપણતા છોડીને કરેલો ધનસંચય, બદલાની આશા વિનાનું કરેલું દાન, સરળ શુદ્ધભાવે કરેલું સત્કર્મ, સત્ય, પ્રિય અને હિતકર વચન, એ ચાર ગૃહસ્થને શોભાવનારાં છે

૬ સાધક ભક્તના મોટા શત્રુ તે છે કે જે તેની પાસે ઈશ્વર સિવાય બીજી વસ્તુ વિષે વાતો કરવા જાય છે

૭ માયિક સિદ્ધિઓના મૂલ્યમાં ધર્મરૂપી ધન આપવું પડે છે.

૮ ઈશ્વરથી, બ્રાહ્મણથી અને ગુરુથી જે ડરે છે, તેનાથી જગત ડરે છે એ ત્રણેયથી જે ન ડરે તેનાથી જગત પણ ન ડરે.

૯ અમારું ધન તો રામનામ છે તમારી ઇંદ્ર જેટલી સંપત્તિ છતાં તમે 'ગરીબ' છો એમ અમને સ્પષ્ટ દેખાય છે.

૧૦ મનુષ્યોથી બહુ ઓછી વાત કરનાર પ્રભુથી વાત કરી શકે છે. પ્રભુથી બહુ વાત કરનાર મનુષ્ય જગતના લોકોથી વાત કરી શકતો નથી

૧૧ પેસવું સહેલું છે, પણ નીકળવું મુશ્કેલ છે એવી દુનિયા જાણવા છતાં ય મૂર્ખ લોકો તેમાં પેઠા જ કરે છે

૧૨ આહાર વધે કે તરત જ સાધન, જપ, ધ્યાન, બ્રહ્મચર્ય, પ્રભુપ્રેમ એ બધાંના પાયા હાલવા માંડે. વધુ ભોજન લેતાં ડરે તેનાથી મૃત્યુ ડરે છે.

૧૩ વિશ્વાસરૂપી નેત્રોથી ઈશ્વર જ બધે દેખાય છે. આ અંધના જેવાં નેત્રોથી તો બધું ઊલટું જ દેખાય છે

૧૪ મોહન એ જ ખરો મિત્ર છે. સંસારમાં મોહનને મિલાવે તે મિત્ર.

૧૫ નિર્વાહની ચિંતામાં કીડીઓ અને પશુ-પંખી જેટલી ય શ્રદ્ધા નથી, તો પણ પ્રભુ દયાળુ જ રહે છે.

૧૬ ભાર ઉપાડવા પ્રભુ તૈયાર છે, તો પછી ખોટો ય ભાર ઉપાડીને કાં ફરો છો! તેમાં પણ તમારી સત્તા કે શક્તિ તો કંઈ દેખાતી નથી, ત્યારે નિશ્ચિન્ત થઈ જાઓ ને!"

૧૭ પ્રેમી તે જ કે જે પ્રેમ સુદ્ધાં આપી શકે. પ્રભુ ખાતર થોડી સુખ-સગવડોનો પણ ભોગ ન આપનાર તું પ્રેમી થવા ચાહે તે કેવી મૂર્ખાઈ છે!

૧૮ સદ્‌ગુરુનું મૌન એ ઈશ્વરની સાથે વાતચીતને લીધે છે. તેમનું નેત્રમિચન એ ઈશ્વરની રૂપમાધુરીના દર્શનને લીધે છે, તેમનો ક્રોધ ઈશ્વરના માર્ગે શિષ્યને આગળ ધકેલવા માટે હોય છે.

૧૯ જેના સખા, પિતા કે પતિ, સર્વવ્યાપી, લક્ષ્મીપતિ અને સર્વશક્તિમાન હોય તેને કોનો ભય, કોની સંપત્તિની ઈર્ષ્યા, શી કમી! સર્વ કંઈ એનું જ છે. ત્રણ લોકની સંપત્તિ મળતાં કે આખી દુનિયાની ગરીબી મળતાં એનું રૂવાડું યે શાને ફરકે!

૨૦ બહેરા, મુંગા અને આંધળાને પ્રભુપ્રાપ્તિ કેમ ન થાય, જો એ પ્રભુ વિના કશું ન દેખે, ન બોલે, ન સાંભળે. તો જ એ સાચો આંધળો, મુંગો ને બહેરો ગણાય.

૨૧ ઈશ્વરના ભજનમાં જગત ભુલી જવાય છે, એનો અર્થ એ કે, ભજનમાં જગત ઈશ્વરરૂપે દેખાય છે.

૨૨ સાધુતાનું મુખ્ય ચિહ્ન એ છે, કે અન્તરથી પ્રબળ અનુરાગ સાથે ભક્તિ કરવી, છતાં બહાર તો એને પ્રસિદ્ધ ન થવા દેવી.

૨૩ ઈશ્વર સંબંધી વાત કરવાને તે લાયક છે, કે જેનું મન બ્રહ્મલોકના વૈભવથી પણ લોભાય નહિં. મેરુ ડગે પણ જેનું મન ન ડગે.

૨૪ જ્યારે મારી જીભ ઈશ્વરનો ગુણમહિમા ગાવા લાગી તે વેળા મેં જોયું કે ભૂલોક ને સ્વર્ગલોક મારા પ્રદક્ષિણા કરતા હતા. લોકો તે દેખી શકતા નહિ

૨૫ એના જન્મને ધન્ય છે, એની માતાને ધન્ય છે, કે જેણે પોતાનું સર્વસ્વ 'રામ'ને માની લીધા છે, અને રામને પ્રાપ્ત કરવા જેનું હૃદય એકદમ તલસે છે.

[ સત્સંગ-સરિતામાંથી ]

# એક પતિવ્રતા સતી

અનુ શ્રી નાનાલાલ ભાઈશંકર ભટ્ટ

કિશનગઢ રાજ્યમાં દેવીપુરા નામનું એક શહેર છે. ત્યાં એક રજપૂત મહિલાએ સતી થઈ વર્તમાન સમયમાં પણ હિંદના જૂના રિવાજની પવિત્રતા અને દ્રઢતાનું સમર્થન કર્યું છે

દેવીપુરામાં નારાયણસિંહ નામનો એક રજપૂત રહે છે. તેની પત્નીનું નામ હતું હેમકુમારી. જે પ્રસિદ્ધ ચૌહાણ વંશમાં જન્મી હતી અને કિશનગઢના મહારાજા સુરતસિંહની ફોઈની દીકરી હતી. હેમકુમારીનો પતિ નારાયણસિંહ મંદી પડ્યો. માંદગી લંબાતાં તેમાંથી ન્યુમોનિયા થઈ પડ્યો ત્યારે નારાયણસિંહને ખાત્રી થઈ આવી કે હું આમાંથી બચી શકીશ નહિ

"સતી થવાની છું"

નારાયણસિંહના પિતાનો સ્વભાવ બહુ કડક હતો. અને તે હેમકુમારીને વાતવાતમાં તતડાવતો નારાયણસિંહે મૃત્યુ પહેલાં સાત દિવસ અગાઉ હેમકુમારીને કહ્યું કે "આ માંદગીમાંથી હવે હું બચીશ નહિ અને એક વાતનું મને દુઃખ થાય છે કે મારા મૃત્યુ પછી પિતાજી તરફથી તને દુઃખ પડશે." હેમકુમારી જવાબ આપે છે કે "મને દુઃખ જ નથી પડવાનું, કારણ કે હું તમારી સાથે સતી થવાની છું." આ સાંભળી નારાયણસિંહને આશ્ચર્ય થયું અને તે સંતોષ પામ્યો. પતિના મૃત્યુ સુધી હેમકુમારી પ્રસન્ન ચિત્તથી સેવા કરવા લાગી ૭ દિવસ પહેલેથી જ તેણે (હેમકુમારીએ) ખાવા-પીવાનું છોડી દીધું હતું, પતિ જે દૂધ-ફળ લે તે જ હેમકુમારી લેતી

પતિના મૃત્યુના દિવસે હેમકુમારીએ પોતાના સુંદર વસ્ત્રો પહેરી પોતાનો સતી થવાનો વિચાર દર્શાવ્યો. કુટુંબના માણસોએ સતી થવાનું સહેલું નથી અને જ્યાં શરીર બળવા લાગશે ત્યારે બહુ કષ્ટ પડશે વગેરે દલીલો કરી સમજાવવાનો પ્રયત્ન કર્યો

હેમકુમારીએ કહ્યું, "મને માતાજીની પૂર્ણ કૃપા છે અને મને તેમણે જ સત ચઢાવ્યું છે તમારે કોઈએ જરા પણ ચિંતા કરવી નહિ, હું જરૂર સતી થવાની છું.

તેનો નિશ્ચય સાંભળી ઘરવાળાએ એને એક ઓરડામાં પૂરી બારણાં બંધ કર્યાં અને બહાર શબને લઈ જવાની તૈયારી કરી. હેમકુમારીએ બારણાં ખોલવા ખૂબ વિનંતિ કરી પણ કોઈએ બારણાં ખોલ્યાં નહિ. કહે છે કે બારણાં આપોઆપ ખૂલી ગયાં, કોઈ કહે છે કે જ્યારે તેણે શાપ આપવાની ધમકી આપી ત્યારે તેના દીયરે બારણાં ખોલ્યાં. બહાર નીકળી તેણે ગાયનું છાણ-મૂત્ર માગ્યું પણ આ વખતે એ મળી શકે તેમ નહિ હોવાનું ઘરવાળાઓએ જણાવ્યું. હેમકુમારીએ જણાવ્યું કે "જાઓ અમુક ગરનાળા ઉપર ગાય ઊભી છે" લોકો ત્યાં ગયા તો ગાય ઊભેલી જોઈ અને તેનું છાણ-મૂત્ર-દૂધ વગેરે લઈ આવ્યા. હેમકુમારીએ તેના સસરાને ભૂતકાળના દોષો બદલ માફી આપી અને કહ્યું કે, "આ બાબતમાં આપે જરાપણ બીવાનું નથી મને જે કષ્ટ પડ્યું હશે તે મારા પૂર્વકૃત્યનું ફળ છે મને આપના તરફ ખૂબ માન છે. પ્રભુ આપનું ભલું કરે, આપની વૃદ્ધાવસ્થા છે તો બીજા વિચારો છોડી દઈ કેવળ પ્રભુસ્મરણમાં દિવસો ગાળજો."

હેમકુમારીએ તેના દીયરને પણ ઉપદેશ આપ્યો.

આપોઆપ અગ્નિ પ્રગટ્યો

હજારો માણસો સાથે નારાયણસિંહનું શબ (ઠાઠડી) ઉપાડ્યું અને હેમકુમારી સાથે સ્મશાનભૂમિ તરફ ચાલવા માંડ્યું. તે દરમિયાન હેમકુમારી નાળિયેર ઉછાળતી અને 'ભજ ગોવિંદ ભજ ગોવિન્દ'નું સ્મરણ કરતી હતી તેના શરીરનો રંગ બદલાવા લાગ્યો. તેનામાં ઉત્સાહ, આનંદ અને તેજ જણાતાં હતાં લોકો સતી માતાનો જય પોકારતા સ્મશાનભૂમિ ઉપર આવી પહોંચ્યા હેમકુમારી તેના પતિનું શબ ખોળામાં લઈ ચિતા પર બેઠી આ વાતમાં કેટલું સત્ય હશે તે સમજાતું નથી. પણ કહે છે કે અગ્નિદાહ કરનાર કોઈ નીકળ્યો નહિ અને થોડી વારમાં આપોઆપ અગ્નિ પ્રકટી નીકળ્યો એ સહુએ જોયું. અને એકદમ જ્વાળા નીકળી. હેમકુમારીના મોં ઉપર પ્રસન્નતા દેખાતી હતી. અગ્નિ ચોતરફ ફેલાઈ ગયો. ફક્ત મોઢું ખુલ્લું રહેલું હતું વરદાન લેવાવાળાઓ એકદમ ધસ્યા. તપાસ કરતાં માલૂમ પડ્યું કે ઘણા આંધળા માણસોએ સતીના વરદાનથી આંખો પ્રાપ્ત કરી હતી, એઓનો કોઢ મટી ગયો, દિસ્ટેરીઆ અને મેનમાનસવાળા કેટલાક લોકોને રોગોથી મુક્તિ મળી ગઈ

આ દરમિયાન એક વિચિત્ર ઘટના બની કે એક કાળચિતરો સાપ ચિતાની પાસેના ઝાડની ડાળી ઉપર ચઢી ચિતાની તરફ મોં રાખી બેસી ગયો અને તે રીતે બાર દિવસ સુધી બેસી રહ્યો. પછી સાપ ક્યાં ચાલ્યો ગયો તે જ કોઈને ખબર ન પડી. ઘણા દિવસ સુધી ચિતા સળગતી રહી હતી.

સ્મશાનભૂમિ પર લોકોની આવજા ખૂબ વધી પડી, સૌ કોઈ સતી માતાની વંદના અને પ્રાર્થના કરવા લાગ્યા.

# અર્ધી કિમ્મતે મળતાં ચાતુરમાસ માટે નીચેનાં ભક્તિરસથી ભરપુર ધાર્મિક પુસ્તકો

| | મૂળ કિંમત |
|---|---|
| અવળને ઓવારેથી | ૧-૮-૦ |
| શ્રી બાળા ગંભીરનાથ | ૧-૪-૦ |
| જીવનસ્મૃતિ ૦-૧૨-૦ જીવનયાત્રા | ૧-૦-૦ |
| ભિક્ષુ અખંડાનંદ | ૦-૧-૦ |
| મુક્તિમાર્ગ ૨-૦-૦ ભક્તિમાર્ગ | ૧-૮-૦ |
| સ્વામી રામતીર્થ, જીવન ને વચનામૃતો | ૧-૦-૦ |
| ભગવતી ભક્તચરિત્ર | ૦-૧૨-૦ |
| સારુકતાવલિ | ૦-૧૨-૦ |
| ઉપનિષદોનાં ચૌદ રત્નો | ૦-૧૨-૦ |
| શ્રી વિષ્ણુસહસ્રનામ તથા શ્રીમદ્ ભગવદ્ગીતા | ૦-૧૨-૦ |
| શાક્ત પંચરત્નો | ૦-૧૦-૦ |
| આદર્શ ભક્તો | ૦-૧૨-૦ |
| ભક્તરાજ હનુમાન | ૦-૮-૦ |
| તારાના તેજ | ૦-૮-૦ |
| કરણી તેવી પાર ઉતરણી | ૦-૧-૦ |
| સંસાર તરવાનો સહેલો ઉપાય તથા શ્રી રામસહસ્રનામ | ૦-૫-૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા (૧લો અધ્યાય) | ૦-૫-૦ |
| સાચી માત્રા ૦-૪-૦ હિંદુત્વ | ૦-૪-૦ |
| આત્મસાક્ષાત્કાર થયેલા એક મહાત્મા | ૦-૪-૦ |
| પુનર્જન્મનો નિયમ [સાધકોનો પરિચય | ૦-૪-૦ |
| શ્રી શિવસહસ્રનામાવલી | ૦-૪-૦ |
| શ્રી વિષ્ણુસહસ્રનામાવલી | ૦-૪-૦ |
| ધર્મમયજીવન શા માટે અને કેમ ગાળવું? | ૦-૪-૦ |
| મનોબોધ ૦-૧-૦ પ્રાર્થના મહાત્મ્ય | ૦-૨-૦ |
| સત્સંગનો મહિમા ૦-૪-૦ સાધનપંચક | ૦-૨-૦ |
| કર્મનો નિયમ અને આત્મસાક્ષાત્કાર | ૦-૧-૦ |
| શ્રી વિષ્ણુસહસ્રનામ | ૦-૪-૦ |
| મંગલધારી ૦-૩-૦ વિષ્ણુ સાથે વાર્તાલાપ | ૦-૩-૦ |
| તત્ત્વવિચાર ૦-૩-૦ જીવ સંબંધી પ્રશ્નોત્તર | ૦-૩-૦ |
| ભગવાન શું છે? ૦-૩-૦ અજ્ઞાન દમસાદ | ૦-૩-૦ |
| ભગવાન પ્રાપ્તિના વિવિધ ઉપાયો | ૦-૩-૦ |
| ગોવિન્દદામોદરસ્તોત્ર | ૦-૨-૦ |
| એક ભક્તનો અનુભવ | ૦-૨-૦ |
| ઈશ્વર સાક્ષાત્કાર માટે નામજપ સાધન છે | ૦-૨-૦ |
| શ્રી સ્વામીનારાયણ (ભક્તોને ઉપયોગી) | ૧-૮-૦ |

| | મૂળ કીમત |
|---|---|
| હનુમાનચાલીસા ૦-૪-૦ દેહમ્ ગહનમ્ ગતિ | ૦-૨-૦ |
| કર્મનું રહસ્ય ૦-૨-૦ બ્રાહ્મણ મીમાંસા | ૦-૨-૦ |
| ધર્મ શું છે તથા ધર્મ અને તેનો પ્રચાર | ૦-૨-૦ |
| સાચું સુખ અને તેની પ્રાપ્તિના ઉપાય | ૦-૨-૦ |
| વેપાર સુધારવાની જરૂર અને વેપાર મુક્તિ | ૦-૨-૦ |
| વૈરાગ્ય ૦-૨-૦ શ્રી પ્રેમભક્તિપ્રકાશ | ૦-૨-૦ |
| સ્વામી રામતીર્થનો સંક્ષિપ્ત જીવનવૃત્તાંત | ૦-૪-૦ |
| શ્રીરામ લક્ષ્મણ અને પરશુરામ | ૦-૨-૦ |
| તેત્રીસ પ્રશ્નો તથા તેર આવશ્યક વાતો | ૦-૨-૦ |
| ઉચ્ચજીવન ૦-૪-૦ મહાસતી સુકલા | ૦-૪-૦ |
| આપણું કર્તવ્ય | ૦-૧-૦ |
| ત્યાગથી ભગવાનની પ્રાપ્તિ | ૦-૧-૬ |
| કલ્યાણ જલદી કેવી રીતે થાય | ૦-૧-૬ |
| કલ્યાણનું તત્ત્વ તથા કલ્યાણપ્રાપ્તિના ઉપાય | ૦-૧-૬ |
| ભગવાનનાં દર્શન પ્રત્યક્ષ થઈ શકે છે | ૦-૧-૦ |
| મનુષ્યજીવનનો અમુલ્ય સમય [કર્તવ્ય | ૦-૧-૦ |
| વેજીટેબલ ઘીથી થતું નુકસાન તથા આપણું | ૦-૧-૦ |
| ગુણાદસ્તુતિ ૦-૦-૬ શિવમહિમ્ન સ્તોત્ર | ૦-૧-૬ |
| પશુધન ૦-૦-૬ અંધેર નથી વાર છે | ૦-૦-૬ |
| આરતી સંગ્રહ | ૦-૪-૦ |
| યજ્ઞોપવિત સંસ્કાર અને તેનું રહસ્ય | ૦-૧-૦ |
| રામસહસ્રનામ ૦-૧-૦ વહેવારનીતિ | ૦-૨-૦ |
| મહાત્મા તુલસીદાસ અને કબીરની સાખીઓ | ૦-૨-૦ |
| શ્રમણનારદ ૦-૩-૦ ભક્તિ માર્ગમાં સાધન | ૦-૧-૦ |

## સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

| | |
|---|---|
| ભક્તનારી | ૦-૧૦-૦ |
| નારી ૦-૪-૦ માતાજી | ૦-૬-૦ |
| સ્ત્રીનીતિધર્મ ૦-૨-૦ વિરાંગના વિદુલા | ૦-૨-૦ |

## બાલોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| બાલશિક્ષા | ૦-૮-૦ |
| બાળકોના વિવેકાનંદ | ૦-૮-૦ |
| કિશોરોના રામકૃષ્ણ | ૦-૮-૦ |
| ગૌરાંગ મહાપ્રભુજી | ૦-૮-૦ |
| ધન્ય જીવન | ૦-૮-૦ |
| ભારતની સંત ત્રિપુટી | ૦-૪-૦ |
| ધરતીને ખોળે ૦-૪-૦ બ્રહ્મચર્ય | ૦-૩-૦ |
| વર્તમાન શિક્ષણ ૦-૧-૦ રમણ મહર્ષિ | ૦-૪-૦ |

નોંધ—પોસ્ટેજ દરેક પુસ્તકનું જુદું સમજવું. દરેક પુસ્તકની મૂળ કિંમત છાપેલી છે, તેથી અડધી કીંમત ગણીને ઓર્ડર મુકવો. એક રૂપીયાથી ઓછી કિંમતના પુસ્તકોનું વી. પી. કરવામાં આવતું નથી. પુસ્તકોની વિશેષ માહિતી માટે મોટું સૂચીપત્ર મફત મગાવો. પુસ્તકોની વિશેષ માગણીને લઈને સીલીકમાં હશે તે પુસ્તકો મોકલી શકાશે. આ 'રમાં ન આપેલ પુસ્તકો શીલીક નથી એમ સમજી લેવું.

લખો:—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય સલાપસ ક્રોસરોડ : અમદાવાદ.

વાર્ષિક લવાજમ . રૂા. ૫-૩-૦ | તંત્રી : મગનભાઇ છોટાભાઇ દેસાઇ | હિંદ બહાર રૂા.૭-૮-૦

## વિષય સૂચિ



જરૂરી સૂચનાઓ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠિરનામું સ્પષ્ટ લખવું જોઇએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઈ પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઇએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

લખો :—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો. નં. ૬ અમદાવાદ.

### વિશ્વમંગલના સલાહકારો

પરમ પૂજ્ય સ્વામી શ્રી માધવતીર્થજી
હાલ ઠે. કુંભેશ્વર, પોસ્ટ ચાંદખેડા, સ્ટેશન સાબરમતી.

પરમ પૂજ્ય કીર્તનાચાર્ય શ્રી સીતારામ મહારાજ
માંડવીની પોળ, સોનીની ખડકી—અમદાવાદ

પરમ પૂજ્ય શ્રી પુનિત મહારાજ
સારંગપુર કાપડીવાડ—અમદાવાદ.

શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઇ
મોતીભાગ એલિસબ્રીજ

ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ
કલાપસ કોસરોડ,
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
દેસાઈ મગનભાઈ છોટાભાઈ

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય,
કલાપસ કોસરોડ,
મોતી વિલા બ નં. ૧ અમદાવાદ

# વિશ્વ મંગલ

सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्‌गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧ ] ૧૧ મી. શ્રાવણ-૨૦૦૩ : સપ્ટેંબર-૧૯૪૭ [ ૬ [ અંક ૩ જો


## વૃન્દાવનવિહારીને વિનતિ

( આ સંસારમાં રે (૨) જનમ્યા ગોવિંદના ગુણ ગાવા...રામ )

કાના વસી જજે રે (૨) મારા હૃદય તણા વૃન્દાવન
દેહ મારો છે નંદ રાજા ને પ્રીતિ માત જશોદા,
ભક્તિ-સ્વરૂપે ફરતું ઊભું
ગોપી-જનનું વૃન્દ...કાના ! વસી જજે રે (૨)....(૧)
પ્રેમ તણી અખંડિત ધારા શ્રી રાધિકા દેવી,
આંખે આંસુ-ધોધ વહે છે
યમુનાજી પાવન...કાના ! વસી જજે રે (૨)...(૨)
પાપ-પુણ્ય-રાશિ-ગોવર્ધન, કાન ! ઊઠાવી લેજે,
'અહં'-કંસને મારી કરજે
શાશ્વ સૌનો અંત...કાના ! વસી જજે રે (૨)....(૩)
અહીં તહીં ફરતી ઇન્દ્રિય-ગાયો કાના ! તું વશ કરજે,
કૃપા-બંસી બજાવી કરજે
'પુનિત'ને ધન્ય ધન્ય....કાના ! વસી જજે રે (૨)....(૪)

શ્રી 'પુનિત'



# સામ્પાદકીય

સહૃદય ગ્રાહકોની સેવામાં આ છઠ્ઠો અંક નિવેદિત કરાય છે

આ અંકમાં પ્રધાનતઃ શ્રીકૃષ્ણના આધ્યાત્મિક તત્ત્વ ઉપર પ્રકાશ થાય એવો ઉદ્દેશ રાખવામાં આવેલો છે. ઐતિહાસિક દૃષ્ટિએ શ્રીકૃષ્ણનું અદ્‌ભુત ચારિત્ર તો આરાય ભારતવર્ષમાં સુવિદિત છે જ; પરન્તુ અદ્‌ભુત ચરિત્રને સાંભળીને કેવળ આશ્ચર્ય પામીને, સમાજ તેનાથી પોતાને માટે કોઈ વિશેષ ઉત્કર્ષ મેળવી શકયો–શકતો નથી. ઉત્કર્ષનો માર્ગ તો ત્યારે ખુલ્લો થઈ શકે કે ત્યારે પ્રત્યેક વ્યક્તિ તે કૃષ્ણનો પોતાના આત્મામાં સમન્વય જુએ–શ્રી કૃષ્ણે જ ગીતામાં કહ્યું છે કે અહમાત્મા ગુડાકેશ સર્વભૂતાશયસ્થિતઃ। અર્થાત્ હું જ બધાં પ્રાણીઓમાં આત્મારૂપે રહેલો છું.–અને ત્યારે જ શ્રીકૃષ્ણે જીવનમાં જે પરાક્રમો કરી બતાવ્યાં છે તેનું બળ, નીતિ–સત્યનિષ્ઠા અને નિર્લેપતા મનુષ્ય પોતાના જીવનપ્રસંગોમાં ધારણ કરે, તેમના કાર્યોના રહસ્યને સમજીને પોતાના કાર્યક્ષેત્રને શુદ્ધ બનાવે, પોતાના અંતરમાં કામ–ક્રોધ–લોભ અને સ્વાર્થને લીધે ઉત્પન્ન થયેલી આસુરી ભાવનાઓનો નાશ કરવા પ્રયત્નવાન્ થાય. એટલે 'શ્રીકૃષ્ણ' વિષે પુષ્કળ પ્રમાણમાં આવી પડેલ લખાણમાંથી યથોક્ત ઉદ્દેશને ઉપકારક થાય એવા જ સાહિત્યને અમે આમાં લીધું છે કે હિન્દના આધ્યાત્મિક ખજાના ઉપરથી સ્થૂલ આકરિયા વૃત્તિનું આવરણ દૂર થાય અને સમાજ તેમાંથી સ્વચ્છ પ્રાણવાયુ મેળવી શકે એવા જ એક-માત્ર સાહિત્યથી હિન્દની અને જગતની સાચી ઉન્નતિ થઈ શકે એમ છે

અંકના ઉક્ત ઉદ્દેશમાં સ્વામી શ્રી ભાગવતીર્થજીના લેખથી સૌથી કિંમતી સહાય થઇ છે. તેમજ શ્રી શાન્તિલાલ ઠાકર તથા શ્રી પદ્મનાભ શાસ્ત્રીજી તરફથી આવેલા લેખો પણ ઉપકારક થયા છે. અમે આશા રાખીએ છીએ કે લેખક મહાશયો આવી રીતે પોતાની ઉત્તમ રચનાઓ દ્વારા અમને સહાયક થશે.

## ગ્રાહકો અને જનતા પ્રત્યે

માસિકમાં આવતા લેખો કેવળ વાંચી લઈ છોડી દેવાથી કોઈ કલ્યાણ નથી. તેમાંની ભાવનાઓ ઉપર વિચાર કરી જે વસ્તુ સાચી અને વિશાળ જણાય તેને હૃદયમાં ધારણ કરવા પ્રયત્ન કરવો જોઈએ અને તે માટે હૃદયની સંકુચિતતા અને દોષોને શોધી કાઢી દરેક પ્રસંગે તેમને દૂર કરવા ઉપર ધ્યાન આપવું જોઈએ. આવા સાધનની અંદર 'વિશ્વમંગલ'નો સાથ લેવાથી પણી સરળતા થઈ પડશે. અને આપણે આપણી દુર્બળતાને દૂર કરવામાં સારી પ્રગતિ સાધી શકીશું ૐ.

## ક્ષમા યાચના

આ અંક જન્માષ્ટમી પહેલાં કૃપાળુ ગ્રાહકોની સેવામાં પહોંચી જાય એવી ધારણાથી તૈયાર કર્યો હતો. પરન્તુ કાગળ અનેક પ્રયત્ને પણ ન મળવાની મુશ્કેલીઓને લીધે તેમજ મુદ્રણ બંધ રહેવાથી મુંબઈથી કાગળો ટાઇમસર આવી ન પહોંચવાને લીધે ગ્રાહકોને મોડો પહોંચે છે તે માટે ખેદ થાય છે. આવા સંજોગોને લીધે અમારે જે એક ફોર્મ વધુ આપવાનો ઉત્સાહ હતો એ પણ અટકાવવો પડ્યો છે અમોએ જલદી વખતસર છપાય તે માટે બીજેથી પણ કાગળો મેળવવાનો પ્રયત્ન કરવા છતાં વધુ ભાવ આપતાં પણ જોઈતા પ્રમાણમાં કાગળ ન મળવાથી ઢીલ થઈ છે તે માટે ગ્રાહકો અમારી ક્ષમાભાવે નોંધ લેશે

વિનીત નિવેદક,

મગનભાઈ છોટાભાઈ દેસાઇ, તંત્રી 'વિશ્વમંગલ'

# શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર

લે. સ્વામી શ્રી માધવતીર્થજી

શ્રીકૃષ્ણના જીવનચરિત્રના સંબંધમાં બે રીતે વિચાર થઈ શકે છે —

૧. ઇતિહાસની દૃષ્ટિએ.

૨ આધ્યાત્મિક દૃષ્ટિએ.

શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર એવું અદ્ભુત છે અને આશ્ચર્યકારક છે કે એક જ લેખકને તેનો વારંવાર વિચાર કરવાથી નવું નવું ઘણું સૂઝે છે અને જુદા જુદા લેખકને પણ તેમાંથી નવું નવું ઘણું જાણવાનું મળી આવે છે તેનું કારણ એ છે કે શ્રીકૃષ્ણ સગુણ તેમજ નિર્ગુણ બ્રહ્મરૂપ છે. વળી સગુણ સ્વરૂપ અનંત હોવાથી તે અનંત રીતે સમજી શકાય છે.

ઇતિહાસની દૃષ્ટિએ જોઈએ તો શ્રીકૃષ્ણના અવતારનો બરાબર વખત મળી શકતો નથી મહાભારતના કાળમાં શ્રીકૃષ્ણ હતા એટલું જ માનીએ તો મહાભારતની પહેલાંના વેદના કાળમાં એટલે ઋગ્વેદમાં પણ શ્રીકૃષ્ણનું નામ જોવામાં આવે છે સામવેદીય છાંદોગ્ય ઉપનિષદમાં પણ દેવકીપુત્ર શ્રીકૃષ્ણનું નામ આવે છે. વૃત્રાસુરના પ્રસંગમાં જ્યારે દેવોએ ભગવાનની સ્તુતિ કરેલ છે ત્યાં પણ કૃષ્ણનું નામ આવેલું છે વળી આપણા પુરાણોની રચના અને મહાભારત અને રામાયણ જેવા ગ્રંથો ઉપરથી એમ જણાય છે કે તેમાં ઐતિહાસિક દૃષ્ટિને બહુ મહત્ત્વ આપેલ નથી ઇતિહાસની તારીખો રાખવાની કોઈ પ્રાચીન લેખકે મહેનત કરેલી નથી અને લેખક તરીકે પણ કોઈએ પોતાનું નામ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા કરેલી નથી. જે કાંઈ આપણું સાહિત્ય પ્રાચીનકાળનું મળી શકે છે તેમાં વાલ્મીકિનું રામાયણ અને યોગવાસિષ્ઠ અને બાકીના પુરાણો, મહાભારત, વેદ, બ્રહ્મસૂત્ર વગેરે શ્રી વ્યાસજીના નામે મૂકવામાં આવેલ છે

વળી મહાભારતનાં પાત્રોનો વિચાર કરીએ તો તેમાંના ઘણાખરા અયોનિજ હતા, એટલે માણસની પેઠે ઉત્પન્ન થયા નથી દ્રૌપદી વેદીમાંથી ઉત્પન્ન થયેલ છે, તેનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન કુંડમાંથી ઉત્પન્ન થયેલ છે, પાંડવો પણ કુંતાજી અને દેવતાઓના સંબંધથી ઉત્પન્ન થયા છે. કર્ણની ઉત્પત્તિ પણ એવી છે. એવી રીતે બીજાં પાત્રોની ઉત્પત્તિ પણ વિચિત્ર પ્રકારે બનાવવામાં આવેલ છે રામાયણમાં પણ સીતાજીની ઉત્પત્તિ વિચિત્ર પ્રકારે (હળ ખેડતાં મળેલ એમ) બતાવેલ છે. તેથી આવા ગ્રંથોને તદ્દન ઐતિહાસિક દૃષ્ટિએ સમજવા પ્રયત્ન કરીએ તો કોઈ જાતનો મેળ ખાય તેવું નથી. શ્રીકૃષ્ણનો જન્મ પણ સાધારણ માણસની પેઠે થયેલ નથી. પહેલાં શ્રીકૃષ્ણ વસુદેવના અંતઃકરણમાં પધાર્યાં છે (ભાગવત ૧૦-૨-૧૬) અને પછી વસુદેવજીએ દેવકીના સામું જોયું એટલે દેવકીજીના મનમાં તેમનું તેજ પ્રવેશ પામ્યું (૧૦-૨-૧૮) આત્મજ્ઞાની અને અનુભવી પુરુષોનો અનુભવ પણ એવો છે કે હૃદયથી મન સુધી એક નાડી જાય છે તેને આત્મનાડી કહે છે. વળી બ્રહ્માએ અને દેવોએ તે તેજસ્વરૂપ શ્રીકૃષ્ણની સ્તુતિ કરેલ છે પછી બ્રહ્મા અને દેવો ત્યાંથી વિદાય થયા અને શ્રીકૃષ્ણે ચતુર્ભુજ સ્વરૂપે વસુદેવજીને અને દેવકીજીને દર્શન આપ્યાં. (૧૦-૩-૯) તે પછી દેવકીજીની પ્રાર્થના ઉપરથી શ્રીકૃષ્ણ ભગવાન પ્રાકૃત બાળકરૂપ બની ગયા (૧૦-૩-૪૭) છતાં ગીતાના ૧૧મા અધ્યાયમાં અર્જુને વિશ્વરૂપ જોયા પછી ભગવાનને ચતુર્ભુજ થઈ જવાની પ્રાર્થના કરેલ છે. આ પ્રસંગો એમ બતાવે છે કે આપણું પ્રાચીન સાહિત્ય તદ્દન ઇતિહાસની દૃષ્ટિએ સમજી શકાય તેવું નથી.

હવે અધ્યાત્મભાવે જોઈએ તો એ સાહિત્ય બહુ સારી રીતે સમજી શકાય છે અને શ્રીકૃષ્ણ દરેકના આત્મારૂપે આજે પણ અનુભવમાં આવી શકે છે. વળી કોઈ ભક્તની ઇચ્છા તેમના સગુણ સ્વરૂપનાં દર્શન કરવાની થાય તો પણ જેમ નરસિંહ મહેતાને અને મીરાંબાઈને દર્શન આપ્યાં હતાં તેમ આજે પણ કોઈ ભક્તની તેવી ભાવના હોય તો શ્રીકૃષ્ણનાં પ્રત્યક્ષ દર્શન થઈ શકે છે અને તેમની સાથે વાર્તાલાપ પણ થઈ શકે છે અક્ષરસ્વરૂપ શ્રીકૃષ્ણની અંદર એવી દિવ્ય શક્તિ નિત્ય રહેલ છે. પણ શ્રીકૃષ્ણના જીવનના બધા પ્રસંગો અધ્યાત્મભાવે સમજવામાં પણ બુદ્ધિની જરૂર છે અને ભગવાનની કૃપાની પણ જરૂર છે, કારણ કે ઘણા પ્રસંગોમાંથી વ્યાસજીની કલ્પનામાં પણ નહિ હોય તેવા અર્થ પણ નીકળી શકે છે અધ્યાત્મભાવે શ્રીમદ્‌ભાગવત સમજાવવું હોય તો જેમ બને તેમ મૂળ શ્લોકનો આધાર લઈને તે શ્લોક પ્રમાણરૂપે બતાવવામાં આવ્યો હોય તો વાંચનારાને વધારે શ્રદ્ધા બેસે.

શ્રીમદ્‌ભાગવત અધ્યાત્મભાવે સમજાવવા માટે પહેલો મારો પ્રયત્ન શ્રીમદ્‌ વલ્લભાચાર્યે કરેલો છે. તે લખે છે કે—શ્રી વ્યાસજીની મુખ્ય ભાષા સમાધિભાષા છે. તેમણે સુબોધિની ટીકામાં દશમ સ્કંધનો ઘણો ભાગ અધ્યાત્મભાવે સમજાવવાનો પ્રયત્ન કરેલ છે, પણ તે ટીકા સંસ્કૃતમાં હોવાથી અને તેમાં કેટલોક ભાગ બહુ અઘરો હોવાથી પુષ્ટિમાર્ગના ઘણા વૈષ્ણવો તે ટીકા બરાબર સમજી શકતા નથી.

વળી શ્રીકૃષ્ણના મુખમાંથી જે વાણી નીકળેલ છે તેમાં ખાસ કરીને ગીતાનો ઉપદેશ જોઇએ તો જ્યાં જે તત્ત્વની વાત ચાલતી હોય ત્યાં તે તત્ત્વનાં ખૂબ જ વખાણ કરેલ છે, ભક્તિનો પ્રસંગ ચાલતો હોય ત્યારે ભક્તિનાં ખૂબ વખાણ કરેલ છે, જ્ઞાનનો પ્રસંગ ચાલતો હોય ત્યારે જ્ઞાનનાં ખૂબ વખાણ કરેલ છે, અને કર્મનો પ્રસંગ ચાલતો હોય ત્યારે કર્મનાં ખૂબ વખાણ કરેલ છે મહાભારતમાં પણ એવી રીતની ભાષા જોવામાં આવે છે અને આવી લેખનશૈલી જરૂરની પણ છે કે જેથી, જે કર્મનો અધિકારી હોય તે કર્મદ્વારા આગળ વધી શકે અને જ્ઞાનના જે અધિકારી હોય તે ભક્તિ અને જ્ઞાનદ્વારા આગળ વધી શકે.

આપણા પુરાણોની કથા અધ્યાત્મ ભાવે સમજાવવાનો બીજો પ્રયત્ન દક્ષિણમાં કે. નારાયણ સ્વામી આયરે કરેલો છે તેમનાં બે અંગ્રેજી પુસ્તક Permanent history of Bharat varsha વિદ્વાનોને વાંચવા જેવાં છે પણ તે હાલમાં વેચાતાં મળતાં નથી. મુંબઇની પીટીટ લાયબ્રેરીમાં છે

ઉપર કહ્યું તે પ્રમાણે શ્રીકૃષ્ણનું જીવન તેમનાં કર્મ, તેમનો પ્રેમ અને તેમનું જ્ઞાન આશ્ચર્ય પમાડે તેવાં છે. તેવાં પરાક્રમ જેનામાં હોય તેવો બીજો પુરૂષ હજુસુધી આ પૃથ્વી ઉપર થયેલ નથી. તેમણે નારદજીને પોતે બધાં ઘરમાં છે એવી માયા બતાવી. અક્રૂરજીને જળમાં અને સ્થળમાં પણ પોતે છે એવી માયા બતાવી અને અર્જુનને એક જગાએ બેઠાં આખું વિશ્વ બતાવ્યું. ઇતિહાસના બીજા કોઈ પુરુષોએ આવાં કામ કરી બતાવ્યાં નથી

વિષ્ણુ ભગવાનના મુખ્ય દશ અવતાર એટલે મત્સ્ય, કચ્છપ, વરાહ વગેરેને ડારવીનની ઉત્ક્રાન્તિ (evolution)ની થીઅરી પ્રમાણે આપણે માનવાનો પ્રયત્ન કરીએ તો માની શકાય છે. અને પચ્ચીસ વર્ષ પહેલાં એક પુસ્તકમાં એ પ્રમાણે જણાવેલ હતું, પણ પાછળથી જે સાપેક્ષવાદ (theory of Relativity)નું વિજ્ઞાન ઉભુ થયું છે તે જોતાં ઉત્ક્રાંતિવાદ ટકી શકતો નથી ઉત્ક્રાન્તિવાદમાં એક સમાન કાળની જરૂર છે. અને સમાન કાળની વાત હાલના સાયન્સમાંથી ઉડી ગઇ છે. સૃષ્ટિ–દૃષ્ટિવાદની સાથે ઉત્ક્રાન્તિવાદને સબંધ છે પણ દૃષ્ટિસૃષ્ટિવાદને સાપેક્ષ વાદ સાથે સંબધ છે. શ્રીમદ્‌ભાગવતમાં પહેલો વાદ ગૌણપણે છે અને બીજો વાદ મુખ્યપણે છે પહેલો વાદ સાચો હોય તો પરીક્ષિત રાજાનો મોક્ષ ૭ દિવસમાં થાય નહિ.

જ્યારે જ્યારે ધર્મનો ક્ષય થાય અને પાપનો અભ્યુદય થાય ત્યારે સર્વેશ્વર ભગવાન અવતાર ધારણ કરે છે. એવું શાસ્ત્રમાં ઘણે ઠેકાણે આવે છે અને ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણે પણ કહેલું છે. એ વાક્યના બે અર્થ થઇ શકે છે સૃષ્ટિ–દૃષ્ટિવાદની રીતે ઐતિહાસિક અવતાર થઇ શકે છે અને દૃષ્ટિસૃષ્ટિવાદની રીતે અથવા અધ્યાત્મભાવે એવો પણ અર્થ થઇ શકે છે કે હાલમાં પણ રોજ જે જીવના હૃદયમાં ધર્મનો ક્ષય થાય અને પાપનો અભ્યુદય થાય ત્યારે જો તે જીવ ભગવાનના અનુગ્રહની માગણી ખરા હૃદયપૂર્વક કરે તો હાલ પણ તે ભક્તને ભગવાનનો સાક્ષાત્કાર પોતાના હૃદયમાં થઇ શકે છે

જીવને કેવા કૃષ્ણ ગમે છે તે ઉપર પણ ઘણો આધાર છે જેઓને નિષ્કામ કર્મ ગમે છે તેમને ગીતાના કૃષ્ણ ગમે છે જેમને ભક્તિ ગમે છે તેમને રાસલીલાના કૃષ્ણ ગમે છે અને જેમને જ્ઞાન ગમે છે તેમને ભાગવતના એકાદશ સ્કંધમાં ઉદ્ધવગીતા કહેનાર કૃષ્ણ ગમે છે. આપણાં શાસ્ત્રો એવાં છે કે દરેકમાં કર્મ, ભક્તિ અને જ્ઞાન જોવામાં આવે છે કે જેથી દરેક પ્રકારના અધિકારીને પોતાને ઠીક પડે તેવું, પોતાના અધિકાર પ્રમાણે આગળ વધવાનું કંઇક સાધન મળી શકે. ઇંગ્લાંડનો તત્ત્વવેત્તા કાર્લાઇલ અને અમેરિકન તત્ત્વવેત્તા એમરસન ગીતાને હમેશાં ખીસામાં રાખતા અને તેનો સતત અભ્યાસ કરતા. એકાદશ સ્કંધના ૨૦મા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણ ઉદ્ધવજીને કહે છે કે "જેમનામાં બહુ વૈરાગ્ય હોય તેમને માટે જ્ઞાનયોગ સારો છે. અરધો વૈરાગ્ય હોય તેમને માટે ભક્તિયોગ સારો છે અને વૈરાગ્ય ન હોય તેમને માટે કર્મયોગ સારો છે.

ભગવાનની માયા એવી વિચિત્ર છે કે બધાને માયામાંથી નીકળવાની ઇચ્છા થતી નથી. અને જેમની ઇચ્છા થાય છે તેમને પણ એક જ પ્રકારનું સાધન ફાવતું નથી છતાં કોઈ સાધકમાં માયામાંથી છૂટવાની સાચી જિજ્ઞાસા હોય તો ગમે તે સાધનથી આગળ વધી શકે છે અને આગળ વધ્યા પછી વધારે આગળ જવા માટે રસ્તો બતાવનાર મળી રહે છે પણ તેની જિજ્ઞાસા સાચી જોઇએ અને ભગવાને શાસ્ત્રોમાં કહેલ નિયમો પાળવાની તૈયારી રાખવી જોઈએ

શ્રીમદ્‌ભાગવતમાં જે પ્રકારની ભક્તિનું વર્ણન આવે છે તેમાં જ્ઞાન અને વૈરાગ્યવાળી ભક્તિનું સ્વરૂપ છે. તે વાત ભાગવતના મહાત્મ્યમાં જ સ્પષ્ટ કરેલ છે જ્ઞાન અને વૈરાગ્ય વગરની ભક્તિ ૭ દિવસમાં મોક્ષ આપી શકે નહિ એ વાત સમજવી સહેલી છે તેથી ભાગવતની કથાને પણ જ્ઞાનયજ્ઞ કહેવામાં આવે છે. વળી તે પરમહંસની સંહિતા કહેવાય છે તે કથા પરીક્ષિત રાજાને સંભળાવનાર શુકદેવજી પણ પરમહંસ છે અને તેમાં કપિલ, જડભરત, અંબરીષ, પ્રહ્‌લાદ, દત્તાત્રેય અને ગોપીઓનો જે અધિકાર આપેલો છે તે પણ પરમહંસનો અધિકાર છે. શ્રી કૃષ્ણ તો પરમહંસના મુગટ જેવા છે. આ બાબત વધારે વિસ્તારથી સમજવાની જેમની ઇચ્છા હોય તેમણે સદ્દેશ કાર્યાલય તરફથી પ્રગટ થયેલ અમારું પુસ્તક "શ્રીમદ્ ભાગવત માર્ગદર્શિકા" વાંચવું અને ભક્તિમાર્ગ કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયેલ પુસ્તક " આધ્યાત્મ ભાગવત " વાંચવું

ભક્તો માટે શ્રીમદ્‌ભાગવતમાં મુખ્ય પ્રસંગ રાસલીલાનો છે. તેમાં આપેલ કેટલાક શૃંગારી શબ્દોના અર્થ કરવામાં કાશીના પંડિતો પણ થાકી ગયા હતા અને એમ કહેવાય છે કે બધાએ મળીને એકવાર એવો નિર્ણય કર્યો કે એક ચિઠ્ઠીમાં લખવું કે " આપની રાસલીલા બરાબર કોણ સમજે છે ? " અને તે ચિઠ્ઠી કાશીવિશ્વનાથના મંદિરમાં મૂકવી. એવો નિર્ણય કરી એક રાત્રે તે ચિઠ્ઠી તે મંદિરમાં મૂકવામાં આવી અને સવારે તેમાં આ પ્રમાણે જવાબ લખેલો મળ્યો હતો "રાસલીલા હું જાણું છું, બીજા શુકદેવજી જાણે છે અને વ્યાસ થોડું પણ જાણે છે." આ હકીકત સાચી હોય કે નહિ પણ શ્રી કૃષ્ણના જીવનના ઘણા પ્રસંગો સમજવામાં વિદ્વાનો હારી જાય છે છતાં બને તેટલો પ્રયત્ન કરીને સમજીએ અને બીજા વાંચનારા પાસે મૂકીએ તો બીજાને પણ નવા અને સારા વિચાર તે બાબતમાં આવે છે

વળી શ્રીમદ્‌ભાગવતના લેખક શ્રી વ્યાસજીના લખાણ તરફ જોઇએ તો તે ઇતિહાસનો રસ રાખવા માટે અધ્યાત્મ દૃષ્ટિ પાછળથી આપે છે. દૃષ્ટાંત તરીકે તક્ષક નાગ એ સંસારનું સ્વરૂપ છે એમ છેલ્લા અધ્યાયમાં કહેલ છે ( ૧૨-૧૩-૨૧ ) વૃત્રાસુર એ પૂર્વજન્મનો ચિત્રકેતુ રાજા હતો એમ પાછળથી કહેલ છે. પુરંજન આખ્યાનનું ખરું રહસ્ય પાછળથી કહેલ છે. હંસ એ દ્વૈતનું સ્વરૂપ હતું અને બે ન હોય ત્યાં તે બે દેખતો હતો એ વાત પણ પાછળથી મલ્લયુદ્ધ વખતે કહેલ છે (૧૦-૪૨-૨૮) શ્રીકૃષ્ણ અને બલરામજી એ યોગ અને સાંખ્યનાં તત્ત્વો હતાં એ વાત પાછળથી બલિરાજાની સ્તુતિમાં આપેલ છે. ( ૧૦-૮૫-૩૯ ) એટલે જ્યારે શ્રીકૃષ્ણ અને બલરામજી દેવકીજીના પુત્રો લેવા માટે પાતાળમાં ગયા ત્યાં બલિરાજાની સ્તુતિમાં તે વાત આવે છે. વળી દેવકીજીના પહેલા ૭ પુત્રો કોણ હતા, તેનાં નામ પણ દશમ સ્કંધના ૮૫મા અધ્યાયમાં આપેલાં છે (૧૦-૮૫-૫૧) વળી બારમા સ્કંધમાં (૧૨-૧૩-૧૪) શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે જેટલી જેટલી કથાઓ આગલા સ્કંધોમાં તેમણે કહી તે સાચી માનવાની નથી. તેમાં માત્ર જીવ-બ્રહ્મની એકતાનો વિષય એટલે પરમાર્થનો વિષય જ યાદ રાખવા જેવો છે. આ પ્રમાણે વ્યાસજીની લેખનશૈલી જોતાં એમ જણાય છે કે તે ઇતિહાસનો ભાગ પહેલાં મૂકે છે અને પાછળથી અધ્યાત્મભાવ મૂકે છે. તેથી બન્ને દૃષ્ટિવાળા તેમાંથી આનંદ લઈ શકે છે.

માણસના જીવનની અંદર લાગણી અને બુદ્ધિ એ બે મુખ્ય સાધન છે લાગણીને ઐતિહાસિક તત્ત્વથી સંતોષ થાય છે અને બુદ્ધિને અધ્યાત્મ તત્ત્વથી સંતોષ થાય છે. છતાં લાગણી અને બુદ્ધિ બન્ને જેનામાં સારા હોય તેવા જ્ઞાની ભક્તની તો બલિહારી જ છે. સામાન્ય રીતે કોઇ માણસમાં બુદ્ધિ વધારે હોય છે અને કોઇમાં લાગણી વધારે હોય છે વળી લાગણીની શુદ્ધિ માટે વૈરાગ્યની જરૂર છે અને બુદ્ધિની શુદ્ધિ માટે જ્ઞાન અને અભ્યાસની જરૂર છે જો લાગણી વૈરાગ્યથી શુદ્ધ કરી ન હોય તો જીવને ખોટા રાગમાં ઘસડી જાય છે અને જ્ઞાન શુદ્ધ કર્યું ન હોય તો દુનીઆદારીના જ્ઞાનને છેવટનું જ્ઞાન માની બેસે છે. વિદ્યા અને

કળા બનેની જરૂર છે. સારી કળા ભોક્તામાં પ્રસુપ્ત ઉત્પન્ન કરે છે અને સારો ભોક્તા કળામાં પોતાના આત્માને જુએ છે. એવા દર્શનમાં વિદ્યા ખાસ ઉપયોગી છે. શ્રીકૃષ્ણના જીવનની બધી કળા આત્માની જાગૃતિ કરી આપે તેવી છે. રાસલીલાનું તાત્પર્ય પણ અદ્વૈત ભાવમાં પર્યવસાન પામે છે. સગુણ ભક્તિ ભેદનો અભેદ કરાવી આપે છે, અને જ્ઞાનમાર્ગ ભેદનો નિષેધ કરવાની રીત બતાવે છે. બંને રીતે અદ્વૈતનો સાક્ષાત્કાર થઈ શકે છે. અદ્વૈતનો જરા પણ અનુભવ થયો હોય તેમને રાસલીલાની બાબતમાં સમજાય છે કે, ભગવાનના સંબંધમાં પરકીયાનો ભાવ બનતો નથી. ભગવાનથી જુદું કોઈ ન હોવાથી તે દૃષ્ટિમાં કોઈ પારકા જીવનો સ્પર્શ થયો એમ કહી શકાતું નથી. વળી પ્રેમની દૃષ્ટિએ પરકીયાનો અર્થ કરીએ તો પરકીયાનો સ્નેહ ઘરનાં બીજાં કામ કરતાં પણ ભુલાતો નથી, તેવી જ રીતે જે ભક્ત વ્યવહારનાં કામ કરતાં કરતાં ભગવાનને જરા વાર પણ ભૂલતો નથી તેનામાં પરકીયાના જેવો પ્રેમ છે એમ કહી શકાય.

ઉદ્ધવજી ગોપીઓને મળ્યા પછી તેમનો પ્રેમ જોઈને એવું બોલી ગયા છે કે "ક્યાં વનમાં રહેતી આ વ્યભિચારી ગોપીઓ અને ક્યાં કૃષ્ણમાં તેમનો અનન્ય ભાવ !" અહીં વ્યભિચાર શબ્દનો અર્થ એવો થઈ શકે છે કે ભગવાન સિવાય બીજું જોવું એ વ્યભિચારી વ્યવહાર છે, એટલે ભગવાનને ભુલાવે તેવા સંસાર રૂપી વનમાં રહેલા વ્યવહારમાં પણ ગોપીઓ અનન્ય ભાવ કેળવી શકી હતી. એવા અર્થમાં એ વાણી સમજી શકાય તેવી છે.

ગોપીઓને રાસલીલા વખતે ભગવાનનો અનુભવ મળ્યો હતો પણ નિષ્ઠા થઈ નહોતી તેથી જ્યારે ભગવાન ગોકુળથી મથુરા જતા હતા ત્યારે ગોપીઓને તેમના વિરહનું દુઃખ થયું હતું. તે પછી ભગવાને કંસરૂપી આવરણ દૂર કર્યું અને સાંદિપનીને ત્યાં બ્રહ્મજ્ઞાન મેળવ્યું અને પછી બુદ્ધિરૂપી ઉદ્ધવજીને ગોપીઓ પાસે મોકલીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી કહ્યું કે "તમારો અને મારો સાચો વિયોગ બની શકતો નથી, એટલે જે ચૈતન્યનો તમે રાસલીલા વખતે અનુભવ લીધો તે સર્વવ્યાપક છે એવી નિષ્ઠા રાખો." એવી નિષ્ઠા માટે જ્ઞાન અને પ્રેમ બંને જોઈએ. ઉદ્ધવજીએ ગોપીઓને જ્ઞાન આપ્યું અને ગોપીઓએ ઉદ્ધવજીને પ્રેમનું સ્વરૂપ બતાવ્યું. આવા પ્રેમમાં શરણભાવ જોઈએ, અનન્યતા જોઈએ, તન્મયતા જોઈએ અને દીનતા જોઈએ. એ બધું બરાબર ન હોય તો દીનતા અને શરણભાવ કેટલીક વાર વિષયો તરફ વળી જાય છે. તેથી હૃદયનો કાબુ બાહ્ય વિષયો તરફ રાખવો જોઈએ કે જેથી હૃદયમાં ભગવદ્ભાવ ભરાય. તેથી દીનતાની દિશા જાણવી એ ભક્તો માટે ખાસ જરૂરનું છે. ભગવાન પણ જ્યારે સાંદિપનીને ત્યાં અભ્યાસ કરવા ગયા હતા ત્યારે સુદામાને સાથે રાખીને અભ્યાસ કરતા હતા એટલે અભ્યાસની સાથે ઇંદ્રિયોનું દમન પણ જોઈએ.

ગોપીઓની સાથે ભગવાનનો સંબંધ અથવા ૧૬૧૦૮ સ્ત્રીઓ સાથે ભગવાનનો સંબંધ કેવો હતો તે રુક્મિણીના વિવાહના પ્રસંગમાં (દશમ સ્કંધ અધ્યાય ૫૩–૫૪–૬૦માં) બહુ સ્પષ્ટ રીતે મળી શકે છે. ત્યાં પુરુષ-પ્રકૃતિની એકતાની જ વાત આવે છે. રુક્મિણી પોતાને ત્યાં પ્રકૃતિરૂપે જણાવે છે (૧૦–૬૦–૩૪) અને તેણે સંસારી વિવાહની નિંદા કરેલ છે. જો સંસારના જેવો તે વિવાહ હોત તો રુક્મિણી સંસારી પતિની નિંદા કરત નહિ. તે ઉપરથી ભગવાન શ્રીકૃષ્ણના બધા વિવાહ અને બધા સંબંધ એ જીવ અને બ્રહ્મના સંબંધ માટેના જુદા જુદા ઉપાય બતાવવાના નિમિત્તથી વર્ણવેલા છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. આપણાં શાસ્ત્રોમાં બધે ઠેકાણે મુખ્ય લક્ષ્ય આત્મસાક્ષાત્કારનું જ રાખેલું છે. હાલની કેળવણીમાં એ લક્ષ્ય ભૂલાઈ ગયું છે એ શોકની વાત છે.

રાસલીલામાં અઘરામાં અઘરો પ્રસંગ અંગસંગનો છે. તે મહારાસના પ્રકરણમાં આવે છે. તેનો અર્થ કરવામાં ઘણા વિદ્વાનોને મુશ્કેલી પડે છે. કેટલાક હઠયોગી એવો અર્થ કરે છે કે ભગવાન ઊર્ધ્વરેતા હતા તેમણે ગોપીઓનું રજ પોતાના શરીરમાં ખેંચી લીધું હતું અને તેથી ગોપીઓ નિષ્કામ થઈ હતી. પણ એવો અર્થ કરવામાં ઘણું જોખમ છે અને સમાજને પણ સાચો માર્ગ મળતો નથી. અમને તે બાબતમાં શ્રી અરવિંદનો અર્થ વધારે ઠીક લાગે છે. તે અધ્યાત્મભાવે એમ સમજાવે છે કે પહેલાં વ્યતિરેકભાવે આત્માનો અનુભવ લેવા માટે જીવે પાંચ કોશથી અતીત નિર્વિકલ્પ દશામાં પહોંચવું જોઈએ. તે પછી અંદર રહેલ

ભગવત્ ચૈતન્યનું અવતરણ મન, પ્રાણ અને શરીરમાં થાય છે તે અવતરણની અસર જ્યારે શરીરના પરમાણુઓમાં આવે ત્યારે ભક્તના આત્મારૂપી કૃષ્ણનો ભક્તના શરીર સાથે સંબંધ થયો કહેવાય. આવો સંબંધ હોને ભગે તેવો છે એવા શરીરમાં પછી રોગ, વૃદ્ધાવસ્થા વગેરે આવતાં નથી અને ભક્ત પોતાની ઇચ્છા પ્રમાણે લાંબુ આયુષ્ય પણ કરી શકે છે એવું શ્રી અરવિંદનું માનવું છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં પણ કહેલું છે કે એવા યોગીને રોગ, ઘડપણ કે મૃત્યુ આવતાં નથી.

સાધકને બીજો પ્રશ્ન એ નડે છે કે બ્રહ્મમાંથી અનેક જીવ થયા શી રીતે? વેદાન્તનો સીધો જવાબ *એ છે કે અનેક થયા નથી પણ અનેક દેખાય છે* શુકદેવજી પણ પરીક્ષિત રાજાને બીજા સ્કંધમાં (૨-૯-૨) કહે છે કે માયાથી અનેક જેવું દેખાય છે. વળી એ માયા પણ એવી ખુબી છે કે તેની તપાસ કરવા જાઓ એટલે તે અદશ્ય થઇ જાય. એ વાત ચતુઃશ્લોકી ભાગવતમાં પણ કહી છે હાલના સાયન્સવાળા પણ કહે છે કે એક જ ઇલેક્ટ્રોન અનેકરૂપે દેખાવ આપે છે શ્રીકૃષ્ણ ભગવાન પણ એકાદશ સ્કંધમાં ઉદ્ધવજીને કહે છે કે જ્યાંસુધી માણસને નાનાત્વ એટલે ભેદ દેખાય છે ત્યાં સુધી તે સ્વપ્નમાં છે, તે જાગ્યો નથી. તેથી ભેદદૃષ્ટિ એ પુરુષાર્થ નથી, ઉલટું ભેદથી ભય થાય છે એમ શ્રુતિમાં કહેલ છે. જે માણસ પ્રાતિભાસિક સત્તા સમજી શકે છે તેને ભેદ કલ્પિત છે એવું સ્પષ્ટ સમજાય છે છતાં વ્યાવહારિક સત્તામાં રહેલ જીવને ભેદ રાખીને ભક્તિ કરવી હોય તો વ્યાવહારિક ભેદનો અભેદ કરવા માટે ભગવાનના અનુગ્રહની જરૂર પડશે. સગુણ સ્વરૂપ અનંત છે અને અનંત સ્વરૂપ સાથે એકતા કરવાનું કામ જીવના પુરુષાર્થથી બની શકશે નહિ તેથી ભગવાનના અનુગ્રહની જરૂર પડે છે. પણ હવેના સાપેક્ષવાદના સાયન્સવાળા અને ક્વાન્ટમ થીઅરીવાળા હિસાબથી વ્યાવહારિક જગતને પ્રાતિભાસિક બનાવી દે છે અને પ્રાતિભાસિક જગતનો પારમાર્થિક સત્તામાં અનુભવ લેવા માટે જીવની શુદ્ધ બુદ્ધિનું ખરું કામ એ છે કે જે ખોટું હોય તે તેનું સમજાવીને દૂર કરવું. એટલે જે અપરત છે તે અધિષ્ઠાનરૂપ થઇ જાય છે અને બધું બ્રહ્મરૂપ છે એવો અનુભવ મળી શકે છે. સામાન્ય માણસનું જ્ઞાન એ સાચું પ્રમાણ નથી.

શ્રી કૃષ્ણની બાળલીલા વખતે જ્યારે તૃણાવર્ત દૈત્યને કંસ વ્રજમાં મોકલે છે ત્યારે તે તૃણ-આવર્તરૂપી આવરણથી વ્રજમાં (સંસારમાં) માયારૂપી ધૂળ ઊડે છે અને તેથી કોઈ પોતાને કે બીજાને ઓળખી શકતું નથી. પછી ભગવાનને લઈને તે દૈત્ય આકાશમાં ચડી ગયો છે ત્યાં ભગવાને પોતાનો ભાર વધાર્યો એટલે તૃણાવર્ત આકાશમાંથી નીચે પડીને મરી ગયો છે. વગભગ આવી બધી બાળલીલામાં ભગવાને પોતાનું શરીર વધાર્યું છે અથવા વજન વધારેલ છે અને તેથી અસુરોને માર્યા છે તે એમ બતાવે છે કે બ્રહ્મભાવથી માયાનો નાશ થઈ શકે છે

કેટલાક સાધકોને એવી શંકા થાય છે કે શ્રીમદ્ ભાગવતમાં રાધાજીનું નામ કેમ આવતું નથી. ખરી રીતે રાધાજી એ ભગવાનની અભિન્ન શક્તિ છે. જે વસ્તુ જેનાથી અભિન્ન હોય તેનું જુદું નામ આપવાની જરૂર નથી. કાન્તિલાલના હાથપગના જુદા નામ પાડવા પડતા નથી. કાન્તિલાલ નામમાં એ બધાં સમાઈ જાય છે સ્ત્રીઓ પણ પતિનું નામ લેતી નથી અને પુરુષો પણ પોતાની સ્ત્રીનું નામ લેતા નથી, કારણ કે એ અભિન્ન સંબંધ છે. રાસલીલાનો હેતુ જ એ હતો કે જે જીવજગત ભગવાનથી અભિન્ન છે અને જેને સાધારણ અજ્ઞાની માણસો ભિન્ન માને છે તેનો અભિન્નરૂપે અનુભવ આપવો. જ્ઞાની ભક્તને તો તે બાબત શંકા રહેતી નથી. સાધારણ ભક્તો માટે તો ધીરે ધીરે ભક્તિ કરીને અંતઃકરણની શુદ્ધિ કરીને આગળ વધવું પડે છે અંતઃકરણની અશુદ્ધિનું ખરું કારણ જાણવું હોય તો દેવકીજીના પહેલા ૭ દિકરા કોણ હતા અને તેમને કંસે કેવી રીતે માર્યા તે સમજવાની જરૂર છે એવી કથા બૃહદારણ્યક ઉપનિષદમાં પહેલા અધ્યાયના ત્રીજા બ્રાહ્મણમાં પણ આવે છે એ બન્ને કથા ભેગી કરીને વાંચીએ તો તેમાંથી નીચે પ્રમાણે અર્થ નીકળે છે—

૧. દેવકીજીનો પહેલો પુત્ર સ્મર એટલે ભગવાનનું સ્મરણ છે, તેને કંસરૂપી અવિદ્યાએ મારી નાખ્યો તેથી જીવને ભગવાનનું વિસ્મરણ થઈ ગયું.

૨. દેવકીજીનો બીજો પુત્ર ઉદ્‌ગીથ હતો, એટલે ભગવાનનું ભજન કરવું જોઈએ તેને કંસરૂપી અવિદ્યાએ મારી નાખ્યો તેથી જીવ સંસારનું ભજન કરવા લાગ્યો.

૩. ત્રીજા પુત્રનું નામ પરિષ્વંગ હતું એટલે ભગવાનના ચરણનો સ્પર્શ કરવો જોઈએ તેને કંસે મારી નાખ્યો તેથી જીવ સ્ત્રીઓને સ્પર્શ કરવા લાગ્યો.

૪. ચોથા પુત્રનું નામ પતંગ છે. તે રૂપનું સ્વરૂપ છે. તેથી આંખોથી ભગવાનનાં દર્શન કરવાં જોઈએ. તેને અવિદ્યાએ મારી નાખ્યો તેથી જીવને વિષયો જોવાની ઇચ્છા થઈ.

૫. પાંચમો પુત્ર ક્ષુદ્રભૃત. તે જળનું અથવા રસનું સ્વરૂપ છે. તે મરી જવાથી જીવ ખોટા રસ લેવા લાગ્યો.

૬ ધૃણી એ ગંધનું સ્વરૂપ છે. તે મરી જવાથી જીવને ખોટી સુગંધ લેવાનું મન થયું.

૧. હાલના કાળમાં સીનેમાવાળા ઘણે ભાગે કંસનું કામ કરે છે. તેઓ વિષયો બતાવી, ભગવાનનું વિસ્મરણ કરાવે છે અને સંસાર યાદ આપી માણસોનાં મન બગાડે છે.

૨. સંસારી ગીત અને સંસારી વાતો સંભળાવી ઉદ્‌ગીથને મારી નાખે છે અને તેથી માણસોના કાન [illegible] છે.

૩. ખોટા સ્પર્શના દેખાવ બતાવી સ્પર્શ–ઇંદ્રિયને [illegible] છે.

૪ ખોટાં રૂપ બતાવી માણસોની આંખો ખરાબ કરે છે.

૫. જીભના રસ માટે નજીકમાં હોટલો રાખે છે અને સીનેમાના થીએટરની અંદર પણ સોડા, આઇસ-ક્રીમ વગેરે આપી દેવકીજીનો પાંચમો દીકરો મારી નાખે છે.

૬. નાકને સારી સુગંધથી લલચાવવા માટે સીનેમાની આસપાસ એક નાનો બગીચો અથવા સુગંધી ફૂલોનાં કૂંડાં મૂકે છે. ટુંકામાં મન અને પાંચે ઇંદ્રિયોના વિષય સીનેમાવાળા હાજર રાખે છે. તેથી સીનેમાની પાસે કંસનું પૂરું રાજ્ય જોવામાં આવે છે

વળી માબાપો પણ નાની ઉંમરનાં બાળકોને ખુશી કરવા એ બધા દેખાવ જોવા સાથે લઈ જાય છે અને પછી મોટી ઉંમરે દીકરા–દીકરીઓ માબાપનું કહેવું માનતાં નથી ત્યારે માબાપને તેના કારણની ખબર પડતી નથી. "હાલનાં કેટલાંક માબાપો છોકરાંઓને યુરોપ અને અમેરિકા ભણવા મોકલે છે ત્યાં પણ કેટલાંક ખરાબ રસ્તે ચડી જાય છે અને પાછાં આવ્યા પછી માબાપને જવાબ આપતાં નથી. ભક્તિમાર્ગનો સિદ્ધાંત એવો છે કે જે ઇંદ્રિયો માણસોના કબજામાં રહેતી નથી તેમને ભગવાનના ભજનમાં, ભગવાનના દર્શનમાં અને સત્સંગમાં લગાડી હોય તો જ તે નિયમમાં રહી શકે તેવું છે પણ જેટલું જોર સીનેમાવાળા સમાજ ઉપર કરી શકે છે તેટલું જોર સત્સંગવાળા કરી શકતા નથી જે સમાજમાં ઘણાં માણસોનાં મન નબળાં હોય ત્યાં જાહેરખબરવાળા ફાવી જાય છે. માણસોને માટે પડવું સહેલું છે પણ ચડવું સહેલું નથી. તેથી પ્રેમમાં પડેલાને માટે એમ કહેવાય છે કે તે પ્રેમમાં પડ્યો.

પણ ભગવાન શ્રીકૃષ્ણ અચ્યુત છે, એટલે પોતે પડેલા નથી અને બીજાને પડવા દેતા નથી. તે પ્રેમમાં ચડવાનો રસ્તો બતાવે છે. તૈત્તિરીય ઉપનિષદમાં કહેલું છે કે સંસારનું સુખ એ તો બ્રહ્માનંદની એક અલ્પ માત્રા છે અને અલ્પમાં દુઃખ છે ભૂમા એટલે પરિપૂર્ણ બ્રહ્મસ્વરૂપમાં સુખ છે. એવા ભૂમા ભગવાનને કેમ મળવું એ બાબત ધ્યાન કરવાનો વિધિ ભાગવતના દશમ સ્કંધ ૮૯મા અધ્યાયમાં બતાવેલ છે. ત્યાં શ્રીકૃષ્ણ અને અર્જુન ભૂમા ભગવાનને મળવા જાય છે. તે વખતે પહેલાં અંધારું દેખાય છે, પછી અજવાળું દેખાય છે, પછી જળની ઠંડક જેવો અનુભવ થાય છે, તે પછી બાકી રહેલ શેષરૂપી સચ્ચિદાનંદ અને તેની સાથે રહેલ ભૂમા ભગવાનનો સાક્ષાત્કાર થાય છે જ્યારે ધ્યાનમાં 'અંધારું' દેખાય ત્યારે સુદર્શન ચક્રરૂપી સમ્યક્ દર્શન યાદ કરવાથી આગળની સમાધિ સગવડ પડતી થઈ જાય છે. એ રહસ્ય ત્યાં બતાવેલું છે.

# શ્રીકૃષ્ણતત્ત્વ

લે. શ્રી શાન્તિલાલ ઠાકર, એમ એ. બી. ટી

શ્રીકૃષ્ણને હિંદુ લોકો પૂર્ણ પુરુષોત્તમ-પૂર્ણાવતાર માને છે. મુખ્ય દશેય અવતારોમાં-મત્સ્ય, વરાહ, કૂર્મ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ આ સઘળા અવતારોમાં આપણે સમુત્ક્રાન્તિવાદ-વિકાસવાદની ચઢતી શ્રેણી જોઈ શકીએ છીએ. મત્સ્ય અને કૂર્મ જલચર અવતારવિભૂતિઓ હતી. વરાહ પશુઅવતાર વિભૂતિ હતી નૃસિંહ અર્ધપશુ અને અર્ધમાનવ કોટિની અવતારવિભૂતિ હતી વામન માનવતા તરફ પ્રગતિ કરતી પશુપ્રકૃતિનુ પ્રથમ અવતાર સત્ત્વ હતુ. પરશુરામ વામન કરતાં, માનવ દેહનું પ્રમાણ અને સ્થૂલ શક્તિઓ જોતાં મહાન અને વધારે વિકસિત અવતારવિભૂતિ ગણાય. મર્યાદાપુરુષોત્તમ રામ, કારુણ્યમૂર્તિ બુદ્ધ, પરાક્રમમૂર્તિ કલ્કિ એ પણ માનવ અવતારની કોટિની વિભૂતિઓ. પણ શ્રીકૃષ્ણની જીવનલીલામાં આપણને માનવજીવનનાં સર્વે પાસાં પૂર્ણ વિકસિત રૂપમાં જોવા મળે છે. તે માનવોત્તર સત્ય છે. તેમનો વિક્રમ-વૈભવ સર્વાંગીણ અને સર્વદેશીય છે. તેથી જ આપણે બીજા બધા અવતારોને અંશ-અવતારો ગણીએ છીએ, પણ શ્રીકૃષ્ણને પૂર્ણાવતાર, સોળેય કલાએ ખીલી રહેલો સોહામણો સકલ અવતાર માનીએ છીએ. તેમાં જ શ્રીકૃષ્ણની મહત્તા છે, અને તેમના અવતારકૃત્યની પીઠમાં રહેલા તત્ત્વની વિભુતા છે આપણે શ્રીકૃષ્ણ ભગવાનમાં રહેલા આંતર તત્ત્વની વિચારણા કરીએ, ત્યાર પહેલાં તેમની અવતારલીલા ટૂંકમાં જોઈ જવાની જરૂર છે, કારણ કે દરેક મનુષ્ય પછી તે સામાન્ય હોય કે અસામાન્ય-પોતાના આંતર તત્ત્વને વફાદાર રહીને જ, સામાન્ય આવેશોને અનુસરીને જ પોતાની આખી જીવનલીલા વિસ્તારે છે.

ભગવાન શ્રીકૃષ્ણના આશ્ચર્યકારી મહિમાવંતા જીવનકાર્યને-જીવનવૈભવને આપણે પાંચ પાસાંમાં વિચારી શકીએ તેમાંનું દરેક પાસું પહેલવાણું, પ્રાણવાન, સમર્થ, પાણીદાર અને મહિમાવંતું ઋદ્ધિ સિદ્ધિ ભરેલું છે. સૌથી પ્રથમ શ્રીકૃષ્ણચન્દ્ર આપણું ધ્યાન ખેંચે છે જીવનના કલાધર તરીકે તે તો ભક્તકવયિત્રી મીરાંના 'સુંદર વર નટવર નાગર' છે. તેમનો કાલીયનાગની ફેણા ઉપરનો વિજયી મત્તોન્મત્ત નાચ જેટલો આહ્લાદજનક છે, તેના કરતાં પણ હૃદયવલ્લભા ગોપીજનોની રાસમંડળીમાં થતું તેમનું લલિત મધુર રાસનૃત્ય વધારે શૃંગારપૂર્ણ, પ્રેમ નીતરતું અને માર્દવયુક્ત છે. તે નિખિલરસામૃતસિંધુ છે. બંસીનો બજવૈયો કૃષ્ણ જ્યારે પોતાની ભુવનમોહિની મોરલીમાંથી સ્વર્ગીય સરોદ છોડે છે ત્યારે ઋષિઓ, મુનિઓ, દેવો, ગન્ધર્વો, ગાયો, મનુષ્યો અને ગોપીઓ-ચરાચર જગત સ્તબ્ધ થઈ જાય છે, ઘડીભર ભાન ભૂલેલાં બની જાય છે, કોઈ અપૂર્વ રસરાશિમાં લીન બની જાય છે તેને માથે છે રંગબેરંગી મોરપિચ્છનો મુગટ, તેમણે વેશભૂષામાં આહીરી પ્રાવીણ્ય પ્રાપ્ત કરેલું છે 'પીળાં પીતાંબર અને જરકશી જામા તેમણે ધારણ' કર્યાં છે. તે ગાયોને ચરાવતાં ચરાવતાં કુદરતના એકાંતને, શાન્તિને, સૌન્દર્યને જાણે કે પી જાય છે, અને અંતરમાં અક્ષોભ્ય શાન્તિ અને ચિંતનપ્રેરી ફિલસૂફીના ઘૂંટડા ભરી લે છે. ખરેખર શ્રીકૃષ્ણચન્દ્રનું કલાજીવન અદ્ભુત, રોમાંચકારી, રંગબેરંગી અને તાજગી આપનારુ છે

યદુકુળભૂષણ શ્રીકૃષ્ણના જીવનનું બીજું નોંધપાત્ર પાસું છે તેમની ક્ષાત્રોત્તમ વીરતા કંસ, ચાણુર, મુષ્ટિક વગેરે રાક્ષસોને તે મલ્લવિદ્યાના જોરે હણે છે. પૂતનાના સ્તન્યનું પાન કરી લઈ, ઝેર ચૂસી લઈ, પચાવી લઈ, તેને માતાયોગ્ય ગણી વૈકુંઠલોકમાં વાસ અપાવે છે સુદર્શન ચક્રના ધારણ કરનાર શ્રીકૃષ્ણ એક વીર સુભટ છે, વિશ્વના રક્ષણહાર છે, નિર્ભીક યોદ્ધારાજ છે માનવજીવનના વિષમમાં વિષમ અને કટોકટી ભરેલા પ્રસંગોમાં પણ તેમની નીડરતા હંમેશાં હાજર જ હોય છે

તેમના પૂર્ણ દિવ્ય સ્વરૂપનું ત્રીજું પાસું તેમની રાજનીતિનિપુણતા. મહાભારતના તે એક અપ્રતિમ અગ્રણી છે તે પાંડવોના કુશળ સલાહકાર અને અદ્વિતીય વિષ્ટિકાર છે તે સમયનાં ભારતના રાજ્યો તેમની શતરંજ બાજીનાં પ્યાદાં છે એવો એક પણ સમકાલીન રાજવી નહિ હોય, જે એક વખતે શ્રીકૃષ્ણચન્દ્રની મુત્સદી ભેદી ચાલની ગણતરી પ્રમાણે તે શતરંજ ઉપર નહિં ચાલ્યો હોય. ઇન્દ્રપ્રસ્થમાં યુધિષ્ઠિર મહારાજનો રાજસૂય યજ્ઞ વખતે શ્રેષ્ઠ પુરુષને પ્રથમ તિલક કરવાની વિધિ થાય છે, ત્યારે તે પસંદગી શ્રીકૃષ્ણ ઉપર જ પડે છે. જો કે તે વખતે પણ શિશુપાલ

જેવા કેટલાક અભિમાની દ્વેષી રાજાઓના વિરોધનો ગણગણાટ સંભળાય છે, પણ શ્રીકૃષ્ણે તેની સો ગાળો-સો અપમાનો સહન કરી લઈ, છેવટે સુદર્શન ચક્રથી તેનો શિરચ્છેદ કર્યો છે, અને સાચો ક્ષત્રિય જાહેર અપમાનને સહન કરી લે તે કરતાં મૃત્યુ સારું-એ સત્ય સાબીત કર્યું છે. દરેક મહાપુરુષના જીવન પરત્વે ગેરસમજણ થાય છે જ. અમેરિકાના ચિંતક એમર્સને કહ્યું છે તે પ્રમાણે-"To be great is to be misunderstood." અર્થાત, મહાન થવું એટલે જ પોતાને માટે ગેરસમજ ઉત્પન્ન થાય તેમ કરવું કારણ કે, મહાપુરુષના અંતરના આદર્શો-ધ્યેયો-હેતુઓ-સિદ્ધાંતો પ્રાકૃત જન સમજી શકે તેમ હોતું નથી, અને બહારથી તો મહાપુરુષોનું વર્તન પણ સામાન્ય મનુષ્યોના વર્તન જેવું જ હોય છે. પણ આખરે તો તેમના સત્ય સૂર્ય પરથી ગેરસમજનું વાદળ હટી જાય છે, અને તેમની મહત્તા જીલ્દી અધિક તેજથી પ્રકાશી રહે છે.

શ્રીકૃષ્ણના ભવ્ય જીવનનું ચોથું પાસું તે તેમનું વિરલ કોટિનું, સમર્થ સમન્વયકારી, પુરુષાર્થ પ્રેરતું, અમણી અધ્યાત્મજ્ઞાન. જીવાત્માનો તે પરમ સખા છે. અર્જુનને રણક્ષેત્રમાં જે ક્ષણિક મમતા અને ભીરુતાનું વાદળ આવી ગયું હતું, તે દૌર્બલ્ય અને વિષાદયોગમાંથી ભગવાન તેને ગીતાનું જ્ઞાનામૃત પાઈને વીર બનાવે છે, મડદાને બેઠું કરે તેમ-તેને પુરુષાર્થપ્રવણ બનાવે છે અને તે પણ ફલેચ્છારહિત નિષ્કામ કર્મયોગના પાયા પર તેના અંતઃકરણને સ્થિરપણે સ્થાપીને ગીતાના ગાનાર ભગવાન કૃષ્ણચન્દ્ર જ્ઞાન, યોગ, ભક્તિ અને કર્મના સમન્વયકાર છે, અદ્ભુત જીવનસાધક અને ક્રિમિયાગર છે, અધ્યાત્મ દર્શનની જીવંત પ્રક્રિયાના પ્રબોધનાર છે, ક્રાન્તદર્શી કવિ છે, સર્વજ્ઞ વિભુ છે.

અને તેમની જીવનલીલાનું ઉજ્જવળ પણ મહાન પાસું છે તેમની માનવતા. કાકા કાલેલકર કહે છે કે રામચન્દ્રે આર્યનીતિની સઘળી આજ્ઞાઓને જીવનમાં ઊતારી, પિતૃધર્મ, રાજધર્મ, પત્નીધર્મ, ક્ષાત્રધર્મ, માતૃધર્મ, ભ્રાતૃધર્મ, સખાધર્મ પાળી જીવનની સર્વોચ્ચ પૂર્ણતા પ્રાપ્ત કરવાનું નિદર્શન પૂરું પાડ્યું; પણ શ્રીકૃષ્ણચન્દ્રે આર્યનીતિના સઘળા કાયદાઓને બાહ્ય રીતે-દેખીતી રીતે બાધા મૂક્યા, અને છતાં આંતર અધ્યાત્મ સ્થિતિમાં નિર્લેપ રહી, એવાં જીવનકાર્યો વિસ્તાર્યાં કે જેથી તે દરેક ક્ષેત્રમાં, સર્વાંગીણ સંસ્કૃતિ સાધી, પરમકોટિના પૂર્ણ યોગીશ્વર બની, પૂર્ણ પુરુષોત્તમપદને પામ્યા અને માટે જ તે આપણને રામ કે બુદ્ધ કરતાં વધારે માનવતાપૂર્ણ લાગે છે, અને આપણને ઉત્સાહ-મળે છે કે "નર જો કરણી કરે, તો નરનો નારાયણ થાય"

"તેમની આંગળી છેદાઈ, અને પાંચાલીએ પોતાનું પટકૂળ ચીરી પાટો બાંધ્યો.-તે દિવસથી તેમણે તેને ધર્મભગિની કરી સ્થાપી પરિણામે તેનું પતિસૌભાગ્ય તેમણે અનેક વિષમ પ્રસંગોમાં પણ સંભાળ્યું.-અને દુર્યોધનની ભરસભામાં વસ્ત્રાહરણ જેવા નિર્લજ્જ પ્રસંગે તેમણે ચીરપૂરણ કરી દ્રૌપદીની લાજ રાખી. કુંતા માતાને ફોઈ તરીકે સ્વીકાર્યાં, તો ઠેઠ સુધી તેમને પૂજ્ય ગણ્યાં, તેમનું મન મનાવ્યું; પાંડવોને સહાય કરી. ઉત્તરા પર કૃપા કરી, અને અભિમન્યુને રણે જતો રોકી રાખી, ૭ મહિનાની રાત કરી, તેને પુત્રગર્ભનું દાન કરાવ્યું ભીમ અને દુર્યોધનના ગદાયુદ્ધ પ્રસંગે, દુર્યોધનની વજ્રકાયામાં માત્ર સાથળ જ એક મેદ અંગ છે એવું દેખાડતા ભીમની નજર ખેંચી પોતાની સાથળ ઠોકી. ભીમ અને જરાસંધના મહાયુદ્ધમાં ભીમ હતોત્સાહ થઈ ગયો, ત્યારે પાસેના વૃક્ષના પાંદડાને લઈ, ચીરી નાખી, જરાસંધના દેહનાં બે અડધિયાં કરી વચ્ચે શિવલિંગની સ્થાપના કર્યા સિવાય તે મરવાનો નથી, તેની સૂચક નિશાની કરી. અર્જુનની પ્રાણરક્ષા ખાતર પોતે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઈ સૂર્યપુત્ર કર્ણનું કવચ ભીખી આવ્યા. યુદ્ધના આરંભકાળમાં યુધિષ્ઠિરને પ્રેરણા કરી અજેય અગ્નિ ભીષ્મ પિતામહ પાસે 'વિજયી થા' તેવી આશિષ પ્રાપ્ત કરાવી અગાધ જ્ઞાનસંપત્તિના સહજ સંસ્કાર હોવા છતાં સાંદીપનિ મુનિને ઘેર રહી વિદ્યાભ્યાસ કર્યો, ગુરુપુત્રને યમલોકમાંથી પાછો લાવી ગુરુપત્નીને મ્હોંમાગી દક્ષિણા આપી સંતોષ કર્યો, ગુરુપત્નીની આજ્ઞાથી છાશની દોણી હાથ લગાવીને પણ વનમાં બેઠાં બેઠાં આપી સહાધ્યાયી સુદામા સાથે ગુરુના ઘર માટે મુસલધાર વરસાદમાં લાકડાં ચીરી, ભારા માથે લાવી, શિષ્યોચિત સેવાભાવ અને નમ્રતા દાખવ્યાં સુદામાના તાંદુલને અમૃત કરતાં પણ અધિક સ્વાદવાળા બનાવી, બળજબરીથી માગી લઈ, તેનો આહાર કરી, બદલામાં અપાર રિદ્ધિસિદ્ધિ આપી. વિદુરને ઘેર ભાજી ખાધી, કારણ કે તેની

પાછળ ભક્તિ અને પ્રેમની સંપત્તિ હતી. અરે અંતમાં, પોતાના જ યાદવકુળનો સુરાપાનથી નાશ થતો જોઈ રહ્યા, અને પારસપીપળા નીચે સૂઈ જઈ પોતાના પગના પદ્મમાં પારધિને બાણ મારવા દીધું અને વૈકુંઠલોકમાં ગયા.

કર્મનો કાયદો, જે માનવથી તોડી શકાતો નથી, તેને પોતે પણ પાળી બતાવ્યો. આવી છે પરમ યોગેશ્વર કર્તું અકર્તું અન્યથાકર્તું સમર્થ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રની માનવતા અને તેમાં જ છે તેમની મહત્તા.

ઉપર આપણે ભગવાન કૃષ્ણચન્દ્રની જીવનલીલા ટૂંકમાં અવલોકી. હવે આપણે એવી જીવનલીલા વિસ્તારનાર અવતારી ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રની પીઠમાં રહેલા તત્ત્વનો વિચાર કરીએ તો તે વધારે સુગમ થશે. કૃષ્ણ એટલે આકર્ષનાર. પોતાના ભક્તોને, ગોપીઓને, અધિકારી જીવાત્માને સંસારપાશમાંથી મુક્ત કરવા ભગવાન પોતાના તરફ આકર્ષે છે. એટલે તો એક પ્રાચીન કાવ્યમાં ભગવાનને 'પારાવારનો માછીડો' કહ્યો છે ભક્ત કવિ પૂજાલાલે પણ પારિજાતમાં તેવી જ મતલબનું એક કાવ્ય રચ્યું છે આ સંસારસમુદ્રમાં પ્રેમની જાળી લઈને પોતાના ભક્તોને-ભવ્ય જીવાત્માઓને તે પોતાના મુક્તિધામ તરફ ખેંચી રહ્યો છે, જેથી તેમને સંસારના ત્રિવિધ તાપ, શોક, દુઃખ, આધિ, વ્યાધિ, ઉપાધિ સહન ન કરવાં પડે. વૈષ્ણવ સંપ્રદાયમાં જે ચતુર્વ્યૂહ છે વાસુદેવ, સંકર્ષણ, અનિરુદ્ધ અને પ્રદ્યુમ્ન-તેમાં પણ સંકર્ષણવ્યૂહમાં આ ભક્તજનોના આકર્ષણની ક્રિયા જ અભિપ્રેત છે. વળી શ્રી કૃષ્ણનું ચૈતન્ય તત્ત્વ એટલે નિર્મુક્ત પ્રભુચેતના ઉપર આપણે જોઈ ગયા તેમ તેમણે સર્વક્ષેત્રીય ઝંઝાવાતી પ્રવૃત્તિ કરી છે, છતાં તેમની આંતર ચેતનાની સમતામાં જરા પણ ભંગનો સ્પર્શ થતો નથી કારણ કે તે નિર્લિપ્ત હતા, સાક્ષી માત્ર હતા, કૂટસ્થ હતા. તેમને કંઈ મેળવવાનું 'બાકી હતું' નહિ, કોઈ કર્તવ્ય કર્મ અવશિષ્ટ ન હતું છતાં પણ લોકસંગ્રહ માટે જ તે અવિરત કાર્યધારા ચાલુ રાખે છે અને છતાં તે ચૈતન્યતત્ત્વની પીઠિકા જ એવી છે કે તેથી તેમાં જરા પણ ખલેલ ના પડે. न मां कर्माणि लिम्पन्ति पश्य मे योगमैश्वरम्। એમનો ઈશ્વરી યોગ એવો છે કે તેમને કર્મ લેપ કરી શકે જ નહિ. કારણ કે તે भूतभृन्न च भूतस्थ છે, પ્રાણીમાત્રને ધારણ કરતા હોવા છતાં તે કૂટસ્થ ચૈતન્યરૂપ હોવાથી પ્રાણીઓમાં રહેલા નથી. પણ પ્રાણીમાત્ર તેમની અંદર રહેલાં છે. ઉપર આપણે તેમનું આકર્ષણ સ્વરૂપ, પ્રેમસ્વરૂપ જોયું; અહીં આપણને તેમના તત્ત્વનું જ્ઞાનસ્વરૂપ જોવા મળે છે, અને તેમની બાહ્ય જીવનલીલામાં તેમનું કર્મસ્વરૂપ તથા યોગસ્વરૂપ જોવા મળે છે જે બોધ તેમણે ઉપનિષદોના દોહનરૂપ ભગવતી ભગવદ્‌ગીતામાં આપ્યો છે તે જ સમન્વય-જ્ઞાન, કર્મ, યોગ અને ભક્તિ (પ્રેમ)નો-તેમના ચૈતન્યની પીઠમાં-તત્ત્વમાં આપણને દેખાય છે.

શ્રી કૃષ્ણ વિશ્વંભર છે, ગોપ્તા, શાશ્વત ધર્મગોપ્તા છે, પાલક છે, દુનિયાના રખેવાળ છે. એટલે તેમનો ક્રિયાકલાપ બહુ ક્લિષ્ટ, જટિલ, સંકુલ, અટપટો, વિવિધતાવાળો, વિરોધાભાસથી ભરેલો લાગે છે, અને તેમાં તેમની પીઠમાં રહેલા ચૈતન્ય તત્ત્વનો જ્ઞાન, કર્મ, ભક્તિ અને યોગ-એ ચારેય સ્વરૂપોનો કુશળ કારીગરીથી વિનિયોગ કરવો પડે છે. માટે જ ભગવાન કહે છે કે योगः कर्मसु कौशलम्। યોગ એટલે આધ્યાત્મિક નિષ્ઠાનો લોપ થવા દીધા સિવાય, સર્વે સાધનોથી, કારણોથી, દિવ્ય ગણતરી પૂર્વક, અચૂક સફળતા પ્રાપ્ત કરે તેવું, જ્ઞાનયુક્ત, પ્રેમયુક્ત, યોગવૈભવયુક્ત કર્મકૌશલ. અને તેવા પ્રકારનું કર્મકૌશલ-ચારેય સ્વરૂપોનો વિનિયોગ બધા અવતારો કરતાં શ્રી કૃષ્ણચન્દ્રના જીવનમાં વધારે દેખાય છે માટે જ તે પરિપૂર્ણ બ્રહ્મ છે, પૂર્ણાવતારી તત્ત્વ છે, દેહધારી પરમાત્મા જ છે. અને તેથી જ તેમની પીઠમાં રહેલું તત્ત્વ પણ જ્ઞાનથી આલોકિત, પ્રેમથી આપ્લાવિત અને પુલકિત, કર્મથી સર્જનોન્મુખ, યોગથી પરિનિષ્પન્ન, સંપૂર્ણ, નિર્મુક્ત, વિશુદ્ધ, અખંડાનંદ, યોગીઓની ધ્યેયમૂર્તિ, ગોપીઓનો પુંજીભૂત પ્રેમ, કોઈ અવર્ણનીય છવિછટાવાળું, તેજસ્વરૂપ, પરબ્રહ્મતત્ત્વ, પૂર્ણ પરમાત્મસ્વરૂપ છે

# ભગવાન શ્રીકૃષ્ણ

લે. શ્રી. પદ્મનાભ શાસ્ત્રી

ભગવાન શ્રીકૃષ્ણની લીલા અપાર છે. તેમના ચરિત્રથી જ તે ભગવાન કહેવાય છે. ષડૈશ્વર્યસંપન્ન વ્યક્તિ જ ભગવાન શબ્દને યોગ્ય ગણાય છે. શ્રીમદ્‌ભાગવતકારે ઇશ્વરના અવતારનું વર્ણન કરતાં

एते चांशकलाः प्रोक्ताः । कृष्णस्तु भगवान्स्वयम् ॥

એવી રીતે કહી વિષ્ણુ ભગવાનના બીજા અવતારોને અંશાવતાર ગણાવ્યા છે અને શ્રીકૃષ્ણચંદ્રને પૂર્ણાવતાર ભગવત્સ્વરૂપ કહ્યા છે. ક્ષીરસાગરમાં પોઢેલા વિષ્ણુ ભગવાન શેષનાગ ઉપર સૂતા છે અને સાક્ષાત્ લક્ષ્મીજી ભગવાનની સેવા કરી રહ્યાં છે એવો ધ્વનિ શ્રીકૃષ્ણ સાથે શ્રી લગાડી શ્રીકૃષ્ણ બોલવાથી ઊઠે છે.

વિષ્ણુ ભગવાનના જ અનેક અવતારો થયા છે અને બીજા દેવો બ્રહ્મા તથા શંકરના અવતાર પ્રસિદ્ધ નથી તેનું કારણ પણ એવું જણાય છે કે બાળક જન્મે કે તુરત એની સારવાર વગેરે માબાપને સોંપાય છે અર્થાત્ જન્મથી મરણકાળપર્યંતમાં જ બધું કરવાનું હોય છે જન્મ થયા પછી જ માણસને વ્યવહાર વળગે છે અને એ વ્યવહાર સાંગોપાંગ પાર ઊતારી સંસારની ઉપાધિથી નિવૃત્તિ લઇ પરલોકમાં જાય છે ત્યારે એ વ્યવહાર ભર્યા-સ્ત્રી, પુત્ર, ધર્મ, સંબંધી, પશુ વગેરે આદિ પડ્યું રહે છે. ભગવાન મનુએ જણાવ્યું છે તેમ

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ । विमुखा बांधवा यान्ति । અર્થાત્ મુએલા શરીરને લાકડાં કે ધૂળના ઢેફાંની પેઠે આ પૃથ્વી ઉપર પડતું મૂકી—એટલે દહનાવી કે બાળી ખાખ કરીને—સગાંવહાલાં પાછાં ફરે છે અર્થાત્ મુઆ પછી શરીર સાથે કાંઇ લેવાદેવા રહેતી નથી માટે વિપત્તિકાળમાં જે દેવ રક્ષા કરી જીવનને ઉપયોગી અને ઉન્નત બનાવી જીવને જીવન્મુક્ત બનાવે છે એ દેવ જન્મદાતા કે અવસાન કાળે સંભાળનાર દેવ કરતાં મોટા ગણવા યોગ્ય છે.

પૃથ્વી જ્યારે જ્યારે મુંઝાવા માંડે ત્યારે ગાયનું રૂપ ધારણ કરી દેવતાઓની સહાય માગે છે. અને એ સહાય અપાવવા દેવતાઓ સમર્થ નહિં હોવાથી બ્રહ્માદિ દેવો વિષ્ણુલોકમાં જઇ ત્યાં ભગવાનને સ્તુતિ કરે છે અને ભગવાન સઘળું સાંભળી તેમને શાંત કરી અવતાર લેવાનું વચન આપે છે. આવી હકીકત આપણે પુરાણોમાં અવતારપ્રસંગે વાંચીએ છીએ

વળી બાદરાયણ વ્યાસજીએ વેદ, પુરાણ વગેરે અનેક અનેક શાસ્ત્રો રચ્યાં તેથી એ પુરાણ પુરુષને બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ સાથે સરખાવવામાં આવે છે કે—

अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः
अभाललोचनः शंभुर्भगवान्बादरायणः ॥

અર્થાત્ ચાર મોઢાં વિનાના બ્રહ્મા, બે હાથવાળા વિષ્ણુ, કપાળમાં ત્રીજું લોચન નહિ હોવા છતાં જે શંભુ જેવા છે તે ભગવાન બાદરાયણ વ્યાસજીનું સ્વરૂપ છે.

આવા અસાધારણ શક્તિસંપન્ન વ્યાસજીને પણ જ્યારે મનમાં અશાંતિ રહેવા લાગી અને નારદજીનાં વચનથી વિષ્ણુ ભગવાનના ગુણ ગાવા માટે શ્રીમદ્‌ભાગવત રચ્યું ત્યારે જ ચિત્તમાં શાંતિ પ્રગટ થઇ.

બાણ કવિએ વ્યાપક ચેતનના ગુણગાન કરતાં ત્રણે દેવો ત્રિગુણાત્મક સ્વરૂપ છે એમ જણાવતાં કહ્યું છે કે,

रजोजुषे जन्मनि सत्त्ववृत्तये
स्थितौ प्रजानां प्रलये तमःस्पृशे ।
अजाय सर्ग-स्थिति-नाशहेतवे
त्रयीमयाय त्रिगुणात्मने नमः ॥

જગતની ઉત્પત્તિકાળે જે રજોગુણને સેવે છે, સ્થિતિકાળે જે સત્ત્વગુણને ધારણ કરી રહેલ છે અને પ્રલયકાળે જે તમોગુણનો આશ્રય કરી રહે છે તે ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ અજન્મા ત્રિગુણાત્મા જે ત્રણે ગુણોમાં વ્યાપીને રહ્યા છે એવા ભગવાનને નમસ્કાર. આમ બ્રહ્માજી અને શંકર કરતાં જગતની સ્થિતિનો બોજો વિષ્ણુ ભગવાન ઉપર વારેવારે આવ્યા કરે છે, અને એવી વિષમ સ્થિતિ જે માત્ર એક લીલા જ છે તેમાં વિષ્ણુ ભગવાન અનેક અવતાર ધારણ કરે છે.

આગળ કહી ગયા તેમ બીજા અવતારો અંશરૂપ હતા જ્યારે શ્રીકૃષ્ણનો અવતાર પૂર્ણાવતાર હતો.

આવી રીતે પૂર્ણાવતાર ધારણ કરવાનું કારણ

પણ હોવું જ જોઈએ એ કારણ તપાસતાં જણાય છે કે બીજા અવતારો વખતે જગત્ બહુ બગડી ગયું ન હતું. સત્યયુગમાં મનુષ્યો નીતિરીતિથી ચાલનારા અને ધર્મપરાયણ હોવાના કારણે બહુ પોતપોતાના વ્યવહાર સાચવી લેતા પરન્તુ કાળ જતાં વિચારમાં પલટો આવવા લાગ્યો અને વ્યવહાર શિથિલ થવા માંડ્યો એટલે વ્યવહારને માટે સ્મૃતિકારોએ ધારાધોરણ ઘડવા માંડયાં. ગુણ અને કર્મ પ્રમાણે જગન્નિયંતાએ જગતને ચાર વિભાગમાં વહેંચી દીધું હતું. જે ચાર વિભાગ વર્ણભેદે જુદા જુદા ગુણ અને કર્મથી અત્યારે પણ સંકળાએલ છે. જડ-ચેતન વિભાગો પણ ગુણ અને કર્મના કારણે ચાર વિભાગમાં વહેંચાઈ ગયેલા જોઈ શકાય છે. એ ગુણ અને કર્મના વિભાગના કારણે જ વસ્તુમાત્રમાં ફેરફાર જોવામાં આવે છે. અસ્તુ.

અવતારલીલાના પ્રસંગો મુરકેલી વિના આવતા નથી. સ્મૃતિકારોએ વર્ણ અને આશ્રમની વ્યવસ્થા પ્રભુના આદેશને વશ વર્તી ઘણી વ્યવસ્થિત બનાવી જગતમાં શાંતિ સ્થાપવા પ્રયત્ન કર્યો પરન્તુ વિલક્ષણ બુદ્ધિતત્ત્વ ને સવળા-અવળા નિશ્ચયો બાંધવામાં કાબેલ છે તેણે વ્યવસ્થામાં ગોટાળો કરી મૂક્યો. આચાર-વિચારની હદ ઠુંકાવી કે વાઢીને અથવા આઠીઅવળી મનસ્વી સત્તે ચલાવીને નૈસર્ગિક વહીવટ બગાડી મૂક્યો પરિણામે યુગભાવનાનાં પ્રમાણો નક્કી કરવામાં આવ્યાં ભારત વર્ષમાં આદર્શ રાજા પૃથુ થયો, જેના નામ ઉપરથી ભૂમિએ પૃથ્વી નામ ધારણ કર્યું. તેણે કલિયુગની નિમકહલાલી જોઈ તેને મારી નહિં નાખતાં જીવતા રહેવા દીધો અને એ કલિયુગને અનીતિ અને અનાચારના ધામમાં રહેવા માટે જગ્યા આપી. વિષ્ણુપુરાણમાં તથા શ્રીમદ્ભાગવતના માહાત્મ્યમાં એટલે પદ્મપુરાણમાં કલિને અધર્મનો મિત્ર કહ્યો છે. તેનો જે પ્રભાવ દર્શાવવામાં આવ્યો છે તે આજ ઘેરઘેર અને દેશેદેશમાં પ્રત્યક્ષ જોવા મળે છે એવું જે વિધાન શ્રી રાધાકૃષ્ણ સત્પદર્શીએ કલિ નામક પોતાના વ્યાખ્યાનમાં કહ્યું છે તે વાસ્તવિક છે

ભગવાન શ્રીકૃષ્ણ માટે વેદાન્તના પ્રખર અભ્યાસી મધુસૂદન સરસ્વતી પણ કહે છે કે—

कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ।

અર્થાત્ શ્રીકૃષ્ણ પરમાત્મા કરતાં બીજું કોઈ પરમ તત્ત્વ હું સ્વીકારતો નથી. અર્થાત् कृष्णस्तु भगवान्स्वयम् ॥ એવું ભાગવતકારનું વચન દરેક રીતે યથાર્થ જ છે

વિષ્ણુ ભગવાનના અનેક અવતારોમાં શ્રીકૃષ્ણચંદ્રનો અવતાર જ પૂર્ણ પુરુષોત્તમરૂપ છે તેનો ખ્યાલ તેમણે ગોકુળ, મથુરાં તથા દ્વારકામાં રહી કરેલાં પરાક્રમોથી તથા શ્રીમદ્ભગવદ્‌ગીતામાં અર્જુનને આપેલા ઉપદેશ ઉપરથી અને એકાદશ સ્કંધ ભાગવતમાં ઉદ્ધવને આપેલા ઉપદેશ ઉપરથી તુરત આવી શકે છે.

ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ।

અર્થાત્ 'હેતુગર્ભ' અને નિશ્ચયાત્મક બ્રહ્મસૂત્રોના ઉપદેશ જેવો જ ભગવદ્‌ગીતાનો ઉપદેશ પણ યથોચિત અને આદરણીય છે. શ્રીકૃષ્ણ ભગવાનને ગીતાકારે યોગેશ્વર અને જગદ્‌ગુરુ કહ્યા છે તે વાસ્તવિક અને યોગ્ય જ જણાય છે. કારણ કે યોગેશ્વર તરીકે બાલકૃષ્ણે પોતાની બાલ્યાવસ્થાથી ગોકુળવાસીઓને પરિચય કરાવવા માંડ્યો હતો. શિશુપાલને એ બાળલીલાનું રહસ્ય આધુનિક તુચ્છ વિચારનાં અલ્પજ્ઞ મનુષ્યોની માફક સમજાતું નહિ હોવાથી એ બાળલીલાની ભર્ત્સના તેણે ધર્મરાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં જાહેર કરી હતી. કંસની બાજી ઉંધી વળી હતી તેથી તેના મનમાં આ બાળલીલાએ ભય ઉપજાવ્યો હતો. દયાળુ પરમાત્માએ એ શિશુપાલની સો (૧૦૦) અવહેલનાઓ સાંખી પોતાની ફોઈ શિશુપાલની માતાને આપેલું વચન પાળ્યું હતું. કંસના અત્યાચાર બેસુમાર હતા, છતાં પણ જ્યારે કંસવધ કરવા પ્રભુ મથુરામાં પધાર્યા ત્યારે ત્યાં આવી મળેલાં સર્વને તેમની ભાવના પ્રમાણે દર્શન આપી ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् । એ રૂપ શ્રીકૃષ્ણ પરમાત્માએ પાળ્યો હતો. અને તેથી સંતોને વીજળીના પડવા જેવો મારો પડ્યો હતો. સામાન્ય મનુષ્યોને તે નટવર રૂપે દેખાયા હતા. સ્ત્રીઓને મન તે વલ્લભાધીશ હતા પરન્તુ કંસને તો તે કાળ સ્વરૂપે જ દેખાયા. છતાં પણ ગોપીજનવલ્લભ તો કાયમ રહ્યા.

ગોપીઓને બ્રહ્મજ્ઞાનતત્ત્વની દીક્ષા આપી જળાશયમાં નગ્ન સ્નાન નહિ કરવાનો બોધ આપવા તેમનાં વસ્ત્રાદિ આભરણ લઈ લેઈને નિરાવરણ પ્રકૃતિરૂપ બનાવી જગતને પ્રકૃતિ-પુરુષની લીલા સમજાવી. કંસર

ભગવાનની છેડતી કરવા જતાં બળીને ભસ્મ થઇ ગયેલા અનંગ નામધારી કામદેવને શ્રીકૃષ્ણ પરમાત્માએ શરદપૂર્ણિમાના ઉજ્જવળ દિવસે રાસલીલા જેવા કામોદ્દીપક પ્રસંગે પોતાનું બળ અજમાવવા આમંત્રણ આપ્યું. કુસુમબાણથી કામ લેવામાં કુશળ કામદેવે પોતાનું બળ અજમાવવા બહુ ધમપછાડા કર્યા, પરંન્તુ મન્મથમન્મથ અર્થાત્ મન્મથરૂપી કામદેવને પણ વલોવી નાખે તેવા શ્રીકૃષ્ણ પરમાત્માનુ રૂંવાડું પણ ફરક્યું નહિ. અનંગ કામદેવ લજવાઇને નીચું જોઇ રહ્યો અને પરાભવ સ્વીકારી પ્રદ્યુમ્નરૂપે અવતરી પુત્રપદ સ્વીકાર્યું. દુર્ગાસપ્તશતીમાં જણાવેલું છે કે

ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा ।
बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ॥

અર્થાત્ એ ભગવતી દેવી મહામાયા મોટા મોટા જ્ઞાનીઓનાં ચિત્તને પણ પરવશ બનાવી ચક્કર ખવરાવી દે છે. એ મહામાયા જે પ્રભુની પરમ શક્તિ છે તેને કોણ જીતી શકે ? યોગીશ્વર શ્રીકૃષ્ણ પરમાત્મા જેની પરમ શક્તિ મહામાયા ચિતિશક્તિ સ્વરૂપિણી છે તેમને માટે શું અશક્ય હોઈ શકે ?

સૃષ્ટિકર્તા બ્રહ્માજીએ પરમાત્માની એ મહાશક્તિનું માપ કાઢવા વિચાર કરી ધણ સહિત ગોવાળીઆઓને અલોપ કરી દીધા ત્યારે યોગેશ્વર જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતે ધણ અને ગોવાળીઆ વગેરેનું સ્વરૂપ ધારણ કરી પોતાની યોગશક્તિથી એક વરસ સુધી બધો વ્યવહાર સાંગોપાંગ ચલાવ્યા કર્યો ત્યારે બ્રહ્માજી પણ પોતાની કરામતમાં નિષ્ફળ જવાથી શરણે આવ્યા. મોહિનીસ્વરૂપ ધારણ કર્યું વગેરે એવા યોગેશ્વરની અદ્‌ભુત શક્તિ અને કળાનો વિચાર કરવાથી પણ મનુષ્ય ભવસાગર તરી જાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. માટે આપણે આ શુભ પ્રસંગે શ્રીકૃષ્ણ ભગવાનની સ્તુતિ કરતાં કહીયે કે —

सत्यं ज्ञानमनंतमाद्यममलं वेदान्तवेद्यं परम्
मायातीतमभेद्यमान्तरमजं सर्वज्ञमीड्यं सुखम्
आराध्यं विधिशंकरादिभिरपागारापहं केशवम्
वंदे भक्तजनप्रियं सुरगुरुं कृष्णं श्रिया संयुतम् ॥

## ચાહે અમરપદ તો

(શિખરિણી)

અજાણ્યો પંથી હું મહીપટપરે આથડી અને
ગયો થાકી ત્યારે, શિથિલ પગ હાવાં બસ કહે
"જાણા હાવાં ક્યાં તું જગપર ચહે આગળ જવા ?
નથી જાવું માટે બસ કર હવે આગળ જવું.
નથી વે'તો દીસે પરિમલભર્યો શ્વાસ તુજને,
વિશુદ્ધિ ત્યાં ના તો ચરણુથકી યાત્રા બહુ કર્યે
થશે શ્રેયસ તારૂં ? નવ પડી જતો ભૂખ વમળે.
નકી પસ્તાશે તું ગમન ફેરીને ફર ઉલટો.
ભગાવી હૈયાની મલિન સઘળી આગ, દૂર, ત્યાં
જગાવી દેજે કો અનુપમ રસે અંતરમહીં,
મજાની આશાઓ જગતપર કલ્યાણ કરવા,
ભલા ચાહે જો તું અમરપદ લેવા જીગરથી."

—શ્રી 'રમણ' નાવલીકર.



# અધ્યાત્મ ભાગવત

લે. સ્વામીશ્રી માધવતીર્થજી

[ અંક પૃષ્ઠ ૪૫૮ થી ચાલુ ]

## ભગવાનમાં વિષમભાવ નથી, તો જગતમાં વિષમભાવ શી રીતે આવ્યો ?

શ્રીમદ્ભાગવતની સપ્તાહ જ્યારે શરૂ થાય છે ત્યારે બીજે દિવસે સાંજે જડભરતની કથા આવે છે જડભરતમાં પરમહંસદશા હતી પણ તે માણસના સંગથી બીતા હતા અને એકલા ફરતા હતા. માણસની વચ્ચે રહીને માણસના જેવું થવું સહેલું છે, એકાંતમાં રહીને પરમહંસ થવું પણ સહેલુ છે, પણ માણસોની વચ્ચે રહીને પરમહંસ થવુ મુશ્કેલ છે તેથી કેટલાક માણસોને સંસાર છોડવાનો વિચાર આવે છે સંસારમાં દ્વૈતની ભાવના વારંવાર આવ્યા કરે છે એવા વિકટ સંજોગોમાં પણ ભક્તિ કરવી હોય તો કરી શકાય તેટલા માટે સાતમા સ્કંધમાં પ્રહ્લાદની ભક્તિ બતાવેલ છે અને નવમા સ્કંધમાં રાજા અંબરિષની કથા આવશે. હાલના કાળમાં પણ ભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસનો દૃષ્ટાંત આપણી પાસે મૂકેલ છે તે સંસારમાં હતા, તેમને સ્ત્રી પણ હતી છતાં તેમની અંદર સંસાર ન હતો. ભક્ત તુકારામને કજીઆખોર સ્ત્રી હતી અને બે બાળકો પણ હતાં છતાં એવા સંજોગોમાં તેઓ સારી ભક્તિ કરી શકયા હતા. જ્યારે સંસારમાં રહીને ભક્તિ કરવી હોય ત્યારે પ્રહ્લાદની માફક ભગવાનનું સતત સ્મરણ એકબાજુ અને બીજી બાજુએ વિસ્મરણ એકબાજુ વળી પ્રહ્લાદને ચારે બાજુ રાક્ષસોની વચ્ચે રહેવાનું હતું તે રાક્ષસો ભક્તિનો દ્વેષ કરતા હતા પણ પ્રહ્લાદે એવું શિક્ષણ લીધુ હતું કે માત્ર ભગવાન જ બધે રહેલા છે. આવા શિક્ષણથી અનન્ય ભાવ રહી શકે છે જો બધે ભગવાન છે એવું જ્ઞાન ન રહે તો સાચા ભગવાન આપણી માન્યતામાં નથી, તેથી ભગવાનને બદલે જગત ભળે છે પ્રહ્લાદનું જ્ઞાન સાચું હતું તેથી તેને જગતને બદલે ભગવાન ભળતા હતા.

પ્રહ્લાદની રક્ષા માટે અને સંપૂર્ણ પ્રાણીઓમાં પોતાની વ્યાપકતા છે એ બતાવવાને માટે હિરણ્યકશિપુની સભામાં થાંભલામાં વિચિત્ર રૂપવાળા શ્રીહરિ પ્રગટ થયા હતા તેમનો દેખાવ તદ્દન પશુ જેવો ન હોતો તેમજ મનુષ્ય જેવો પણ ન હોતો. હિરણ્યકશિપુ પણ તેને જોઈ બોલી ઉઠયો કે આ નરસિંહરૂપ ધારી વિચિત્ર જીવ કોણ છે !

ભગવાનનું એ રૂપ બહુ ભયાનક હતું, અને તેથી તેની પાસે જવાની કોઈની હિંમત ચાલી નહિં હિરણ્યકશિપુને પણ એમ લાગ્યું કે કદાચ ગઢામાંના હરિમાંથી જ મને મારવા માટે આ વિચિત્ર શરીર નીકળેલ હોય, છતાં તેણે પોતાની ગદા હાથમાં લીધી અને તે નરસિંહ ભગવાન તરફ દોડયો, પણ જેમ પતંગ તેજમાં લીન થઈ જાય છે તેમ હિરણ્યકશિપુ નરસિંહ ભગવાનના તેજમાં લીન થઈ ગયો. સૃષ્ટિના આરંભમાં પણ રુદ્રએ પોતાના તેજથી અંધકારનું પાન કર્યું હતું. અહીં ઉપમા આપી એમ બતાવેલુ છે કે હિરણ્યકશિપુનું સ્વરૂપ ( અધ્યાત્મભાવે ) અંધકારનું અથવા આવરણનું હતું ( ૭-૮ ૨૫ )

હિરણ્યકશિપુએ પોતાની ગદા ફરીથી ઉપાડી અને ભગવાન ઉપર ફેંકી, પણ જેમ ગરુડ સર્પને પકડી લે તેમ ભગવાને તે ગદા સહિત હિરણ્યકશિપુને પકડી લીધો, છતાં સર્પ જેમ ગરુડના પંજામાંથી છૂટી જાય તેમ હિરણ્યકશિપુ ભગવાનના હાથમાંથી નીકળી ગયો. ગરુડ એ શાસ્ત્રનું સ્વરૂપ છે એ વાત આઠમા સ્કંધમાં આવશે. સર્પ એ સંસારનું સ્વરૂપ છે. એ વાત બારમા સ્કંધના ઉત્તરના ભાગમાં આવે છે શાસ્ત્રદ્વારા સંસારને પકડી શકાય છતાં જરમાં પાછો સંસારી ભાવ આવી જાય છે તે વખતે દેવો એ લાઈ જોઈ રહ્યા હતા. આપણામાં પણ સંસારી ભાવ આવે ત્યારે દેવો જોઈ રહે છે. ફરીથી હિરણ્યકશિપુ ભગવાનની તરફ દોડયો. પછી ભગવાને સિંહના જેવો નાદ કરી તેને પકડી

લીધા એ નાદથી હિરણ્યકશિપુની આંખો બંધ થઈ ગઈ તે વખતે ભગવાને સભાના બારણા વચ્ચે તેને પોતાના ખોળામાં લઈને નખોથી ચીરી નાખ્યો પછી ભગવાન પોતાની જીભથી તેનું લોહી પીવા લાગ્યા. હિરણ્યકશિપુ મરવાથી દેવો વાજા વગાડવા લાગ્યા, ગંધર્વો ગાયન કરવા લાગ્યા અને અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. આપણામાં પણ જ્યારે આત્મજ્ઞાન ઉપજે થાય છે ત્યારે નવુ ચેતન અને નવો આનંદ આવે છે

પછી બ્રહ્મા, ઈંદ્ર, ઋષિઓ, પિતૃઓ, સિદ્ધો વગેરેએ ભગવાનની સ્તુતિ કરવી શરૂ કરી. ઈંદ્રે કહ્યુ કે "અમારૂ હૃદયકમળ દૈત્યના ભારથી દબાયેલુ હતુ તેને આપે વિકસાવી દીધું" બધા કહે છે કે એ દૈત્ય અમને બહુ નડતો હતો તે અહંકારરૂપી અંધકારનુ સ્વરૂપ છે. તે બધાને બહુ નડે છે.

વિદ્યાધર કહે છે કે તેણે અમારી વિદ્યાનો નાશ કર્યો હતો. મનુઓ કહે છે કે તેણે ધર્મની બધી મર્યાદા તોડી નાખી હતી પછી પ્રજાપતિ ગંધર્વ અને ચારણ વગેરેએ સ્તુતિ કરી છે પછી યક્ષો, કિંપુરુષો અને વૈતાલિકો વગેરેની સ્તુતિ આવે છે એ બધી સ્તુતિ ઉપરથી જણાય છે કે બધા લોકોમાં વિષમભાવનું કારણ એ અહંકારરૂપી હિરણ્યકશિપુ હતો. એ નાશ પામ્યા પછી બધા ભગવાનને કહે છે કે અમે આપના સેવક છીએ, હવે અમે આપની સેવા કરી શકીશુ ઉપરાંત વિષ્ણુના દૂતોએ કહ્યું કે, "આ દૈત્ય તો વાસ્તવમાં ગયા જન્મમાં આપનો સેવક હતો અને બ્રાહ્મણ (સનકાદિ)ના શાપથી તેની આ ગતિ થઇ છે. તેથી તેનો વધ થયો તે ઠીક થયું છે.

આ પ્રમાણે બધાએ સ્તુતિ કરી, પણ ભગવાન ક્રોધના આવેશમાં હોવાથી કોઇ તેમની પાસે જઈ શક્યું નહિ. સંસારમા પણ ક્રોધી માણસમાં ક્રોધ હોય ત્યારે તેની પાસે જવું મુશ્કેલ પડે છે દેવોએ લક્ષ્મીજીને આગળ કર્યાં પણ લક્ષ્મીજી તે સ્વરૂપથી બીને પાછા વળી ગયાં પછી બ્રહ્માજીએ પ્રહ્લાદને કહ્યું, "તમારા પિતા ઉપર ગુસ્સે થયેલ ભગવાનની પાસે તમે જાઓ અને તેમને શાંત કરો" પ્રહ્લાદ ભગવાનની પાસે ગયા અને પૃથ્વી ઉપર લોટી તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યો ભગવાને તેમને ઉપાડી લીધા અને તેમના મસ્તક ઉપર કૃપાથી હાથ મૂક્યો. ભગવાનના હાથનો સ્પર્શ થતાં જ પ્રહ્લાદનાં બધા અશુભ કર્મ નાશ પામ્યાં અને તે જ વખતે તેમને પરમાત્માના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર થયો (૭-૯-૬) પછી પ્રહ્લાદજી નીચે પ્રમાણે ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા:–

"જેમની બુદ્ધિ સત્ત્વગુણમાં સ્થિર થઇ છે એવા બ્રહ્મા વગેરે દેવગણ અને મુનિ અને સિદ્ધગણ પણ પોતાની વાણીથી આપની સ્તુતિ કરી આપને પ્રસન્ન કરી શક્યા નથી, તે આપ શ્રીહરિ ઉગ્ર જાતિમાં ઉત્પન્ન થયેલ મારા ઉપર કેમ સંતોષ પામ્યા?

ભગવાનમાં વિષમતા નથી તો જગતમાં ક્યાંથી આવી એ મૂળ પ્રશ્ન પરીક્ષિત રાજાએ શુકદેવજી પાસે સાતમા સ્કંધમાં મૂકેલ છે તેનો જવાબ હવે પ્રહ્લાદની સ્તુતિમાં સ્પષ્ટ થતો જાય છે. પ્રહ્લાદ કહે છે કે, "ધન, કુલીનતા, રૂપ, તપ, વિદ્યા, ઓજ, તેજ, પ્રભાવ, બળ, બુદ્ધિ અને યોગ એ બધા ગુણ પણ શ્રી હરિને પ્રસન્ન કરવાને સમર્થ નથી પણ ભક્તિથી ભગવાન ગજેન્દ્ર (હાથી)ની ઉપર પણ પ્રસન્ન થઇ ગયા હતા જે બ્રાહ્મણ ઉપરના ૧૨ ગુણોથી યુક્ત હોય પણ ભગવાનથી વિમુખ હોય તો તેના કરતાં મન-વચન-કર્મથી ભગવાનની સન્મુખ રહેનાર ચાંડાળ પણ શ્રેષ્ઠ છે. તેવો ચાંડાળ પોતાના કુળને પણ પવિત્ર કરી દે છે. પણ અભિમાન રાખનાર બ્રાહ્મણ એવુ કરી શકતો નથી. (૭-૯-૧૦) આ શ્લોકમાં અહંકારી બ્રાહ્મણ કરતાં ભક્તિવાળા હરિજનની કિંમત વધારે બતાવેલ છે તેથી ભગવાનમાં વિષમ ભાવ નથી પણ માણસમાં છે.

તેથી એમ ન સમજવું જોઇએ કે ભગવાનને પૂજાની જરૂર છે ભગવાન તો આત્મલાભથી પૂર્ણ જ છે.

नैवात्मनः प्रभुरयं निजलाभपूर्णो
मानं जनादविदुषः करुणो वृणीते ।
यद्यज्जनो भगवते विदधीत मानं
तच्चात्मने प्रतिमुखस्य यथा मुखश्रीः ॥ ७-९-११

અર્થ–ભગવાન આત્મલાભથી પૂર્ણ હોવાથી, ક્ષુદ્ર પુરુષોની પૂજાની ઇચ્છા રાખતા નથી. તે તો કરુણાળુ થઇને પોતાના ભક્તોની સેવાનો સ્વીકાર કરે છે તેમા પણ ભક્તોને લાભ મળે છે જેમ મુખ ઉપર કરેલી શોભા દર્પણમાં દેખાતા પ્રતિબિંબને સુશોભિત

કરે છે, તેમ ભક્તો ભગવાનને જે જે માન આપે છે તે પ્રતિબિંબરૂપ ભક્તોનેજ મળે છે.

એટલે આપણે જેવો ભાવ ભગવાનને આપીએ છીએ તેવો આપણને પાછો મળે છે તેથી આપણુ પ્રમાણ ઠીક કરવાની જરૂર છે. પ્રમાણની ભૂલ પકડવી બહુ મુશ્કેલ છે. જેમ સ્વપ્ન વખતે સ્વપ્નનું પ્રમાણ સાચું લાગે છે તેમ જાગ્રત વખતે જાગ્રતનું પ્રમાણ પણ સાચું લાગે છે. એવું માયાનું સ્વરૂપ છે આ બાબત ઉપર યોગવાસિષ્ઠમાં નિર્વાણ પ્રકરણ (ઉત્તરાર્ધ)ના સર્ગ ૯૭માં બહુ સારો ખુલાસો કરેલો છે તેમાંથી થોડોક ભાગ નીચે આપેલો છે.

વસિષ્ઠ કહે છે, 'જગત એક જાતનું પરમાત્માનુ સ્વપ્નજ છે તે ચિદ્રૂપ હોવાથી અને બ્રહ્માકાશથી કાંઈ 'જુદું' ન હોવાથી સર્વ બ્રહ્મરૂપ છે એમ અનુભવ થાય છે જગતરૂપી બ્રહ્મ અત્યન્ત દૃશ્ય છે અને -મહા ચૈતન્ય અદૃશ્ય છે, તેથી ચિદાત્મા પેઠે પોતે અદૃશ્ય રહેલ છે એ વાત પણ (તેમ માનવાને) સત્ય જેવી જણાય છે સર્વ દૃશ્યની શાંતિ થતાં પ્રાપ્ત થતો મોક્ષ અજ્ઞાનને લીધે મળતો નથી અને તે વિના અદ્વિતીય ચિદાત્મા અલભ્ય છે. વળી મોક્ષ સમયે પણ તેનો જુદો 'અનુભવ કરનાર બીજો કોઇ નથી એવો શૂન્યતાવાદ પણ (તે મત માનનારને) સત્ય હોય એમ ભાસે છે પુરુષ ચિન્માત્ર છે અને અકર્તા છે, જગત, પ્રધાન રૂપી મૂળ કારણમાંથી મહત્તત્ત્વ, અહંકાર વગેરે ક્રમે આવિર્ભાવને પામે છે એમ માનનારાઓ (સાંખ્ય મત વાળાઓ)ને તેવોજ અર્થ અનુભવવામાં આવવાથી તે વાત સત્ય લાગે છે. દૃશ્ય એ બ્રહ્મનો વિવર્ત છે એમ માનનારને (વેદાંતીને) તે મત સત્ય જણાય છે કેમ કે તેમને સર્વ કાંઇ એવી જાતનું જ દૃષ્ટિગોચર થાય છે અને અનુભવમાં આવે છે

આ બધા દૃષ્ટાંત એમ બતાવે છે કે જેવો ભાવ આપણે ચૈતન્ય તરફ રાખીએ છીએ તેવો પ્રતિબિંબરૂપ જીવને મળે છે ગીતામાં પણ કહેલ છે કે ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्। એટલે ભગવાન કહે છે કે જે મને જે ભાવે ભજે છે તેને હુ તેવા ભાવે ભજું છુ. તેથી ભગવાનની અંદર વિષમ ભાવ નથી. ક્રોધ વખતે ક્રોધ પ્રમાણરૂપ થઈ જાય છે, કામ વખતે કામ પ્રમાણરૂપ થઇ જાય છે અને લોભ વખતે લોભ પ્રમાણરૂપ થઇ જાય છે. પાકીસ્તાનવાળાને પોતાની વાત સાચી લાગે છે અને કોંગ્રેસવાળાને પોતાની વાત સાચી લાગે છે. આપણે મુસ્લીમ લીગના સભ્ય હોઇએ તો આપણને લીગની વાત સાચી લાગે અને કોંગ્રેસના સભ્ય હોઇએ તો કોંગ્રેસની વાત સાચી લાગે. આપણે ઇંગ્લાંડમાં જન્મ્યા હોઇએ તો ઇંગ્લાંડની વાત સાચી લાગે અને રૂશીઆની દૃષ્ટિએ રૂશીઆની વાત સાચી લાગે વસિષ્ઠ મુનિ કહે છે કે જગત પરમાણુઓના સમૂહરૂપ છે એ (કણાદ, ગૌતમ વગેરેનો) મત પણ તેમના વિચારને અનુસારે સત્ય છે. કેમકે જેવો જેવો જેનો દૃઢ નિશ્ચય થાય છે તેવો તેવો તેને અનુભવ થાય છે. જેવુ સર્વ અહીં દેખાય તેવુ જ પરલોકમાં છે જગત ખરેખર અનિર્વચનીય છે પણ તે સદ્રૂપ કે અસદ્રૂપ કહી શકાતું નથી. જગતની પ્રતીતિ મનની પ્રૌઢ કલ્પનાને અનુસારે થાય છે. આ વાત પણ (તેમ માનનારને તેવો અનુભવ હોવાથી) સત્ય જણાય છે.

કેટલાક (ચાર્વાક વગેરે) વાદીઓ બાહ્ય જ સત્ય છે. પૃથ્વી વગેરે પંચભૂતોથી જુદો આત્મા નથી એમ કહે છે. તેમના વિચાર પ્રમાણે તે વાત પણ સત્ય છે. કેમકે અતીન્દ્રિય આત્માને તેઓ પોતાના દેહમાં વિચાર કરતાં છતાં જોઇ શકતા નથી. પ્રતિક્ષણ વસ્તુમાત્રનો ફેરફાર થતો જોવામાં આવે છે તેથી ક્ષણિક વાદીઓની ક્ષણિકતા વિષેની બુદ્ધિ પણ તેમની દૃષ્ટિમાં શુદ્ધ જ ભાસે છે. કેમકે સર્વના આદિરૂપ પરમતત્ત્વ સર્વશક્તિમાન હોવાથી તેમાં બધા વિકલ્પોનો સમાવેશ સંભવે છે જેમ ઘડામાં પૂરેલું કપિંજલ પક્ષી ઘડાનું મોઢું ખુલ્લુ થતાં તેમાંથી ઊડી બહાર જતું રહે છે તેમ દેહમાં પરિચ્છિન્ન આકારે રહેલો જીવ કર્મનો ક્ષય થઇ જતાં દેહમાંથી ઊડી જઇ પરલોકમાં જતો રહે છે આવો (આર્હત મતનો) વિચાર પણ તેમ માનનારના અનુભવને સાચો લાગે છે. વળી યવન વગેરે જીવ વગેરેની કલ્પના (તેના અનુભવ પ્રમાણે) ખોટી કહી શકાતી નથી.

આ પ્રમાણે જો દૃષ્ટિ પ્રમાણે જ સૃષ્ટિ હોય તો સાચું શુ હશે? તે બાબતમાં વસિષ્ઠ કહે છે કે મનુષ્યરુપે વિપ્ર, અગ્નિ, વિપ્ર, અમૃત અને મરણ વગેરે વિષમ પદાર્થોમાં પણ સમાન બુદ્ધિ રાખનારા હોય છે કેમ કે તત્ત્વવેત્તાઓની દૃષ્ટિમાં બ્રહ્મ જ સર્વરૂપ છે અને સર્વના આત્મારૂપ છે

પ્રહ્લાદમાં આવી જ દષ્ટિ હતી. હિરણ્યકશિપુએ પ્રહ્લાદને મારવા માટે ઘણા ઉપાય કર્યા પણ પ્રહ્લાદમાં બ્રહ્મદૃષ્ટિ હોવાથી તેને બધું બ્રહ્મરૂપ લાગ્યું હતું. આવી દૃષ્ટિ મહાત્મા પુરુષોમાં હોય છે. સામાન્ય માણસ કે જે માત્ર પોતાની પરિચ્છિન્ન દૃષ્ટિને સાચી માને છે તેની સામે બીજી સત્તા બાકી રહી જતી હોવાથી તેમને દુ:ખ આવ્યા વગર રહેતું નથી તેથી જ્યાંસુધી આખી પૃથ્વી ઉપર એક રાજ્ય થાય નહિં ત્યાંસુધી બધા દેશોને લડાઈ માટે તૈયાર રહેવું પડશે, અને તેથી દરેકને માથે કાયમ ચિંતા રહ્યા કરશે. વેમાં કેટલાક દેશો પહેલા હુમલા (offence) માટે તૈયારી કરે છે અને કેટલાક બચાવ (defence) માટે તૈયારી રાખે છે. છતાં અંતે બધાને નુકસાન થાય છે. પ્રહ્લાદને પોતાના રક્ષણ માટે કોઈ જાતની જરૂર ન હોતી, કારણ કે તેની દૃષ્ટિમાં એક જ સત્તા હતી. બીજા માણસો જેમની દૃષ્ટિ ખોટી હોવા છતાં તેમને સાચી લાગે છે તેમને સુધારવાનું કામ બહુ મુશ્કેલ પડે છે વસિષ્ઠ મુનિ શ્રીરામચંદ્રજીને કહે છે કે "આ સર્વ સ્વભાવથી સિદ્ધ છે એવું સ્વભાવવાદીઓનું કહેવું પણ તે મત સ્વીકારનારાઓને યુક્ત જણાય છે. કેમકે શોધ કરતાં છતાં તેમની બુદ્ધિમાં કોઈ બુદ્ધિમાન સર્વકર્તા આરૂઢ થતો નથી. ઈશ્વરમાં આસક્ત ચિત્તવાળા પુરુષો કહે છે કે સર્વત્ર એક જ કર્તા છે. આ વાત પણ સત્ય જ છે, કેમકે તે ઉપાસક પુરુષ પોતાનો દૃઢ નિશ્ચય હોવાથી સર્વકર્તા પરમેશ્વરને જરૂર પ્રાપ્ત થાય છે એ વાત અબાધિત છે. કેટલાક (આસ્તિકો) આ લોકની પેઠે જ પરલોકને પણ માને છે તેમની એ પ્રબળ ભાવના પણ સત્ય છે એમ તમે સમજો આવી રીતે સર્વ વાદીઓના ઇચ્છિત વિચારને એક ચિદાત્મા જ (ભાવનાને અનુસારે) ચિંતામણિની પેઠે અને કલ્પદ્રુમની પેઠે પોતાની મેળે જ તત્કાળ પાળે છે સત્ખ્યાતિવાદી, અસત્ખ્યાતિવાદી અને અનિર્વચનીયખ્યાતિવાદી એ સર્વના મત પણ ખોટા નથી, કેમ કે બ્રહ્મ સર્વશક્તિમાન છે અને તેની માયાશક્તિ અનિર્વચનીય છે. જે પુરુષ જેવા નિશ્ચયમાં સ્થિર થઈ રહ્યો છે તેમાંથી જો તે પોતાની બાળકબુદ્ધિથી પાછો ન હઠે તો અવશ્ય ફળ મેળવે છે. બુદ્ધિમાન પુરુષે પંડિતો સાથે વિચાર કરવો અને તત્ત્વરૂપ શ્રેષ્ઠ વસ્તુ વિષે દૃઢ નિશ્ચય કરી લેવો, પણ જે તે સિદ્ધાંત ગ્રહણ કરી લેવો નહિ. શાસ્ત્રના અધ્યયનથી અને આચરણથી માણસ ઉત્તમ બુદ્ધિવાળો થાય છે. શાસ્ત્રની બાબતમાં મતભેદ થાય તો જે સૌનું સમાધાન કરી તેમને આનંદ ઉપજાવે અને નિષિદ્ધ આચરણથી રહિત હોય તે પુરુષને શ્રેષ્ઠ સમજવો અને તેનો આશ્રય કરવો. એવા સાચા બોધવાળા પુરુષ વિરલ જ હોય છે."

ગીતામાં પણ ભગવાન કહે છે કે હજારો મનુષ્યોમાં કોઈક જ સિદ્ધિને માર્ગે એટલે આત્માને માર્ગે ચડે છે અને તેમાં કોઈક જ મને બરાબર જાણે છે. પ્રહ્લાદજી પણ સ્તુતિ કરતાં કહે છે કે "જો કે હું નીચ જાતિનો છું, તો પણ નિ:શંક થઈ મારી બુદ્ધિને અનુસાર સર્વ પ્રકારે ઈશ્વરના મહિમાનું વર્ણન કરું છું એવા વર્ણનથી અવિદ્યાવશ સંસારચક્રમાં પડેલા જીવ તે જ વખતે પવિત્ર થઈ જાય છે. હે ભગવાન, આપના અવતારોદ્વારા આપ જે જે લીલાઓ કરો છો તે જગતના કલ્યાણ માટે એટલે આત્માના આનંદને માટે થાય છે તેથી આપનો ક્રોધ શાન્ત કરો. કારણ કે અસુરનો નાશ થઈ ગયો છે સર્પ અથવા વીંછી જેવા દુ:ખદાયી જીવને જ્યારે કોઈ મારે છે ત્યારે સાધુજન પણ આનંદ માને છે. જે માણસને ભયથી છૂટવું હોય તેણે આપના આ રૂપનું સ્મરણ કરવું જોઈએ. મને આપના આ ભયંકર રૂપથી કાંઈ ભય થતો નથી. હું તો અતિ ઉગ્ર અને દુસહ સંસારચક્રના દુ:ખથી ભયભીત થઈ રહ્યો છું, હવે આપ પ્રસન્ન થઈને મને આપના મોક્ષદાયક ચરણોમાં ક્યારે બોલાવશો? સંસારનાં દુ:ખ દૂર કરવા માટે જે સંસારના ઉપાય થાય છે તે પણ દુ:ખરૂપ છે. તેથી હું દેહ વગેરે અનાત્મામાં આત્મબુદ્ધિ કરી ઘણા કાળથી ભટકી રહેલ છું, આપ મને આપના દાસભાવનો ઉપદેશ આપો. બાળકની સંભાળ માતાપિતા રાખે. રોગીને ઔષધિ આપવામાં આવે તો પણ તેનું વિપરીત ફળ જોવામાં આવે છે

રાજ્યપ્રકરણમાં પણ દરેક રાજ્યો પોતાના દેશના રક્ષણ માટે લશ્કર રાખે છે. છતાં તેમની ચિંતા ઓછી થતી નથી છાંદોગ્ય ઉપનિષદ્‌માં ભૂમા વિદ્યામાં કહે છે કે જે પરિપૂર્ણ બ્રહ્મ છે તેમાં જ સુખ છે, અલ્પમાં સુખ નથી, તેથી અલ્પ દુ:ખરૂપ છે જે માણસ ભય વાનથી અક્ષમ રહે છે તે આ સંસારમાંને પાર થઈ શકતા નથી. (૭ ૯. ૨૧). તેથી સંસારમાં જેઓને

વૈરાગ્ય આવે છે તેમને જ સાચો રસ્તો મળે છે પ્રહ્લાદ કહે છે કે સંસારની લક્ષ્મી અને વિભૂતિ તો મારા પિતા પાસે ઘણી હતી, છતાં તે એક ક્ષણમાં નષ્ટ થઈ ગઈ, તેથી હું બ્રહ્મા સુધીનું આયુષ્ય, વૈભવ કે ઈન્દ્રિયસંબંધી ભોગની ઇચ્છા કરતો નથી. એ બધા ભોગ તો કાળથી ગ્રસ્ત છે વળી

कुत्राशिषः श्रुतिसुखा मृगतृष्णिरूपाः
क्वेदं कलेवरमशेषरुजांविरोहः
निर्विद्यते न तु जनो यदपीति विद्वा-
न्कामानलं मधुलवैः शमयन्दुरापैः॥७-९-२५॥

અર્થ—કેવળ સાંભળવામાં સુખરૂપ મૃગજળ જેવાં વિષય સુખ ક્યાં અને ક્યાં સંપૂર્ણ રોગનું ઉત્પત્તિ સ્થાન આ શરીર માણસ એની અસારતા અને નાશવત્તા જાણવા છતાં, બહુ મુશ્કેલીથી પ્રાપ્ત થવાવાળા ભોગરૂપ મધની કણીઓથી પોતાની ઇચ્છારૂપ અગ્નિને શાંત કરવા પ્રયત્ન કરે છે પણ તેનાથી વિરક્ત થતો નથી. આવી સ્થિતિ પ્રાપ્ત થવાનું મુખ્ય કારણ ખોટી કેળવણી છે. નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓને સાચા સુખની અને ખોટા સુખની ખબર હોતી નથી તેમજ સાચું જ્ઞાન કોને કહેવાય અને ખોટું જ્ઞાન કોને કહેવાય તેની પણ ખબર નથી. રાજદ્વારી નેતાઓ તેમને જેમ ઘસડે છે તેમ તેઓ ઘસડાય છે પણ રાજદ્વારી નેતાઓને સાચી દોરવણી આપનાર નેતાની જરૂર છે. તેમને માટે નિશાળોની જરૂર છે. પણ હાલનાં રાજ્યો અજ્ઞાની માણસોની બહુમતિથી ચાલે છે, ઉત્તમ મતિથી ચાલતાં નથી ઉત્તમ મતિ તો સંસ્કારથી પ્રાપ્ત થાય છે. સંસ્કારી માણસ ઇતિહાસને માનતા નથી. તે તો બધે એક બ્રહ્મને ઓળખવાનો પ્રયત્ન કરે છે. રાજ કરનારાઓ ઇતિહાસને ઉત્પન્ન કરે છે, અને લોકો ઇતિહાસ-ભૂગોળ શીખીને તેમાં બંધાય છે પ્રહ્લાદે એવું શિક્ષણ લેવાની ચોખ્ખી ના પાડી હતી. એ વાત આ પ્રકરણમાં આવી ગયેલ છે. તેથી આપણે કેવા થવું છે તે પહેલાં નક્કી કરવું જોઈએ. જે સાધનેથી માણસ વિષયો તરફ જાય છે તે સાધનોથી સત્ય તરફ જઈ શકાતું નથી. પાકીસ્તાનમાં કે હિંદી યુનીયનમાં કેવા સંસ્કાર ઉત્પન્ન થશે તેની થોડીક અટકળ થઈ શકે તેવું છે પણ છતાં ભગવાનની અગમ્ય શક્તિ કામ કરે તો જ સારો રસ્તો નીકળે તેવું છે તેથી હિંદી યુનીયનમાં દરેક સભા વખતે પહેલાં ભગવાનની પ્રાર્થના કરવાનો કાયદો રાખવો જોઈએ. મુસલમાનો સાથે હોય તો હિંદી ભાષામાં અને ઉર્દૂભાષામાં બન્ને ભાષામાં પ્રાર્થના થવી જોઈએ. જો ભગવાનને ભૂલ્યા તો હવે બીજી કોઈ સત્તા હિંદુસ્થાનને બચાવે તેવું નથી. સ્વરાજના હક લેવા જતાં અનંત પ્રકારની જવાબદારી લોકોના ઉપર આવી પડી છે. ભોગથી શક્તિનો વિનાશ થાય છે, તેથી આત્મિક ઉન્નતિ માટે અને દેશની ઉન્નતિ માટે ત્યાગની જરૂર છે. જો પાકીસ્તાનમાં અને હિંદુસ્તાનમાં સંસ્કાર બગડશે તો સ્વરાજ માત્ર નામનું જ રહેશે. હવેના નવા સંજોગોમાં પાકીસ્તાનમાં અને હિંદુસ્તાનમાં સારા સંસ્કાર દાખલ કરવા હોય તો બન્ને દેશની વસ્તીએ બન્ને ધર્મ શીખવા પડશે. એવું થાય તો જ માણસોને સમજાશે કે સ્વરાજ એ માણસની જીંદગીનું મુખ્ય લક્ષ્ય ન હોય પણ સંસ્કાર એ મુખ્ય લક્ષ્ય હોવું જોઈએ. સ્વરાજ એ તો સાધન છે તેને ધ્યેય માની લેવું ન જોઈએ હિંદુઓનું સંગઠન થાય કે મુસ્લીમ લીગનું સંગઠન થાય પણ જો તે માત્ર સંસારના સુખ માટે થાય તો ઝઘડા વધશે. બંગાળાના મુસલમાનો હિંદુની સ્ત્રીઓને ઉપાડી જાય અને હિંદુઓ પણ એવું શીખે તો બન્ને પ્રજાના સંસ્કાર બગડી જશે. બન્ને ખુદાની પ્રાપ્તિનું લક્ષ્ય રાખે તો બન્ને વચ્ચે સંસ્કારની એકતા થાય અને બીજા દેશો ઉપર પણ સારી અસર કરી શકાય.

તેથી વધારે ક્ષત્રિયોને બદલે વધારે બ્રાહ્મણોની જરૂર છે, વધારે ઝીણાને બદલે વધારે મોલવીઓની જરૂર છે. જનકના રાજ્યમાં વધારે પોલીસ કે લશ્કરની જરૂર પડી નહોતી તે વખતે ધાર્મિક જ્ઞાન સારું હોવાથી લગભગ બધા માણસો સદાચાર પાળતા હતા.

ભગવાન સદા સમરૂપ છે. તેનામાં વિષમભાવ નથી. ઉપર કહ્યું તેમ જે ભાવ આપણે બિંબને આપીએ તે ભાવ પ્રતિબિંબને મળે છે (૭ ૯. ૧૧) તોપણ ઘણા માણસોને એવા વિચાર આવે છે કે ભગવાને આવી વિષમતા જગતમાં ઉત્પન્ન કરી શા માટે? એ પ્રશ્ન કરનાર ભગવાનને ઓળખીને પ્રશ્ન પૂછતા નથી. જ્ઞાનીને ભગવાનમાં વિષમતા દેખાતી નથી અને અજ્ઞાની પણ ભગવાનને જોયા વગર વિષમતા શી રીતે સિદ્ધ કરી શકશે! તેથી મારા સિદ્ધ

થઈ શકતી નથી માયા પોતાને સિદ્ધ થવા ન દે એ માયાનું ભૂષણ છે. કલ્પિત માયાથી સૃષ્ટિનું સદ્ભાવ પણ સિદ્ધ થતું નથી. ભગવાનમાં માયા નથી એ ભગવાનને જોઈને હવે પ્રહ્લાદ આપણને નીચે ૨ માણે પોતાની સ્તુતિમાં સ્પષ્ટ કરી બતાવે છે.

"હે ઈશ, તમ-પ્રધાન અસુરકુળમાં રજોગુણથી ઉત્પન્ન થયેલો હું ક્યાં અને આપની કૃપા ક્યાં! જે પરમ પુરુષાર્થરૂપ આપનું હસ્તકમળ બ્રહ્મા, મહાદેવ અને લક્ષ્મીજીના મસ્તક ઉપર આપે મૂકેલ નથી તે મારા મસ્તક ઉપર આપે મૂકેલ છે, તેમાં કાંઈ આશ્ચર્ય નથી, કારણ કે બીજા સંસારી જીવોની સમાન આપમાં ઉત્તમ-અધમ બુદ્ધિ નથી. કારણ કે આપ સંપૂર્ણ જગતના આત્મા અને સુહૃદ છો. છતાં આપની કૃપામાં જે અન્તર દેખાય છે તેનું કારણ એ છે કે કલ્પવૃક્ષની સમાન આપનો પ્રસાદ પણ સેવાથી પ્રાપ્ત થાય છે એટલે આપની સેવા પ્રમાણે જીવમાં ધર્મ વગેરેનો ઉદય થાય છે. તેમાં જાતિગત ઉચ્ચતા અથવા નીચતા એ કારણ નથી."

આ સ્તુતિ એમ બતાવે છે કે ભગવાનની અંદર વિષમતા નથી પણ જીવની અંદર જેવો ભાવ હોય છે તેવો તે ભગવાનની અંદર જુએ છે એ બાબત દશમ સ્કંધમાં જ્યાં શ્રીકૃષ્ણ કંસને મારવા માટે રંગ મંડપમાં મલ્લ સાથે યુદ્ધ કરવા માટે પ્રવેશ કરે છે ત્યાં પણ સમજાવેલ છે. એટલે તે વખતે શ્રીકૃષ્ણ મલ્લને મલ્લ જેવા લાગ્યા હતા, કંસને કાળરૂપ, યોગીઓને પરમ તત્ત્વરૂપ વગેરે.

હવે પ્રહ્લાદજી કહે છે કે, "હું જ્યારે સંસારરૂપી કૂવામાં પડ્યો હતો ત્યારે દેવર્ષિ નારદે મારા ઉપર કૃપા કરી હતી, તેથી હવે હું આપના દાસોની સેવા કેવી રીતે છોડી શકું! વળી જ્યારે મારા પિતાએ અન્ય વ કરવા માટે હાથમાં ગદા લઈને એમ કહ્યું કે "મારાથી જુદો જો કોઈ ઈશ્વર હશે તો તારી રક્ષા કરશે, હું તારું માથું કાપી નાખું છું. તે વખતે આપે મારા પ્રાણોની રક્ષા કરી અને મારા પિતાનો વધ કર્યો એ કામ આપના દાસ દેવર્ષિ નારદનું વચન સત્ય કરવા માટે કર્યું હતું એમ હું માનું છું. હે નાથ 'આ સંપૂર્ણ જગત એકમાત્ર આપ જ છો, તેના આદિ, મધ્ય અને અંત આપમાં જ છે. આપ એક હોવા છતાં માયાના ગુણોના પરિણામરૂપ જગતને રચી તેમાં પ્રવિષ્ટ થઈ ઉત્પત્તિ, સ્થિતિ અને લયની ક્રિયાઓથી જગતના સ્રષ્ટા, રક્ષક અને સંહારકના રૂપમાં અનેક જેવા પ્રતીત થાઓ છો. હે ઈશ! આ સત્ (કાર્ય) અને અસત્ (કારણ) રૂપ સંપૂર્ણ જગત આપ જ છો તથા તેનાથી ભિન્ન પુરુષ પણ આપ જ છો, તેથી "આ મારું છે અને આ પારકું છે" એવી બુદ્ધિ એ વ્યર્થ માયા છે કારણ કે જેનો જેનાથી જન્મ, સ્થિતિ, લય અને પ્રકાશ થાય છે તે તદ્રૂપ જ થાય છે. તેથી જેમ કાર્યરૂપ વૃક્ષ અને કારણ રૂપ બી બન્ને ગંધતન્માત્રારૂપ છે, તે પ્રકારે આ સંપૂર્ણ જગત આપનું જ રૂપ છે (૭-૯-૩૧)"

જીવને જે મારા તારાનો બોધ લાગે છે તે દેહના અભિમાનથી લાગે છે. ભગવાનમાં એવું દેહનું અભિમાન નથી તેથી ભગવાનની અંદર વિષમભાવ નથી. તેથી દેહનું અભિમાન જે રીતે છૂટે એવી બ્રહ્મવિદ્યા સમાજમાં વ્યાપવી જોઈએ પણ તેવી વિદ્યા આપનાર કયાં છે! કોલેજોમાં બ્રહ્મસૂત્રો અને ઉપનિષદો શીખવવામાં આવે છે પણ જે શિક્ષકો તે ઉપદેશ પ્રમાણે રહેતા ન હોય તેની અસર વિદ્યાર્થીઓ ઉપર રહેતી નથી, તે ઉપરાંત વિદ્યાર્થીઓના મગજમાં બીજું દ્વૈતનું વાચન, સીનેમા ન્યુસપેપર, રેડીઓ વગેરેના સંસ્કાર એટલા બધા ભરાઈ જાય છે કે બધું ઈશ્વરનું સ્વરૂપ છે એ વાત ટકતી નથી. તેઓની નજરમાં ઘણી સત્તા દેખાય છે. બ્રહ્મવિદ્યામાં એક સત્તાની વાત આવે પણ બીજા વિષયો એટલે ઈતિહાસ, ભૂગોળ, વગેરેમાં અનેક સત્તાની વાત આવે તેથી એક સત્તાની વાત ટકતી નથી પ્રહ્લાદ તો જ્યાં અનેક સત્તાની વાત આવે એવા ધર્મ, અર્થ અને કામના વિષયો ભણ્યા જ ન હોતા. જેવું જ્ઞાન હોય તેવું જગત દેખાય છે એ સામાન્ય નિયમ છે

હવે પૃથ્વી વગેરે સંસાર કેવી રીતે ઉત્પન્ન થયો તે બાબતનું વર્ણન પ્રહ્લાદ આપે છે અને કહે છે કે, "આપના મહામય વિરાટ્ પુરુષનું દર્શન કરીને બ્રહ્માજીને પરમ આનંદ થયો. વળી આપ મનુષ્ય, તિર્યક, ઋષિ, દેવ અને મત્સ્ય વગેરે રૂપે અવતાર લઈને સંપૂર્ણ લોકોનું પાલન કરો છો અને પાપી માણસોનો સંહાર કરી ધર્મની રક્ષા કરો છો, પરંતુ કલિયુગમાં અવતાર ન લઈને આપ ગુપ્તરૂપથી રહો છો, તેથી આપ "ત્રિયુગ એવા નામથી પ્રસિદ્ધ છો." (૭૯૩૮)

પ્રહ્લાદજીની આ સ્તુતિ એમ બતાવે છે કે કલિયુગમાં

ભગવાનનો અવતાર થવાનો નથી પણ ભગવાન ગુમરૂપીથી કોઈની મારફત કામ કરશે, એટલે કોઈ મહાત્માદ્વારા અથવા કોઈ યોગી દ્વારા ભગવાન કામ કરશે. હાલના કાળમાં કોઈ એવું અનુમાન કરે છે કે ૫ વર્ષ પહેલાં જ્યારે યુરોપની લડાઈમાં હીટલર જીતતો જીતતો સ્ટેલીનગ્રાડ સુધી પહોંચ્યો ત્યારે હિંદના મહાન યોગી શ્રી અરવિન્દે પોતાની યોગશક્તિ વાપરીને હિટલરને હાર અપાવી અને રશીઆનો બચાવ કર્યો હતો. આ વાત સાચી હોય કે ન હોય પણ શ્રી અરવિંદ કે જે એક વખત સ્વદેશી ચળવળના નેતા હતા, તે યોગી થયા પછી, તેમનામાં પાછળના સંસ્કાર સ્ફૂરે અથવા ભગવાન તેમની મારફત કાંઈ કાંઈ કામ કરવાની ઇચ્છા રાખે તો કદાચ મોટા રાજદ્વારી ફેરફાર જગતમાં થાય. પણ તે સાપેક્ષ તત્ત્વ છે ભગવાનના સાચા સ્વરૂપમાં કોઈ ઇચ્છા નથી અને કોઈ વિષમભાવ નથી છતાં કોઈ ભક્ત તેની મદદ અથવા તેનો અનુગ્રહ માગે તો તે જે ભાવ ભગવાનને આપે તે તેને પાછો મળે છે, એ બાબત શ્લોક ૭-૯-૧૧માં સ્પષ્ટ કરેલ છે.

સગુણ સ્વરૂપથી અમુક અમુક લાભ મળે છે પણ પરમ લાભ જોઈતો હોય તો નિષ્કામ ભાવ જોઈએ. પ્રહ્લાદ સગુણ ભગવાનની નજીક બેઠા છે છતાં સ્તુતિ કરતાં કહે છે કે "મારૂં મન અતિ અસાધુ, દોષદુષિત, કામાતુર તથા હર્ષ, શોક, ભય અને તરસ ઇચ્છાઓથી વ્યાકુળ છે, આપની કથામાં તેને પ્રીતિ થતી નથી. આવા કલુષિત ચિત્તથી હું આપના સ્વરૂપનું ચિંતન કેવી રીતે કરૂં ? જેમ એક માણસને ઘણી સ્ત્રીઓ હોય, તે તેમના પતિને પોતપોતાની તરફ ખેંચે છે તેમ મને અનુખ જીભ એક તરફ ખેંચે છે, ઉપસ્થ બીજી તરફ, કાન ત્રીજી તરફ, રૂપ ચોથી તરફ અને ગંધ પાંચમી તરફ ખેંચે છે અને બીજી કર્મેન્દ્રિયો અનેક સ્થાન તરફ ખેંચે છે માટે હે નિત્યમુક્ત ! સંસારરૂપ વૈતરણીમાં માણસો પોતાના કર્મથી પડ્યા છે, તેઓ ખાનપાન અને જન્મમરણથી ભયભીત થયેલ છે, તેઓ મારૂં તારૂં કરી પરસ્પર દ્વેષ કરે છે, તેમના ઉપર મને કરુણા અને ખેદ થાય છે માટે આપ તેમનું રક્ષણ કરો આ બધાને સંસાર થી પાર કરવામાં આપને શી મહેનત પડવાની છે ?

મહાપુરુષોની કૃપા તો મૂઢ પુરુષો ઉપર થવી જોઈએ. આપના પ્રિય દાસોની સેવા કરવાવાળા અમને તો આપની કૃપા જરૂર મળે તેવું છે મને સંસારરૂપી વૈતરણીની કાંઈ બીક નથી, કારણ કે મારૂં ચિત્ત તો આપના ગુણગાનમાં મગ્ન છે, મને તો એ અજ્ઞાની ઓની અને મૂઢ લોકોની ચિન્તા છે કે જે આપનાથી વિમુખ રહી ઇંદ્રિયોના માયિક સુખને માટે કુટુંબના પોષણ વગેરેનો ભાર વહન કરી રહેલ છે સાધુઓ અને મુનિઓ તો એકાન્તમાં રહી મૌનવ્રત ધારણ કરી પોતાનું કલ્યાણ કરી લે છે, તે બીજાના હિતમાં ભાગ્યે જ તત્પર હોય છે. પરંતુ મને તો આ ગરીબોને છોડીને એકલા મોક્ષ મેળવવાની ઇચ્છા નથી. સંસારમાં ભટકવાવાળા આ લોકમાં આપના સિવાય બીજા કોઈ તેમનો ઉદ્ધાર કરવાવાળા મને દેખાતા નથી (૮-૯-૪૪)"

આ સ્તુતિમાં બે ત્રણ બાબત સમજવા જેવી છે સંસારને વૈતરણી નદી કહેલ છે. કેટલાક માણસો એમ માને છે કે મર્યા પછી વૈતરણી નદી આવશે. ગરુડ પુરાણમાં પણ એવી વાત આવે છે, પણ અહીં અધ્યાત્મભાવે સંસારની વાસના એ જ વૈતરણી નદી સમજવાની છે. બીજું પ્રહ્લાદે ભગવાનને બીજાનો ઉદ્ધાર કરવાનું કહેલ એ હાલના કાળમાં જેમને ભગવાન દર્શન આપે તે ભગવાન પાસે આવી વાત મૂકતા હશે કે કેમ ? તે વિચારવા જેવું છે. જ્ઞાની પુરુષોની દૃષ્ટિમાં તો આત્માથી ભિન્ન જીવ કે જગત છે જ નહિ, તેથી તેઓ તો આવી વિનતી કરે અથવા ન કરે. જે સમુદ્રનું મોજુ સમુદ્રથી જુદું નથી તે સમુદ્રની કૃપાની યાચના કરે નહિ ભક્તોમાં હાલના કાળમાં મ. ગાંધીજી એવી પ્રાર્થના ભગવાન પાસે મૂકે છે, પણ તેમાં વધારે સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈએ તો ગરીબોને સંસારની સગવડ આપવાનો પુરૂષાર્થ છે. બધાને સંસારરૂપી વૈતરણીમાંથી મોક્ષ મળે તો ઠીક એવી પ્રાર્થના તો મ. ગાંધીજી પણ ભગવાન પાસે કરતા હશે કે કેમ તે શંકા જેવું છે. પ્રહ્લાદનો મતલબ એવો છે કે જેથી બધાને સત્ય મળે એટલે મોક્ષ મળે.

હવે પ્રહ્લાદ કહે છે કે "ગૃહસ્થાશ્રમમાં જે મૈથુન વગેરેનું સુખ છે તે ખરજવાના સુખ જેવું છે. જેમ ખરજવું ખોતરતાં પહેલાં સુખ લાગે છે અને પછી અધિક અધિક દુખ વધે છે તે પ્રમાણે સંસારના ભોગમાં સુખ અલ્પ છે અને દુખ અધિક છે. આવાં અનેક દુ:ખ ભોગવવા છતાં એ દીન સંસારી માણસો



## શ્રીકૃષ્ણ-પ્રાગટય



(રાગ—મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા)

પ્રગટયા શ્રીકૃષ્ણ રાજ અંતરની વાડીયે,
ભક્તોનાં ઉઘડ્યાં સૌભાગ્ય રે...(૨)...પ્રગટયા૦

ઘેરી યમુનાનાં નીર, થંભી રહ્યાં રે...
મેહુલો કરે રે ચમકાર રે...(૨)...પ્રગટયા૦

પુત્રી લઈ ને પુત્ર દીધો છે;
કંસ તણો કરવા ઉચ્છેદ રે...(૨)...પ્રગટયા૦

નંદ-ભવનમાં નોબત ને નાદ-સંગ
મંગલ ગાવે વ્રજ-નાર રે, (૨)...પ્રગટયા૦

શામળિયા ! જન્મ્યા છો, ગાવલડી ચારવા,
ગોપિકાને દેવા રસદાન રે. (૨)...પ્રગટયા૦

દેવાધિદેવ કૃષ્ણ, રાધિકાની સંગે,
રાસ-રસ રેલાવી રેલ રે..(૨)...પ્રગટયા૦

અષ્ટ પટરાણી ને અષ્ટ સખા સાર છે,
અષ્ટ દરશન નિત્ય નેમ રે...(૨)...પ્રગટયા૦

વાડી ને વારણું વરજો હો વાલમા,
વારણિયાં વારું વારી વારી રે. (૨)...પ્રગટયા૦

ભક્ત જનોના, પ્રાણ પારખિયે,
નિત્યે ઝુલોને નંદલાલ રે...(૨)...
પ્રગટયા શ્રી કૃષ્ણ રાજ અંતરની વાડીયે, ભક્તોનાં૦

- શ્રી વાડીલાલ મજલાલ

# નવનાથ કથામૃત

લેખક-પં. પૂ. મા. શ્રી સીતારામ શર્મા

(અનાંક ૫૮ ૪૪૫થી ચાલુ)

મત્સ્યેન્દ્રનાથ એના પિતાની સાથે નદી ઉપર જાય છે સજ્જનો! મત્સ્યેન્દ્રનો પિતા કામિક નામનો માછીમાર હતો તે યમુનાકિનારે માછલાં પકડવા પોતાના પુત્રને લઈ આવ્યો અને પુત્રને બેસાડી નદીમાં જાળ નાખી પોતાનું મત્સ્ય પકડવાનું કામ ચાલુ કર્યું અને બહાર સંખ્યાબંધ માછલાંને હમ કરવા માંડયો જેથી મત્સ્યેન્દ્રના હૃદયમાં આ હિંસા થતી જોઈને દુ:ખ થયું અને એઓ પૂર્વજન્મના સમર્થ યોગી હતા, તેથી એમને એમ થયું કે જનમેજય રાજાના સર્પયજ્ઞમાંથી આસ્તિક મુનિએ નાગકુળનું રક્ષણ કર્યું તેમ મારે પણ મારી માતાના કુળનું રક્ષણ કરવું જ જોઈએ અને મારે મારા પિતાને આ પાપકર્મ કરતાં અટકાવવા જોઈએ એમ માની અર્ધમૃતવત્ પડેલાં મત્સ્યોને જોઈ બે હાથે ઊંડાવી પાછાં પાણીમાં નાખવા માંડયાં, કેમકે એ તો પૂર્વજન્મના યોગી હતા અને ગર્ભમાં ભગવાન શંકરે અંબિકા ભવાનીને આપેલો ઉપદેશ એમણે સાંભળેલો હતો (આ વાત અનાંકમાં આવી ગઈ છે) જેથી નાનપણથી એમની અભેદ ભાવના હતી એટલે કે आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पश्यति એવી તેમની બ્રહ્મભાવના હતી. એ સઘળાં મત્સ્યોને પાણીમાં ફેંકી દઈ એમને જીવનદાન આપી દઈ રાજી થયા. એટલામાં તો એમના પાલક પિતા જાળમાં બીજાં મત્સ્યોને લઈને આવ્યા અને પુત્રને કહેવા લાગ્યા કે બીજાં મત્સ્ય ક્યાં ગયાં! ત્યારે પુત્રે બાળકના બહાર કાઢેલાં મત્સ્યોને જળમાં ફેંકી દઈ પિતાને કહ્યું કે, "પિતા! કેટલા કાળ માટે આ પાપકર્મ કરો છો? કેમકે-

## दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः ॥

આજે મને તમને અને સારીએ દુનિયાને જે આ મોંઘું મનુષ્યત્વ પ્રાપ્ત થયું છે, તે કેવળ આહાર, નિદ્રા અને મૈથુનકર્મમાં પ્રવૃત્ત રહી પશુ માફક પેટ ભરી મરી જવા અર્થે મેળવ્યું નથી. પણ સેવા અને સ્મરણરૂપી સત્કર્મ કરી મનુષ્યત્વનો સદુપયોગ કરી ભવસાગર તરવા અર્થે મેળવ્યું છે. એક કવિ કહે છે કે-

"માનવ જીવન મળ્યું આ બહુ પુણ્યના પ્રભાવે,
લાભ ભજ્યા નહિ તો ભીનાપણને માર્ગે."

તદનુસાર પિતા! તમે પ્રતિદિવસ આટલાં મત્સ્યો મારી આજે આવી સ્થિતિ ભોગવો છો તો આવતા જન્મે તમારું શું થશે? કારણકે દરેક મનુષ્યને પોતાના સારાં નરસાં કર્મનો બદલો ભોગવવો પડે છે માટે પિતા! આ પાપકર્મને તજી દે અને બની શકે તેટલું ઈશ્વરભજન કરો. નહિતર ચોરાશી લાખ યોનિઓમાં ભટકવું પડશે. આ પ્રમાણે પુત્ર પિતાને ઉપદેશ આપવા લાગ્યો પરંતુ મૂર્ખ મનુષ્યોને કદીએ સાત્વિક ઉપદેશ રુચતો જ નથી. જેમકે કવિરાજ મહારાજ પોતાની કાવ્ય અને ભરણ ભજનમાં એક જગ્યાએ લખી ગયા છે કે-

"પાનનાં બીડાં ઘણાં પાડાને પાડો સૌને પગાળ.
પામર પ્રશ્ન ગધ તે શું પીરે!
ભમરે મેમાને ભોજાવ્યો, ભપો દેખાડો ખાખ,
પામર પ્રશ્નરસ તે શું પીવે?"

તદનુસાર કામિકને પુત્રનો ઉપદેશ રુચ્યો નહિ અને પોતાની મહેનત વ્યર્થ ગઈ એમ માની ઉશ્કેરાઈ ઉપરથી ક્રોધ કરી પુત્રને મારવા માંડયો અને પુત્ર બેશુદ્ધ થઈ ગયો ત્યાંસુધી માર્યો. પછી બેશુદ્ધ સ્થિતિમાં પુત્રને યમુના કિનારે મૂકી ક્રોધમાં ઘેર ચાલ્યો ગયો અહીંઆં પુત્ર થોડીવાર પછી શુદ્ધિમાં આવ્યો અને ધીરે રહી બેઠો થઈ વિચાર કરવા લાગ્યો કે હવે મારે એ માતાપિતાનું મોઢું જોવાની ઇચ્છા નથી. એમ કહી એણે જંગલ તરફ પ્રયાણ આદર્યું. ચાલતાં ચાલતાં મનમાં બોલે છે "હરિ અને સતથી જે વિમુખ છે, તેનો સંગ સર્વથા તજવો તે ઠીક છે આવા પ્રસંગો ઘણા ભક્તો માટે બન્યા છે જેમકે મહારાણી મીરાંને એના સાસરિયાં તરફથી જ્યારે ભજનસ્મરણમાં બહુ વિક્ષેપ પડવા લાગ્યો ત્યારે મીરાંબાઈએ કંટાળી અને ત્રાસી, રામચરિત માનસના લેખક તુલસીદાસજીને પણ એમણે પત્ર લખેલો કે હવે મારે કયો રસ્તો લેવો! જવાબમાં ગોસાઈજીએ જવાબ આપ્યો.

તજ મન હરિ વિમુખનો સંગ
જાકે સંગ કુબુદ્ધિ ઉપજત પરત ભજનમેં ભંગ

તદનુસાર પત્ર મળતાંજ મીરાં પટરાણી હોવા છતાં એ પદનો પરિત્યાગ કરી (કમી ભૂમિ સોપ.થઈ, યાને અઢક ૨૬૧. ઇસ્વી હોલમે મઢક કે થોડી મઢક ગઈ)

એમ કહી એણે વૃંદાવનનો માર્ગ ગ્રહણ કર્યો અને પોતાનું અવશેષ જીવન સાધુવૃત્તિથી ગાળ્યુ. તેમ પાંચ વર્ષના માત્સ્યેન્દ્રનાથ પણ માતાપિતાનો પરિત્યાગ કરી ગામેગામ જંગલેજંગલ તીર્થાટન કરતા કરતા બાર વર્ષે બદ્રિકાશ્રમમાં આવી પહોંચ્યા.

વહાલા આત્માનંદો ! આપણને કદાચ સંશય પડશે કે પાંચ વર્ષના છોકરામાં આટલું બધું જ્ઞાન ક્યાંથી, પરંતુ ભાઈ વાચક ! જરા ખ્યાલ કરી જોશો તો સમજાશે કે ધ્રુવ અને પ્રહ્લાદ પાંચ વર્ષે જ ભગવત્‌સાક્ષાત્કાર કરી શક્યા હતા એટલે કે આવા મહાન પુરુષો થતા નથી પણ જન્મે છે. એટલે એ તો પૂર્વજન્મના યોગભ્રષ્ટ જીવો હતા અને ગર્ભમાં પણ જ્ઞાન થયું, એટલે એ તો સંપૂર્ણ જ્ઞાનવાન હતા. જુવોને ભગવાન મનુ પાંચ જ વર્ષના હતા ત્યારે એમના સ્વજનોને ઉપદેશ આપતા. તે જ પ્રમાણે મત્સ્યેન્દ્રનાથનું પણ બન્યું અને બદ્રિકાશ્રમમાં આવ્યા બાદ એક એકાન્ત સ્થળને શોધી કાઢી બાર વર્ષ પર્યંત ઉગ્ર તપશ્ચર્યાનો દૃઢ સંકલ્પ કરી સિદ્ધાસન લગાવી તપમાં આરૂઢ થયા. તત્ સંબંધે ગોસાંઈદેવે પણ લખ્યું છે કે

તપબલ રચઈ પ્રપંચ વિધાતા,
તપબલ વિષ્ણુ સકલ જગત્રાતા;
તપબલ શંભુ કર હિ સંહારા,
તપબલ શેષ મહી શિર ધારા.

અને એ જ પ્રમાણે હાલના મહાત્મા ગાંધી પણ તપના જ બળે આજે જે કંઈ સિદ્ધિ મેળવી શક્યા છે તે તપોબળનું જ પરિણામ છે. અસ્તુ.

મત્સ્યેન્દ્રનાથ સિદ્ધાસન લગાવી ક્રમ પ્રમાણે આગળ વધવા લાગ્યા. એટલે કે આસન સિદ્ધ થાયે ધ્યાન અને પ્રાણાયામ સિદ્ધ થાય છે. પ્રાણાયામ સિદ્ધ થતાં પંચ પ્રાણનો રોધ થાય છે. બંકનાલ કે જે નાભિપ્રદેશ છે, (જેને યોગમાં કુંડલિની કહેવામાં આવે છે) ત્યાંથી માંડી એક પછી એક એમ છ ચક્રો ભેદાય છે ત્યારે પ્રાણ બ્રહ્મરંધ્ર (દશમદ્વાર)માં સ્થિત થાય છે. તેનું નામ અસંપ્રજ્ઞાત કે નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે. અને ત્યાં ગયા પછી સમાધિદશાનો અપૂર્વ આનંદ અનુભવાય છે અનહદ જ્યોતિ ઝળહળે છે, તેમજ વિધવિધ શબ્દો તથા વીણા, શંખ આદિ વાદ્યોના નાના પ્રકારના નાદો સંભળાય છે. આહા ! એ સુખ કહ્યું કે લખ્યું જાય તેમ નથી. એ તો ગુરુકૃપાથી જે જાણે તે જ માણે. જેમકે એક દુનિયાદારીની સમજ વિનાની એક ભલી ભોળી કન્યા હતી, તે પુખ્ત ઉંમરની થઈ ત્યારે એને સાસરે વળાવતાં પહેલાં એની મા એનો કેશકલાપ સમાળવા બેઠી ત્યારે ભલી ભોળી છોકરી એની માને પૂછે છે, 'મા ! સાસરાનું સુખ કેવું ? ત્યારે મા સ્મિત કરીને કહે છે કે તારા ત્યાં જઈ આવ્યા પછી કહીશ. પછી છોકરી સાસરે જઈ જ્યારે પાછી આવી અને પુનઃ મા દીકરીનું મિલન થયું ત્યારે માએ દીકરીને પૂછ્યું કે સાસરાનું સુખ કેવું ? ત્યારે છોકરી પણ સ્મિત કરી બંધ પડી ગઈ. તે જેમ અકથ્ય અને અવર્ણનીય છે, તેમ આ બ્રહ્માનંદનું સુખ તો એથીય કરોડ ગણું બલકે એથીય અકલ્પ અને અવર્ણનીય છે. તદનુસાર મત્સ્યેન્દ્રનાથ પણ નીજાનંદમાં (બ્રહ્માનંદમાં) એટલા બધા મસ્ત બની ગયા કે એમને બહારની દુનિયાનું લેશ પણ ભાન રહ્યું નહિ સજ્જનો ! જ્યારે જ્યારે આવી વાતો વાંચવામાં કે સાંભળવામાં આવે છે, ત્યારે ઘણા ભાઈઓને એમ લાગે છે કે આવા માણસને એકદમ ચિત્તવૃત્તિ સ્થિર થાય છે, તો અમારી કેમ થતી નથી ? એના ઉત્તરમાં એટલું જ કહેવાનું કે ભગવદ્ધ્યાનમાં ખરી એકતા અને તદ્રૂપતાનો આનંદ અનુભવવાનો બધો આધાર મન ઉપર છે.

मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।

અર્થાત્ મન એ જ મનુષ્યોને મુક્તિ અને બંધનનું કારણ છે વળી મનમાં એવો વિચિત્ર સ્વાભાવ છે કે આપણે એક જગાએ દારુખાનું ભર્યું હોય એવી જગાએ સળગી જાય એવી વસ્તુઓ લઈ જવા દેતા નથી, તદનુસાર દીવો અને દારૂને ભેગાં કરી શકાતાં નથી. તેમ ભગવદ્ધ્યાનમાં બેઠા પછી આપણા ચંચલ મનને સ્થિર કરવા માટે એવી વસ્તુઓથી ( મનને અવળી દિશામાં લઈ જાય તેવી ) દૂર રાખવું માટે જ ભગવદ્ધ્યાન કરતી વખતે એકાંત સેવવામાં આવે છે અને ધૂપદીપ મનની શુદ્ધિ અર્થે જ કરવામાં આવે છે.

અપૂર્ણ

# હિંદનું ધર્મ-ચક્ર

લેખક—ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, એમ. એ., પી. એચ. ડી

અધિક શ્રાવણના પુરુષોત્તમ માસની કૃષ્ણ ત્રયોદશીની મધ્યરાત્રિએ સ્વતંત્રભારતનો જન્મ થયો, જેવી રીતે શ્રાવણ માસની કૃષ્ણ અષ્ટમીની મધ્યરાત્રિએ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો. ધન્ય દિવસ ને ધન્ય ઘડી, સ્વતંત્ર ભારતને પાટનગરે વિદેશી વાવટાની જગ્યાએ રાષ્ટ્રધ્વજ ફરકતો થયો. દેશને નગરેનગરે ને ગામડે ગામડે આ રાષ્ટ્રધ્વજને વંદન થયાં. આ રાષ્ટ્રધ્વજના ત્રિરંગી પટા તો રાષ્ટ્રીય મહાસભાના ધ્વજમાં હતા, પરંતુ સ્વતંત્ર ભારતના રાષ્ટ્રધ્વજનું વિશિષ્ટ ચિહ્ન છે તેનું ચક્ર, વચલા સફેદ પટામાં શોભતું આસમાની ચક્ર આ ચક્ર તે ભારતની સંસ્કૃતિનું સાચું પ્રતીક છે; તેથી એ ગરવા ધ્વજને વંદન કરનાર દરેક નરનારીએ તે ચક્રનો મહિમા જાણવો જોઈએ

રાષ્ટ્રધ્વજના ચક્રનું પ્રતીક મહાન અશોકના સારનાથ સ્થંભ પરના ધર્મચક્ર પરથી પસંદ કરવામાં આવ્યું છે સારનાથ એ કાશીની નજીક આવેલું એક પરમ બૌદ્ધ તીર્થ છે. સારનાથ એટલે સારંગનાથ. અગાઉ એક પૂર્વજન્મમાં બુદ્ધ ભગવાન આ સ્થળે સારંગનાથ એટલે મૃગોના નાયકના રૂપે અવતર્યા હતા. જાતક કથામાં આ પૂર્વજન્મની કથા આલેખવામાં આવી છે. તે સમયના કાશીરાજને હરણોના શિકારનો ભારે શોખ હતો, આ ત્રાસથી કંટાળીને હરણોના નાયકે રાજા સાથે એવો કરાર કર્યો કે રોજ એક હરણ આપોઆપ રાજાના ભક્ષ્ય તરીકે હાજર થાય. એક દિવસ એક ગર્ભવતી હરણીનો વારો આવ્યો એક જીવને ખાતર બે જીવની હત્યા થવાનો કારમો પ્રસંગ ઉપસ્થિત થયો આ ધર્મસંકટનું નિવારણ કરવા કરુણામૂર્તિ સારંગનાથ પોતે પેલી હરણીની જગાએ ભક્ષ્ય તરીકે રાજા સમક્ષ હાજર થયા. આવા સ્વાર્પણના સચોટ દૃષ્ટાન્તથી કોનું હૃદય ન પીગળે? રાજાનાં મોહપડલ ખૂલી ગયાં. અંતરની જડતા દૂર થઈ, તેનો હૃદયપલટો થયો. લજ્જા, વ્યથા ને પશ્ચાત્તાપની ભાવનાથી કાશીરાજ સારંગનાથને કહે છે કે, "મનુષ્યના રૂપમાં હોવા છતાં વસ્તુતઃ પશુ તો હું છું: ને પશુના રૂપમાં હોવા છતાં આપ ખરેખર મનુષ્ય છો. આ કર્તવ્યભાન થતાં રાજાએ મૃગવધની ક્રૂર આદત તજી દીધી તે પછી તે આજીવન જીવદયાના પરમ પક્ષે પડ્યો. આવા આ સારંગનાથના નિવાસથી પવિત્ર થયેલી ભૂમિ હાલ 'સારનાથ' કહેવાય છે. પછીથી આ સ્થળ ગૌતમ બુદ્ધના પોતાના જીવનમાં પણ મહત્ત્વનું બન્યું. બોધગયામાં સંબોધિજ્ઞાન પ્રગટ થયા પછી બુદ્ધ ભગવાને પોતાના પરમ જ્ઞાનનો પ્રથમ ઉપદેશ સારનાથમાં આપ્યો. આ ઉપદેશનો ઉદ્દેશ ધર્મચક્ર-પ્રવર્તનનો હતો ત્યારથી સારનાથ એ ધર્મચક્ર-પ્રવર્તનના મહિમાથી પરમ તીર્થ બન્યું. આજે પણ વિશ્વનાથની નજીકમાં રહેલું સારનાથનું આ પરમ તીર્થ અનેકાનેક તીર્થયાત્રાળુઓને ધર્મભાવના પ્રેરે છે.

ગૌતમ બુદ્ધના મહાનિર્વાણ પછી લગભગ બસો વર્ષે મગધ સામ્રાજ્યના પાટનગર પાટલિપુત્રની ગાદી પર ચંદ્રગુપ્ત મૌર્યનો પુત્ર અશોક રાજ્યશાસન કરતો હતો. રાજ્યાભિષેક પછી આઠમા વર્ષે તેણે કલિંગદેશ પર ચઢાઈ કરીને એ દેશ ખાલસા કર્યો. પરંતુ આ વિજય પ્રાપ્ત કરવામાં દોઢ લાખ માણસોને પકડવામાં આવ્યા, એક લાખ માણસોની હત્યા કરવામાં આવી ને અનેક લાખ માણસ મરણને શરણ થયા. પોતાની મહત્ત્વાકાંક્ષા માટે એક નાનો દેશ જીતવામાં આટલા અસંખ્ય માનવીઓ પર થયેલા આ ત્રાસદ સિતમોથી સરલ હૃદયના એ રાજવીને અપાર દુઃખ થયું. તેનું હૃદય વિષાદ અને પશ્ચાત્તાપથી દ્રવિત થયું. તેના અંતઃકરણમાં અહિંસા ને જીવદયાની પરમ ભાવના પ્રગટ થઈ અશોકનો હૃદયપલટો થયો રાજ્યના ભૌતિક વિજયનો મોહ વિલીન થયો. ધર્મના આંતરિક વિજયની આકાંક્ષા જાગી. વિહારયાત્રાના મોજશોખ તજી તે ધર્મયાત્રા કરવા લાગ્યો. રાજ્યાભિષેકના દસમા વર્ષે તેણે બોધિવૃક્ષના તીર્થધામની યાત્રા કરી; વીસમા વર્ષે તેણે બુદ્ધની જન્મભૂમિની તીર્થયાત્રા કરી. તદુપરાંત અશોકે બોધિવૃક્ષની નજીક આવેલા સારનાથ-ધામની પણ યાત્રા કરી. આ તો ધર્મચક્ર-પ્રવર્તનના ઉપદેશની પુનિત ભૂમિ હતી. અહીં તેણે ધર્મરાજિકા સ્તૂપનું સ્મારક બંધાવ્યું. તે સ્તૂપની ઉત્તરે એક ઊંચો ધર્મ-સ્તંભ ઊભો કરાવ્યો. આ જ અશોકનો સારનાથ-સ્તંભ. મૂળ સ્તંભ ૫૫ ફૂટ જેટલો ઊંચો હતો. આ સ્તંભના ટોચ ઉપર ભવ્ય સિંહ-શિખર હતું. શિખરમાં સહુથી નીચે ઊલટા કમળની સુંદર આકૃતિ કોતરેલી છે. કમળની ઉપર એક ગોળાકાર પટી પર ચાર આકૃ-

તિઓ કોતરેલી છે ગજ, ચક્ર, વૃષભ, ચક્ર, અશ્વ, ચક્ર, સિંહ ને ચક્ર આ ચાર પશુઓ ચાર દિશાનાં રક્ષક મનાય છે. ગજ પૂર્વનું, અશ્વ દક્ષિણનું, વૃષભ પશ્ચિમનું ને સિંહ ઉત્તરનું દર બબ્બે પશુની વચ્ચે આવતું નાનું ચક્ર તે ધર્મચક્રનું પ્રતીક છે. ચાર દિશાએ ચાર ગતિમાન પશુઓને એકાંતરે આવતા ચક્રની આકૃતિ એમ સૂચવે છે કે ભગવાન બુદ્ધે પ્રવર્તાવેલું ધર્મ-ચક્ર ચારે દિશામાં સતત ગતિમાન રહે આ આઠ આકૃતિઓના પટા પર ચાર દિશામાં ચાર સિંહની ઊભી ભવ્ય આકૃતિઓ સ્થંભ-શિખરની શોભામાં અભિવૃદ્ધિ કરે છે. આ સિંહના શિર પર વળી એક મોટું ભવ્ય ધર્મચક્ર રહેતું હતું. આખા ઉત્તુંગ સિંહસ્થંભની કલા કલગી સમું આ ચક્ર તે ધર્મચક્રનું મુખ્ય પ્રતીક છે. આ ચક્રના પરીકેન્દ્રને ચોવીસ આરા છે સ્તૂપ-ઉપાસના માટે આવનાર ભાવિક જનને આ સિંહસ્તંભ પરના વિશાળ ધર્મચક્રનું દર્શન કરતાં જ ધર્મપ્રવર્તનની પરમ ભાવના કેટલી જાગ્રત થતી હશે!

સારનાથ સ્તંભના શિખર પરનું આ અશોક-ચક્ર શાનું પ્રતીક છે? ભગવાન બુદ્ધે પ્રવર્તાવેલું ને મહાન અશોકે પ્રસરાવેલું એ ચક્ર સર્જનની સર્વોત્તમ ભાવનારૂપ ધર્મનું પ્રતીક છે. આ ધર્મ એટલે કોઈ સંપ્રદાયનો બાહ્ય ઉપચાર નહિ પણ સર્વ ધર્મનો આંતરિક આચાર. આ ધર્મચક્રને આચાર તેમજ પ્રચારમાં મુકનાર અશોકનો ધર્મોપદેશ સર્વધર્મના મૂળભૂત સત્રોનો છે, માત્ર બૌદ્ધ ધર્મના વિશિષ્ટ સૂચનોનો નહિ અશોકે ઉપદેશેલો ધર્મ એટલે સાધુતા, સન્મતિ, દયા, દાન, સત્ય, શૌચ ને માર્દવના સદ્ગુણોનો વિકાસ. આ વિષયોને માનવીએ આચારમાં કેવી રીતે મૂકવા? અશોકના શિલાલેખોમાં આ આચારસૂત્રો વારંવાર ગણાવવામાં આવે છે. (૧) પ્રાણીઓની હિંસા ન કરવી (૨) પ્રાણીઓને ઈજા ન કરવી. (૩) માતાપિતાની સેવા (૪) વૃદ્ધ જનોની સેવા. (૫) ગુરુઓ પ્રતિ માન. (૬) મિત્રો, પરિચિતો ને સબંધીઓ તરફ તેમજ બ્રાહ્મણો ને ભિક્ષુકો તરફ દાન ને સન્માનની વૃત્તિ. (૭) ગુલામો તેમજ નોકરો તરફ સદ્ભાવ. ઉપરાંત અશોક વધુ સંઘરા ને વધુ ખરચા ન કરવાનો બોધ દે છે. મંગલ પ્રસંગો કરવા તો તે ઇષ્ટપ્રાપ્તિ ને, અનિષ્ટનિવારણના નહિ, પણ ધર્મપાલનના. દાન દેવું તો ધર્મનું. વિજય કરવો તો તે ધર્મદ્વારા ને સદ્ગુણોના વિકાસની જેમ દુર્ગુણોના ત્યાગની આચારસૂત્રોમાં તે ચંડતા, નિષ્ઠુરતા, ક્રોધ, અભિમાન ને ઈર્ષ્યા ગણાવે છે સત્કર્મને આચરવાનો ને કુકર્મને તજવાનો મહત્ત્વાર માર્ગ છે આત્મ-પરીક્ષણનો. રોજ સવારે કે સાંજે માણસ પોતાની જાતને તપાસતો રહે તો તેને ભાન રહેશે કે મેં આ સત્કર્મ કર્યું ને આ કુકર્મ કર્યું. અશોકના ધર્મના સિદ્ધાન્તો આમ સર્વધર્મના મૂળગત સિદ્ધાન્તો છે. અશોકને સર્વધર્મ તરફ સમભાવ હતો. તે ઇચ્છતો કે સર્વ સંપ્રદાયના અનુયાયીઓ સર્વત્ર સાથે રહે, એકબીજાના વિચારોથી પરિચિત બને ને સર્વધર્મના સારરૂપ સંયમ ને ભાવશુદ્ધિ કેળવે. અશોકે આ પરમ ધર્મને પ્રથમ પોતાના આચારમાં મૂક્યો ને પછી આ વિચારોને પ્રજા માટે પ્રચારમાં મૂક્યા. મનુષ્ય ને પ્રાણીના ઐહિક કલ્યાણના ઉપાયો કર્યા ને માનવીને ધર્મપાલનની ભાવના શિખવી અશોક ધર્મના ગહન તત્ત્વજ્ઞાનમાં ન ઊતરતો, તે કામ તેના ધર્મોપદેશકોનું હતું તે તો જનતાને માનવધર્મના મૂળગત નિયમો સમજાવવા ને આચરાવવા માગતો હતો. સંયમ ને ભાવશુદ્ધિથી વધુ ઉત્તમ ધર્મભાવના બીજી કઈ હોય? આ હતો મહાન અશોકનો પરમ ધર્મ ને આ હતું સારનાથસ્થંભના પ્રતીક ધર્મ-ચક્રનું રહસ્ય. બ્રાહ્મણો ને શ્રમણોથી માંડીને નોકરો ને ગુલામો તરફ તેમજ માનવીથી માંડીને પશુ ને ઢોર તરફ-પ્રાણીમાત્ર તરફ સદ્વર્તન રાખવું ને પોતાના તેમજ પ્રજાના આહારવિહારમાં, અહિંસાવૃત્તિ કેળવવી એ હતો અશોકના ધર્મનો પરમ આદર્શ. આ આદર્શ માત્ર અશોકનો નહોતો; એ આદર્શ તો હતો સમસ્ત ભારતની સર્વકાલીન સંસ્કૃતિનો પ્રાચીન યુગમાં બુદ્ધ ને અશોક જેવા નરપુંગવોએ આ આદર્શને પ્રચારમાં પ્રસરાવ્યો, અર્વાચીન યુગમાં ગાંધીજીને જવાહર જેવા રાષ્ટ્રવિધાયકો એ જ આદર્શને ફરી પ્રચારમાં પ્રસરાવે છે. દેશવિદેશમાં ને સાગરે સાગરે ફરકતા ભારતનો રાષ્ટ્રધ્વજ ભારતદેશની આ સંસ્કૃતિના પ્રતીકરૂપ ધર્મ-ચક્રને માનવ સૃષ્ટિમાં સદા સર્વદા પ્રવર્તિત રાખે તેવું પ્રભુ ભારતના સંતાનોને બળ આપે એ જ પ્રાર્થના.

✿

# ભક્તોની ભેટો

લે. શ્રી વ્રજલાલ દ. મહેતા

( અંક ૫૮ ૪૭૨ થી ચાલુ )

૨૫...પ્રત્યેક માણસે ઉદારતા અને વિશાળતા કેળવવી જ જોઈએ નહિ તો એનાથી જેટલાં કાર્યો સારાં થશે તેના કરતાં નઠારાં કાર્યોની સંખ્યા વધારે હશે.

૨૬. દીપોત્સવી જેવું પર્વ તો વર્ષે દહાડે આવે પણ જીવનનું સાર્થક કરનારાં મહાત્માઓનું જીવન જીવતા મહાપુરુષોની જીંદગીનો એકેએક દિવસ એકેક મહાન પર્વ નથી તો બીજું શું છે! તેવા મહાનુભાવોનાં ચરિત્રો પરથી બની શકે તેટલો આદર્શ પોતપોતાંના જીવનમાં ઉતારવાની ધારણા રાખવી. તેવા સંતો સેવાની પ્રણાલિકામાં પર્વોનું સાર્થક રહેલું છે

૨૭. .માનવમાત્રના જીવનનો એક દિવસ પણ તો નાતાલ જેટલો જ પવિત્ર છે માત્ર માણસને તેની જીંદગીની કિંમત જ નથી, માનવ જ્યારે પોતાની જીંદગીની કિંમત જાણી શકશે ત્યારથી જગતનું ભાવી જુદું જ હશે.

૨૮.. તમારા જીવનના દિવસની વાત તો બાજુ પર રહી, પણ જીવનની એક પળનો વિચાર કરજો કે એ કેવી રીતે પસાર થાય છે! કારણ કે માનવજીવનની આખી જીવનયાત્રાના ઇતિહાસમાં એવો પળેપળનાં જ કર્તવ્યોનો હિસાબ ભર્યો હોય છે

૨૯ ..મહાન પુરુષો સત્કાર્યો કરે છે એ જગત પાસેથી બદલાની આશાએ નહિ, પણ પ્રભુને ખાતર જ કરે છે અને એથી જ જગતના સારા નરસા અભિપ્રાયની એમને કિંમત કે પરવા હોતી નથી.

૩૦...જીવનની પરમાળના દિવસો એક પછી એક પસાર થતા જાય છે ને માનવી સાંસારિક આવરણોમાં ઊંડો ને ઊંડો ઊતરતો જાય છે એક દિવસે તેની મુસાફરીનો અંત આવીને ઊભો રહેશે ત્યારે માનવનું હૃદય મૂંઝાતું હશે કે, "મેં ઘણીએ માયારૂપ કરી પણ જીવનને ઉચ્ચ સ્થાને પહોંચાડનારો એક પણ પ્રયત્ન કરી શક્યો નહિ.

૩૧...આંબો જેમ ફાલે તેમ નીચો નમે છે, અને માનવ જાતને મૂંગો બોધપાઠ આપે છે કે તમે જીવનમાં આર્થિક કે બીજી કોઈપણ સ્થિતિમાં જેમ આગળ વધો તેમ વધારે ને વધારે નમ્ર બનતાં શીખો.

૩૨ ..માનવજીવનનો મહામૂલો એક દિવસ પસાર થયો, આપણા જીવનના કિંમતી દિવસો સાંજ પડે છે ને જતા જાય છે. એમાંથી જ આપણને યાદગીરી રહેતી હોય તો પણ શી વાત! એનાથી–એટલે ચાલુ દિવસથી એવા વિચાર મગજમાં રહેતા હશે તો પણ ઘણાં સારાં કાર્યો તમારાથી થઈ શકશે.

૩૩ ..દરેક માણસે પોતાના જીવનને માટે કંઈક આદર્શ રાખવો જોઈએ તે આદર્શ એવો હોવો જોઈએ કે જીવનને પ્રગતિગામી બનાવે.

૩૪.. મોટેરા મહાપુરુષોના જીવનને કલ્યાણકારી ગણવાનું પ્રમાણપત્ર એ જ તેમના જન્મોત્સવ ઉજવનારી જયંતીઓ છે

૩૫...માણસની પોતાની કિંમત કરતાં તેના ચારિત્ર્યની જ કિંમત સાચી છે

૩૬..."વિવેક દશમો નિધિ છે" એ વાક્યને સમજીને તેનો યથાયોગ્ય અમલ કરનાર વ્યક્તિ ખરેખર સામા માણસનું હૃદય જીતાવે છે પણ એ સમજ્યું ને જીવનમાં ઉતારવું એ જોનારાઓ નથી બનતું.

૩૭..."સેવાધર્મ" જ એવો છે કે તેમાં સરળતા કરતાં અંતરાયો જ વધારે હોય છે.

૩૮ .શ્રદ્ધા ફળે છે, પણ સંજોગો અને સમાજ અંતરાયરૂપ હોય તો! તો માનવું કે શ્રદ્ધા આપણને કસોટીએ ચઢાવે છે કારણ કે છેવટે જો આપણે દૃઢ રહીએ તો શ્રદ્ધા ફળે તો છે જ.

૩૯ ..કોઈપણ સંજોગોમાં સામા માણસના કોપ, રોષ, દંભ કે અપરિપક્વ ધમપછાડાઓથી તમારે જરા પણ ડરવાનું કાંઈ કારણ નથી. તમારામાં–તમારા હૃદયમાં સત્યરૂપી હામ મજબૂત હશે તો સામા માણસનાં ગમે તેવાં હથિયાર તમને કંઈ જ કરી શકશે નહિ

૪૦.. જગતદૃષ્ટિ માણસ ગમે તેવું કાર્ય રૂપ ધારણ કરે છે, પણ તેના હૃદયમાં તો એક ન્હાનામાં ન્હાના બાળકના જેવી જ નિર્દોષતા ભરી હોય છે ને તેથી જ ગમે તેના હૃદયમાં તે પોતાનું સામ્રાજ્ય સ્થાપી શકે છે.

૪૧.. સમાજમાં તમારે જો મહાન કાર્યો કરવાં હોય, સમાજને તમારે તમારી ભાવનાના આદર્શો સમજાવવા હોય તો પ્રથમ તમે એક ન્હાનામાં ન્હાના બાળકની કોમળતા–નિર્દોષતા ધારણ કરો તમારું ન્હાના બાળકના જેવું સુમન હૃદય સામા માણસના હૃદયને જીતવાને બસ થઈ પડશે. અસ્તુ.

# મોહન બાળસ્વરૂપ



મધુરાં તારાં ઓષ્ઠદ્વય ને મધુરાં તારાં મુખ,
ધન્ય કારાગાર મથુરાં નગરી, ધન્ય દેવકી-કૂખ.
ભાંગી દિવ્ય ધરાની ભૂખ
નીરખી મોહન બાળસ્વરૂપ. ૧

સુંદર તારી મોહક બંસી, સુંદર તારા નાદ,
ધન્ય ગોપીવૃન્દ ગોકુળ કેરાં, પૂજ્યા તારા પાદ;
છોડ્યાં સંસારી સુખદુ:ખ
નીરખી મોહન બાળસ્વરૂપ. ૨

મધુરી માળા કંઠ-આભૂષણ, મધુરાં કુંડળ કાને,
ધન્ય સરિતા યમુનારાણી વહાલે કીધાં સ્નાન;
વારિ કૃષ્ણ બન્યાં અદ્ભુત
નીરખી મોહન બાળ સ્વરૂપ. ૩

મધુર પીતાંબર વસ્ત્રાભૂષણ નિત્ય વિરાજે અંગ,
ધન્ય વૃંદાવન ભૂમિ મનોહર પ્રભુચરણ સ્પર્શંત;
રાચે ગોપ-ગોપિકા ખૂબ
નીરખી મોહન બાળસ્વરૂપ. ૪

નંદકુંવર-ગુણગાન કરંતી આર્યભૂમિ સુખકારી,
સકલજનોનું મનડું મોહ્યું વંદું કૃષ્ણ મુરારિ
ટળશે તાપ ત્રિવિધ ભવરૂપ
નીરખી મોહન બાળસ્વરૂપ. ૫

—શ્રી મગનલાલ મૂળજી નથવાણી

# ગોવધ બંધ કરાવવાની પ્રવૃત્તિ

લે. શ્રી જયનારાયણ ભટ્ટ, વેદાન્તશાસ્ત્રી

હાલમાં પાકીસ્તાન અલગ પડી જવાથી હિન્દુસ્થાનનો બાકીનો બધો પ્રદેશ હિન્દુ બહુમતિવાળો થઈ જવાથી તેમાંથી ગોવધને કાયદેસર રીતે બંધ કરાવવા માટે કેટલાક વૈષ્ણવ સંપ્રદાયવાળાઓએ તેમજ હિન્દુ મહાસભાએ પ્રવૃત્તિ હાથ ધરી છે અને તે માટે હિન્દી સરકારના સત્તાવાળાઓને શ્રી રાજેન્દ્રપ્રસાદ તેમજ વાઈસરોય ઉપર લોકસમૂહની સહીઓવાળા કાગળો તેમ જ તારો મોકલાવાય છે.

ગાય એ નિર્દોષ તેમજ સમાજને જીવાડનાર હિન્દુઓનું પવિત્ર પ્રાણી છે. સમાજને ઉત્તમ પોષકતત્ત્વોવાળા દૂધ, દહિં માખણ, ઘી જેવા પદાર્થો ગાયની પાસેથી મળી શકે છે વળી ગાયની સંતતિમાંથી અનેક ગાયો થાય છે અને ધાન્ય ઉત્પન્ન કરવામાં ઉપયોગી બળદો પણ સમાજને ગાયથી જ પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણે પણ ગાયોનું પાલન અને રક્ષણ કર્યું છે અને સમાજને તેવો આદર્શ બતાવ્યો છે. આથી હિન્દુ ભાવનાઓને ધારણ કરવાવાળા લોકો આવી ગોવધ બંધ કરાવવાની પ્રવૃત્તિ ઉપાડે તે અસ્વાભાવિક નથી.

છતાં આપણી ધર્મભાવનાઓને બીજાઓના ઉપર બળજબરીથી અથવા બહુમતિના જોરે ઠોકી બેસાડવી એ પણ ધર્મ નથી હિન્દુ ધર્મ એ વૈદિક ધર્મ છે, એટલે કે બુદ્ધિથી અથવા હૃદયથી સ્વીકારવામાં આવતો ધર્મ છે શ્રી મનુ ભગવાને કહ્યું છે કે;—

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ।

હિન્દુ ધર્મના આચારો અથવા ભાવનાઓ કોઈના ઉપર બળજબરીથી લાદવાનાં નથી, તેમનો તત્ત્વથી સમજીને જ સ્વીકાર થવો જોઈએ. હિન્દુ ધર્મ એ રૂઢિના આચારોનું બોખું નથી અથવા બંધનરૂપ નથી. તેવા ધર્મો તો ક્ષણજીવી જ હોય છે હિન્દુ ધર્મ એ વૈદિક ધર્મ છે અર્થાત્ બુદ્ધિના સમાધાન પૂર્વકનો છે અને એથી જ એ સનાતન છે સમજાવીને, હૃદય પલટો કરાવીને સમાજ પાસે યોગ્ય કર્તવ્ય કાર્ય કરાવવામાં જ હિન્દુ ધર્મનું બળ છે હિન્દુ ધર્મમાં બળજબરી કરવાનો અધિકાર પ્રભુ ભગવાનને પણ નથી. હિન્દુ ધર્મના શાસનની નીતિ પણ સમજાવટ પૂર્વક જ કામ લેવાની છે અર્જુને ભગવાન પાસે પોતાને માટે જે કર્તવ્ય હોય તે કરાવવા માટે શાસન માગ્યું, અર્થાત્ 'મારે માટે જે કર્તવ્ય હોય તેમાં પ્રવૃત્ત થવા માટે મને આદેશ કરો' એમ અર્જુને માગ્યું, ત્યાં ભગવાને વાસ્તવિક આદર્શ ધર્મ પ્રમાણે તેને માર્ગદર્શન કર્યું, તેની આગળ કર્તવ્ય અને અકર્તવ્યનું સમજાવટપૂર્વક નિરૂપણ કર્યું. તેનો અર્થ એ છે કે જેનો બુદ્ધિ સ્વીકાર કરે છે તે જ કર્તવ્ય ગણાય છે કર્તવ્ય તરીકે કોઈ નિશ્ચિત કરેલી વસ્તુ ઠોકી બેસાડી શકાતી નથી તેથી જ ભગવાને અર્જુનને પૂર્ણ રીતે સમજાવ્યા પછી પણ અન્તમાં તેને કહ્યું કે 'યથેચ્છસિ તથા કુરુ' એટલે હિન્દુ ધર્મનું બળ હૃદયપલટો કરાવવામાં છે. અને એટલે જ એ દૈવી બળ છે, પાશવ બળ નથી, આસુરી બળ નથી, હિરણ્યકશિપુનું બળ નથી. તેવા બળનો જ જો ઉત્કર્ષ કરવામાં આવે તો એ સર્વસમર્થ થાય છે

બહુમતિના બળનો માત્ર આસુરી ઉપયોગ કરવામાં આવે એ વાસ્તવિક રીતે તો કાયદેસર પણ નથી, બહુમતિનો મત એ તે મતની બહુમતિને માટે જ કાયદેસર છે. અને જો એ મતને વૈદિક બનાવીને સર્વસંમત બનાવવામાં આવે તો વગર કાયદે જ એ સર્વના હૃદયમાં કાયદેસર બની જાય છે અને વિના બળજબરીએ ભાવનાપૂર્વક અનુષ્ઠિત પણ થાય છે.

પરન્તુ બહુમતિ જો તેના મતબળનો અવૈદિક રીતે અર્થાત્ પાશવી રીતે ઉપયોગ કરે તો એ કાયદેસર પણ નથી, તેને લીધે જ પાકીસ્તાનો સર્જાય છે અને તે કાયદેસર બને છે. માટે સિદ્ધાન્ત એ છે કે બહુમતિના બળવાળો કાયદો એ કાયદો નથી, પરન્તુ વૈદિકતા એ જ કાયદો છે કાયદાનું ક્ષેત્ર એટલું જ હોઈ શકે કે જેટલા ક્ષેત્રમાં તેની વૈદિકતા સ્વીકારાઈ હોય, જેટલા ક્ષેત્રોમાં તેની વૈદિકતા સ્વીકારાઈ ન હોય તે ક્ષેત્રમાં તે કાયદો ઉપયોગી તો તે ત્યાં કાયદારૂપે નથી રહેતો પણ પાશવ આક્રમણ તરીકે બની જાય છે. અને પાશવ બળનો ઉપયોગ કરવો એ સંપૂર્ણ મનુષ્યસમાજમાં કે જે વૈદિકતાના અધિકારવાળો છે તેમાં ગેરકાયદેસર છે. આથી ગોવધ બંધ કરાવવાની પ્રવૃત્તિ એ બહુમતિના

કાયદાના બળથી કાયદેસર બનતી નથી પણ હૃદય-પરિવર્તનથી જ કાયદેસર બને છે.

કોઈ પ્રતિવાદી કહેશે કે ગોવધ બંધ કરવાનું ધાર્મિક માન્યતાની દૃષ્ટિએ દરેક માટે કાયદેસર ન હોય તો પણ ગોવધને લીધે સમાજમાં ઘી-દૂધની તંગી ઊભી થતી હોવાથી સમાજમાંથી તેને બંધ કરાવવો જોઈએ તો આની સામે બીજાઓ પણ એમ કહી શકે છે કે યજ્ઞ-યાગોમાં પુષ્કળ ઘી અને ધાન્યનો દુરુપયોગ-ધૂમાડો થતો હોવાથી સમાજને પોષણની દૃષ્ટિએ તે હાનિકારક હોવાથી તે પણ કાયદાથી બંધ થવા જોઈએ તેમજ પાકીસ્તાની પ્રદેશમાં બહુમતિના બળના કાયદાથી યજ્ઞયાગો ઉપર પ્રતિબંધ થશે તો ગોવધ બંધ કરાવવાની પ્રવૃત્તિવાળાઓ પાસે તેનો શો જવાબ છે તે પણ વિચારવું જોઈએ.

આથી કોઈએ એવો ભ્રમ ધારણ કરવાનો નથી કે હું ભારતમાં ગોવધ ચાલુ રહેવા ઉપર સમર્થન કરું છું. ખરેખરો હિન્દુ તેમજ વિચારશીલ મનુષ્ય કદિ પણ ગોવધને સંમતિ આપી શકે જ નહિ. અને આવા સર્વભૂતાત્મદર્શી ભારતને આંગણે જ ગોવધ થાય એ કેવી રીતે સહન થઈ શકે ! અવશ્ય એને નિવારવો જ જોઈએ. પરંતુ મારું કહેવું એ છે કે હિન્દુઓએ જો તેને નિવારવો હોય તો હિન્દુ ધર્મના બળથી જ નિવારવો જોઈએ,પાશવ બળથી નહિ, કે જે પાશવ બળ અસુરોનું છે, હિન્દુ ધર્મીઓનું નથી; અને હતું જ નહિ. અવિનાશી ધર્મનું સંવિજયી વૈદિક બળ શું નાશ પામ્યું છે કે જેથી તેવા ધર્મના મનુષ્યોએ આસુરી બળનો આશ્રય લેવો ? અને વૈદિક ધર્મના બળ ઉપરની શ્રદ્ધા છોડી આસુરી બળનો આશ્રય કરનારાઓને શું વૈદિકધર્માનુયાયીઓ કહી શકાશે ? તેમને નાસ્તિકો શા માટે નહિ કહી શકાય ? માટે જરૂર એ વસ્તુની છે કે ગોવધ બંધ કરાવવાની પ્રવૃત્તિનો પ્રકાર બદલવો અને વૈદિક પદ્ધતિનો આશ્રય કરવો.

જો હિન્દુઓ આત્મનિરીક્ષણ કરશે તો જણાશે કે હિન્દુઓ જ ગોવધ કરાવી રહ્યા છે. ગોવધ થવાનાં કારણો હિન્દુઓમાં જ છે. તે જડમૂળનાં કારણો દૂર કરવાનું છોડી દઈ ધર્મનો દંભ કરનારાઓ પોતાની ધર્મશીલતાની ખ્યાતિ વધારવા માટે જાહેર દેખાવ માટે આવી પ્રવૃત્તિ ઉપાડે છે અને તે ખેદની વસ્તુ છે. ગાયો લગભગ હિન્દુ સમાજના લોકો જ પાળે છે. ગોટાં જૂથોમાં પાળનાર લોકો-ભરવાડ, રબારી વગેરે લોકો હિન્દુ હોય છે. ગામડામાં ખાસ કરીને ખેડૂત લોકો અને ગરીબ વર્ગના લોકો, સર્વસાધારણ લોકો તેમજ ઉપરના ગણાતા બ્રાહ્મણ-વાણિયા વગેરે પણ ગાયો પાળે છે આ બધા હિન્દુઓ જ હોય છે ઊંચી કોમના ગણાતા લોકો ગાય જ્યાંસુધી દૂઝણી રહે છે ત્યાંસુધી પોતાને ઘેર પાળે છે અને દૂધ-ઘી ખાય છે પછી તેને ગરીબ કોમને ત્યાં બધાવી દે છે. કારણ કે દૂધ ન આપતી હોય તેવી ગાયની વેઠ કરવાનું તેમનાથી બની શકતું નથી. તેને માટે તો નીચલી કોમના ગરીબ માણસો ઉપર જ તેઓ ઉપકાર કરે છે તે લોકે હંમેશાં ગરીબ જ રહે એવું તન્ત્ર ગોઠવવામાં આવેલું હોય છે હવે વિચારવાનું એ છે કે ફરી ન વિયાનારી ગાયોનું પોષણ કરવા તરફ ઊંચો વર્ગ આંખ આડા કાન કરે છે, અનાદર રાખે છે તો તેવી ગાયોનું પોષણ ગરીબ અને સાધારણ લોકો શા આદર્શના દૃષ્ટાન્તને લઈને કરે ! યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ । વળી ગોચરોની જમીનોમાં પણ વાવણીવાળાં મહેસુલી ખેતરો થઈ ગયાં છે. અને જ્યાં ફરતાં ઢોરો, માટે ચારાની મુશ્કેલી થતી હોય ત્યાં નિષ્ફળ ઢોરોને કોણ આગ નીરે ! તેમણે પહેલાં આપેલાં દૂધ-ઘી કંઈ ત્યાંથી બેંકમાં પડેલાં નથી હોતાં કે જેના વ્યાજમાંથી વૃદ્ધાવસ્થામાં તેમનું પોષણ કરવામાં આવે. એટલે જે ગામોમાં કતલ-ખાનાના સેરાખરો પહોંચી વળ્યા ન હોય તેવાં ગામડાના આવાં પોલાં ઢોરને ઘધર ઉધર ટીચાઈને ક્રૂર લોકોના સોટા ખાતાં ખાતાં તણખલાં કે કચરાના ડૂચા ખાઈને શેષ જીંદગી માટે પ્રાણપ્રાણાયામ સાધવાનો હોય છે તે કોણ નથી જાણતું ! વળી ઘી અને દૂધને સારી રીતે જમનારો શ્રીમન્ત વર્ગ કે જેના તન્ત્રમાં પશુપાલક વર્ગ સત્કારહીન અને કંગાલ દશામાં છે તે શ્રીમન્ત વર્ગ તો ઘી-દૂધ પૈસા ચૂકવીને ખરીદે છે એટલે ખોડાં ઢોરોને રક્ષણ આપવાની ફરજ તો તેને માથેથી નાશ પામી જાય છે. એટલે પાંજરાપોળો કે ગૌશાળાઓ બંધાવવાનો પ્રશ્ન તો હિન્દુ ધર્મના શ્રીમન્તો અને વૈષ્ણવ સંપ્રદાયવાળાઓ આગળ રહી શકતો નથી. આવી વસ્તુસ્થિતિ છે આવી સ્થિતિમાં કતલખાનાના

એમનો એ પશુપાલો માટે અને ખેડૂત ઢોરો માટે આશીર્વાદરૂપ નથી શું!

તપાસ કરનાર દરેક માણસને એ જણાયા વગર રહેશે નહિ કે કતલખાનાવાળાઓને પશુઓ આપનાર મોટે ભાગે હિન્દુઓ જ હોય છે હિન્દુ સમાજ એમનાં ઢોરોને રક્ષણ આપવા પૂરતી વ્યવસ્થા શા માટે ન કરી શકે? તેમજ પોતાના જ જાતિબંધુઓમાં પોતાને જ પોષણ આપનાર પશુઓને કમોતે મરવા માટે ન આપવા જેટલી સંસ્કારિતા અને લાગણી શાથી ન ઉત્પન્ન કરી શકે જો પોતામાં એટલી પવિત્રતા અને સહૃદયતા હોય તો? હિન્દુ સમાજમાં વૈદિક ધર્મની ભાવના સતત જાગ્રત રાખવાની ધર્માચાર્યોની ફરજ શું નાશ પામી છે? જે હિન્દુ લોકો તેમની પવિત્ર ગૌમાતાઓને કતલખાના માટે વેચવા લાગ્યા છે તેમના હૃદયમાં પોતાના ધર્મની પવિત્ર લાગણી જાગ્રત કરવા માટે ધર્માચાર્યો અને ધર્મધુરંધરો શું નપુંસક બની ગયા છે? ગાય માતાને માટે હિન્દુ ધર્મમાં મોટા મોટા સમ્રાટો પણ શું આત્માર્પણ કરતાં અચકાતા હતા? સૂર્યવંશી સમ્રાટ દિલીપે ગાયને બચાવવા ખાતર પોતાનું શરીર સિંહને ધરી દીધું નહોતું? અત્યારે શું હિન્દુ ધર્મરક્ષકો ઉપર એ ફરજો રહી નથી? પરન્તુ સાચી વાત છે કે તેમને તેમની જવાબદારી સમજાતી નથી, માત્ર ટીલાં-ટપકાં અને છપ્પનભોગના પેટમાં જ પડી રહેવું છે ધર્મપેલી ભોળી જનતાને ધૂતીને માલમલીદા ઊડાવવા છે અને પછી જ્યારે અધર્મ વધતો વધતો ગોહત્યા સુધી આવે ત્યારે તેને કાયદાથી ટાળી દેવડાવવા માટે સરકાર બાપાને અરજ કરવી છે. પરન્તુ એ યાદ રાખવું જોઈએ કે ધર્મનું રક્ષણ એ સત્તાશાહી કાયદાઓથી થઈ શકતું નથી. એનું રક્ષણ માત્ર વૈદિક કાયદાઓથી અર્થાત્ હૃદયના કાયદાઓથી થઈ શકે છે સરકારી કાયદો એ આર્થિક રક્ષણ પૂરતો જ છે. ધર્મના રક્ષણ માટે ધાર્મિક કાયદો જ કામ કરી શકે, તેને માટે સત્તાશાહી કાયદો કામ આપી શકતો નથી. એક દુરાચારી માણસને આપણે આપણી સત્તાના બળથી આપણા ક્ષેત્રમાં દુરાચાર કરતો રોકીશું તો તે ત્યાંથી બીજી જગાએ જઈ તેના દુરાચાર શરૂ કરશે, તેથી કંઈ દુરાચાર અટકતો નથી. આપણે દિલ્હીમાં ગોવધ થતો અટકાવીએ તો એ લોકો કરાંચીમાં જઈને ગોવધ કરશે. અથવા તો કદાચ તેઓ કરાંચી ન જઈ શકે અને દિલ્હીમાં પણ ગોવધ ન કરી શકે તેથી ગોવધ બંધ થઈ શકતો નથી નહિ. કારણ કે આવી રીતના પ્રતિબંધથી કંઈ ગોવધ કરનારાઓના અંતરમાંની તેની વાસના નિવૃત્ત થતી નથી આવા પ્રતિબંધ એ માત્ર તેમને માટે પ્રતિકૂળ સંજોગોરૂપે જ છે. બીજા જન્મમાં તેઓ તેમની અધૂરી વાસનાના સંસ્કારને અનુકૂળ સંજોગોવાળા સ્થળમાં જ ઉત્પન્ન થાય છે અને ફરીથી તેવી બુદ્ધિ જાગ્રત કરી ત્યાં પોતાની વાસના સિદ્ધ કરવા તેવાં કર્મો કરવાં શરૂ કરે છે —

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥

એટલે આવો પ્રતિબંધ એ માત્ર નામનો જ પ્રતિબંધ છે અથવા તો દેશકાળ ઉપરનો પ્રતિબંધ છે ગોવધ ઉપરનો નથી. તેથી તેનો કોઈ અર્થ નથી, વળી એમ પણ નથી કે પ્રતિબંધ મૂકવાથી માણસો એટલી વાર માટે પણ પાપકર્મ કરતા બચે છે.

न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ॥
कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्
इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥

કર્મો થતાં ન રોકાય એટલે કંઈ તે નાશ પામ્યાં એવું બનતું નથી. તેમજ શરીરથી પાપકર્મો કરતો અટકાવવાથી તે માણસ નિષ્પાપ બની જતો નથી. એટલે આવા પ્રતિબંધથી વાસ્તવિક રીતે કંઈ આત્માનો ધનલાભ કે ધર્મરક્ષણ થતું નથી. તે પ્રતિબંધ દેશકાળ ઉપરનો બને છે, ગોવધ ઉપરનો નહિ. ગોવધ બંધ કરવાની લાગણીના સમાજમાં ઉત્પન્ન કરાની અને હિન્દુઓની પવિત્ર સહૃદયતા ઉપર આધાર રાખે છે, કે જે માટેની ફરજ ધર્મપ્રવર્તકોની અને પ્રત્યેક સાચા હિન્દુ ધર્મી નાગરીકોની છે. આને માટે સરકારી કાયદાનો ઉપયોગ એ ગેરકાયદે છે કાયદાનો ગેરકાયદે ઉપયોગ થાય તો કાયદો નિષ્ફળ બને છે, એવો કાયદો તૂટી પડે છે. (આનો અર્થ જ એ છે કે અવૈદિક ધર્મો નાશવન્ત છે) આવા કાયદાઓ ઉત્પન્ન કરવાની સમાજના મોટા વર્ગની મનોવૃત્તિને લીધે જ નવા નવા વિભાગો અને સ્થાનો ઉત્પન્ન થાય છે જે લોકો ધાર્મિક માન્યતાઓના આગ્રહથી ઉત્તેજિત થઈને અધાર્મિક પ્રવૃત્તિઓ

બીજાઓ ઉપર પોતાની બહુમતિવાળા શાસનદના બળથી પ્રતિબંધના કાયદાઓ ઊભા કરાવવા પ્રયાસ કરે છે, બીજાઓને પાશવી બળને વશ વર્તાવવા માગે છે-તેઓ જ કાયદેસર રીતે ગુનેગાર થાય છે ધાર્મિક બાબતોમાં બીજાઓ ઉપર જેઓ પાશવ બળથી પ્રતિબંધ મૂકાવવા પ્રયત્ન કરે છે તેઓના માટે - નિષ્પક્ષ શાસનદડની એ ફરજ થઈ પડે છે કે તે પોતાના એ જ બળથી તેઓના ઉપર નિયન્ત્રણ કરી-તેમને અટકાવે, કે જેઓ અધાર્મિક રીતે વર્તે છે. જેઓ ધર્મના કાયદામાં નથી રહેતા તેમને શાસનના કાયદાએ કાબુમાં રાખવા જોઈએ સરકારી કાયદો સામાજિક જ હોઈ શકે. ધાર્મિક બાબતમાં ધાર્મિક જ કાયદો હોય શકે, સરકારી નહિ. ધાર્મિક કાયદામાં બળજબરી હોય શકે નહિં, બળજબરીવાળો કાયદો ધાર્મિક હોય શકે નહિ, પરન્તુ તે પાશવી જ છે મનુષ્યોને માટે પાશવી કાયદો હોય શકે નહિં. મનુષ્યો એ બુદ્ધિને હૃદયથી અનુસરનાર પ્રાણી છે, આટલા માટે માનવ ધર્મના કાયદા એ વૈદિક એટલે બુદ્ધચતુષ્ટારી જ હોવા જોઇએ. જે માણસ જે કાયદાને પોતાની બુદ્ધિથી યોગ્ય માને છે તે કાયદો તે માણસને માટે વૈદિક બને છે. અને તેને જ તે હૃદયથી અનુસરે છે જે હિન્દુધર્મના કાયદા ઈશ્વરસિદ્ધ વૈદિક છે તે કાયદાઓને માનવો પોતાની બુદ્ધિથી [illegible] અનુભવે-વૈદિક બનાવે તે જ જીવમાંથી શિવ-થવ ના માર્ગમાં પ્રગતિ છે અને વૈદિક ધર્મની સફળતા છે-સાર્થકતા છે.



# હિન્દુ ધર્મ

લે. સ્વામી શ્રી અદ્વૈતાનંદજી

હિંદુ ધર્મના વિધવિધ, અને ઉપલક દૃષ્ટિથી જોનારને એકબીજાનો વિરોધ કરતા, સંપ્રદાયો અને પંથો તરફ જ્યારે નજર નાખવામાં આવે છે ત્યારે પ્રથમ તો નિરીક્ષકના મનમાં ભ્રમ ઉત્પન્ન થાય છે, અને હિંદુ ધર્મનું હાર્દ તેનાથી એકદમ પકડી શકાતું નથી. હિંદુ સંસ્કૃતિના સમસ્ત વિકાસ દરમ્યાન એક જ પ્રેરક આદર્શ, એક જ પ્રકારની જીવનદૃષ્ટિ કામ કરી રહ્યાં છે, એના પ્રાણનું આપણે જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો તેના, આરંભથી તે અત્યાર સુધીના, સમગ્ર પ્રવાહની તપાસ કરવી જોઈએ અને ભવિષ્યમાં આ ગતિની કઈ દિશા હશે તે વિષે અનુમાન બાંધવું જોઈએ.

ઘણા લેખકોનો (તેમાં ખાસ કરીને પાશ્ચાત્ય વિચારશ્રેણીના આધિપત્ય નીચે આવી ગએલા માણસોનો) એવો અભિપ્રાય છે કે, "હિંદુ ધર્મ' એ ખાલી નામ જ છે, જુદી જુદી માન્યતાઓનું સંગ્રહસ્થાન છે, કર્મકાંડના વિધિઓનો શંભુમેળો છે, વેદકાળમાં હિંદુ ધર્મનો અર્થ એક હતો, ઉપનિષદોના સમયમાં બીજો હતો, બૌદ્ધ કાળમાં વળી ત્રીજો જ હતો, અને અત્યારના પૌરાણિક સમયમાં પ્રત્યેક મનુષ્ય પોતાની માન્યતાઓ પ્રમાણે હિંદુ ધર્મનો અર્થ કરે છે, તેથી હિંદુ ધર્મ જેવી કોઈ અમુક વસ્તુ અસ્તિત્વ ધરાવતી જ નથી અને દેશના ભાવી ઘડતરમાં હિંદુ ધર્મને કોઈપણ પ્રકારનું સ્થાન આપવાની આવશ્યકતા નથી."

અત્રે એ યાદ રાખવાની જરૂર છે કે હિંદુ સંસ્કૃતિને હિંદુ નામ આપવાનું કારણ એ છે કે તેના મૂળ સંસ્થાપકો સપ્તસિંધુના પ્રદેશમાં વસતા હતા. સિંધુ નદીની પૂર્વ તરફ વસતી પ્રજાને ઈરાનીઓ અને તેમની પછી આવનાર લોકોએ "હિંદુ" નામ આપ્યું હતું. "હિંદુ" શબ્દ શરૂઆતમાં પ્રદેશસૂચક હતો અને ધીમે ધીમે આ દેશમાં રહેનારા લોકોના ધર્મને પણ "હિંદુ ધર્મ"નું નામ આપવામાં આવ્યું.

હિંદુ સંસ્કૃતિ અલ્પાયુષી નથી, ઐતિહાસિક દૃષ્ટિએ પાંચ હજાર વર્ષથી તે હયાતિમાં છે. આખું જગત હિંદુ ધર્મે ખતવેલા માર્ગ ઉપર જાય છે. તેના સ્રોતની ગતિ કોઈવાર મંદ થઈ છે અને કોઈવાર પૂર જોરથી ચાલી છે, તે છતાં હિંદુ સંસ્કૃતિએ પોતાનું પ્રભુત્વ, અત્યાર સુધી પણ ટકાવી રાખ્યું છે અને દુર દર્શીઓને એવાં સ્પષ્ટ ચિહ્નો જણાઈ આવે છે કે વિશ્વની પુનઃરચનામાં ભારતસંસ્કૃતિના શાશ્વત આદર્શને પ્રથમ સ્થાન આપવામાં આવશે.

હિંદુ ધર્મનો આ આત્મા કયો છે, આ પ્રાણરૂપ ભાવના કઈ છે તે વિષે આપણે સંક્ષિપ્તમાં વિચાર કરીએ.

હિંદુસ્તાન પ્રાચીન કાળથી અનેક ધર્મો, જાતિઓ અને સંસ્કૃતિઓનું મિલનસ્થાન બન્યું છે. આ દેશ ઉપર શક, મુસ્લિમ, યુરોપિયન અને તે ઉપરાંત બીજી અનેક પ્રજાઓનાં આક્રમણો થયાં છે તે છતાં હિંદુ સંસ્કૃતિએ પોતાની પ્રણાલિકા અખંડ રાખી છે અને આખા એશિયાના માનસમાં એનો રંગ લાગ્યો છે. પશ્ચિમમાં અત્યારે જે વાદોનું પ્રાધાન્ય છે (બુદ્ધિવાદ અને પ્રત્યક્ષવાદ) તે માનવજીવનના ગૂઢ પ્રશ્નોનું સંતોષકારક નિવારણ કરવાને શક્તિમાન નથી, તે અધૂરા છે એવું બતાવી તેની ખામીઓ દૂર કરવાનું કાર્ય હિંદુ સંસ્કૃતિ કરે છે એનો સર્વોત્તમ આદર્શ આખા જગતને માટે ઉપયોગી છે.

પાશ્ચાત્ય અને ભારતીય ભાવનાઓ વચ્ચે એક મુખ્ય ભેદ છે. હિંદુઓ માને છે કે મનુષ્ય એટલે કેવળ સ્થૂળ શરીર નહિ તેમ એની અંદર રહેલું સૂક્ષ્મ શરીર પણ નહિ, પણ એ બન્ને કરતાં કોઈ વધારે ઊંચું પદાર્થ છે એને "આત્મા" એવું નામ આપવામાં આવે છે. આ આત્મા અનંત છે, અવિનાશી છે, સચ્ચિદાનંદ સ્વરૂપ છે. મૃત્યુ જેવી કોઈ વસ્તુ આત્માને માટે નથી. આ આત્મા જ્યાંસુધી પોતાને જાણે નહિ ત્યાંસુધી વિવિધ શરીરો ધારણ કરે છે, સંસારમાં નવાનવા અનુભવો લે છે, અને જ્યારે સર્વ પ્રકારની વાસનાઓનો જડમૂળથી ઉચ્છેદ થઈ જાય છે ત્યારે તે મુક્ત થાય છે, મન અને શરીરથી અલગ થાય છે. આપણે ગમે તે સંપ્રદાયના હોઈએ તોપણ આત્માના નિત્યત્વનો સિદ્ધાન્ત તો આપણે સર્વ સ્વીકારીએ છીએ. આત્મા અને પરમાત્માના પરસ્પર સંબંધ વિષે ભિન્ન ભિન્ન સંપ્રદાયોમાં મતભેદ છે. અદ્વૈત વાદીઓ આત્મા અને પરમાત્માને ઐક્યમાં માને છે. વિશિષ્ટાદ્વૈતવાદીઓ આત્માને પરમાત્માનો અંશ માને છે, અને દ્વૈતવાદીઓ

આત્મા પરમાત્માથી તદ્દન ભિન્ન જ છે એમ માને છે. આપણે શાક્ત, શૈવ, વૈષ્ણવ હોઈએ અથવા બૌદ્ધ કે જૈન હોઈએ તો પણ બધા હિન્દુઓની એ માન્યતા છે કે આત્મા સ્વભાવથી જ પવિત્ર છે, પરિપૂર્ણ છે, અનંત છે, ઐશ્વર્યવાન છે, આનંદમય છે. દ્વૈત વાદીઓ માને છે કે આત્મા મૂળથી તો પવિત્ર છે પણ દુષ્કર્મોથી સંકુચિત થઈ જાય છે, અને ભક્તિદ્વારા ઈશ્વરની કૃપાથી પુન પૂર્ણત્વ પ્રાપ્ત કરે છે. અદ્વૈત વાદીઓના મત પ્રમાણે આત્માનો કોઈપણ દિવસ સંકોચ થઈ શકે નહિ અવિદ્યાથી આપણા મનમાં ભ્રમણા ઉત્પન્ન થાય છે કે આત્મા પોતાની નૈસર્ગિક શક્તિઓ ગુમાવી બેઠો છે, પણ વાસ્તવિક રીતે તેવી સ્થિતિ નથી આત્મા પોતાની અસલ સ્થિતિમાંથી ચલિત થતો નથી જ પાશ્ચાત્ય અને પૌર્વાત્ય ભાવનાઓ વચ્ચે આ વિષયમાં એક અભેદ્ય દુર્ગ આડો આવ્યો છે પૂર્વના લોકો શાંતિ, શક્તિ, આનંદ માટે નેત્રો બંધ કરીને હૃદયની અંદર ધ્યાન કરે છે, પશ્ચિમના લોકો ઇશ્વરને જોવા માટે બાહ્ય સૃષ્ટિ ખોળે છે.

આધુનિક સમયમાં આપણા દેશની પુનર્ઘટનામાં આ વિચારને અગ્રપદ આપવાની ઘણી જ આવશ્યકતા છે જે માણસ "હું પામર છું," "હું પાપી છું," આવા વિચારો (કે જે સત્યથી વેગળા છે) કર્યા કરે તે ખરેખર તેવો જ થઈ જાય. આપણા સૂક્ષ્મ શરીરનું બંધારણ વિચારો અને ભાવનાઓથી ઘડાય છે આ બન્ને શરીરો એકબીજા ઉપર અસર કરે છે જેમ જેમ મનોબળમાં, વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ મનના સંકલ્પોની અસર શરીર ઉપર અને આસપાસના વાતાવરણ ઉપર વધારે પ્રબળ બનતી જાય છે આ મહાન સત્ય મનમાં દૃઢ કરીને "આપણે સર્વશક્તિમાન છીએ. આપણામાં સર્વપ્રકારનું સામર્થ્ય છે, આપણામાં અખૂટ આનંદ છે, આપણે સર્વજ્ઞ છીએ." આવો આત્મવિશ્વાસ જાગ્રત કરવાની ખાસ આવશ્યકતા છે આપણા પૂર્વજોમાં આવી અવિચળ શ્રદ્ધા હોવાથી જ તેઓ સંસ્કૃતિના સર્વોત્કૃષ્ટ શિખરે પહોંચ્યા હતા. જો આપણે ખરેખર હિંદુ ધર્મમાં માનતા હોઈએ, જો આપણને આત્માના અસ્તિત્વમાં શ્રદ્ધા હોય, આત્માના સ્વરૂપ વિષે આપણને સ્પષ્ટ ખ્યાલ હોય, તો પ્રમાણે વર્તન કરવાનું સંકલ્પબળ હોય તો નિરુત્સાહી થવાનું, ભાયલા થવાનું કાંઇ પણ કારણ નથી. આપણાં સંતાનોને પ્રથમથી જ આ જીવનપ્રદ, ઉચ્ચ વિચાર આપવાની જરૂર છે, આત્માના પૂર્ણત્વમાં, અમર્યાદિત આનંદમાં આત્માની અમાપ શક્તિમાં પહેલેથી જ વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઈએ. આ માન્યતા એવી મનમાં સ્થિર થવી જોઇએ કે તેનું વિસ્મરણ કદી પણ થાય નહિ. આટલા માટે જ ધાર્મિક જ્ઞાનની આવશ્યકતા છે. આપણામાં દોષો હોય, નિર્બળતા હોય, પણ તેમને કાઢવાનો ઉપાય એ નથી કે કાયમ તેમનો વિચાર કરીને મનમાં પશ્ચાત્તાપ કર્યા કરવો. આપણા પોતાના સત્ય સ્વરૂપનું મનમાં કાયમ સ્મરણ રાખી સર્વ પ્રકારની નબળાઈઓનો વિરોધી વિચારોથી પ્રતિકાર કરવો એ જ સર્વશ્રેષ્ઠ ઇલાજ છે.

હિંદુઓના મત પ્રમાણે જીવનનો ઉદ્દેશ આત્માનો અનુભવ છે ધર્મ એટલે બુદ્ધિથી કરેલો અમુક મતોનો સ્વીકારમાત્ર નથી. ધર્મ એ બુદ્ધિથી જાણવાની વસ્તુ છે એના કરતાં અનુભૂતિ કરવાની અને જીવનમાં ઉતારવાની ને આચરવાની વસ્તુ વધારે છે. ધાર્મિક જીવન બુદ્ધિવિકાસ, વિદ્વત્તા કે વાદવિવાદથી પ્રાપ્ત થતું નથી. જગત ત્રણે કાલમાં નથી એવું કથન કરવાથી જ જ્ઞાની થવાતું નથી, સત્યનો સાક્ષાત્કાર જ્યાં સુધી ન થયો હોય, આત્માનું અપરોક્ષ જ્ઞાન જ્યાં સુધી થયું ન હોય ત્યાં સુધી ધર્મની સિદ્ધિ થયેલી કહી શકાય જ નહિ અમુક વાતમાં, અથવા મતમાં શ્રદ્ધા રાખવાથી જ મોક્ષ મળી શકતો નથી. શાસ્ત્રોનું પાન કે શ્રવણ કર્યાથી, અથવા પોપટની માફક અમુક શબ્દોનું ઉચ્ચારણ કરવાથી કાંઈ લાભ થતો નથી. પ્રાચીન તેમજ અર્વાચીન કાળમાં અનેક મહાત્માઓએ આત્માનું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, ઈશ્વરનું સાક્ષાત્ દર્શન કર્યું છે, અને ત્યાર પછી જ તેઓએ જ્ઞાની થવાનો દાવો કર્યો છે. ત્યાં-સુધીની સાધકની અવસ્થા કહી શકાય, જ્ઞાનીની નહિ. જેમ જેમ આપણે આધ્યાત્મિક વિકાસમાં આગળ વધતા જઈએ છીએ તેમ તેમ આપણામાં સાંપ્રદાયિક ભાવના કમી થતી જાય છે. આપણું અભિમાન ગળતું જાય છે અને આપણને જણાવા લાગે છે કે માણસ ભલે દ્વૈતવાદી હોય પણ જો તે અનુભવમાં આગળ વધેલો હોય, તેનું ચિત્ત સાત્ત્વિક હોય તો તે વિતંડાવાદ કરતા અદ્વૈતવાદી કરતાં હજાર દરજ્જે ચઢિયાતી કોટિનો છે. જે ઈશ્વર પાસેનો પાસે છે અને

કરતો હર છે તેનું દર્શન કરવાથી સંશય માત્ર નાશ પામે છે, હૃદયગ્રન્થિ કપાઈ જાય છે મિથ્યા ભ્રમણાઓને સત્ય તરીકે માનવાથી સંકુચિતતા અને દોષને ઉત્તેજન મળે છે.' ધર્મિષ્ઠ મનુષ્યના સંપર્કમાં આવવા માટે આપણે સૂક્ષ્મ દૃષ્ટિ કેળવવી પડે છે અને સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો તેમનામાં છે કે નહિ તે જોવું પડે છે. માનવ-માત્રમાં ઈશ્વરનું દર્શન કરવાની જે શક્તિ કુદરતી રીતે રહેલી છે તે વડે તેને થયેલા સાક્ષાત્કારને અને તેને સહજાવેલી પરમાત્માની વાણીને, સાચી માનીને સ્વીકાર કરવામાં જે શંકાઓ મનમાં ઉત્પન્ન થાય તેમને દૂર કરવામાં તર્કની મદદની જરૂર પડે છે ખરી, પણ તાત્ત્વિક નિયમ એ પ્રથમ પગથિયું છે, ત્યાર પછી અભ્યાસ-સાધન દ્વારા સત્યને નજરોનજર નિહાળવાનો પ્રયત્ન કરવો જોઈએ. આવા અનુભવમાંથી જ જગતના શ્રેષ્ઠ શાસ્ત્રોનો જન્મ થયો છે જે મહાન અવતારી પુરુષોએ જીવનમાં નૂતન પ્રવાહો વહાવ્યા છે, જેમણે નવી દુનિયા સરજાવી છે, તેઓએ પરમાત્માનો સાક્ષાત્કાર કરીને તેમની પ્રેરણાથી જ પોતાનું નિયત કાર્ય સંસારમાં શરૂ કર્યું હતું.

(અપૂર્ણ)

❧



## મોહન

( દુખદ કલ્યાણની ચાલમાં )

મોહન વનવન ધેનુ ચરાવન  
ધેનુ ચરાવન બંસી બજાવન  
ગોકુલ કુ ( ગજાવન શીધન-મોહન૦

ગોપી નચ નન ધન ધન ધન ધન  
ધર કર પર વપુ જિરિ ગોવરધન  
બાલ સુમન મન ધન હુજ વારન-મોહન૦

ચોરન ચિત જન મન મહી ખાવન  
રાધા રિઝાવન નંદકે નંદન  
વદન યશોમતી-તનય વિરાજન-મોહન૦

મકરંદ કુંડલ કાન સુશોભન  
અંબર પીત લલિત મનલોભન  
કોટિક રતિપતિ સમ રૂપ-દર્શન-મોહન૦

દીન દુઃખ હારન સબ સુખ કારન,  
તારણ ભવસિંધુ મદ-મારણ  
પાવન પતિત ત્રિવિધ હર પીડન-મોહન૦

ભારત-ધર્મ ઉદ્ધારન તારન,  
ખલ છલ અઘ જન દુષ્ટ સંહારન,  
ગાવન ગીતા વિપદા ધાવન-મોહન૦

—શ્રી મહીપતરામ જોષી



# પ્રભાતનાં પુષ્પો

[ લેખક :—શ્રી. વજુ કોટક ]

એવા ઘણા માણસો આપણા જોવામાં આવે છે કે જેઓ શરૂઆતમાં કંઈ આપવાનું વચન આપે છે પણ પાછળથી સગવડતાએ ભૂલી જાય છે. કેટલાક એવા હોય છે કે જેઓ ખરેખર વચન આપીને ભૂલી જાય છે જાહેર સભામાં પોતાનું દાન પ્રસિદ્ધ કરશે પણ થોડા વખત પછી જો એમની પાસે લેવા જઈએ તો એ તરત જ જવાબ આપશે કે વચન આપતી વખતે સગવડતા હતી પણ હવે નથી. વહેલા કેમ ન આવ્યા? ત્યારે બીજો વર્ગ એવો છે કે તમને દશ બાર ધક્કા ખવડાવશે ત્યાર પછી જ આપેલા વચન પ્રમાણે પૈસા આપશે. ખરી રીતે તો દાન આપવાનો જેવો તમે મનોરથ કર્યો કે એ જ પળે તે આપી દેવું જોઈએ કારણ કે એ પૈસા ઉપરથી નૈતિક દૃષ્ટિએ તમારો અધિકાર ઊઠી જાય છે નિશ્ચય કરીને તરત આપેલું દાન મહાપુણ્ય આપે છે. આપ્યા પછી જો તમને મનમાં કચવાટ લાગે, આપતી વખતે હાથ સંકોચાય, કોઈની શરમથી આપવું પડે તો એવા દાનમાં લેનારને કે દેનારને કંઈપણ ફાયદો થતો નથી. આના કરતાં તો ન આપવું તે વધારે સારું છે. ઉત્સાહ અને ઉમળકા વિના જે ચીજ આપવામાં આવે છે એનું ફળ કદીપણ ઊગી નીકળતું નથી. ઉત્સાહથી આપેલી એક પાઈ, સંકોચ રાખીને આપેલા એક હજાર રૂપિયા કરતાં પણ વધારે મહત્ત્વની છે પ્રેમ અને આનંદથી આપેલી વસ્તુ સામી વ્યક્તિમાં કેવો પ્રકાશ પાથરે છે એનું એક દૃષ્ટાંત છે—

આ બનેલી વાત છે દરભંગામાં 'દાઈનું તળાવ' એ નામનું સુંદર તળાવ છે. એની પાછળ મધુર વાત છે સોળમા સૈકામાં મિથિલા દેશમાં એક બ્રાહ્મણ બાઈને પુત્ર આવ્યો બાળકનું રૂપ જોઈને એને મનમાં ઊગી નીકળ્યું કે આ બાળક મહાન પંડિત થશે. અંતરમાં આવી શુભ ભાવના પ્રગટ થઈ એટલે તે ગરીબ સ્ત્રીને દાઈને કંઈ આપવાનું મન થયું, પણ પાસે કંઈ હતું નહિ. તેણે દાઈને કહ્યું, "બાઈ! આજે મારી સ્થિતિ તદ્દન કંગાલ છે, હું તને કાંઈ આપી શકું એવી સ્થિતિમાં નથી, પણ આજ મેં એવો નિશ્ચય કર્યો છે કે મારો આ બાળક પ્રથમવાર જે કમાઈને લાવશે તે હું તને આપી દઈશ.",

બાળક પાંચ વર્ષનો થયો. એના પિતા ગરીબ હતા પણ બહુ વિદ્વાન! આ બાળકમાં પણ જ્ઞાનના સંસ્કાર પ્રગટ થવા લાગ્યા એક વખત દેશના રાજાએ આ ગામના નાકે મુકામ કર્યો અને ઘણા બાળકો રાજા કેવો હશે એ જોવા ગયા. રાજા વિદ્યાવિલાસી હતો. તેણે આ બાળકને પ્રેમથી પૂછ્યું.

"વત્સ! તને કંઈ ગાતાં આવડે છે?"

છોકરાએ જવાબ આપ્યો, "મહારાજ! કોઈની બનાવેલી કવિતા ગાઈ સંભળાવું કે હું કવિતા બનાવીને ગાઉં?"

આ સાંભળીને રાજાને ખૂબ નવાઈ લાગી. તેણે, કહ્યું, "બેટા, હજુ તારી ઉંમર નાની છે. તું કવિતા શું બનાવી શકે? મારી મશ્કરી તો નથી કરતો ને?"

બાળકે નમ્રતાથી જવાબ આપ્યો, "રાજન્! વિદ્યાની બાબતમાં ઉંમરનો સવાલ નથી. ભલે મારી વય પાંચ વર્ષની રહી, પણ હું આખા ત્રિભુવનનું વર્ણન કરી શકું એમ છું."

અને પછી તેણે રાજાની આજ્ઞાથી, વેદમાં આવેલા એક શ્લોકની એક લીટી લઈને બાકીની પોતે બનાવી. નાના મેવા આ સુંદર કાવ્યમાં રાજાનાં તેણે યશોગાન ગાયાં. રાજા પ્રસન્ન થયો અને ખોબો ભરીને સોનામહોર તથા થોડાં કીમતી રત્નો આપ્યાં. છોકરો આ લક્ષ્મી લઈને ઘેર આવ્યો કે તરત જ માતાએ કહ્યું.—

"બેટા, બહાર ઊભો રહેજે. આ ધન ઉપર આપણો અધિકાર નથી"

માતાને દાઈને આપેલું વચન યાદ આવ્યું. મા-દીકરો પેલી બાઈને ત્યાં ગયાં અને માતાએ કહ્યું, "બાઈ! આ પુત્રના જન્મપ્રસંગે મેં તને જે વચન આપ્યું હતું એનું પાલન કરવા હું આવી છું. આ ધનનો કૃપા કરીને સ્વીકાર કર"

દાઈને વચન યાદ આવ્યું, પણ આ ગરીબ સ્ત્રીની અદ્ભુત વચન પાળવાની શક્તિ જોઈને એની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં. એના અંતરમાં પણ શુભ ભાવના પ્રગટ થઈ. જનસેવા માટે તેણે આ દાનનો ઉપયોગ કરવાનો તરત જ નિશ્ચય કર્યો અને આશીર્વાદ આપતાં કહ્યું,

"માતાજી, ધન્ય છે તેમને તમારો આ બાળક અમર રહે એમ હું ભગવાનને પ્રાર્થના કરું છું."

આ પૈસામાંથી પેલી દાઈએ તળાવ બંધાવ્યું. આજે પણ એ તળાવ 'દાઈના તળાવ'થી પ્રસિદ્ધ છે અને આ બાળક ભવિષ્યમાં મહાવિદ્વાન શંકર મિશ્રના નામથી પ્રસિદ્ધ થયો.

કહેવાનો અર્થ એ છે કે ઉમળકાથી આપેલું દાન, લેનાર તથા દેનાર માટે કલ્યાણદાતા બને છે પછી ભલે તે એક પૈસો હોય કે પચ્ચાસ હજાર રૂપિયા હોય.

ॐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

વાર્ષિક લવાજમ : હિંદ બહાર

રૂા. ૫-૩-૦ તંત્રી : મગનભાઇ છોટાભાઇ દેસાઇ રૂા. ૭-૮-૦

## વિષય સૂચિ



જરૂરી સૂચનાઓ—

૧ ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઇએ, અને પોતાનો ગ્રાહક નંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઇ પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઇએ વી. પી. મગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી. પી અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે, માત્ર વી. પી મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે

લખો :—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો નં ૧ અમદાવાદ.



શ્રી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ, સલાપસ ક્રોસરોડ, અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
દેસાઈ મગનભાઈ છોટાભાઈ

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ ક્રોસરોડ, મોતી વિલા બં. નં. ૧ અમદાવાદ



सत्सांग नन्नपत्परात्मविषये भक्तिं समुद्धर्षयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुत्तमं प्रशमयत्तान्दर्शयत्सद्गतिं, संगात खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥



# પ્રીતમના પ્રેમીઓની પરિભાષા



( ઝૂરી મરું છું નાથ ! દર્શનને કાજે ..રાગ )

પ્રીતમની પ્રીત જાણે પ્રીતમના પ્રેમીઓ,
અબોલા બોલ કેરી વાત રે (૨)
પ્રેમીની ભાષામાં ફેર છે...પ્રીતમની...(૧)

નહિ કક્કો કે નહિ બારાખડી,
નહિ વ્યંજન-સ્વર સાથ રે (૨)
પ્રેમીની ભાષામાં ફેર છે...પ્રીતમની...(૨)

ક્રિયા છતી પણ કર્તા સમજાય ના,
કર્મનો થઇ જાતો નાશ રે (૨)
પ્રેમીની ભાષામાં ફેર છે...પ્રીતમની...(૩)

પૂર્ણ-અપૂર્ણ કે અલ્પવિરામ ના,
આશ્ચર્ય-પ્રશ્નો અપાર રે (૨)
પ્રેમીની ભાષામાં ફેર છે...પ્રીતમની...(૪)

પ્રેમીની ભાષામાં સંધિ જરૂરની,
'પુનિત' પ્રભુનો મિલાપ રે (૨)
પ્રેમીની ભાષામાં ફેર છે...પ્રીતમની...(૫)



શ્રી 'પુનિત'

# સંપાદકીય

સહૃદય ગ્રાહકોની સેવામાં આ સાતમો અંક નિવેદિત થાય છે

ગ્રાહકોને જણાવવાનું કે હજુ કાગળના સંજોગો સુધર્યા નથી સરકારી કાયદા પ્રમાણે અંકને ન્યુઝપ્રિન્ટ કાગળોમાં છાપવો પડે અને તે કાગળો પણ વહેલેથી ઑર્ડરો આપી રાખવા છતાં ટાઈમસર મળી શકે નહિ આવી પરિસ્થિતિ હોવાને લીધે અંક બહાર પાડવામાં વિલમ્બ થાય એ અનિવાર્ય છે આને લીધે અને અંકના કાગળો માટે જે ભાઈઓને પરિસ્થિતિનો ખ્યાલ નથી તેઓ ફરિયાદો કરવા પ્રેરાય એ સ્વાભાવિક છે પણ તેઓએ એ પણ સમજવું જોઈએ કે આમાં દરેકને સંજોગોને આધીન થવું પડે છે ત્યારે પહેલાંની માફક કાગળોની છુટ થશે અને ન્યુઝપ્રિંટ વાપરવાનો કાયદો દૂર થશે ત્યારે 'વિશ્વમંગલ' માટે કશું કહેવાનું રહેશે નહિ તો દરેક ગ્રાહકબંધુઓને એટલી વિનંતિ છે કે તેઓ હાલના વિષમ સંજોગો પૂરતી ધીરજ રાખે

ગયા અંકમાં નવનીત કેલેન્ડર માટે અને સૌભાગ્યસૂર્યોદય પુસ્તક માટે જે જણાવવામાં આવેલ હતું અને આ અંકમાં જે જણાવેલ છે તે કેલેન્ડર અને પુસ્તક લગભગ હોળી સુધીમાં તૈયાર થઈ જશે જેઓને તે ખરીદવાનાં હોય તેઓએ તે સમય દરમ્યાન પોતાની માગણી મોકલી આપવી જરૂરી છે

આ અંકમાં જે રામનામની યોજના આપવામાં આવેલી છે તે અનુસાર શાખાઓ મારફત જેઓ રામનામનો પ્રચાર કરવા ઈચ્છતા હોય તેઓએ વિશેષ વિગતો માટે રામનામ વિભાગના વ્યવસ્થાપક સાથે પત્રવ્યવહાર કરવો.

આવતા અંકમાં દીપોત્સવી સંબંધી ભાવના અને કર્તવ્યને નિરૂપતા પ્રબંધને ખાસ સ્થાન આપવામાં આવશે આ વિષયના લેખકોને પોતાની કૃતિ મોકલી આપી સહકાર આપવા વિનંતિ છે

**<u>શ્રી કલ્યાણ ગ્રંથમાળાના ગ્રાહકોને</u>**

શ્રી કલ્યાણ ગ્રન્થમાળાનું ચોથુ પુસ્તક 'અગમ નાદ' છપાય છે ગ્રાહકોને તે દીપોત્સવી પહેલાં મોકલી આપવામાં આવશે.

વિનીત નિવેદક

મગનભાઈ છોટાભાઈ દેસાઈ


તંત્રી 'વિશ્વમંગલ'

# નવનાથ કથામૃત

લેખક—કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

(ગતાંક પૃષ્ઠ ૫૦૬ થી ચાલુ)

મત્સ્યેન્દ્રનાથ નિત્યમનિમેષચક્ષુ: હતા માને એમ ! નિત્ય નવી કાળમાં અબાધિત જ્ઞાનરૂપ દૃષ્ટિ હતી. તથા 'સત્પક્ષસમાશ્રય' સાધુઓના પક્ષનો એમને ઉત્તમ આશ્રય હતો, નહિ કે અસત્ દુર્જન પક્ષનો. તે જ પ્રમાણે 'ઘન પક્ષ્મકૃતિ' એમનું મુખ્ય વર્તન અરણ્ય-માં જ હતું. તેમ છતાં સર્વત્ર તેમનો જે વિહાર થતો હતો તે ભુવન એટલે જગતના લોકોની મતિ પાપરહિત કરવાને ખાતર જ. સાધુઓના સમાગમવડે સત્વશીલ થવાય છે અને સત્સ્વરૂપ પરમાત્માને વિષે નિરતિશય પ્રીતિ ઉપજે છે અને જ્ઞાનદ્વારા મુક્તિ મળે છે, એવું કોઈના સાંભળવામાં નથી ? હવે આર્થાન્તર (એ જ પદના દૃષ્ટાન્ત માટે બીજો અર્થ) જુઓ. "માત્સ્યેન્દ્ર (મોટો મત્સ્ય) પણ નિત્ય અનિમેષચક્ષુ હોય છે. અર્થાત્ નેત્ર મીંચતો નથી. મત્સ્ય જાતિને નેત્રને ઢાંકવાને માટે પાંપણ હોતી નથી અને પાણીને વિષે તેઓ હરહંમેશ ખુલ્લા નેત્રથી ફરે છે. તથા 'સત્પક્ષ સમાશ્રય' ઉત્તમ પંખનો પણ તે આશ્રય કરે છે અને તેઓ પાણીના ઉપર થઈને એકાદ વખત ઊડે છે પણ ખરા. તે જ પ્રમાણે 'વન પક્ષ્મકૃતિ' જળ જ મત્સ્યનું મુખ્ય સ્થાન છે અને 'ભુવન' જે જળ તેને વિષે જ તેનો સર્વત્ર વિહાર (ક્રીડા) થાય છે અને તે પણ જળને 'વિમલ' મેલ વગરનું બનાવવા માટે જ જે જળમાં માછલાં હોય છે તેની નિર્મળતા સુપ્રસિદ્ધ છે. સારાંશમાં કહેવું છે કે, લોકોની મતિ નિર્મળ કરવાને માટે જ, મત્સ્યેન્દ્રનાથ પૃથ્વી ઉપર સર્વત્ર સંચાર કરવાને નીકળી પડ્યા.

મત્સ્યેન્દ્રનાથનું આવું ઉગ્ર તપશ્ચરણ સાત બાર વર્ષ પર્યંન્ત ચાલ્યું. એટલામાં એક દિવસ ભગવાન દત્તાત્રેયનાથના મનમાં પિનાકપાણિ ભગવાન શંકરના દર્શન કરવાની જિજ્ઞાસા ઉદ્‌ભવી અને ત્યાં જઈ ભગવદ્દર્શન કરી કૃતાર્થ થયા. ભગવાન શંકરે પણ તેમનું સ્વાગત-સન્માન કર્યું. કુશળસમાચાર પૂછ્યા ત્યારબાદ દત્તપ્રભુ કામારિ ભગવાન શંકરને સ્તુતિ-પ્રાર્થના-વંદના કર્યા પછી કહે છે કે પ્રભુ! જો આપ પધારો તો બદ્રિકાશ્રમની આસપાસ આવેલા રમ્ય અરણ્યની કુદરતી સૌંદર્ય જોવાની મારી ઇચ્છા થઈ છે. જો કે ભગવાન શંકરથી અજાણ્યો ન હતો. જેથી દત્ત ભગવાન અને શંકર સૃષ્ટિસૌંદર્ય નિહાળતા નિહાળતા એ તપોવનમાં વિચરવા લાગ્યા. એટલામાં બન્ને દેવોની દૃષ્ટિ એક કંટક પર જમણા પગના અંગૂઠાને ટેકવી ઊભા, રહીને તપોમગ્ન થયેલા મત્સ્યેન્દ્રનાથ ઉપર પડી. તેમને જોઈને દત્ત ભગવાન, ભગવાન શંકરને પ્રશ્ન પૂછે છે. "આ કોણ છે ?" ત્યારે ભગવાન શંકર કહે છે; "તમે પૂછીને ખાત્રી કરો ને." એટલે દત્તાત્રેય ભગવદ્-આજ્ઞાને માન્ય કરી મત્સ્યેન્દ્રનાથની આગળ જઈ ઊભા રહ્યા. પરંતુ મત્સ્યેન્દ્ર ધ્યાનમગ્ન હતા એટલે એમને બહારની દુનિયાનું લેશમાત્ર પણ ભાન ન હતું જેથી તેમને જાગૃત કરવા માટે ભગવાન દત્તે પોતાના કંઠના આભરણરૂપ શીંગી નાદ કર્યો જેમ ધ્રુવજી તપમાં આરૂઢ થયેલા હતા ત્યારે એમને જાગૃત કરવા માટે ભગવાન નારાયણે શંખધ્વનિ કરી શંખને કપોલ પર સ્પર્શ કરાવ્યો જેથી ધ્રુવજી જાગૃત થયા, તદનુસાર દત્ત ભગવાને મત્સ્યેન્દ્રને જાગૃત કરવાને શીંગી નાદ કર્યો, જેથી મત્સ્યેન્દ્ર જાગૃત થયા અને દત્તાત્રેયનાથના પરમ પવિત્ર પાદારવિંદમાં સપ્રેમ દંડવત્ પ્રણામ કર્યાં અને ભગવાન દત્તના પાદારવિંદને અશ્રુજળથી અભિષેક કીધો પછી કરસંપુટ કરી પૂછે છે કે "પ્રભુ આપ કોણ ?" ત્યારે દત્ત ભગવાન સ્મિત કરી કહે છે, "અત્રિ મહર્ષિ અને માતા અનસૂયાથી ઉત્પન્ન થએલ બ્રહ્મા-વિષ્ણુ-મહેશ્વરના અંશરૂપ મને જગત દત્ત-આત્રેય તરીકે ઓળખે છે. આ નામ સાંભળતાં મત્સ્યેન્દ્ર બાવરીના થઈ ગયા અને પુન ચરણમાં પડી કહ્યું કે, "ભગવાન મારી વિસ્મૃતિ આપને કેમ થઈ, હવે મારો અંગીકાર કરી મને કૃતાર્થ કરો !"

મત્સ્યેન્દ્રનાથની પ્રાર્થના સાંભળ્યા બાદ દત્ત પ્રભુ કહે છે, "તમારી કામના પૂર્ણ થશે, ચિંતા કરવાનું કશું પ્રયોજન નથી. બાદ પ્રભુએ તેમના મસ્તક પર વરદ હસ્ત મૂકીને કાનમાં મંત્રોપદેશ કર્યો અને તે જ ક્ષણે મત્સ્યેન્દ્રને સચરાચર જગત બ્રહ્મમય દેખાવા લાગ્યું. પછી દત્તાત્રેયે મત્સ્યેન્દ્રને દૃઢ આલિંગન દીધું અને પૂછ્યું, "બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ક્યાં બિરાજે છે ?" ત્યારે મત્સ્યેન્દ્રે કહ્યું, "સત્વ, રજ, તમરૂપ ત્રિગુણ માયાથી દેખાતા ભિન્નભિન્ન પણ અંતે એક, જળ-સ્થળ-કાષ્ઠ-પાષાણાદિમાં સર્વત્ર હું તે ઈશ્વરને જ (બ્રહ્મને જ) વસતી રહેલ ભાળું છું." આથી દત્ત પ્રભુને નિરતિશય આનંદ થયો.

સજ્જનો ! જોયું ને ! કે પૂર્વજન્મના કવિ નારાયણ નામ-ધારનારી પુરુષને-જન્મમાં પણ શંકર ભગવાને જેમને જ્ઞાનદાન દીધું છે, એવા મહાપુરુષને પણ આજે ગુરુ કરવા પડે છે કારણ કે:-

'ગુરુ બિન જ્ઞાન ન હોય, સમજ મન ગુરુ બિન.
ગુરુ બિન મૂઢ અજ્ઞાની મૂરખ, ઉંમર સઘળી ખોય.
સમજ મન ગુરુ બિન જ્ઞાન ન હોય.'

તદનુસાર અહીં મત્સ્યેન્દ્રનાથે પણ ભગવાન દત્તની પાસે દીક્ષા લીધી રામ કૃષ્ણ જેવા અવતારી પુરુષોને વસિષ્ઠ, વિશ્વામિત્ર અને સાંદીપનિ મુનિ પાસે જઈ દીક્ષા લેવી પડી હતી. કેમ કે સદ્‌ગુરુ વિના સદ્‌જ્ઞાનની કદી યે પ્રાપ્તિ થતી નથી. માટે દરેકે ગુરુ કરવાની ખાસ આવશ્યકતા છે છતાં હાલના ફુલ્લતર કલિ કાળમાં એ પ્રણાલિકા સદંતર અટકી પડવા જેવી થઈ ગઈ છે આના જવાબમાં કોઈ કહે છે કે હમણાં વિદ્યાર્થીઓ સ્કૂલમાં વિદ્યાભ્યાસ કરવા જાય છે અને આમ કેમ લખ્યું છે ? પરંતુ બાપલાં ! પ્રથમના ભણતરમાં અને હાલના ભણતરમાં (vast difference) હોય છે ઘણો જ ફેર હોય છે એટલે કે પહેલાં બાળકને જે જ્ઞાન મળતું એથી બાળકનું જીવન સ્વાશ્રયી બનતું અને હાલ જે જ્ઞાન મળે છે એથી બાળકનું જીવન વિલાસી બને છે અને એ સૌના સમજવામાં સ્પષ્ટ પણે આવ્યું છે—

'ગુરુગૃહે ભણવા જતા કૃષ્ણ કૃષ્ણ જેવા શિષ્ય ક્યાં ?
નિઃસ્વાર્થ વિદ્યા આપનારા સાંદીપનિ ગુરુ ગુરુ ક્યાં ?
જ્યારે હાલ તો—

'વિદ્યાતણું અધ્યયન કરવા જે જતા ગુરુ-આશ્રમે
તે હીન્દુપુત્રો ધર્મ ભૂલી હાલ હોટલમાં જમે
આચારને વિચારનું વળી ભાન કોઈને નવ રહ્યું,
રે હિન્દુપુત્ર વિચારી જો હિંદુત્વ તારું ક્યાં ગયું !
સાત્ત્વિક ભૂલી ભોજન વિદેશી વ્હાલથી સ્વીકારિયાં
બળ-બુદ્ધિ દાતા પય તજી ચા કૉફી નિપેયો સેવિયાં
ભૂતસર્ગ મન્ત્ર ભોળ ગીને તમ્બાકુસેવન તે કર્યું
—રે હિંદુપુત્ર !
શિખા જટા આદિ તજી ગપ્પાં મચ્યાં તે બાબરાં
અંગે સુગંધી તેલ લેપનમાં ન તેં રાખી મણા
વિસારીને શુભ પાદુકા બુટ સ્ટોકીંગે મન તુજ ગયું
—રે હિંદુપુત્ર !
માતા પિતા આચાર્યની આજ્ઞા-પૂજા સૌ પરહરી
ડેમ ફુલ રાસ્કલ આદિ શબ્દો બોલવા હિંમત ધરી
ઉપદેશ પ્રેમી મહાત્મનો લેવા કદી ના ચિંતવ્યું
—રે હિન્દુપુત્ર !
ધર્મો ભૂલી કર્મો ભૂલી આચાર પણ એહ ભૂલી
સંધ્યા-પૂજાદિ નિત્યકર્મોને, દીધી તિલાંજલિ
સુધરેલ સુધારક બનાવી ગુરુતત્ત્વ તો ચાલ્યું ગયું
—રે હિન્દુપુત્ર !

'સજ્જનો ! પ્રથમ નિઃસ્વાર્થ ભાવે વિદ્યાનું દાન અપાતું, જ્યારે હાલ જ્ઞાન-દાનની લ્હાણી જુદી રીતથી થઈ રહી છે એ કંઈ સમાર બજાવ્યું નથી. પહેલાંનો વિદ્યાર્થી ગુરુ માટે પ્રાણનું બલિદાન આપવા તૈયાર હતો જ્યારે હાલનો વિદ્યાર્થી કેવો છે તે તમારા હૃદયને પૂછી જુઓ. આ હવે ક્યાં છે એ ગુરુભાવ અને એ શિષ્યવૃત્તિ. મેકોલે મહાશયના ભણતરે તો ભારતમાંથી આર્યત્વ મીટાવી દીધું છે પહેલાંના વૃદ્ધોને પૂછો કે તમો જન્મ્યા ત્યારે અને હાલના ભારતમાં તમને કંઈ ફેર દેખાય છે એટલે તરત જ તેનો આત્મા કકળી ઉઠશે અને કહેશે કે સજ્જનો તે જીવવા લાયક હાલની દુનિયા રહી નથી.

આજ આર્યાવર્તના જ આર્યો આર્યત્વને ભૂસી નાખવા ફરજ બજાવી રહ્યા છે આદર્શ સિદ્ધાંતોને તિલાંજલિ આપી રહ્યા છે અને દિનપ્રતિદિન વિદેશીઓનું અંધ અનુકરણ કરી આર્યત્વ ગુમાવી દઈ અનાર્યત્વમાં ફસાતું થઈ રહ્યા છે અને નેસ્તાનાબુદ થઈ પોતાને ન સમજાય એ સૂત્રાનુસાર ઉપરથી ગર્વ કરે છે કે ભારત ફરીને ચો ફેર આગળ વધી રહ્યું છે અફસોસ કે તેને પોતાની ભૂલ ન સમજાય સમજના-હેતુ આવી ઉભી જાય છે, તેમ તેને માટે પણ બન્યું છે નહિતર વિશ્વવંદનીય ભારતના ટુકડા ન થાત. આજે વિશ્વના માનવીઓ ભારતીય આર્ય સંસ્કૃતિને પગે પગે વખાણે છે અને રામાયણ મહાભારત, ગીતા અને વેદ-વાંચન એના તરજુમા પોતપોતાની ભાષાઓમાં છપાવે છે અને વાંચી-વિચારી ચિત્રવત્ થઈ જાય છે કે, અહો ! ભારત કેવો હતો ! જ્યારે આધુનિક જમાનામાં ખુદ આર્યો કહે છે કે આ સદંતર ખરાબ છે વળી ચંચલ ચિત્તવાળા ભાઈબેનો આપણા એ મહાન ધર્મગ્રંથોને કલ્પિત વાતો કહે છે અને રૈનોલ્ડ્‌ઝ મિલ્ટન અને શેક્સપીયરનાં પુસ્તકો વાંચે છે તે બદલ અમારો વિરોધ નથી કારણ કે અમે તેની પાસેથી પણ સદ્‌જ્ઞાન મેળવવું એ જ અમારો માનવધર્મ છે પરંતુ દુઃખદ વાત એ છે કે તેઓ આપણી આર્ય સંસ્કૃતિને વગર વિચાર્યે વગોવે છે એ તો ન જ જોઈએ ઓહો આપણા પૂર્વજો કેવા મહાન હતા, ભારત કેવો મહાન હતો અને ભારતીય ભાઈબેનોમાં કેવી ધીરતા અને વીરતા હતી અને આર્યત્વના આદર્શોથી એ શણગારેલા હતા, જ્યારે હાલ એમાનું કંઈ દ્રષ્ટિગોચર થતું નથી આજનું આર્યાવર્ત આર્યત્વના સિદ્ધાન્તોથી ચૂકી અનાર્યત્વમાં ડગલું દઈ રહ્યું છે, માટે મારા પ્યારા ભાઈઓ ! જાગો અને જુઓ કે તમારું સ્થાન ક્યાં છે !

'જાગો ! જાગો ! નર-નારી જગમાં ધર્મ તમારો જાય,
ધર્મ તમારો જાય કિંમત કોડી ના અંકાય
જાગો જાગો નર-નારો જગમાં ધર્મ તમારો જાય.
(ચાલુ)

# પ્રભાતનાં પુષ્પો

લેખક—શ્રી વજુ કોટક

ઘણાં માણસો ફક્ત મનોરથોની દુનિયામાં જ ફરતાં હોય છે. એમનું મન રોજ નવા નવા નિશ્ચયો કરતું હોય છે આજે આ કરવું છે, કાલે પેલું કરવું છે અને આટલા વખતમાં આ વસ્તુ પાર પાડવી છે એવા વિચારોનું ભરતકામ કર્યા જ કરે છે પણ આવી તરંગી દુનિયામાં વસનારા માનવીઓમાં એક ખાસ ખુબી હોય છે અને તે એ કે એમનું મન દોડે છે, બુદ્ધિ દોડે છે, પણ હાથપગ કંઈ કામ કરતા નથી! નિશ્ચય કર્યા પછી કામ કરવા માટે જે બળ જોઈએ એ એમની પાસે નથી, અને એક વસ્તુ પકડીને એમાં આરપાર ઊતરી જવાની તાકાત નથી. મનોરથની સાથે જો રચનાત્મક શક્તિનાં ચક્રો ન હોય તો એ રથ આગળ વધતો નથી. મનના રેશમી પડદા ઉપર અનેક જાતનાં ચિત્રો આકાર લેતાં હોય, પણ જ્યાંસુધી ચિત્રકાર હાથમાં પીંછી લઈને મહેનત કરતો નથી, ત્યાંસુધી એ કલાકારની કોઈ કિંમત કરતું નથી. અંતરના તાર ઉપર કાવ્યની ઝણઝણાટી ઊઠતી હોય પણ કવિ જ્યાંસુધી શબ્દોની સુરાવટ ગોઠવતો નથી ત્યાં સુધી કોઈ એને ઓળખી શકતું નથી.

પ્રેરણા પાછળ પરસેવાનું પાણી ન વહે તો એ પ્રેરણા થોડા વખતમાં જ રણ જેવી બની જાય છે.

ઘણાં માણસો ફરિયાદ કરે છે કે અમારી યોજનાઓ મહાન છે, અમારા વિચારો જગતને આંજી નાખે એવા છે, પણ શું કરીએ, સંજોગો નથી, અનુકૂળ વાતાવરણ નથી અને અમને કોઈ પ્રોત્સાહન આપનારા નથી. જે બુદ્ધિશાળી લોકો કંઈ કરવા નથી માગતા અથવા તો કાર્ય કરવાની શરૂઆતથી ડરે છે, એ જ લોકો આવા સત્વહીન શબ્દો ઉચ્ચારે છે અને હાથ જોડીને એક ખુણે બેસી રહે છે. પણ સત્ય હકીકત તો એ છે કે મહાન કાર્ય કરવા માટે કદી પણ અનુકૂળ સંજોગો મળતા નથી. પ્રતિકૂળ સંજોગોની સામે જ સર્જકની શક્તિ સદા ખીલી ઊઠે છે. જેમ જેમ આફતોના પહાડ તૂટતા જાય છે તેમ તેમ એની શક્તિ પ્રચંડ સ્વરૂપ ધારણ કરે છે અને કાર્યની સિદ્ધિ માટે એ ઝઝુમે છે. નદી જ્યારે પહાડમાંથી નીકળે છે ત્યારે તે એમ નથી કહેતી કે "મારી સામે પથરા પડેલા છે, હું કેવી રીતે આગળ વધીશ!" એ તો રસ્તા ઉપર પડેલા પથરાઓ સામે માથું ઝીંકે છે, તોફાન કરે છે, પોતાનો પ્રવાહ વેગવંતો બનાવે છે અને આખરે પથરાની છાતી વિંધીને સાગરને ભેટી પડે છે. કિનારા ઉપર કાળમીંઢ પથ્થરના પહાડ ઊભા છે એ જોઈને દરિયાનાં મોજાંઓ અર્ધે રસ્તેથી પાછાં ફરી ગયાં હોય એ જાણ્યું નથી, આકાશમાં ચારે બાજુ ઘનઘોર વાદળાં છે અને તેથી મારો પ્રકાશ પૃથ્વીના પટ ઉપર નહિ પહોંચે એવો ભય રાખીને સૂર્યે પોતાનું મોં 'છુપાવ્યું' નથી અને અમે ખીલી ઊઠીશું તો કોઈ માળી અમને ચૂંટી જશે, એવો ડર ગુલાબની કળીઓએ રાખ્યો નથી.

જેને કંઈ કરી બતાવવું છે, પ્રકાશવું છે, ખીલી ઊઠવું છે અને આગળ વધવું છે એને કદી પણ પ્રતિકૂળ સંજોગોની શરમ લાગતી નથી. વિજય મળે કે પરાજય એની પરવા કર્યા વિના એ પોતાની અખંડ શક્તિને કામે લગાડી દે છે. ઇતિહાસને પાને નોંધાયેલા એવા કયા મહાપુરુષના માર્ગ ઉપર ગુલાબના સુંવાળા બગીચાઓ બિછાવેલા હતા, એ કોઈ કહેશો! ભગવાન બુદ્ધ જ્યારે ગૃહત્યાગ કરીને મધરાતે નીકળી પડયા, ત્યારે તેમણે વિચાર પણ કર્યો ન હતો કે બહાર ચાંદનીનું અપૂર્વ તેજ પથરાયેલું હોય તો સારું! ઇસુ ખ્રિસ્ટ, મહંમદ પયગમ્બર કે મહાવીર પ્રભુ માટે, શરૂઆતમાં કોણ કહે છે કે અનુકૂળ સંજોગો હતા!

આમ કરીશ તો લોકો હસશે, તેમ કરીશ તો બીજા નારાજ થશે અને યોજનાઓ અમલમાં મૂકવા માટે હજી સંજોગો આવ્યા નથી, એવા વિચારો કરનારા કલ્પનાઓના ઘર કરી શકતા નથી કોઈ પણ કાર્ય કરવા માટે જીવનમાં ડગલે અને પગલે મુશ્કેલીઓ તો ઊભી રહેવાની છે. નાની એવી આફતથી ગભરાઈ જવાનો ડર રાખનારા ભલે ગમે એવા બુદ્ધિશાળી હોય, ભલે ગમે એવા એમના સુંદર વિચારો હોય પણ એ બધું નકામું છે. એમના વિચારો કાગળનાં ફૂલ જેવા છે, જેમાં સૌંદર્ય છે પણ સુગંધ નથી.

વિચારોમાં સુગંધ તો ત્યારે જ પ્રગટે કે જ્યારે એમાં શક્તિનું થોડું સિંચન કરવામાં આવે. બીજ ભલે ઉત્તમ કોટિનાં હોય, પણ જો એના ઉપર યોગ્ય મહેનત કે માવજત કરવામાં નહિ આવે તો એ કોઈ દિવસ આકાર નહિ પામે.

અનેક જાતના વિચારો કરીને બેસી રહેવા કરતાં, એક જ વિચારને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરવો એ કલ્યાણકારી માર્ગ છે. એક જ વિચારની પાછળ જીવન સમર્પણ કરનારો વર્ગ જ અનેક જાતની સિદ્ધિ પામે છે. આચાર વિનાનો વિચાર ગમે એવો સુંદર હોય, પણ તે, માણસના મન ઉપર સદા અત્યાચાર કર્યા કરે છે. અને પરિણામે એની કાર્યશક્તિને મારી નાખે છે.

હિંદુઓનું બેસતું વર્ષ. સંવત્-૨૦૦૪
ગોવર્ધન, ગોવર્ધનોત્સવ, અન્નકૂટ.
જય શ્રી કૃષ્ણ
સર્વેને સાલ મુબારક હો.

**પ્રભુ પ્રાર્થના**

હે પ્રકાશસ્વરૂપ પરમાત્મન્! અમારાં સર્વ કર્મોના જ્ઞાતા, પ્રભો! અમે આપને વારંવાર નમસ્કારપૂર્વક પ્રાર્થીએ છીએ કે આપ અમોને સદાયે શુભ માર્ગે દોરજો તથા અશુભ અને પાપમાર્ગથી દૂર રાખજો.

'વૈદિક પ્રાર્થના'

આજનો દિવસ મુખ્યત્વે મિત્રોને મળવાનો તેમજ ગુરુજનોને મળીને તેમના આશીર્વાદ લેવાનો છે. નવા વર્ષનો નવો સંકલ્પ અને આખાં વર્ષ અંગેની નિશ્ચિત યોજના પણ આ દિવસે થાય. જે વિચાર કરી શકે છે તે, એક બે કલાક શાન્તિથી એકાંતમાં બેસીને પ્રાર્થનાપૂર્વક નવા વર્ષનો સંકલ્પ અને એને પાર પાડવાની વિગતો મનમાં ગોઠવે, અને જેની આગળ એ જાહેર કરવું ઘટે તેને તે જણાવે અને નોંધપોથીમાં લખી રાખે.

'જીવતા તહેવારો' માંથી

| કાર્તિક સુદ | Novem. |
|---|---|
|  | 13 |
| ગુરુવાર | Thursday |

| | | |
|---|---|---|
| મુ. તા. ૧ | પારસી તારીખ | સૂ. ઉ. ૬-૮ |
| મી. તા. ૨૯ | ૧૧ ખો ૬૬ | સૂ. અ. ૫-૨ |

અહીં એ વાતનો ખ્યાલ રહેવો જરૂરી છે કે આજનું મિલન એ સ્નેહભાવનું મિલન છે. એક જ દિવસનું મિલન કરીને શિષ્ટાચારને ખાતર પ્રણામ કરવા એ તો આડંબર છે ભગવાન પ્રેમદેવનું એ ભયંકર અપમાન છે આજના પવિત્ર દિવસે આપણે આપણાં ભૂતકાલના વેરઝેરને ભૂલી જઇએ અને ભવિષ્યમાં પણ પ્રેમ કાયમ ટકી રહે તેવું અપૂર્વ મિલન કરવું જોઇએ એવા સ્નેહ-મિલનવડે હૃદયમાં

ખાસ નોંધ

જે શાન્તિ અને આનંદ પ્રાપ્ત થશે તે આખાયે વર્ષ માટે આશીર્વાદરૂપ નિવડશે

મત-પંથ-ધર્મ વગેરેનાં વેરઝેર પણ આપણે હવે ભૂલી જવા જેવાં છે જ્યારે સમગ્ર માનવ સમુદાય દૃષ્ટિમાં હોય, જ્યારે સમગ્ર જાતિ નષ્ટ-ભ્રષ્ટ થવા બેઠી હોય અને જ્યારે સમગ્ર દેશ પર મહાન આપત્તિઓ આવી પડી હોય ત્યારે આન્તરિક વેર-ઝેરને ન ભૂલનારાઓને બહુ પસ્તાવું પડે છે આપણી જાતિ, દેશ અને ધર્મને ખાતર આજે આપણા ધાર્મિક વિતંડાવાદને સત્વર દૂર કરી દેવા જોઇએ. કારણ કે એમાં સાચો ધર્મ સમાએલો નથી

**ધર્મમાં શું છે?**

"છે શુદ્ધ વર્તન આચરીને સમજવાનું ધર્મમાં, મંદિરને મસ્જીદના ઝગડા નથી કાંઇ ધર્મમાં, મનમાં ભરી છીટા અને કાજલ લગાડો ધર્મમાં તો છીટાના ટુકડા વિના જોયું તમે શું ધર્મમાં?"

દી. પં. ધર્મમાંથી

નોંધ—આ છાપેલ નમુના મુજબની સાઇઝમાં એજ કાગળમાં દ્વિરંગી છપાઇથી દરરોજ જુદાં જુદાં પુસ્તકમાંથી લીધેલ લખાણ મુજબ નવનીત કેલેન્ડર બહાર પાડવાનું છે. તેમાં તિથિ અને તારીખો લાલશાહીમાં છાપેલ હશે અને દરરોજ સહેલાઇથી પાન ફેરવી શકાય તેવી યોજના રાખેલ છે. ઉપરાંત લેખકનું સુંદર ચેન્ડ દરરોજ તમારી નજર સામે રહી શકે તેવી રીતે તૈયાર કરવામાં આવશે. આપ તેને ખરીદી આવી સુંદર વસ્તુનો લાભ લેશો

## શ્રી 'પુનિત' મહારાજની

# શ્રી રામનામપ્રેમી મંડળોને આગ્રહભરી અપીલ

વિશ્રામ મહલના પ્રેમી વાચકોને સુવિદિત છે કે પરમકૃપાળુ પરમાત્માની પ્રેરણાથી કેવળ ભગવન્નામ પ્રચારના શુભાશયથી પ્રેરાઈને શ્રી ભક્તિમાર્ગ કાર્યાલયે, કેટલાં કેટલાક વર્ષોથી શ્રી રામનામ બેન્કની સ્થાપના કરી છે મને જણાવતાં આનંદ થાય છે કે અત્યારે પ્રસ્તુત બેંકની લગભગ ૧૨૫ ઉપરાંત શાખાઓ નિસ્વાર્થભાવે, જુદા જુદા કેન્દ્રોમાં પ્રચાર-કાર્ય કરી રહી છે તેમ છતાં પણ હજુ વધુ પ્રચાર થાય એવી મારી હાર્દિક ભાવના છે માટે બહારગામની રામનામપ્રેમી મંડળીઓના ભક્તો, પ્રમુખો મંત્રીઓ યા વ્યવસ્થાપકો તેમજ બહારગામના અન્ય ઈશ્વરનામાનુરાગી ઉત્સાહી-સેવાભાવી ભાઈઓને હું તમામ સ્નેહ આગ્રહપૂર્વક વિનમ્ર પ્રાર્થના કરું છું કે તેઓ, પોતપોતાના ગામમાં, શ્રી રામનામ બેન્કની શાખા ખોલી, અમને, અમારી વિશુદ્ધ યોજનાઓમાં, પ્રેમપૂર્વક સહકાર આપી આભારી કરશે

આ બેન્કની યોજનાઓની ટૂંકી માહિતી નીચે મુજબ છે —

(૧) ૫૧૦૦૦) રામરામ લખવાની, ખાનાંવાળી નોટની કિંમત ૦-૪-૦ છે તે નોટ એક માસમાં લખીને પાછી આપનારને ખરેખર ગુજરાતના જાણીતા હરિકીર્તનકાર પૂ. શ્રી 'પુનિત મહારાજ વિરચિત, ભક્તિ ઝરણાં નં. ૧ થી ૨૦ ભાગમાંથી ગમે તે એક ભાગ મફત મળશે. અથવા પૂ. શ્રી પુનિત' મહારાજનો મોટો રંગીન ફોટો મફત મળશે બહારગામવાળાઓએ ૦ ૬ ૦ની ટીકીટો બીડવી

(૨) ૧૨૫૦૦૦) રામરામ લખવાની ખાનાંવાળી નોટની કિંમત ૦-૮- છે તે નોટ બે માસમાં લખીને પાછી આપનારને પૂ. શ્રી પુનિત મહારાજનો મોટો દર્શનીય ત્રિરંગી ફોટો મફત મળશે બહારગામ વાળાઓએ ૦—૧૦—૦ની ટીકીટો બીડવી.

(૩) ૫૧૦૦૦) રામરામ લખવાની ખાનાંવાળી પાંચ નોટોની કિંમત ૨- -૦ છે તે લખીને પાછી આપનારને 'શ્રીપુનિતકાવ્યકુંજ' નો ગમે તે એક ભાગ મફત મળશે 'શ્રીપુનિતકાવ્યકુંજ' ના કુલ ચાર ભાગ છે પહેલા ભાગમાં 'ભક્તિ ઝરણાં ભાગ ૧ થી ૫ બીજા ભાગમાં ભક્તિ ઝરણાં ભાગ ૬ થી ૧૦ ત્રીજા ભાગમાં ' ભક્તિ-ઝરણાં ' ભાગ ૧૧ થી ૧૫ અને ચોથા ભાગમાં ભક્તિ—ઝરણાં ભાગ ૧૬ થી ૨૦નો સમાવેશ કરવામાં આવ્યો છે પાકા પૂંઠાવાળા 'પુનિતકાવ્યકુંજ' ને ત્રિરંગી ફોટા સોનેરી સુવાક્યો સુંદર બાઈન્ડીંગ વિગેરેથી સુશોભિત બનાવવામાં આવ્યું છે ભજનો કાયમ માટે તિજોરીની જેમ સચવાય એ દૃષ્ટિએ આ પુસ્તક ચોક્કસ વસાવવું જ જોઈએ બહારગામવાળા ભાઈઓએ રૂા ૧—૮—૦ મનીઓર્ડર દ્વારા મોકલવો.

શાખા ખોલવા સબંધી તમામ પત્રવ્યવહાર, શ્રી 'પુનિત' મહારાજ રાયપુર અમદાવાદ અથવા શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય પો. બો. નં ૬ અમદાવાદ એ સરનામે કરવા વિનંતિ છે

બેન્કની યોજનાઓ બેન્કનો ઈતિહાસ બેન્કના ઉદ્દેશો બેન્કની શાખાના નિયમો બેન્કની સત્તાવાર સ્થાપના વિ. વિ માહિતી માટે ઉપરના ગમે તે સરનામે, પત્ર લખીને વિસ્તૃત સૂચિપત્ર મંગાવવા કૃપા કરવી.

(ખાસ નોંધ —શાખા ખોલનારાઓને બેન્કના નિયમ મુજબ પૂ. શ્રી 'પુનિત' મહારાજના ભજનોની ચોપડીઓનો લાભ મફત મળે એવી વ્યવસ્થા કરી છે તેમજ શાખા ખોલનારને બીજું કોઈપણ જાતનું નુકશાન નથી.)

ફરી આ અપીલને શાંતિપ્રેમી સજ્જનો પ્રેમપૂર્વક વધાવી લેશે એવી આશા રાખું છું

## યૌગિક જીવન

શરીરને આરોગ્યવંતુ બનાવવા માટે યોગમાર્ગમાંથી ઉપયોગી થાય તેવી ક્રિયાઓ મુદ્રાઓ આસનો, પ્રાણાયામ તેમજ બીજા કુદરતી ઉપચારો આમાં બતાવવામાં આવેલા છે નિત્ય વ્યવહારને લગતી પણ આરોગ્યપ્રદ સૂચનાઓ અને અનુભવો આમાં આપવામાં આવ્યા છે આરોગ્યનું રક્ષણ કરવા માટે આ પુસ્તક ખુબ ઉપયોગી છે કિ રૂા ૧-૮-૦

[ અંક પૃષ્ઠ ૫૦૮ થી ચાલુ ]

## વર્ણાશ્રમધર્મ

" માણસના જીવનમાં મુખ્ય જરૂરીઆત એ છે સારા સંસ્કાર અને તેની કેળવણી અને સારો અને સરતો ખોરાક. થોડી વસ્તી હોય ત્યારે એ બાબત ઉપર ઠીક ધ્યાન આપી શકાય છે પણ વસ્તી વધી પડે ત્યારે એ બાબત ઉપર પૂરતું ધ્યાન આપી શકાતું નથી.

આગળના વખતમાં કાયદા બનાવનાર સત્ત્વગુણી બ્રાહ્મણો, અને સાધુઓ હતા અને રાજ્ય પાલન કરનાર રજોગુણી અને તમોગુણી માણસો હતા. હાલના કાળમાં બહુમતિવાળી પ્રજાતંત્ર રાજ્યો ઉત્પન્ન થયા છે તેમાં કાયદા બનાવનાર રજોગુણી વૃત્તિવાળા અને સત્તાના વખરના હોય છે અને કેટલાક સત્ત્વગુણી માણસોને એ કાયદા પાલન કરવા પડે છે. સત્ત્વગુણી માણસોમાં કુદરતી સંયમ હોય છે, તેઓ ખોટું બોલતા નથી, ચોરી કરતા નથી, તેમને કોર્ટ કે પોલીસની જરૂર પણ પડતી નથી. તેમના હાથમાં કાયદા કરવાનું કામ આપવામાં આવે તો લોકોમાં નીતિ કેવી રીતે વધે તેવા કાયદા કરે, અથવા કેળવણી એવા પ્રકારની કરે કે જેથી માણસ અનીતિ કરતાં અટકે. હાલના કાળમાં કાયદા અને અંકુશ વધી ગયા છે અને તે ઉપરાંત અનીતિ પણ વધી ગઈ છે.

વળી કાયદા કરતાં પહેલાં માણસના જીવનનો હેતુ નક્કી કરવો જોઈએ અને તે પ્રમાણે કાયદા કરવા જોઈએ. માણસના જીવનનો હેતુ સુખ મેળવવાનો છે પણ સુખ કેટલા પ્રકારનાં છે અને તેનાં સાધન કયાં છે તે બાબતનું જ્ઞાન કાયદા ઘડનારમાં હોવું જોઈએ. હિંદુસ્થાનમાં ૪ પુરુષાર્થ માનવામાં આવેલા છે. એટલે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. તેમાં પહેલા ત્રણનું ફળ અનિત્ય છે, અને ચોથા પુરુષાર્થનું ફળ નિત્ય છે. તેમાં જેને જે પુરુષાર્થ કરવો હોય તેને માટે પૂરતું છૂટ જોઈએ. બહુમતિનાં રાજ્યોમાં બધાને લાભ માટે તૈયાર રહેવાનું શીખવવામાં આવે છે. તેવું આપણા દેશમાં બનશે તો મોક્ષ માટે કોઈ તૈયાર થઈ શકશે નહિ, બધા આળસુ થઈ જશે નહિ અને બધા ક્ષત્રિય થઈ શકે નહિ. ડેમોક્રસીના નેતાઓ પોતે જેવા હોય તેવા બધાને બનાવવાનું કરશે તો સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા બરાબર રહેશે નહિ. મજુરોની પાસે મજુરીની કિંમત હોય છે. શાંતિથી આત્માનું ધ્યાન કરવા માટે જે ફુરસદની જરૂર છે અને તેનાથી જે લાભ થાય છે તે મજુરોના પ્રધાનો સમજી શકશે નહિ તેથી સારો સમાજ કરવા પહેલાં માણસના જીવનનો હેતુ શો છે તે પહેલાં નક્કી કરવું જોઈએ

' આપણે શું કરવાનું છે તે જાણવા પહેલાં આપણે કેવા થવું છે તે જાણવું વધારે જરૂરનું છે.'

યુધિષ્ઠિર રાજા નારદજીને પૂછે છે કે "હું વર્ણાશ્રમના આચાર સહિત મનુષ્યોના સનાતન ધર્મ સાંભળવા માગું છું કે જેથી માણસોને ભક્તિ અને જ્ઞાનની પ્રાપ્તિ થાય

નારદજી—સનાતન ધર્મ મેં શ્રી નારાયણના મુખથી સાંભળેલ છે, હે રાજા ! તે સર્વવેદમય હરિ છે મહર્ષિઓએ રચેલી સ્મૃતિઓ અને ચિત્તને સંતોષ થાય તેવું આચરણ એ ધર્મનું મૂળ છે વળી સત્ય, દયા, તપ, શૌચ, તિતિક્ષા, સ્વાધ્યાય, સરલતા, સન્તોષ, સમદૃષ્ટિ મહાત્માઓની સેવા, અભ્યાસ દ્વારા સંસારી ભોગોની ચેષ્ટાથી નિવૃત્ત થવું, મૌન રહેવું, બધા કર્મનું ફળ વિપરીત કેમ આવે છે તેનો વિચાર કરવો, આત્મચિંતન કરવું, પ્રાણીઓને અન્નનો ભાગ દેવો, બધા પ્રાણીઓમાં અને ખાસ કરીને માણસોમાં ઈશ્વરબુદ્ધિ રાખવી અને મહાત્માઓના આશ્રયભૂત શ્રીહરિનું શ્રવણ, કીર્તન અને સ્મરણ કરવું, તેમની સેવા-પૂજા, નમસ્કાર અને દાસત્વ કરવું અને તેમના પ્રતિ સખ્ય અને આત્મસમર્પણ કરવું. આ ૩૦ પ્રકારના આચરણ એ સંપૂર્ણ મનુષ્યોનો ઉત્તમ ધર્મ કહેવાય છે તેનું પાલન કરવાથી માણસો ઉત્તમ ધર્મવાળા કહેવાય છે.

હે ધર્મરાજ ! સારા સંસ્કારવાળા દ્વિજ કહેવાય છે અધ્યયન, અધ્યાપન દાન લેવું, દાન દેવું તથા યજ્ઞ કરવા

અને કરાવવા એ છ બ્રાહ્મણના ધર્મ છે ક્ષત્રિયોને માટે દાન લેવાનો ધર્મ નથી. ક્ષત્રિયોએ પ્રજાનું પાલન કરવું અને બ્રાહ્મણ સિવાય બીજાને દંડ આપવો અને બીજા પાસેથી કર લેવા

(આ પદ્ધતિ એમ બતાવે છે કે સમાજમાં સંસ્કારી માણસોનું ઘણું માન હતું) વૈશ્યોએ બ્રાહ્મણોનું કહેવું માનવું અને વેપાર અને ખેતીથી પોતાની આજીવિકા ચલાવવી તથા શૂદ્રોએ દ્વિજની એટલે સંસ્કારી માણસોની સેવા કરવી જોઈએ.

બ્રાહ્મણોએ સાદાઈથી રહેવું જોઈએ અને આપત્તિકાળ સિવાય ક્ષત્રિય સિવાય બીજા કોઈ વર્ણના માણસો પાસેથી મદદ લેવી ન જોઈએ. આપત્તિકાળે ગમે તેની મદદ લઈ શકાય છે બ્રાહ્મણે હલકા વર્ણની સેવા કરવી ન જોઈએ. શમ, દમ, તપ, શૌચ, સન્તોષ, ક્ષમા, આર્જવ જ્ઞાન દયા ભગવત્‌પરાયણતા અને સત્ય એ બ્રાહ્મણનાં લક્ષણ છે. શૂરવીરતા, પુરુષાર્થ, ધૈર્ય, તેજસ્વિતા, ત્યાગ, મનોજય, ક્ષમા બ્રાહ્મણોમાં ભક્તિ રાખવી અનુગ્રહ અને પ્રજાનું રક્ષણ કરવું એ ક્ષત્રિયનાં લક્ષણ છે દેવ, ગુરુ અને ભગવાનમાં ભક્તિ રાખવી, ધર્મ, અર્થ અને કામની પુષ્ટિ કરવી, આસ્તિકતા, નિત્ય ઉદ્યમ અને વ્યવહારકુશળતા એ વૈશ્યનાં લક્ષણ છે. ઉચ્ચ વર્ણોને નમ્ર વિનમ્રભાવ રાખવો, શૌચ, સ્વામીની નિષ્કપટ સેવા, ચોરી ન કરવી, સત્ય ભાષણ અને ગાયો અને બ્રાહ્મણોની રક્ષા કરવી એ શૂદ્રના ધર્મ છે

આ પદ્ધતિ જીવમાં સારા સંસ્કાર ઉત્પન્ન કરવા માટે છે જેમ ખરાબ બટાટાને સારા ભેગા રાખ્યા હોય તો બધા બગડે છે તેમ ખરાબ સંસ્કારવાળા ગુંડાઓને સારા સંસ્કારવાળાની વચ્ચે રાખ્યા હોય તો બધાને બગાડે છે તેથી ગુણ-કર્મ પ્રમાણે એટલે સંસ્કાર પ્રમાણે ૪ ભાગ કે જે શાસ્ત્રોમાં બતાવેલ છે તે પ્રમાણે સમાજની રચના થાય તો બધા ઠીક આગળ વધી શકે છે. આખી પ્રજાને લડવા માટે તૈયાર કરવાથી સંસ્કાર સુધરતા નથી વળી પ્રજાસત્તાક રાજ્યમાં બહુમતિનું રાજ્ય હોવાથી બધી પ્રજાને રાજ્યના વિચાર કરવા પડે તો પણ સમાજમાં સુધારો થઈ શકશે નહિ સંસ્કારી માણસો દેશ-કાળના ભેદ માનતા નથી અને ઇતિહાસ અને ભૂગોળને સાચાં માનતા નથી. હાલના કાળમાં બધા દેશોના સંસ્કારની ભેળસેળ થયેલી છે અને લડાઈ થાય ત્યારે વિમાનો અને અણુ બોમ્બ જેવાં શસ્ત્રો પણ તૈયાર થાય છે. તેથી બધા દેશના જુવાનોને એવી લડાઈ કરવાનું જ્ઞાન શીખવું પડે છે. તેનાથી રાગદ્વેષ વધે છે અને સંસ્કાર સારા થતા નથી

મુખ્ય મુશ્કેલી એ છે કે હિંદુસ્તાનની પશ્ચિમે બે મોટા ધર્મ આવેલા છે. એટલે ખ્રિસ્તી અને ઇસ્લામ ધર્મ આવેલા છે. તેમના ધર્મમાં જીવ અને જગત વિષે ચોખ્ખું તત્ત્વજ્ઞાન બતાવ્યું નથી તેઓ મડદાને દાટે છે અને જાણે કે જીવ શરીરને ચોંટેલો હોય તેમ કબરમાં રહે છે એમ માને છે અને બધાનો હિસાબ કયામતને દિવસે થશે તે વખતે તેમાંથી જીવ નીકળીને પોતાના કર્મનો હિસાબ ભગવાનને દેશે ને જીવ બ્રહ્મરૂપ થઈ શકે તેવું માનતા નથી. વળી એ બે ધર્મ ઇતિહાસને માને છે, અને હિંસામાં પણ માને છે. હિંદુધર્મ અને બૌદ્ધધર્મ સંસ્કારમાં માને છે તેઓ હિંસામાં માનતા નથી અને ઇતિહાસમાં માનતા નથી હિંદુ ધર્મમાં એમ માનેલું છે કે જીવ બ્રહ્મરૂપ થઈ શકે છે. હવે એ બન્ને જાતની પ્રજાની અથડામણ શા થઈ છે કારણ હિંદુ માણસને મારી શકે. તેની સિવાનું જીવન ઘણું માની શકાતું નથી તેમ જેઓ હિંસકવૃત્તિ બતાવે તેઓ સંસ્કારી હોતા નથી.

મુસલમાનોને સ્વતંત્ર પાકીસ્તાન દેશ મળ્યો છે પણ બધો આધાર તેમના સંસ્કાર ઉપર છે જો કોઈ પણ સારા આદર્શ વગર કોઈ પ્રજામાં જાગૃતિ આવે તો તે હલકા સ્વભાવની જાગૃતિ હોય છે. ઊંચા આદર્શ વગરનું જીવન પશુ જેવું થાય છે તેમાં કોઈ પુરુષાર્થ થઈ શકતો નથી અત્યારના સંસ્કાર માટે અત્યારનું રાજ્ય વખણાય છે સારા સંસ્કાર માટે ભક્તિ વધવી જોઈએ અને અહંકાર દૂર થવો જોઈએ ગયાં ૨૦૦ વર્ષ સુધી વેપારીઓ રાજા તરીકે કામ કરતા, હવે મજુરોને રાજ્ય જોઈએ છે વેપારીને બદલે મજુર રાજા થાય તેથી સંસ્કાર સુધરતા નથી મજુરોને બધાને મજુરીની કિંમત સમજાવશો. મજુરો સાધારણ રીતે વધારે પગાર માગે છે અને ઓછું કામ આપે છે આપણા દેશમાં એવો અનુભવ થવાને લાગ છે વળી મજુરોમાં સંયમ નથી તેમને સંસ્કારના વિષયો જડ લાગે છે આવા માણસોના હાથમાં સત્તા આવે તો સારા ભવિષ્યની આશા શી રીતે રાખી શકાય!

સંઘ અને રાજ્ય માટે શક્તિની જરૂર છે પણ શક્તિની પછવાડે ધ્યાન, જ્ઞાનનો અને નીતિનો ટેકો ન હોય તો તે સંઘની અને તે રાજ્યની પડતી આવે છે. દાખલા તરીકે બધા દેશોમાં શિક્ષકો કરતાં મજુરોને વધારે રોજી મળે છે પણ પ્રજામાં સારા સંસ્કાર ફેલાવવા હોય તો શિક્ષકોને પુરતો પગાર આપવો જોઈશે. જે શિક્ષકોના મનમાં પોતાના ભરણપોષણની ચિંતા હોય તે ઉત્તમ વિચાર કરી શકતા નથી અને ઉત્તમ વિચાર આપી શકતા નથી. શિક્ષકોએ પણ સંયમથી રહેવાની જરૂર છે. તેઓ પોતાના વર્તનથી સારું શિક્ષણ આપી શકે.

હવે નારદજી યુધિષ્ઠિર રાજાને સ્ત્રીઓના ધર્મ બતાવે છે. પતિની સેવા કરવી, તેને અનુકૂળ રહેવું, પતિના સબંધીઓને અનુવર્તન કરવું અને પતિના નિયમોની રક્ષા કરવી એ પતિવ્રતા સ્ત્રીઓના ધર્મ છે સાધ્વી સ્ત્રી ઘરને સ્વચ્છ રાખે છે અને પોતાના શરીરને પણ સ્વચ્છ રાખે છે તેણે ઇન્દ્રિયનો સંયમ રાખવો અને સત્ય અને પ્રિય વચનોથી પતિની પ્રેમપૂર્વક સેવા કરવી. જે કાંઈ મળી જાય તેમાં સંતોષ રાખવો, કાર્યકુશળ રહેવું, અને સાવધાન રહેવું. જે સ્ત્રી આવી રીતે પતિપરાયણ થઈને તેને અનન્યભાવથી ભજે છે તેને વૈકુંઠલોકમાં વિષ્ણુની સારૂપ્ય મુક્તિ મળે છે તેથી જેમ વિષ્ણુ લક્ષ્મીજીની સાથે રહે છે તેમ તેને પતિનું સુખ મળે છે. (૭-૧૧-૨૯)

મુંબઈમાં એક બ્હેન અમને પૂછતી હતી કે મર્યા પછી તે તેના પતિને મળી શકે કે નહિ. અમે કહ્યું કે તે બની શકે નહિ, કારણ કે બન્નેનાં કર્મ ભિન્ન ભિન્ન હોય બન્ને સાથે જન્મતા નથી અને સાથે મરતા નથી. વળી સ્ત્રી મરી ગયા પછી તેનો પતિ બીજી સ્ત્રી કરે અને બીજી પણ તેને સાથે રાખવાની ઇચ્છા રાખે તો તે બની શકે નહિ બે સ્ત્રીનો પતિ પહેલાં મરી જાય તો તે બે સ્ત્રીમાંથી કોની રાહ જોઈને તે નવા લોકમાં રહે. તેથી ભાગવતમાં એમ કહેલું છે કે એવી સ્ત્રીને સારૂપ્ય મુક્તિ મળે એટલે ભગવાન તેના પતિ થાય એટલે જેવા તેણે અનન્ય ભાવથી પતિસેવા કરવી જોઈએ અને પતિને પરમેશ્વર માનવા જોઈએ. વળી પતિને પરમેશ્વર માનવાથી પરમેશ્વર જેવાં બાળક મળે. … જો વસુદેવ અને દેવકીના જેવાં માબાપ તૈયાર થાય … પુત્રરત્ન માબાપ અને એવું થાય તો જગતની બધી ગરબડનો અંત આવે અને બહુમતિના રાજ્યની જરૂર રહે નહિ આવા પુત્ર રત્ન માટે માત્ર એ માણસોની મદદની જરૂર છે. એટલે માબાપ જો બ્રહ્મચર્યથી, સંયમથી અને તપથી રહે તો જરૂર રામ અને કૃષ્ણ જેવા અવતાર વ્યાસ અને વાલ્મીકિ જેવા મહાત્મા આપણી પૃથ્વી ઉપર જન્મ લે.

નારદજી કહે છે કે—"જે માણસો વર્ણાશ્રમ પ્રમાણે ધર્મનું આચરણ કરે છે તે ધીરે ધીરે સ્વાભાવિક કર્મોનો ત્યાગ કરી ગુણાતીત થઈ જાય છે જે પુરુષને માટે જે વર્ણના ધર્મ બતાવ્યા છે તે ધર્મ જો બીજા વર્ણમાં મળી જાય તો તે માણસને પણ તે વર્ણનો સમજવો જોઈએ. (૭-૧૧-૩૬) એટલે ગુણ-કર્મ પ્રમાણે વર્ણ માનવા જોઈએ."

વર્ણાશ્રમધર્મની પદ્ધતિનો મૂળ હેતુ ધીરે ધીરે ઇન્દ્રિયો ઉપર સંયમ કેળવવાનો છે બ્રાહ્મણ ૪ આશ્રમ કરી શકે છે, કારણ કે તે ઘણા સંયમથી રહે છે. ક્ષત્રિયો ૩ આશ્રમ કરી શકે છે તેથી રાજદ્વારી માણસો ઘણે ભાગે વાનપ્રસ્થ આશ્રમ સુધી પહોંચી શકે છે. વૈશ્યો માટે બે આશ્રમ છે અને શૂદ્રો માટે એક ગૃહસ્થાશ્રમ છે. જેઓ હાડકાં-ચામડાંનો ધંધો કરે છે તે શૂદ્ર મનાય છે, તેથી જ રીતે જેઓ માત્ર ગૃહસ્થાશ્રમ રહી હાડકાં-ચામડાંના વિષયી સુખમાં અટકી જાય છે અને આગળ વધીને વાનપ્રસ્થ-આશ્રમમાં અથવા સંન્યાસ-આશ્રમમાં આવી શકતા નથી તે બધા શૂદ્રની કોટીના સમજવાના છે

આશ્રમધર્મ ગીતાજીમાં આપેલા નથી તેનું કારણ એમ લાગે છે કે અર્જુનનો પ્રશ્ન વર્ણસંકર પ્રજા બાબતનો હતો. તેથી ગીતામાં ભગવાને વર્ણ ઉપર ચોથા અધ્યાયમાં કહેલા છે, અને વચમાં પણ ભગવાન અર્જુનને કહે છે કે ચારે વર્ણ મેં ઉત્પન્ન કરેલા છે હવે આ બાબતમાં પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે જો ભગવાને ચાર વર્ણ કર્યો તો માત્ર હિંદુસ્તાનમાં અને હિંદુઓમાં કેમ કર્યો અને બીજા દેશોમાં અને બીજી પ્રજામાં કેમ ન કર્યો? કદાચ તે પ્રજા હજુ એવી અવસ્થાને લાયક થઈ નહિ હોય એમ અનુમાન કરી શકાય અથવા અપ્રગટ રીતે તેમનામાં પણ પાદરીઓ બ્રાહ્મણ જેવા હોય છે, ક્ષત્રિયો હોય છે, વૈશ્યો તો છે જ અને મજુરો પણ છે, પણ તેમની વ્યવસ્થા અને સંયમની રીત હિંદુ ધર્મના જેવી સ્પષ્ટ નથી.

હવે નારદજી યુધિષ્ઠિર રાજાને આશ્રમધર્મ સમજાવે છે. એટલે બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસીએ કેવી રીતે રહેવું તે સમજાવે છે બ્રહ્મચારીએ ઇંદ્રિયોનો સંયમ કરવો અને ગુરુની સેવા કરવી. સાંજે અને સવારે તેણે ગુરુ, અગ્નિ, સૂર્ય અને દેવતાઓની ઉપાસના કરવી, તથા એકાગ્રતાપૂર્વક મંત્રોનો જપ કરવો. સવાર-સાંજ ભિક્ષા લાવી ગુરુને અર્પણ કરવી, પછી ગુરુની આજ્ઞા લઈ ભોજન કરવું, તેણે સુશીલ રહેવું, અલ્પ-આહારી થવું, દક્ષ, શ્રદ્ધાળુ અને જિતેંદ્રિય થવું અને ખાસ જરૂર સિવાય સ્ત્રીઓ સાથે બોલવું નહિ. બ્રહ્મચારી યુવાન હોય અને ગુરુપત્ની જુવાન ન હોય તો બ્રહ્મચારીએ ગુરુ પત્નીને અડાય તેવી સેવા ન કરવી. હે રાજા! વર્તમાનમાં સમર્થ પુરુષ પણ સ્ત્રી વગેરે ભોગ્ય પદાર્થને આભાસરૂપ જાણી લીધા પછી જો તેનું ચિંતન કરે-એટલે હું પુરુષ છું અને તે સ્ત્રી છે-તો તેની દ્વૈતબુદ્ધિ નિવૃત્ત થતી નથી. તેથી તેનું પતન થાય છે. (૭-૧૨-૧૦)

"સુશીલત્વ વગેરે સાધારણ ધર્મ ગૃહસ્થ અને સન્યાસીને માટે પણ છે. પણ ઋતુમાંથી ગૃહસ્થને માટે ઋતુકાળથી અતિરિક્ત સમયમાં સંબંધ વિહિત નથી."

આ બધા નિયમનો હેતુ સંયમ કેળવવાનો છે એ અઘરું કામ છે તેથી શાસ્ત્રમાં નિયમો મૂકેલા છે એ નિયમ પ્રમાણે રહે તો સંયમ કેળવાય છે સ્ત્રી નજરે આવે તો તેને માનડી વસ્તુની જોવાની ટેવ રાખવી. એવી ટેવથી પણ તેમાં રાગબુદ્ધિ થતી નથી.

પછી બ્રહ્મચારીએ પોતાનો અભ્યાસ પૂરો કર્યા પછી ગુરુને દક્ષિણા આપવી અને તેની આજ્ઞા હોય તો ગૃહસ્થ, વાનપ્રસ્થ અથવા સંન્યાસ આશ્રમમાં પ્રવેશ કરવો.

માણસના જીવનમાં મુખ્ય મુશ્કેલી, વ્યવહાર અને પરમાર્થની એકતા કરવામાં રહેલી છે વ્યવહારમાં ભેદબુદ્ધિ રાખવી પડે છે અને 'મારું-તારું' કરવું પડે છે. પરમાર્થમાં અભેદબુદ્ધિ રાખવી પડે છે અને તે દૃષ્ટિએ આખું જગત પોતાનું છે આ કારણને લઈને પરમાર્થ તરફ વધનારને કેટલીક વ્યાવહારિક મુશ્કેલીઓ સહજ ઉત્પન્ન થાય છે તે દૂર કરવા માટે અને જીવન વ્યવસ્થિત કરવા માટે નાની ઉંમરથી જ કોઈ મહાત્મા પાસે જઈ થોડુંક ઉપયોગી શિક્ષણ મેળવી લેવું જોઈએ. તેમના અનુભવ બીજાને માર્ગદર્શક થાય છે.

યુધિષ્ઠિર રાજા નારદને પૂછે છે કે હે દેવર્ષે! જેનું ચિત્ત ઘર વગેરેમાં આસક્ત છે એવા મારા સમાન ગૃહસ્થ પુરુષ પણ જે પ્રકારે અનાયાસે પરમાર્થપદને પ્રાપ્ત કરે તેવો ઉપાય બતાવો.

નારદ-ગૃહસ્થાશ્રમીએ બધાં કર્મો ભગવાનને અર્પણ કરવાં અને શાન્ત પુરુષોના સહવાસમાં રહી ભગવાનના અવતારોની અમૃતમય કથા શ્રદ્ધાપૂર્વક સાંભળવી અને મુનિઓની સેવા કરવી. જેમ સ્વપ્નમાંથી જાગેલો પુરુષ સ્વપ્નકલ્પિત સંબંધીઓમાં આસક્ત થતો નથી તેમ સત્સંગદ્વારા ધીરે ધીરે પોતાના સ્ત્રી-પુત્ર વગેરેની આસક્તિને છોડી દેવી માત્ર ખાસ જરૂર જેટલો શરીરનો સંબંધ રાખવો, એટલે અંદરથી વૈરાગ્ય અને ઉપરથી રાગ બતાવવો તો જ ખરો પુરુષાર્થ થઈ શકે છે. બીજી વ્યવહારની વાતોમાં પણ મમતા રાખવી નહિ. વળી ગૃહસ્થો પાસે જે ધન-ધાન્ય વગેરે હોય તેમાંથી સાધુ-સેવામાં પણ વાપરવું પોતાને તો ઉદરપૂર્તિ જેટલો ધન ઉપર હક્ક છે એમ માનવું પશુ-પક્ષી ઉપર દયા રાખવી ધર્મ, અર્થ, અને કામમાં વ્યય ન કરવું અને દેશ-કાળ પ્રમાણે જે મળે તેમાં સંતોષ રાખવો જેઓ પોતાની સ્ત્રીમાં પણ મમતા અને અભિમાન છોડી દે છે તેઓ પરમાત્માને જીતી શકે છે વળી ગૃહસ્થે પાંચ યજ્ઞોનું-વિધિથી દેવતા, ઋષિ, મનુષ્ય, ભૂત અને પિતૃગણનું અને આત્માનું પૂજન કરવું જોઈએ. તેનાથી પૃથક્, પૃથક્ સર્વાન્તર્યામી પરમેશ્વરની આરાધના થાય છે. વળી ગૃહસ્થોએ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે નિત્ય-નૈમિત્તિક કર્મ પણ કરવાં જોઈએ જ્યાં સાધુઓ રહેતા હોય અને ભક્તિ થઈ શકતી હોય તે દેશ ઉત્તમ છે. એવા સ્થળે કરેલાં કર્મ હજાર ઘણાં વધારે ફળવાન થાય છે. શ્રીહરિની પૂજાથી સર્વની પૂજા થાય છે. છતાં જેનામાં તપ કે યોગ વધારે હોય તેમાં વિશેષ પ્રકાશ જણાય છે માણસોમાં ભગવાન માનીને પૂજા કરવામાં એવી મુશ્કેલી નડે છે કે માણસો એકબીજાનું અપમાન કરે છે તેથી ત્રેતાયુગમાં ઉપાસનાને માટે ભગવાનની પ્રતિમાની કલ્પના કરવામાં આવી છે ત્યારથી કેટલાક લોક મોટી શ્રદ્ધાથી અને સામગ્રીથી પ્રતિમામાં ભગવાનની પૂજા કરે છે પણ જે પુરુષોમાં દ્વેષબુદ્ધિ છે તેમને પ્રતિમાપૂજાથી પણ પુરુષાર્થની સિદ્ધિ થતી નથી (૭-૧૪-૪૦) છતાં જે પુરુષોમાં સંસ્કાર હોય એટલે બ્રાહ્મણપણું હોય અથવા

તરફ દોડે છે. (૭-૧૩-૨૮) તેની બધી ક્રિયા વ્યર્થ જાય છે. જેઓ ધનના લોલુપ છે અને અજિતેન્દ્રિય છે, તેઓને સર્વત્ર શંકા રહે છે અને તેમને ભયના કારણથી નિદ્રા પણ આવતી નથી. તેથી બુદ્ધિવાન માણસોએ ધનની ઇચ્છા પણ રાખવી નહિ. આ લોકમાં અજગર અને મધમાખી એ બે મારા ગુરુ છે. તેના જીવનથી સાર ગ્રહણ કરીને મેં વૈરાગ્ય અને સંતોષ પ્રાપ્ત કરેલ છે. મધમાખીએ એકઠું કરેલું ધન બીજા લઈ જાય છે. એ જોઈ હું બધા ભોગથી વિરક્ત રહી અને અજગરની માફક દૈવવશ જે કાંઈ મળી જાય તેમાં સંતોષ ગણું છું. જો કાંઈ ન મળે તો ધીરજ રાખી ઘણા દિવસ એમ જ પડ્યો રહું છું. હું સંતોષથી આનંદ ભોગવું છું, જેવા કપડાં મળે તેવાં પહેરી લઉં છું, અને જ્યાં ત્યાં પડ્યો રહું છું. મનુષ્યોના સ્વભાવ ભિન્ન-ભિન્ન હોય છે તેથી હું કોઈની નિંદા કે સ્તુતિ કરતો નથી. હું તો પરમાત્મા સાથે સાયુજ્ય મોક્ષ ઈચ્છું છું. માટે ડાહ્યા પુરુષોએ બધા પ્રકારના કર્મનો ત્યાગ કરી ઉપરામ પામી જવું. આ પ્રમાણે પ્રહ્લાદજીએ તે અવધૂત પાસેથી પરમહંસના ધર્મ સાંભળ્યા. પછી પ્રહ્લાદે પૂજન કર્યું અને તેની આજ્ઞા લઈ તે પ્રસન્ન પોતાને ઘેર પાછા આવ્યા.

સંસાર એવો છે કે સંસાર તરફથી આપણે જેટલા મદદની અને જેટલી સગવડનાની આશા રાખીએ છીએ તેટલા પ્રમાણમાં સંસાર પ્રત્યે આપણી જવાબદારી અને ફરજ ઉત્પન્ન થાય છે તેથી પોતાનાથી જેટલી જવાબદારી ઉપડે તેટલી જ ઉત્પન્ન કરવી જોઈએ અને એવી રીતે જીવન ગોઠવવું જોઈએ કે આત્મજ્ઞાન માટે અને આત્મનિષ્ઠા માટે પૂરતો વખત રહે. સુખ જોઈએ માટે વિચાર વગર ગમે તે રીતે લેવું એવી વૃત્તિ રાખવાથી જીવન બગડતું જાય છે. જે માણસો સંસારના સુખમાં પડ્યા હોય તે ખરેખર સુખી છે કે નહિ તેની તપાસ કરવી જોઈએ. જે દેશમાં પ્રજાસત્તાક રાજ્ય હોય તે દેશના માણસો ખરેખર સુખી છે કે નહિ તેની પણ તપાસ કરવી જોઈએ. બીજા માણસો ખરેખર સુખી છે કે નહિ તેની પણ તપાસ કરવી જોઈએ. બીજા માણસો અને બીજા દેશો કઈ બાબતમાં આપણાથી વધી જાય છે અને આપણે કઈ બાબતમાં પાછળ રહી જઈએ છીએ તેનો પણ વિચાર કરવો જોઈએ.

માણસનું જીવન સુધારવા માટે બે સાધનની જરૂર છે. ૧ ધર્મ અને ૨ રાજ્ય. ધર્મ નીતિનો માર્ગ બતાવી ચિત્તશુદ્ધિ દ્વારા આત્મસાક્ષાત્કાર કરાવે છે રાજ્ય કમાવાના સાધન કરી આપે છે અને સામાજિક સુખ માટે કેટલીક સગવડો આપે છે. રાજ્ય અર્થ અને કામ એ બે પુરુષાર્થમાં મદદ કરે છે

ધર્મ લોકોમાં નીતિ જાગવવા આપની અદાલતો સ્થાપી સગવડ કરે છે, પણ ત્યાં તેના લાભનું ક્ષેત્ર સમાપ્ત થાય છે લોકોને આત્મજ્ઞાન જોઈતું હોય તો જેને તે મળ્યું હોય તેની પાસેથી લેવું જોઈએ

આગળના વખતમાં રાજ્યની ચિંતા એક સારા વિદ્વાન રાજા ઉપર નાખવામાં આવતી. લોકોને આત્મજ્ઞાન આપવાની ફરજ એક સારા બ્રહ્મનિષ્ઠ મહાત્મા ઉપર રહેતી અને તેનો નિભાવ રાજ્ય તરફથી થતો અને સમાજના સુધારા કરવાની ફરજ એક સારા નગરશેઠ ઉપર નંખાતી હતી, અને સૌ પોતપોતાની ફરજ ઓળખતા નહિ. તેથી રાજા વેપારી થતો નહિ અને વેપારી રાજા થતો નહિ.

પણ હાલમાં વ્યક્તિગત સદ્‌ગુણો ઓછા થવાથી સંઘશક્તિથી, રાજ્યધર્મ અને સમાજમાં, સુધારા કરવામાં આવે છે. તે હાલનો યુગધર્મ છે સંઘશક્તિને પ્રજાસત્તાક રાજ્ય કહે છે. તેનાથી કેટલીક સગવડ મળે છે અને કેટલીક અગવડ પણ ઉત્પન્ન થાય છે. પ્રજાસત્તાક રાજ્યો પણ લડાઈ બંધ કરી શક્યાં નથી અને લોકોને સારા સંસ્કાર તરફ દોરી શક્યાં નથી. જ્યારે માણસોમાં નીતિ અને સદ્‌ગુણો વધશે ત્યારે પાર્લામેન્ટના રાજ્ય કરતાં એક રાજાનું રાજ્ય સારું લાગશે. ધાર્મિક બાબતોમાં પુસ્તકો અને ભાષણો કરતાં અનુભવી આત્માઓની વાણીમાં વધારે શ્રદ્ધા રહેશે અને ગામમાં નાતજાતના ઝઘડામાં એક પ્રામાણિક નગરશેઠનો વચન ઉપર ન્યાય અપાશે, મોટી અદાલતોની જરૂર રહેશે નહિ.

સુધારો જગત કોને કહેવું તે પહેલાં સ્પષ્ટ સમજવું જોઈએ. અર્થ અને કામની દૃષ્ટિએ જે સારું લાગે, તે ધર્મ અને મોક્ષની દૃષ્ટિએ સારું ન લાગે. આત્મદૃષ્ટિએ બધું આત્મરૂપ લાગે છે. રાજનીતિમાં માત્ર લશ્કરની જરૂર પડતી નથી પણ સામ, દામ, ભેદ અને દંડ એ ચાર કેળવવાની જરૂર પડે છે. હાલનો વિદ્યાર્થી એવી વિદ્યા માટે ભણતો નથી, તે કમાવા માટે ભણે છે

વર્ણાશ્રમધર્મ પ્રમાણે જીવન ગાળીને તેના ફળરૂપે

સારા બ્રાહ્મણો સારા ક્ષત્રિયો, સારા વૈશ્યો, સારા બ્રહ્મચારીઓ, સારા ગૃહસ્થો, સારા વાનપ્રસ્થો અને સારા સંન્યાસીઓ ઉત્પન્ન કરી શકીએ તો આપણા સંસ્કારની અસર બહુ સારી થાય. જે ધર્મવાળા પોતાને બહુ સારા માને તેમણે સમાજ પાસે તેના ફળ રજુ કરવાં જોઈએ. તેને બદલે તેમાંથી અનેક જાતની સમજણ વગરની નાતો, અનેક જાતના પંથો અને વાડાઓ, નબળાં શરીર, નબળાં મન, સંસારમાં કજીઆ, વેપારમાં સ્વાર્થ, નોકરીમાં લાંચરૂશ્વત વગેરે ફળ દેખાય, તો હિંદુધર્મની સંસ્કૃતિમાં કાંઈક મોટી ખામી છે એમ લાગ્યા વગર રહે નહિ.

માણસના ટૂંકા જીવનમાં ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સિદ્ધ થાય એવી સમાજવ્યવસ્થા રાજ્યવ્યવસ્થા અને ધર્મવ્યવસ્થા કરવી એ કામ સહેલું નથી. માણસ પોતાના પગરખાં અને પાઘડી વચ્ચે સમાઈ જતો નથી. તેની અંદર જે જે જ્ઞાન, શાંત, પ્રેમ વગેરે રહેલા છે તે માત્ર અર્થ અને કામથી પૂરા પોષાતા નથી. તે માટે ધર્મ અને મોક્ષ એ બે પુરુષાર્થની જરૂર છે.

હવે નારદજી યુધિષ્ઠિર રાજાને ગૃહસ્થને માટે મોક્ષ-ધર્મ સમજાવે છે. અમુક નૈમિત્તિક કર્મ વખતે ગૃહસ્થોએ બ્રાહ્મણોને જમાડવા જોઈએ. દુકામાં અન્ન માત્ર પોતાને માટે રાખવાનું નથી પણ બધાને પરમાત્મરૂપ માની બધા વચ્ચે વહેંચી લેવાની આજ્ઞા છે (૭-૧૫-૧) વળી કોઈ પણ પ્રાણીને મન, વાણી અને શરીરથી કોઈપણ પ્રકારનું કષ્ટ આપવું નહિ. જેમ જેમ વૈરાગ્ય આવતો જાય છે તેમ તેમ બહારના કર્મોથી ઉપરામ પામીને મનોનિગ્રહરૂપ આત્મચિંતનમાં તત્પર રહેવું જોઈએ.

પગમાં પહેર્યા છે તેને કાંટા વગેરેની બીક લાગતી નથી તેનાથી વિપરીત જે માણસ ઉપાય અને ઉદ્યમ સંબંધી વિષયોની વાસનાથી કૂવાનું બધાને પરની ચોકસી કરે છે ને કૂતરાની સમાન થઈ જાય છે કે દુ રાજા! મનુષ્ય દૈવયોગથી પ્રાપ્ત થતા કેવળ જીવનમાત્રથી સંતોષી બની કેમ નથી રહેતા એ સમજાતું નથી! જેનામાં સંતોષ નથી તેના તેજ, વિદ્યા તપ તથા યશ ઇન્દ્રિયલોલુપતાથી ક્ષીણ થઈ જાય છે અને તેનો વિવેક પણ નષ્ટ થઈ જાય છે ભૂખનો તો અંત અન્નથી આવી જાય છે પણ લોભનો અંત આવતો નથી.

હાલના કાળમાં જોઈએ તો રશીઆ પાસે ઘણો મોટો મુલક છે છતાં તેને વધારે મુલકની ઇચ્છા થાય છે પાકી તાલવાળાને પણ જેટલો મુલક વધારી શકાય તેટલો વધારવાની ઇચ્છા રહે છે. ફક્ત હિંદુઓએ પોતાનો મુલક વધારવાની ઇચ્છા કરી નથી, કારણ કે તેમનું લક્ષ મોક્ષ સુધી પહોંચવાનું છે. ભાગવતમાં કહે છે કે દુર્ગુણો નીચે પ્રમાણે જીતવા—

૧. કામને નિઃસંકલ્પતાથી જીતવો.
૨. ક્રોધને કામનાના ત્યાગથી જીતવો.
૩. લોભને અર્થમાં અનર્થબુદ્ધિ કરવાથી જીતવો.
૪. ભયને તત્ત્વચિંતાથી જીતવો.
૫. શોક અને મોહને આત્મવિચારથી જીતવા.
૬ દમ્ભને મહાપુરુષની સેવાથી જીતવો.
૭. યોગના વિઘ્નોને મૌનથી જીતવાં.
૮ હિંસાને શરીરની નિશ્ચેષ્ટતાથી જીતવી.
૯ આધિભૌતિક દુઃખને કૃપાથી જીતવાં.
૧૦. આધિદૈવિક વેદનાને સમાધિથી ટાળવી.

પ્રજાસત્તાક રાજ્યમાં ઉપન્ના દોષો છતવાની કેટલી સગવડ મળશે તે હવે જોવાનું છે. તેમાં રાજ્યની સાથે ધર્મની જરૂર છે. જે પ્રમાણે ખેતી વગેરે કર્મ મોક્ષ તરફ લઈ જતાં નથી તેમ ધારાસભામાં બેસવાનો હક્ક મળવાથી મોક્ષનો માર્ગ મળતો નથી.

નારદજી કહે છે કે જે માણસે મનને જીતવા માટે ઉદ્યમ કરવો હોય તેણે પરિગ્રહ અને સ્રજનો ત્યાગ કરી સંન્યાસ લેવો અને એકાન્ત દેશમાં એકલા રહીને ભિક્ષાવૃત્તિથી પ્રાપ્ત થયેલ સ્વલ્પ આહાર કરવો. તેણે સ્થિર આસન રાખવું, તેના ઉપર સીધું શરીર રાખીને બેસવું અને ૐકારનો જપ કરવો, અને પ્રાણાયામ કરવો, તેણે ભટકતા મનને પાછું વાળવું. આમ કરવાથી ચિત્ત શાંત થઈ જાય છે, બ્રહ્માનંદનો અનુભવ મળે છે અને બધી વૃત્તિઓ શાંત થઈ જાય છે (૭-૧૫-૩૫) જે ભિક્ષુ અથવા યતિ ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ કરાવનાર ગૃહસ્થાશ્રમધર્મને છોડીને પછી તેમાં ફરીથી પડે તો તે અતિ નિર્લજ્જ છે ગૃહસ્થોએ કર્મત્યાગ ન કરવો જોઈએ, બ્રહ્મચારીએ વ્રતનો ત્યાગ ન કરવો, તપસ્વીએ ગામમાં ન રહેવું અને સંન્યાસીએ ઇન્દ્રિયોમાં લોલુપતા ન રાખવી; કારણ કે તેમ કરવાથી આશ્રમભ્રષ્ટ થવાય છે.

आत्मानं चेद्विजानीयात्परं ज्ञानधुताशयः ।
किमिच्छन्कस्य वा हेतोर्देहं पुष्णाति लम्पटः ॥

૭-૧૫-૪૦

અર્થ—જેણે પોતાના આત્માને બ્રહ્મરૂપ જાણી લીધો છે એવા આત્મજ્ઞાની પુરુષની બધી વાસનાઓ ક્ષીણ થઈ જાય છે. એવો પુરુષ કઈ ઇચ્છાથી અને કયા કારણથી ઇન્દ્રિયલોલુપ થઈને પોતાના શરીરને પુષ્ટ કરે !

આવા અર્થવાળો શ્લોક બૃહદારણ્યક ઉપનિષદમાં આવે છે અને તેનું વિસ્તારપૂર્વક વિવેચન પંચદશીમાં તૃપ્તિદીપમાં આવે છે તે પ્રકરણ પંચદશીમાં સારામાં સારું ગણાય છે.

વળી નારદજી કહે છે કે શરીર રથ છે, ઇન્દ્રિયો ઘોડા છે, મન લગામ છે શબ્દાદિ વિષયો માર્ગ છે, બુદ્ધિ સારથી છે, ચિત્ત બંધન છે, દશ પ્રાણ ધુરી છે, ધર્મ અને અધર્મ પૈડાં છે અને અભિમાની જીવ તેમાં બેઠો છે. એ રથ એ ૐકારરૂપી ધનુષ કરીને, જીવરૂપી બાણ કરીને લક્ષ્ય પરબ્રહ્મનું કરવું. એટલે જેમ ધનુષ ઉપર ચડાવી બાણને લક્ષ્યમાં ઘુમાડી દેવામાં આવે છે તેમ ૐકારના જપ દ્વારા પોતાના આત્માને પરમાત્મામાં લીન કરી દેવો. તેમાં સાવધાન રહેવું. નહિતર જો ઇન્દ્રિયો બહિર્મુખ થશે તો બુદ્ધિરૂપી સારથી જીવને કુમાર્ગમાં લઈ જશે અને વિષયોરૂપી લુટારાના હાથમાં સોંપી દેશે, પછી મૃત્યુરૂપી મહાભય ઉત્પન્ન થશે અને અંધકારમય સંસારના કૂવામાં પડવું જોઈશે.

હે રાજા ! વૈદિક કર્મ બે પ્રકારનાં થાય છે તેમાં જે પ્રવૃત્તિપર છે તેનાથી જન્મમરણરૂપ સંસાર પ્રાપ્ત થાય છે અને નિવૃત્તિપર થીથી અમરત્વની પ્રાપ્તિ થાય છે. જે માણસ શાસ્ત્રરૂપી નેત્રવાળા પિતૃયાન અને દેવયાન નામક વેદોક્ત બે માર્ગને જાણે છે તે જનસમુદાયમાં રહેવા છતાં મોહને પ્રાપ્ત થતો નથી, કારણ કે—

आदावन्ते जनानां सद् बहिरन्तः परावरम् ।
ज्ञानं ज्ञेयं वचोवाच्यं तमोज्योतिस्त्वयं स्वयम् ॥

૭-૧૫-૫૭

અર્થ—શરીરોના આરંભમાં અને અંતમાં (ભોક્તા અને ભોગ્ય રૂપથી) અંદર, બહાર અને ઊંચે-નીચે, જ્ઞાન-જ્ઞેય, વચન, વાચ્ય અને અંધકાર અને પ્રકાશરૂપ જે કાંઈ વસ્તુ છે, તે જ્ઞાની પુરુષ પોતે જ છે.

એટલે આત્મસ્થિત જ્ઞાનીની દૃષ્ટિમાં આત્મા સિવાય બીજા કોઈની સત્તા રહેતી નથી તેને મોહ પણ કેવી રીતે થાય?

आबाधितोऽपि ह्याभासो यथा वस्तुतया स्मृतः ।
दुर्घटत्वादैन्द्रियकं तद्वदर्थविकल्पितम् ॥ ૭-૧૫-૫૮

અર્થ—જે પ્રકારે પ્રતિબિંબ વગેરેનો આભાસ (યુક્તિ અને વિચારથી) બાધિત થયા પછી પણ વાસ્તવિક જેવો જણાય છે તે પ્રમાણે ઇન્દ્રિયોનો વિષય અસંભવ હોવાને કારણે, ન હોવા છતાં સાચની માફક પ્રતીત થાય છે.

આ શ્લોકમાં જગતને પ્રતીતિમાત્ર જણાવેલ છે. વૃક્ષની છાયા એ વૃક્ષનો સંઘાત નથી, તેમ આ શરીર પણ પંચ મહાભૂતોની છાયામાત્ર હોવાથી મિથ્યા જ છે જો શરીરને સત્ય માનવામાં આવે તો તે ભૂતોનો સંઘાત હોવું જોઈએ અથવા તેનું પરિણામ હોવું જોઈએ. જેમ વૃક્ષના સંઘાતને વન માનવામાં આવે છે તેમ

શરીર પંચમહાભૂતોના સંધાનરૂપ હોય તો તેનો એક અવયવ ખેંચવાથી બધું શરીર ખેંચાવું ન જોઈએ, જેમ એક વૃક્ષને ખેંચવાથી આખું વન ખેંચી શકાતું નથી વળી જો શરીરને ભૂતોનું પરિણામ માનીએ તો તે ભૂતોના પરિણામરૂપ પોતાના અવયવથી ભિન્ન છે કે અભિન્ન છે? ભિન્ન તો કહી શકાતું નથી, કારણ કે હાથ પગ વગેરે પોતાના અવયવથી ભિન્ન શરીર કોઈ ઠેકાણે જોઈ શકાતું નથી અને અભિન્ન હોય તો તે ભૂતો સાથે પૂર્ણ રીતે મળેલું છે કે અંશરૂપથી? જો પૂર્ણરૂપે મળેલું હોય તો એક આંગળીમાં શરીરની બુદ્ધિ થવી જોઈએ અને કોઈ અંગ નકામું થતાં આખું શરીર નકામું થવું જોઈએ, પણ તેમ બનતું નથી. જો અંશથી ભૂતોમાં મળેલું હોય તો એક અવયવથી-બીજા અવયવને, તથા તેનાથી અને તેના અવયવ માનવાથી અને એ બધામાં શરીરને અંશતઃ અનુગત માનવાથી તેની અંશપરંપરાનો અંત આવશે નહિ અને અનવસ્થા દોષ પણ ઉત્પન્ન થશે તેથી વસ્તુતાએ શરીર ભૂતોનો સંઘાત નથી, તેમજ પરિણામ પણ નથી. તે ફક્ત આરોપિત છે એટલે મિથ્યા છે. અવયવી અસત્ સિદ્ધ થવાથી અવયવ પણ અસત્ છે કહ્યું છે કે

स्यात्सादृश्यभ्रमस्तावद्विकल्पे सति वस्तुनः ।
जाग्रत्स्वापौ यथा स्वप्ने तथा विधिनिषेधता ॥

॥ ૭-૧૫-૬૧ ॥

અર્થ—જ્યાંસુધી વસ્તુઓનો અવિચારકલ્પિત વિકલ્પ બની રહે છે, ત્યાંસુધી સાદૃશ્યતાનો ભ્રમ પણ બની રહે છે તથા સ્વપ્નમાં જે પ્રમાણે કોઈ વખત જાગ્રતની પ્રતીતિ થાય છે અને કોઈ વખતે સ્વપ્નની પ્રતીતિ થાય છે તે પ્રમાણે મોહનિદ્રા રહે ત્યાંસુધી શાસ્ત્રના વિધિનિષેધ પણ છે.

હવે નારદજી યુધિષ્ઠિર રાજાને ત્રણ પ્રકારનું અદ્વૈત સમજાવે છે. હે રાજા! ભાવ-અદ્વૈત, ક્રિયા-અદ્વૈત અને દ્રવ્ય-અદ્વૈતની આલોચના કરવાવાળા મુનિ આત્માનુભવદ્વારા પોતાની જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ ત્રણે સ્વપ્ન (અવસ્થાઓ)ને ત્યાગી દે છે. તેનો વધારે ખુલાસો નીચે પ્રમાણે છે

### ૧. ભાવ–અદ્વૈત

પટ જે પ્રકારે તન્તુરૂપ છે તે પ્રકારે સર્વત્ર કાર્ય-કારણરૂપ વસ્તુ એક જ છે. કારણ કે ભેદ વાસ્તવમાં અસત્ય છે એવો વિચાર કરવો તેને ભાવ-અદ્વૈત કહે છે (૭-૧૫-૬૩)

### ૨. ક્રિયા–અદ્વૈત

મન, વાણી અને શરીરથી કરેલાં પોતાનાં બધાં કર્મ સાક્ષાત્ પરબ્રહ્મને સમર્પણ કરવાં એ ક્રિયા-અદ્વૈત છે (૭-૧૫-૬૪)

### ૩ દ્રવ્ય–અદ્વૈત

પોતાના સ્ત્રી-પુત્ર વગેરે ને અન્ય સમસ્ત પ્રાણીઓના સ્વાર્થ અને ભોગની એકતા કરવી એ દ્રવ્યનું અદ્વૈત છે. એટલે બધાનાં શરીર પંચભૂતવાળાં છે અને ભોક્તા એકમાત્ર સર્વાન્તર્યામી પરમાત્મા છે એવી ભાવનાથી બધાના ધનની અને ભોગોની એકતા કરવી તે દ્રવ્ય-અદ્વૈત છે

માટે શાસ્ત્ર પ્રમાણે રહેવું. એવી રીતે રહેવાથી ભક્તિ વધે છે, હે રાજા! તમે ભગવાનની કૃપાથી ઘણા યજ્ઞ કરેલ છે અને તેની જ કૃપાથી તમે સંસારમાર્ગથી પાર થઈ જશો.

હવે નારદજી પોતાની થોડીક કથા યુધિષ્ઠિર રાજાને કહેતાં જણાવે છે, કે, હું ગયા મહાકલ્પમાં એક ઉપબર્હણ નામનો ગંધર્વ હતો, હું સુંદર હોવાથી લોકોને મારું દર્શન બહુ ગમતું, સ્ત્રીઓને તો હું બહુ પ્રિય તેથી હું અત્યન્ત આસક્ત અને ઉન્મત્ત રહેતો હતો. એક વાર દેવોની યજ્ઞશાળામાં પ્રજાપતિઓએ ભગવાનનું ચરિત્ર ગાવા માટે ઘણી અપ્સરાઓને બોલાવી હતી. હું પણ તેમની સાથે ઉન્મત્ત ભાવથી ગાવા લાગ્યો. મારી એવી અવજ્ઞાપૂર્ણ પ્રવૃત્તિ જોઈ પ્રજાપતિઓએ મને શાપ આપ્યો કે "તેં અમારી અવજ્ઞા કરી છે તેથી તું શૂદ્રયોનિને પ્રાપ્ત થા, તેથી મેં દાસીના ગર્ભથી ફરીથી જન્મ લીધો, પણ ફરીથી સત્સંગ કરવાથી અને બ્રહ્મવાદીઓની સેવા કરવાથી હું બ્રહ્માનો પુત્ર થયો આ કથાનું અધ્યાત્મ રહસ્ય જોઈએ તો નારદજી એ સાક્ષીનું સ્વરૂપ છે. તે બહુ સુંદર સ્વરૂપ છે. તેનું નામ ઉપબર્હણ હતું એટલે બ્રહ્મની નજીકનું તત્ત્વ સમજવું. તે સાક્ષી જ્યારે સ્ત્રીઓની સાથે એટલે પ્રકૃતિઓની સાથે નાચવા લાગે છે ત્યારે, તેને શાપ મળે છે અને પછી તે દાસીપુત્ર એટલે પ્રકૃતિનો પુત્ર થાય છે. તે પછી સત્સંગથી અને મહાપુરુષોની સેવાથી ફરીથી તેને બ્રહ્માનું પુત્રપણું પ્રાપ્ત થાય છે (૭-૧૫-૭૩) તથા એમ સમજવું કે સાક્ષીને પ્રકૃતિની સાથે નાચવા દેવો નહિ. ખરી રીતે સાક્ષી નાચતો નથી. કોઈમાં

તટસ્થ રહે તેને સાક્ષી કહે છે. છતાં આજકાલ કોઈ સાક્ષી પણ કોર્ટમાં પક્ષપાતી થઈ જાય છે. એવું થાય તો તેને શાપ મળે કોર્ટમાં કેટલાક સાક્ષી ગીતા ઉપાડીને કહે છે કે હું ખોટું નહિ બોલું અને છતાં પાંચ મીનીટ પછી તરત ખોટું બોલવા માંડે છે. ગીતા અને કુરાનના ઉપદેશની કિંમત હવે રહી નથી.

આ પ્રમાણે (નારદજી કહે છે) ગૃહસ્થાશ્રમના ધર્મ જો શાસ્ત્ર પ્રમાણે પાળ્યા હોય તો ગૃહસ્થ પુરુષ પણ અનાયાસે સંન્યાસીને પ્રાપ્ય થનાર યોગ્ય ગતિને પ્રાપ્ત કરી લે છે. હે રાજા! તમે ભાગ્યવાન છો, કારણ કે તમારા ઘરમાં મનુષ્યરૂપમાં છુપાયેલ સાક્ષાત પરબ્રહ્મ નિવાસ કરી રહેલ છે. તેથી તમારે ઘેર તેના દર્શન માટે મુનિજન આવે છે.

પછી મહારાજ યુધિષ્ઠિરે પ્રેમથી વિહ્વળ થઈને પ્રસન્નતાપૂર્વક નારદજીની અને ભગવાન શ્રીકૃષ્ણની પૂજા કરી. પછી નારદજી ત્યાંથી ચાલ્યા ગયા.

## અમારો માર્ગ

અમારા માર્ગ પર સંકટ વિકટ વેરાયલાં હોયે!
અમારા શિર ઉપર ઘેરાં ઘનો ઘેરાયલાં હોયે!

વિષમ વિઘ્નો ઉભાં સામે! અમારી કાપવા પાંખો!
છતાં નિર્ભય–ન મુખના ભાવ કો વંકાયલા હોયે!

અમારી શક્તિ જુદી છે! અનુરક્તિ ય જુદી છે!
ઉરે વિરક્તિના સ્વસ્તિક પુનિત પૂરાયલા હોયે!

અમારું મન રહી નિશ્ચલ, અગમ પગલાં ભરે આગળ;
ભલે સંહાર ભૂતિના પથે પથરાયલા હોયે!

વિપિન મંજુની મનોહારી બજે જ્યાં બાંસુરી ન્યારી!
રૂઠે રાસેશ્વરી રાધા સ્વરો ગૂંથાયલા હોયે!

સ્વરો શું દિવ્ય શોધું કે, સજાવા ગીત શબ્દોને;
ગહન નિસર્ગ મંડળ-નાદમાં ગૂંથાયલા હોયે!

જટ્યા 'તા રસરસ્યા સ્વર એ મીરાં શાની દિવાનીને;
ગૂંથ્યા છે નરસિંહે પદમાં સ્વરો સંભળાયલા પોતે!

હું પણ એ સ્વર અનુગૂંજ-પુરાણો પન્થ માપું છું!
મુખન્યે મસ્ત ભક્તોનાં જીવન પકડાયલાં હોયે!

શ્રવણપથ બંસીધરની બંસીનો જો એક સ્વર પડશે
ફરીથી પણ વિશ્વ!–એ–બીજા સ્વરો વિખરાયલા હોયે!

: કવિ-મિત્રકાર : "મસ્તમયૂર"

## —: યાદ રાખો :—

(૧) સંયમ રાખો અને મન પર કાબુ મેળવો.
(૨) "ભગવાન મારી સાથે જ છે", એ ધ્યાનમાં રાખવું.
(૩) દાન કરવું. અતિથિઓની હમેશાં સેવા કરવી.
(૪) જીવનને આદર્શમય બનાવવું જોઈએ.
(૫) આત્મા પર વિશ્વાસ રાખ કે તે સદા સત્ય કરશે.
(૬) સદાથી ભગવાન આપણી સમક્ષ છે.
(૭) દરેક કામમાં હિંમત ગણ; 'હિંમતે મરદા તો મદદે ખુદા'
(૮) 'ચતુષ્પદ ઈશ્વરકૃપા' તેને જીવનમાં ઉતારજો.
(૯) ગમે તેટલું સંકટ આવે તોપણ પોતાનો ધર્મ છોડવો નહિ.
(૧૦) પરાયા ધર્મની નિંદા કરવી નહિ.
(૧૧) પોતાના જીવનમાં થતી ભૂલોને વિચાર કરીને સતત સુધારતા જવી.
(૧૨) હમેશાં આજના કર્તવ્યને અનુસરવું, ગઈ કાલની કે આવતી કાલની ચિંતાથી બળવું નહિ. 'ચિંતાથી ચિતા બુરી.'
(૧૩) સ્ત્રી–સહવાસ, ચોરી, હિંસા આના વેગને રોકો.
(૧૪) બ્રહ્મચર્યનું પાલન કરો.
(૧૫) કદિ કોઈ કર્તવ્ય કરવું આજ સમાં વખત ગુમાવવો નહિ.

—શ્રી રજનીકાન્ત, પોરબંદર

# શીખવા લાયક

લે. શ્રી અમૃતલાલ નરસિંહદાસ ગાંધી

**એકનાથજીનો અક્રોધ –**

પૈઠણમાં કોઈ દુષ્ટોએ મળીને પોતાના હઠ કરી કે જે કોઈ એકનાથ મહારાજનો ક્રોધ દેખાડશે, તેને ૨૦૦ રૂપીઆ ઇનામ આપવામાં આવશે. એક બ્રાહ્મણપુત્રે બીડું ઝીલ્યું. તે બીજા દિવસે સવારે એકનાથજીના ઘેર પહોંચ્યો. તે વખતે, એકનાથજી પૂજા કરી રહ્યા હતા તે હાથ-પગ ધોયા વગર અને કોઈને પૂછ્યા વગર સીધો પૂજા-ઘરમાં જઈને, તેમના ખોળામાં બેસી ગયો. તેણે વિચાર્યું હતું,–કે આમ કરવાથી એકનાથજીને જરૂર ક્રોધ થશે. પરંતુ તેમણે હસીને કહ્યું—'ભાઈ! તને જોઈને મને મોટો આનંદ થયો. મળે છે તો બહુ લોક પણ તમારો પ્રેમ વિલક્ષણું જ છે.' તે અચંબો પામી બોલ્યો કે તેમને ક્રોધ કરાવવો બહુ કઠણ છે, પણ તેને ૨૦૦ રૂપીઆનો લોભ હતો. ત્યારપછી બીજી વખત ચેષ્ટા કરવાનો વિચાર કર્યો. ભોજનની વખતે તેનું આસન એકનાથજીની પાસે રાખવામાં આવ્યું હતું. ભોજન પીરસાઈ ગયું. ઘી પીરસવા માટે એકનાથજીની પત્ની ગિરિજાબાઈ આવી. તે જ્યાં નીચે નમી ને બ્રાહ્મણના ભાણામાં ઘી પીરસવા ગઈ કે તરત જ તે બ્રાહ્મણ કૂદીને તેની પીઠપર બેસી ગયો. એકનાથજીએ પત્નીને કહ્યું —'જોજે બ્રાહ્મણ પડી જાય નહિં.' ગિરિજાબાઈ પણ એકનાથજીની ધર્મપત્ની હતી. તેણે હસતાં હસતાં-કહ્યું – 'કોઈ ડરની વાત નથી, મને હરિને (એકનાથજીના પુત્રનું નામ) પીઠપર બેસાડી કામ કરવાનો અભ્યાસ છે, તો આ બ્રાહ્મણને કેમ પાડી નાખીશ?' આ સાંભળીને બ્રાહ્મણની બધી આશા તૂટી ગઈ. તે એકદમ એકનાથજીના ચરણોપર પડી ગયો અને ક્ષમા માગવા લાગ્યો.

**પ્રભુવિશ્વાસી રાજકન્યાઃ—**

કરણાન દેશનો રાજા મોટો ભક્ત અને ઈશ્વરવિશ્વાસુ હતો. તેને એક પરમ ભક્તિમતી સુંદર કન્યા હતી. રાજાએ નિશ્ચય કર્યો હતો કે હું ભગવાનપર વિશ્વાસ રાખનાર મારી આ કન્યાને તેના હાથમાં સોંપીશ, કે જે સાચો ત્યાગી અને ગાઢ પ્રભુવિશ્વાસી હોય. રાજાએ તપાસ બહુ કરી પણ તેને તેવો પુરુષ મળ્યો નહિ. છોકરીની ઉંમર ૨૦ વર્ષની થઈ હતી એક દિવસ રાજાને એક પ્રસન્નમુખવાળો ત્યાગી નવયુવક મળ્યો. તેના શરીર ઉપર ઢાંકવાનું ન હતું અને તેની પાસે કોઈ પણ વસ્તુ ન હતી. રાજાએ તેને ભગવાનની મૂર્તિ સામે ઘણા ભક્તિભાવથી ધ્યાનમગ્ન થયેલો જોયો. મંદિરમાંથી નીકળતાં રાજાએ તેને પૂછ્યું–'તમારું ઘર ક્યાં છે?' તેણે કહ્યું, 'પ્રભુ જ્યાં રાખે ત્યાં.' રાજાએ પૂછ્યું 'તમારી પાસે કોઈ સામગ્રી છે?' તેણે કહ્યું–'પ્રભુની કૃપાએ મારી સામગ્રી છે.' રાજાએ ફરીથી પૂછ્યું–'તમારું કામ કેમ ચાલે છે?' તેણે કહ્યું—'જેમ પ્રભુ ચલાવે તેમ.'

તેની વાતોથી રાજાને નિશ્ચય થઈ ગયો કે આ અવશ્ય પ્રભુવિશ્વાસુ અને વૈરાગ્યવાન છે. હું મારી ધર્મશીલા કન્યાને માટે જેવો વર ખોળું છું તેવો જ પ્રભુએ આજે મને મેળવી આપ્યો છે.

રાજાએ બહુ જ આગ્રહ કરીને એને પોતાની કન્યાના ત્યાગ-વૈરાગ્યની સ્થિતિ બતાવી ને તેને પરણવા માટે આગ્રહ કર્યો. ઘણા જ આનંદ સાથે લગ્ન થઈ ગયું.

હવે રાજકન્યા પોતાના પતિની સાથે જંગલમાં એક ઝાડ નીચે પહોંચી. ત્યાં જઈને તેણે જોયું–તો ઝાડની એક બખોલમાં સૂકી રોટીનો ટુકડો પડ્યો હતો. રાજકન્યાએ પૂછ્યું– સ્વામિન્! આ રોટી અહીંયાં કેમ રાખી છે?' નવયુવકે કહ્યું–'આજ રાત્રે ખાવાના કામમાં આવશે એમ વિચારી કાલે થોડીક રોટી બચાવીને રાખી મૂકી હતી.'

આ સાંભળીને રાજકન્યા રોવા લાગી અને નિરાશ થઈ. તે જોઈને નવયુવકે કહ્યું–'હું તો પહેલાંથી જાણતો હતો કે તું રાજમહેલમાં ઉછરેલી મારા–જેવા દરિદ્રની સાથે રહી શકીશ નહિં.'

રાજકન્યાએ કહ્યું–'સ્વામિન્! હું દરિદ્રતાના દુઃખથી ઉદાસ થઈને રડતી નથી, પણ મને તો એ વાતપર રડવું આવે છે કે તમારામાં પ્રભુના તરફ વિશ્વાસની એટલી બધી ખોટ છે કે તમે 'કાલે શું ખાશું', એ ચિંતાથી રોટલીનો ટુકડો પણ બચાવી રાખ્યો છે. હું અત્યાર સુધી એટલા માટે કુંવારા રહી હતી કે મને કોઈ પ્રભુનો વિશ્વાસુ પતિ મળે. મારા પિતાએ બહુ તપાસ કર્યા બાદ તમને પસંદ કર્યા. હું સમજી કે આજ મારી જીવનની સાધના પૂરી થઈ, પરંતુ મને મોટો ખેદ થાય છે કે તમને એક ટુકડો રોટી જેટલો પણ ભગવાનપર વિશ્વાસ નથી.'

પત્નીની વાત સાંભળીને, તેને પોતાના ત્યાગપર મોટી

શરમ આવી, અને ઘણા શોકથી કહ્યું—' ખરેખર મેં મોટું પાપ કર્યું છે. બતાવ, તેનું શું પ્રાયશ્ચિત્ત કરું ?

રાજકન્યાએ કહ્યું—' પ્રાયશ્ચિત્ત કંઈ પણ નહિ; ફક્ત મને રાખો અથવા રોટીના ટુકડાને રાખો.' નવયુવકની આંખો ખુલી ગઈ અને તેણે રોટીનો ટુકડો ફેંકી દીધો.

**સહનશીલતા—**

યુનાનના મહાપુરુષ સોક્રેટીજની સ્ત્રી બહુ કંકાસ કરતી હતી. એક દિવસ તેણે ક્રોધમાં આવી પોતાના પતિ ઉપર ગંદા પાણીની ડોલ ઢાળી દીધી તે સમયે સોક્રેટીજે ક્રોધ ન કરતાં ઠંડા મીજાજથી હસીને કહ્યું, ' ગરજ્યા પછી પાણી વરસ્યા કરે છે.'

ફરીથી એક દિવસે ઘણા બન્ધુ–બાન્ધવોની સામે તેણે સોક્રેટીજના ગાલ ઉપર એક તમાચો મારી દીધો. બન્ધુ–બાન્ધવોએ તે સ્ત્રીને દંડ દેવા માટે સોક્રેટીજને બહુ ઉશ્કેર્યો, પરન્તુ તેને ગુસ્સો ન આવ્યો અને બધાને કહ્યું—' હું તમારી સામે તમાશો કરવા નથી ચાહતો કે તમે લોકો દૂર ઊભા જોતા રહો, અને ફળીના કુતરાઓને લડતા જોઈ ને જેમ બાળક તાલી વગાડે છે, તેમ તાલીઓ વગાડો '

* * *

પંડિત વિશ્વનાથ શાસ્ત્રીજી બંગાલના પ્રસિદ્ધ પંડિત હતા. એક વખત કોઈ વિષયને લઈને પંડિતો સાથે શાસ્ત્રાર્થ થઈ રહ્યો હતો. હવે વિરુદ્ધ પક્ષની હાર થવા લાગી ત્યારે તે પક્ષના એક પંડિતે નાક છીંકીને શાસ્ત્રીજીના મોં ઉપર નાખ્યું, શાસ્ત્રીજીએ તરત જ મોં સાફ કરી હસતાં–હસતાં કહ્યું–' આ તો, ક્ષણભર માટે 'અપ્રાસંગિક વિષયની વાત થઈ, હવે તેને ભૂલી જઈ પોતાના મૂળ વિષયપર ધ્યાન રાખો ' શાસ્ત્રીજીની આ સહનશીલતા અને ક્ષમાને જોઈ વિરુદ્ધ પક્ષવાળાઓએ લજ્જિત થઈને પોતાની હાર સ્વીકારી લીધી

## હીરાકણીઓ

(૧) स कीर्त्यमानः शीघ्रं आविर्भवति । નારદ–ભક્તિ–સૂત્ર.

કીર્તન કે સ્મરણ કરતા જ ભગવાન પ્રકટ થઈ જાય છે. માત્ર એને આપણે દેખી શકતા નથી. દેશકાલ—અધ્યાસ ભૂલાય તો તરત દેખાય. એ શક્તિ હજુ આવી નથી, પણ સ્મરણથી જરૂર આવશે.

(૨) ધ્યાન સહસ્રારમાં થાય છે ત્યારે જ દર્શન થાય છે. હૃદય અને સહસ્રાર એ સમયે એક હોય છે. હૃદયમાંથી સીધો પ્રાણ સહસ્રારમાં જતો રહે છે. ભક્તોને ષટ્ ચક્રો ભેદવાં પડતાં નથી.

(૩) ઈશ્વરનું ઘર સંતોનું હૃદય છે ઈશ્વરને મળવું હોય તો તેને સંતોના હૃદયમાં શોધો, દરેક જણ પોતાના ઘરમાં જ મળી શકે, માટે જ સત્સંગની જરૂર છે.

(૪) ખરા સંતો પોતાની જાતને છુપાવે પણ છે, શ્રીમન્તો પણ ખજાનો વાળાકુંચીમાં રાખે છે. લોકસંગ્રહ કે ઉપદેશ માટે જેને આદેશ મળે તે જ બહાર આવે છે, બીજાઓ તો કદાચ ભાગ–ગાંજાના દમ ફુંકતા માણસો સાધુ તરીકે જગતમાં ફરે છે

(૫) વ્યવહાર અને પરમાર્થનું ઘર્ષણ થાય ત્યારે ભોગ વ્યવહારનો જ આપવો જોઈએ, કેમકે તે મિથ્યા છે અનેક જન્મોથી એ વ્યવહારની માથાકૂટ કરતા આવ્યા છીએ. એક જન્મનો વ્યવહાર બગડવા દેવાનું સાહસ કરીશું તો ખાસ કંઈ ગુમાવીશું નહિ, ઉલટું પરમાર્થ સધાઈ ગયો તો બેડો પાર.

(૬) પ્રાથમિક અવસ્થામાં વ્યવહાર પર સામાન્ય લક્ષ્ય આપવું, પણ વિશેષ લક્ષ્ય પરમાર્થ પર રહે પ્રગતિ થતાં વ્યવહાર પર દુર્લક્ષ્ય આપોઆપ જ થઈ જાય છે, કરવું પડતું નથી.

(૭) પ્રેમીનો વ્યવહાર પ્રભુ ઝીલી લે છે. ' પ્રભુ ઝીલી લે પછી જ વ્યવહાર છોડું ' એવું ભાન હોય તે પ્રેમી થયો નથી. તેમાં નરસિંહ મહેતા અને અનેક ભક્તોનાં પ્રમાણો છે.

(૮) વ્યાપક રૂપ અને વિશેષ વિગ્રહ બન્ને એક જ છે. એ ગુહ્ય છતાં એટલી દિવ્ય વાત છે કે ગુરુકૃપા વિના સમજાય નહિ.

# પાર્વતી–સ્વયંવર

બ્રહ્માજી કહે છે—ત્યારપછી કેટલોક વખત પસાર થયો, ને હિમાલયના ઉપરના વિશાળ મેદાનમાં સ્વયંવર માટે એક સુંદર મંડપની રચના કરવામાં આવી. તે વખતે તે સ્થાન દેવતાઓનાં સેંકડો વિમાનોથી ઉભરાઇ રહ્યું. ગિરિરાજ હિમવાન્ કોઇ પણ બાબતનો વિચાર કરવામાં બરાબર કુશળ હતો. પુત્રીએ દેવાધિદેવ મહાદેવજી સાથે જે વાતચિત કરી હતી તેની ખબર તેને પડી ગઇ હતી. આથી તેણે વિચાર્યું કે મારી પુત્રી સંપૂર્ણ લોકોમાં નિવાસ કરનાર મહાદેવજીનું દેવો, દાનવો અને સિદ્ધોની સમક્ષ વરણ કરે તે ઘણું જ પુણ્યકારક છે, અને તેમાં જ મારો અભ્યુદય છે. આ પ્રમાણે વિચાર કરીને હિમાલયે હૃદયમાં મહેશ્વરનું સ્મરણ કરીને રત્નજડિત ભૂમિમાં સ્વયંવરનો આરંભ કર્યો. ગિરિરાજકુમારીના સ્વયંવરની ખબર મળતાં જ ત્રણે ભુવનોમાંથી દેવો વગેરે સુંદર સુંદર વેષ ધારણ કરીને ત્યાં આવવા લાગ્યા. મારી (બ્રહ્માજીની) સાથે સિદ્ધો અને યોગીઓ પણ હતા. ઇન્દ્ર, વિવસ્વાન્ (સૂર્ય), ભગ, યમ, વાયુ, અગ્નિ, કુબેર, ચન્દ્રમા અને અશ્વિનીકુમાર અને તે સિવાય કેટલાયે દેવતાઓ, ગન્ધર્વો, યક્ષ, નાગ, કિંનર પણ મનોહર વેષ પહેરીને ત્યાં આવ્યા હતા. ઇન્દ્રાણીનો પતિ ઇન્દ્ર એ સભામાં ખૂબ શોભાયમાન લાગતો હતો, અને બીજા દેવો ઉપર તેના આજ્ઞાકર્તાપણાથી તેમજ ખૂબ બળ અને ઐશ્વર્યને લીધે તે દર્પિત હતો અને સ્વયંવરની શોભામાં વધારો કરતો હતો.

જે ત્રણે લોકની ઉત્પત્તિનું કારણ છે જે જગતને જન્મ આપનારી તથા દેવતાઓ અને અસુરોની માતા છે, જેને પરમ બુદ્ધિમાન્ આદિપુરુષ ભગવાન્ શિવની પત્ની માનવામાં આવેલી છે, તથા પુરાણોમાં જેને પરા પ્રકૃતિ તરીકે બતાવવામાં આવેલી છે, તે જ ભગવતી સતી દક્ષની ઉપર કુપિત થઇ પોતાના શરીરનો ત્યાગ કરી દેવાનું કાર્ય સિદ્ધ કરવા માટે હિમવાનના ઘરમાં ઉત્પન્ન થઇ હતી તે જે વિમાનમાં બેઠી હતી તેમાં સુવર્ણ અને રત્નો જડવામાં આવ્યાં હતાં, તેની બને બાજુએ ચમરો લટકાવેલાં હતાં. દરેક ઋતુમાં ખિલનારાં સુગન્ધિત પુષ્પોની માળા હાથમાં લઇને પાર્વતી સ્વયંવરમાં જવા માટે નીકળી.

સ્વયંવરનો મંડપ ઇન્દ્ર વગેરે દેવતાઓથી ભરાઇ ગયો હતો. ભગવતી ઉમા હાથમાં માળા લઇને સભામાં આવી પહોંચી. આ વખતે દેવી પાર્વતીની પરીક્ષા કરવા માટે ભગવાન્ શંકર નાના બાળકનું રૂપ ધારણ કરી એકદમ તેના ખોળામાં આવી સૂઇ ગયા. દેવીએ તે સુંદર બાળકના સામું જોયું અને ધ્યાન દ્વારા તેના સ્વરૂપને જાણી લઇ તેને પ્રેમપૂર્વક પોતાના હાથોમાં લઇ લીધો. પાર્વતીનો સંકલ્પ શુદ્ધ હતો, તેની ભાવના પવિત્ર હતી. આથી તે બાળક મળતાં જ તેને પોતાનો મનોવાંછિત પતિ મળી ગયો. આથી ભગવાન્ શંકરને હૃદયસરસા લઇને પાર્વતી સ્વયંવરમાંથી પાછી ફરી. દેવીની પાસે રહેલા તે બાળકને જોઇને દેવતાઓ અંદર અંદર વિચાર કરવા લાગ્યા કે તે કોણ હશે! કંઇ ખબર ન પડવાથી તેઓ અત્યંત મોહમાં પડી ગઇ ખૂબ કોલાહલ મચાવવા લાગ્યા અને વૃત્રાસુરને મારવાવાળા ઇન્દ્રે તો પોતાનો હાથ ઊંચો કરી તે બાળક પર પોતાના વજ્રનો પ્રહાર કરવાનો પ્રયત્ન કર્યો, પરન્તુ બાળકનું રૂપ ધારણ કરેલા દેવાધિદેવ ભગવાન્ શંકરે તેના હાથને તેમને તેમજ અટકાવી દીધો. આથી ઇન્દ્ર ન તો વજ્ર ચલાવી શક્યો કે ન તો પોતાનો હાથ પાછો ખેંચી શક્યો. ત્યારે ભગ નામના એક આદિત્યે તે બાળકના ઉપર પોતાનું તેજસ્વી શસ્ત્ર ચલાવવાનો વિચાર કર્યો. ભગવાને તેને ત્યાં જ જડ જેવો બનાવી દીધો. તેનું બળ, તેજ અને યોગશક્તિ પણ કંઇ કામ કરી શક્યાં નહિં. બ્રહ્માજી કહે છે, "તે સમયે મેં પરમેશ્વર શિવને ઓળખી લીધા અને એકદમ ઊઠીને તેમનાં ચરણોમાં મસ્તક નમાવી દીધું. ત્યાર પછી મેં તેમની સ્તુતિ કરતાં કહ્યું કે, હે ભગવન્! આપ જન્મમરણ વગરના, ઘડપણ વગરના જગતના પરમ દેવતા છો. તમે જ જગતના સ્રષ્ટા, સર્વવ્યાપક, જગતના કારણરૂપ અને જગતરૂપ, પ્રકૃતિરૂપ અને પુરુષરૂપ તથા ધ્યાન કરવા યોગ્ય અવિનાશી છો પરમાત્મા, મહાન્ કારણ, મારા પણ ઉત્પાદક, પ્રકૃતિના સ્રષ્ટા, દરેકના રચનાર અને પ્રકૃતિથી પણ પર તમે છો, આ દેવી પાર્વતી પણ આપની પ્રકૃતિરૂપ છે, જે સદા આપને સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં સહાયક થાય છે આ પ્રકૃતિદેવી જ પત્નીરૂપમાં પ્રકટ થઇને જગતના કારણભૂત આપ પરમેશ્વરને પ્રાપ્ત

ગઈ છે. હે મહાદેવ! દેવી પાર્વતી સહિત આપને નમસ્કાર છે. હે દેવેશ્વર! તમારી જ કૃપાથી અને આજ્ઞાથી મેં આ પ્રજાઓની સૃષ્ટિ કરી છે આ બધા દેવો તમારી યોગમાયાથી મોહિત થઈ રહ્યા છે. આપ તેમના ઉપર કૃપા કરો જેથી તેમને સાચું જ્ઞાન પ્રાપ્ત થાય.

ત્યારપછી બ્રહ્માજીએ બધા દેવતાઓને કહ્યું કે, "અરે! તમે કેવા મૂઢ થઈ ગયા છો કે તેમને જાણી શકતા નથી! આ બાળકના રૂપમાં તો ભગવાન્ શાશ્વત શંકર છે. હવે જલદી તેમના શરણમાં જાઓ." ત્યારે બધા દેવતાઓ સ્તબ્ધ થઈ ગયા અને મનમાં જ મહાદેવજીને શુદ્ધ ચિત્તથી પ્રણામ કરવા લાગ્યા. આથી દેવધિદેવ મહાદેવજીએ પ્રસન્ન થઈને પોતાનું સ્વરૂપ પ્રથમ હતું તેવું બનાવી દીધું અને પરમ અદ્ભુત ત્રિનેત્રધારી શરીર ધારણ કર્યું. તે વખતે તેમના તેજથી પ્રભાવિત થઈને બધા દેવોએ પોતાનાં નેત્ર બંધ કરી દીધાં, ત્યારે મહાદેવજીએ દેવતાઓને દિવ્ય દૃષ્ટિ આપી જેનાથી તેઓ તેમના સ્વરૂપને બરાબર જોઈ શકવા લાગ્યા. તે સમયે પાર્વતીદેવીએ અત્યન્ત પ્રસન્ન થઈને સમસ્ત દેવતાઓના દેખતાં પોતાના હાથમાંની માળા ભગવાનનાં ચરણોમાં ચઢાવી દીધી. આ જોઈને બધા દેવતાઓ હર્ષના પોકારો કરવા લાગ્યા અને પૃથ્વી ઉપર મસ્તક નમાવીને દેવીસહિત મહાદેવજીને ફરીથી પ્રણામ કર્યા. ત્યાર પછી બધા દેવતાઓ સહિત બ્રહ્માજી હિમાલયને કહેવા લાગ્યા, "હે શૈલરાજ! તમે દરેક રીતે ધન્ય, પૂજનીય તથા વન્દનીય છો કારણ કે સાક્ષાત્ મહાદેવજીની સાથે તમારો સંબંધ થઈ રહ્યો છે. તમારા માટે આ મહાન્ અભ્યુદયની વાત છે. તો હવે વિલમ્બ કર્યા વિના જલદીથી કન્યાનો વિવાહ કરો."

આ સાંભળી હિમવાન્ બ્રહ્માજીને કહેવા લાગ્યો કે "હે દેવ! મારા દરેક પ્રકારના અભ્યુદયમાં આપ જ કારણ છો. હે પિતામહ! તો જે વિધિથી વિવાહ કરવો ઉચિત હોય તે પણ આપ જ કરાવો." બ્રહ્માજીએ શિવને કહ્યું, 'દેવ! હવે આપ ઉમાની સાથે વિવાહ કરો' તેમણે કહ્યું, 'જેવી આપની ઇચ્છા' પછી તો મહાદેવજીના વિવાહને માટે તુરત જ એક સુશોભિત રત્ન-જડિત મંડપ તૈયાર કર્યો. ઘણાં જ જુદી જુદી જાતનાં રત્નો, સુવર્ણ, મોતીઓ વગેરે પોતે જ તૈયાર થઈને મંડપને સજાવવા લાગ્યાં. મરકત મણિથી બનેલો ચોક વેદ જ વિચિત્ર દેખાવા લાગ્યો, તેમાં સોનાના થાંભલાથી તેની શોભા ખૂબ જ વૃદ્ધિ પામી, સ્ફટિક મણિની ભીંતો ચળકી રહી હતી, દરવાજા ઉપર મોતીનાં ઝુમ્મર લટકાવેલાં હતાં. ચન્દ્રકાન્ત અને સૂર્યકાન્ત મણિ ચન્દ્ર અને સૂર્યના પ્રકાશથી પીગળવા લાગ્યા. મનોહર સુગન્ધ ધારણ કરીને વાયુ ભગવાન્ શિવ પ્રત્યે પોતાનો ભક્તિભાવ પ્રકટ કરવા લાગ્યો, ચારે સમુદ્ર, ઇન્દ્ર વગેરે એક દેવતા, દેવો, નદીઓ, મહાનદીઓ, સિદ્ધ, મુનિ, ગન્ધર્વ, અપ્સરાઓ, નાગ, યક્ષ, રાક્ષસ, જલચર, ખેચર, કિંનર તથા ચારણગણ પણ તે વિવાહના ઉત્સવમાં ઉપસ્થિત થયા તુમ્બુરુ, નારદ, હાહા અને હૂહૂ વગેરે સામગાન કરનારા ગન્ધર્વો મનોહર વાજિંત્રો લઈને તે વિશાળ મંડપમાં આવ્યા હતા. ઋષિઓ કથાઓ કહેતા હતા, તપસ્વીઓ વેદ ભણતા હતા તથા મનમાં ને મનમાં પ્રસન્ન થઈને વિવાહના મન્ત્રોનો જપ કરતા હતા. સમ્પૂર્ણ જગન્માતાઓ અને દેવકન્યાઓ હર્ષમગ્ન થઈને મંગલગાન કરી રહી હતી. ભગવાન્ શંકરનો વિવાહ થઈ રહ્યો છે એમ જાણીને છએ ઋતુઓ ત્યાં સુગંધ અને સુખમય વાતાવરણ પ્રસારવા લાગી.

આ પ્રકારે જ્યારે સંપૂર્ણ ભૂતો ત્યાં એકત્રિત થયાં, અને નાના પ્રકારનાં વાજાં વાગવા લાગ્યાં છે તે વખતે બ્રહ્માજી પાર્વતીને યોગ્ય વસ્ત્રાભૂષણ પહેરાવીને મંડપમાં લઈ આવ્યા, અને શંકરને કહેવા લાગ્યા; દેવ! હું આપનો આચાર્ય બનીને અગ્નિમાં હવન કરીશ. જો તમે મને આજ્ઞા આપો તો વિધિપૂર્વક આ કાર્યનો આરંભ કરવામાં આવે' ત્યાર દેવાધિદેવ શંકરે કહ્યું, "શાસ્ત્રાનુસાર જે કંઈ વિધિ કરવાનો હોય તે આપ આપની ઇચ્છા પ્રમાણે કરો, હું આપની બધી આજ્ઞાઓનું પાલન કરીશ' આ સાંભળી બ્રહ્માજી પ્રસન્ન થયા અને તુરત જ હાથમાં દર્ભ લઈ મહાદેવજી તથા પાર્વતીદેવીના હાથોને તેનાં યોગબંધથી જોડી દીધા તે વખતે ત્યાં અગ્નિદેવ સ્વયં હાથ જોડીને ઉપસ્થિત થઈ ગયા, શ્રુતિઓનાં ગીતો અને મન્ત્રો ત્યાં મૂર્તિમાન્ થયા, બ્રહ્માજીએ શાસ્ત્રીય વિધિથી અમૃતસ્વરૂપ ઘીનો હોમ કર્યો અને દિવ્ય દમ્પતીદ્વારા અગ્નિની પ્રદક્ષિણા કરાવી. ત્યારપછી તેમના હાથને યોગબન્ધથી મુક્ત કરી આ પ્રમાણે ક્રમશ વિવાહનો વિધિ પૂર્ણ કરવામાં આવ્યો. વિવાહ સમાપ્ત થતાં બ્રહ્માજીએ ભગવાન શંકરને પ્રણામ કર્યા. આ પ્રમાણે જગતની યોગશક્તિ અને પરમેશ્વરનો ઉત્તમ વિવાહ પૂર્ણ થયો. —(ચાલુ)





# નંદલાલનું પારણીયું



(રાગ ઓરે કુમે તરવરઃ તાલ દાદરો—ખેમટો)

ઝુલો ઝુલો નંદલાલ! પારણીએ ઝુલો ઝુલો રે,
ખમ્મા ખમ્મા મ્હારા લાલ! પારણીએ ઝુલો ઝુલો રે—ધ્રુવ ટેક

સોના રૂપાનું પારણીયું સલુંણું,
હિરા ને રત્નો જડાવ—પારણીએ૦

પાયે પારણીઆને રૂડા બે મોરલા,
માણેક ને મોતી મઢાવ—પારણીએ૦

મોતીની ચાદર ને ઝાંમરી ઝવેરની,
પારણીયું લટકે ઝલકાવ—પારણીએ૦

ચાંદી વળામણો ને તકીયા મખમલના,
પારણું ઝુલાવે ગરકાવ—પારણીએ૦

બાળુડો કહાન ઝુલે રૂડે પારણીયે,
માતા ઝુલાવન હાર—પારણીએ૦

ઝુલોજી ઝુલોજી ઝુલો મારા લાલજી
જશોદા જી-જીવન આધાર—પારણીએ૦

દર્શને દોડતી પ્રેમઘેલી ગોપીઓ,
પ્રેમઘેલા ગોપી-ગોવાળ—પારણીએ૦

'દીનબંધુ'નો નાથ અંતર અજવાળતો,
રસીલો શ્યામ પ્રભુ આધાર—પારણીએ૦

"શ્રી દીન સેવક

# ભક્ત હરિદાસજી

અનુવાદક.—પ્રજાપતિ ચંદુલાલ શકરાલાલ, અમદાવાદ

'લગભગ એ સેંકડા પૂર્વેની વાત છે' શ્રી વૃન્દાવનમાં યમુનાતટ પર મનોરમ સ્થળમાં રામાનન્દી વૈષ્ણવ મહાત્મા શ્રી હરિદાસજી મહારાજ પોતાના શિષ્યો સાથે નિવાસ કરતા હતા. તે પુણ્યભૂમિની રોનક અપ્રતિમ હતી. માલતી, માધવી વગેરે લતાઓની અનુપમ સુગંધિ મ્હેકી રહી હતી ભ્રમરવૃન્દ પ્રફુલ્લિત પુષ્પોના કુન્જોને પોતાના મધુર ગુંજારવથી ગુંજાવી રહ્યા હતા. કોયલો અને પોપટોના કલરવ સાંસારિક પ્રપંચોથી ભરપૂર જીવન માનસને વિમલ બનાવી દેતા હતા. મયૂરોનું નૃત્ય ભક્તોને ઘનશ્યામના પ્રેમમાં નૃત્ય કરવાને માટે ઉત્સાહિત કરી રહ્યું હતું.

મહાત્મા હરિદાસજી મહારાજ તેજસ્વી હતા તેમના હૃદયમાં ભગવત્પ્રેમની સરિતા વહન કરી રહી હતી. જ્યારે કોઇ, મહાનુભાવ તપસ્વીના હૃદયમાં અલૌકિક પ્રેમામૃત પ્રવાહિત થાય છે ત્યારે સોનામાં સુગન્ધ જેવું થાય છે મહાત્માજીને અલૌકિક પ્રેમ પ્રાપ્ત હતો. હૃદયમાં માત્ર ભગવદ્-દર્શનની પ્રબળ વાસના હતી. ઊઠતાં-બેસતાં, જાગતાં-સૂતાં પ્રભુના વિરહમાં અશ્રુ વહા કરતા હતાં ઉત્કંઠા-ઉત્કંઠાએ વ્યાકુળતાને સ્વરૂપ ધારણ કર્યું હતું. રાત્રે જાગૃત રહીને ઇશ્વરની ઝાંખીની પ્રતીક્ષા કરતા કરતા તેઓ ભગવાનને પ્રાર્થના કરતા હતા.

એક દિવસ મહાત્મા વિરહાતુર અવસ્થામાં બેઠા હતા ચાંદની રાત હતી. સામે કાલિન્દીના તરંગો ચન્દ્રના કિરણો સાથે ક્રીડા કરી રહ્યા હતા વાયુમંડળ સર્વત્ર પ્રશાંત હતું મહાત્માજીના હૃદયમાં એકાએક દૈન્યભાવનું સ્ફુરણ થયું. તેઓ વિચાર કરવા લાગ્યા—'અનન્ત કોટિ બ્રહ્માંડોના સ્વામી, બ્રહ્માદિ દેવશિરોમણિઓને નચાવનારી માયાના પતિ, પરિપૂર્ણ બ્રહ્મ જગદીશ્વરના દર્શનનો લાભ મારા જેવા મહાપતિત, ક્ષુદ્ર પ્રાણીને ક્યાંથી મળશે? હે દયામય! મારી અયોગ્યતા છે.' તેમના હૃદયમાં સમજો કે દીનતાનો સાગર ઉછળ્યો હતો તે મહાસમુદ્રમાં મહાત્માજી ડૂબી ગયા. વિરહાકુળ થઇને તેમણે તેમના સર્વસ્વને ભગવચ્ચરણારવિંદમાં સમર્પિત કર્યું. દીનવત્સલ, પ્રેમસિન્ધુ, કરુણાનિધાન ભગવાનને પણ ભક્તનો વિરહ અસહ્ય લાગ્યો. અને તત્ક્ષણ પ્રગટ થઇ ગયા! મહાત્માજી અનિમેષ નેત્રોથી ભગવદ્દર્શનની ઝાંખી કરવા લાગ્યા.

મનોહર હાસ્યયુક્ત મુખ અરવિંદ ઉપર વાંકડિયા વાળ લટકી રહ્યા હતા—મણિજડિત મુકુટ બિંબ હોઠના પુષ્પોથી સુશોભિત હતો, કાનોમાં કુંડળનો ઝળઝળાટ હતો. નેત્રોમાં મનોહારિણી દૃષ્ટિ હતી. શ્યામલ સુકુમાર અંગો ઉપર પીતાંબર શોભાયમાન હતું ચરણો સુધી વનમાળા લટકતી રહી હતી મહાત્માજી આ રૂપમાધુર્યમાં મસ્તાના બની ગયા ભગવાને તેમને સચેત કર્યા. પોતાનો કરકમળ તેમના મસ્તક ઉપર મૂક્યો મહાત્માજીએ ભગવાનના ચરણોમાં મસ્તક ઝુકાવ્યું ભગવાને અમૃતમયી વાણી વરસાવતાં કહ્યું—'તમે જગન્નાથપુરીમાં જાઓ આવતે આષાઢ માસમાં વિગ્રહ-પરિવર્તન થશે પહેલો વિગ્રહ તમે લઇ આવો અને આ જ જગાએ વૃન્દાવનમાં સ્થાપિત કરો. હું સર્વ પ્રકારે તમારી રક્ષા કરીશ.'

આદેશ આપીને ભગવાન અન્તર્ધાન થઇ ગયા. મહાત્માજી વિરહવેદનાથી આકુળવ્યાકુળ થઇ ગયા. ભગવાનની આજ્ઞાનું સ્મરણ કરીને મહાત્માજી ધૈર્યવાન બન્યા અને પોતાના સુયોગ્ય શિષ્યોને સાથે લઇને સંકીર્તન કરતા કરતા જગન્નાથપુરીના રસ્તે ચાલી નીકળ્યા ભીષણ જંગલ, સરોવર, નદીઓ, પર્વતો અને કંટક ભરેલ માર્ગમાંથી પસાર થતા ચાર મહિને મહાત્માજી જગન્નાથપુરીમાં પહોંચ્યા. માર્ગનો અથાગ પરિશ્રમ પુરીમાં પદાર્પણ કરતાં વેંત જ દૂર થઇ ગયો અને હૃદય દિવ્યાનંદથી ભરપૂર થઇ ગયું.

જેણે શ્રી જગન્નાથનું ધામ નિહાળ્યું નથી, તેણે શું જોયું છે?—અર્થાત્ કશું જોયું નથી ભગવાને પોતાનો અચિન્ત્ય, અનન્ત ઐશ્વર્યસાગર ત્યાં પ્રવાહિત કર્યો છે. આજપર્યંત જ્યારે ત્યાં રથયાત્રા થાય છે, મહાવિશાળ ત્રણ રથ ચાલતા નથી જ્યારે ઊભા રહે છે ત્યારે સહસ્રો મનુષ્યોનો પરિશ્રમ વ્યર્થ થઇ જાય છે પ્રત્યેક પ્રયત્નો નિષ્ફળ જાય છે ત્યારબાદ ભક્તોની પ્રાર્થનાથી તેઓ સ્વયં જ્યારે વેગીલી ગતિએ ચાલે છે ત્યારે મહાન આશ્ચર્ય થાય છે રથયાત્રાના દિવસે લાખો નર-નારીઓ એકત્રિત થાય છે પ્રતિવર્ષ આ મહોત્સવ બહુ જ ધામધૂમ અને ઠાઠમાઠથી ઉજવવામાં આવે છે. રથયાત્રાનો મહોત્સવ તો હતો જ, પરન્તુ બીજો વિગ્રહ-પરિવર્તનનો યોગ પણ હતો. છત્રીસ વર્ષો બાદ જ્યારે

મે અને આવે છે ત્યારે શ્રી જગન્નાથજીનું શરીર બદલવામાં આવે છે. બહુ ભારે પ્રતિષ્ઠા થાય છે. યજ્ઞ થાય છે, વેદાધ્યયન થાય છે અને અનેક પ્રકારના અભિષેક પણ કરવામાં આવે છે આ રીતે આ મહોત્સવોમાં પણ મહોત્સવ હતો. આ વખતે કરોડો માનવીઓ જગન્નાથપુરીમાં દૂર દૂરથી આવ્યા હતા આનંદસાગર ઉલટ્યો હતો.

આ વખતે આપણા ચરિત્રનાયક મહાત્માજી પણ ત્યાં આવી પહોંચ્યા હતા અભિષેક થવામાં ચાર દિવસ બાકી હતા. મહાત્માજીએ પૂજારીઓ પાસે જઈને પોતાનો પરિચય આપ્યો અને ભગવાનની આજ્ઞા તેમને કહી સંભળાવી. પૂજારીઓએ જવાબ આપ્યો, 'અમને કોઈ પણ જાતનો અધિકાર નથી તમે રાજા સાહેબને મળો. મહાત્માજી રાજા સાહેબને મળવા ગયા. રાજા સાહેબે મહાત્માજીનું તેજોમય મુખમંડળ જોઈને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને પ્રસન્ન મને પરિચય પૂછીને આવવાનું પ્રયોજન જણાવવા કહ્યું મહાત્માજીએ ઈશ્વરાજ્ઞાથી તેમને વાકેફ કર્યા રાજા સાહેબે કહ્યું, 'મહારાજ! ચિરકાળથી પ્રથમ વિગ્રહને સમુદ્રમાં પ્રવાહિત કરવાનો નિયમ ચાલ્યો આવે છે આજે અમે નવી પ્રણાલિકા કેવી રીતે ચલાવી શકીએ? મહારાજ! આ કાર્ય માટે અમે અસમર્થ છીએ. તમને કદાચ ભગવાનની આજ્ઞા થઈ હશે પરંતુ અમને તો પ્રભુનો હુકમ થયો નથી માટે ક્ષમા પ્રાર્થું છું'

મહાત્માજીએ કહ્યું, 'રાજન્! જો વિગ્રહને સમુદ્રમાં પ્રવાહિત કરવામાં આવશે તો મારું આ શરીર પણ સાગરમાં પ્રવાહિત કરીશ, કારણ કે હું મારી પોતાની ઇચ્છાથી અહીં આવ્યો નથી' રાજા સાહેબે કંઈ જવાબ આપ્યો નહિ. મહાત્માજી સમુદ્રની ઉપર આવીને મહાન્ત મનથી ભગવાનનું ધ્યાન કરવા લાગ્યા.

અન્ન-જળનો પરિત્યાગ કરીને એકાગ્ર ચિત્તે જે રૂપનું પ્રથમ તેઓ દર્શન કરી ચૂક્યા હતા તે જ ભુવન-મોહન રૂપનું સ્મરણ કરવા લાગ્યા.

અર્ધરાત્રિનો સમય હતો. રાજા સાહેબે નિદ્રાધીન થયેલ અવસ્થામાં શ્રી જગન્નાથજીને પ્રગટ થયેલા દીઠા. તેમના મુખ ઉપર ક્રોધનો આવેશ હતો. તે મેઘ સમાન ગંભીર વાણીથી બોલ્યા, "તે મહાત્માજી મારી આજ્ઞાથી જ આવ્યા છે. તમો ભક્તોનો તિરસ્કાર કરો છો! જાઓ, તેમની પાસે જઈને ક્ષમા માગો અને તેમની આજ્ઞાનું પાલન કરો. મારો એક વિગ્રહ હવે વૃન્દાવનમાં પણ રહેશે."

રાજાસાહેબ અત્યંત ભયભીત થઈ ગયા અને જાગી ઊઠ્યા; ગભરાએ થરથર ધ્રૂજતાં શય્યામાંથી ઊઠીને તે મહાત્માજીને શોધવા માટે રાજ્યના કર્મચારીઓને આજ્ઞા કરી. બહુ જ શોધ-ખોળને અંતે પત્તો લાગ્યો રાજા સાહેબ સમુદ્રતટ ઉપર તે જ વખતે ગયા અને મહાત્માજીના ચરણોમાં પડી ગયા અને વારંવાર ક્ષમા-યાચના કરવા લાગ્યા.

સવારે ધૂમધામથી રાજા સાહેબે મહાત્માજીનું પૂજન કર્યું જગન્નાથપુરીમાં આ સમાચાર વિદ્યુત્ વેગે ચોતરફ ફેલાઈ ગયા, મહાત્માજીના દર્શનને માટે લોકો દોડતા આવતા લાગ્યા. તે સમયે મહોત્સવમાં એક અપૂર્વ આનંદોલ્લાસ છાઈ ગયો.

અભિષેક કર્યા બાદ રાજા સાહેબે શ્રી જગન્નાથજી શ્રી બલદાઉજી અને શ્રી સુભદ્રાજીને એક વિશાળ રથમાં વિરાજમાન કર્યા.

ધનધાન્ય અને સેના સહિત મહાત્માજીને વિદાય કર્યા. રથ સહિત ધૂમધામથી કીર્તન કરતા કરતા મહાત્માજીએ કેટલેક દિને વૃન્દાવનમાં પદાર્પણ કર્યું. જે સ્થાન પર તેઓ સ્વયં ભજન કરતા હતા તે સુરમ્ય સ્થાન પર એક સુંદર મંદિર બનાવીને મહાત્માજીએ તે વિગ્રહને સ્થાપિત કર્યો. વૃન્દાવનમાં અદ્યાપિપર્યંત તે જ દિવ્ય સ્થાન, તે જ દિવ્ય વિગ્રહ અને તે જ સુંદર મંદિર વિદ્યમાન છે. સામે યમુનાજી વહન કરી રહ્યાં છે, નીચે એક ઘાટ આવેલો છે કે જેને 'જગન્નાથ ઘાટ' કહે છે. આજે પણ આ સ્થાન પર અપૂર્વ દિવ્યતા જણાઈ રહી છે ભજનમાં સ્વાભાવિક મન ચોંટે છે. જાણે શાંતિનું સામ્રાજ્ય છાઈ રહ્યું છે

વૃન્દાવનમાં શ્રી જગન્નાથજી આજે પણ ભક્તોને દિવ્ય અનુભવ, દિવ્ય ચમત્કાર દેખાડે છે. ત્રણ વર્ષ પહેલાં વૃદ્ધા માતા શ્રી રામજી દેવી શ્રી જગન્નાથજીની સેવા કરતી હતી. જેમને તેમના દર્શનનો લાભ મળ્યો છે તેઓ જાણે છે કે માતાજી કેવાં તપસ્વિની અને પ્રેમની મૂર્તિ હતાં તેમને કેટલીયે વાર ભગવદ્દર્શન થતાં હતાં. ભગવત્સેવામાં હંમેશાં તેમને સુખપ્રાપ્તિ થતી

હતી, તેમના વખતની કેટલીક સાચી ઘટનાઓ અમે નીચે ઉદ્ધૃત કરીએ છીએ—

(૧) એક વાર માતાજી ભગવાનને પુષ્પ અને તુલસી ચઢાવી રહ્યાં હતાં. એકાએક શ્રી જગનાથજીનું શરીર તેજોમય થઈ ગયું અને શરીરમાંથી શ્વાસોચ્છ્વાસ ચતો દેખાયો. ભગવાનના શ્વાસની હવાનો સ્પર્શ કરવાથી તે ભાગાઈ ગઇ અને મૂર્છિત થઇને પડી ગઇ અડધા કલાક પછી તેને ભાનસાન થયું. આ ઘટના લગભગ અગ્યાર વર્ષ પહેલાંની છે.

(૨) એકવાર માતાજી હરિદ્વાર ગયાં હતાં. મંદિરમાં પૂજારીએ ભોગ ધરાવ્યો તે વખતે તે હરિદ્વારમાં ધ્યાન ધરી રહ્યાં હતાં. ધ્યાનમાં જગનાથજી પ્રગટ થયા અને થાળ સન્મુખ બતાવીને કીધું — 'આજે મેં ભોજન કર્યું નથી. આજે અમુક ત્રુટિ રહી ગઈ છે.' માતાજી વ્યાકુળ થઈ ગયાં અને તેમણે તત્ક્ષણ પૂજારીને એક પત્ર રવાના કર્યો. તે દિવસે જે જે પદાર્થનો ભોગ લગાવ્યો હતો તે લખ્યા અને ત્રુટિ પણ લખી જણાવી. તે કાગળની સર્વ હકીકતો સત્ય જોઇને બધાને મહાન આશ્ચર્ય થયું. તે દિવસથી સેવામાં બહુ જ સાવધાની રાખવામાં આવી. આ વાત આશરે ૭ વર્ષ પહેલાંની છે.

(૩) એક વાર મંદિરમાં ભંડારો થઈ રહ્યો હતો. એક મોટા પાત્રમાં યમુનાજીથી પાણી મંગાવ્યું અને તે જ પાત્રમાં દાળ બનાવવામાં આવી જ્યારે દાળ બની ત્યારે પાત્ર એકાએક ઊંધું થઇ ગયું અને તેમાંથી એક સજીવ માછલી નીકળી. તે નાની માછલી ઉકળતી દાળમાં કેવી રીતે જીવિત રહી હશે! આ અદ્ભુત ઘટના શુમારે વીસ વર્ષ પૂર્વેની છે.

(૪) મંદિર પાસે એક કૂવો બનાવેલો છે. એ કૂવામાં લગભગ વીસ હાથ પાણી હતું. એક યાત્રિક જળ ભરવા ગયો. પાણી ભરતાં ભરતાં જ અકસ્માત તે પડી ગયો. તેણે જગનાથજીનું ધ્યાન કર્યું. ધ્યાન કરતાં વેંત જ તેને એક પ્રકાશ દેખાયો અને કુવામાં પાણી એક હાથ જ રહી ગયું. તે સાનંદ કૂવામાં ઊભો થઇ ગયો. તેને બહાર કાઢવામાં આવ્યો ત્યારે તે હસી રહ્યો હતો ઘાનું નામનિશાન પણ ન હતું તે નીકળ્યો ત્યારે પાણી પાછું વીસ હાથ થઇ ગયું આ ઘટના લગભગ પચીસ વર્ષ પૂર્વેની છે. (આ દાખલાને મળતો જ એક દાખલો આજથી ત્રીજે વર્ષે જ્યારે શ્રીયુત 'પુનિત' મહારાજનો સંઘ પગપાળા ડાકોર જઇ રહ્યો હતો ત્યારે બનવા પામ્યો હતો. લગભગ સવારના પાંચનો સમય હતો. ફાગણ સુદ ૧૧નો દિવસ હતો. ધામતવાણ અને ધોડાસર સ્ટેટની વચ્ચે એક વાવ આવે છે. તે વાવ આશરે ૪૦ થી ૫૦ ફૂટ ઊંડી હશે. સંઘની આગળ હમેશાં નિશાન હોય છે નિશાન દર વર્ષે જેમ ત્યાં ઊંચું રાખવામાં આવે છે તેમ આ સાલ પણ ઊંચું રાખવામાં આવ્યું હતું. નિશાન સાથે કેટલાક કિશોરો પણ હતા. ઘોર અંધારું હોવાને કારણે એક બાર-ચૌદ વર્ષનો કિશોર ચાલીશ ફૂટ ઊંચેથી વાવમાં પડયો. એક મોટો અવાજ થયો. હું પણ નિશાન સાથે જ હતો. અમે બધાએ બત્તી લઈ ને જોયું તો એક છોકરો પાણીમાં તરફડીયાં મારી રહ્યો હતો. કેટલાક લોકો નીચે ઊતર્યા. ઉપરના લોકો તો 'ગોપાલ કૃષ્ણ, રાધે કૃષ્ણ' ની ધૂન મચાવી રહ્યા હતા. એ ધૂન સાચા હૃદયની હતી. શ્રી. ઇશ્વરલાલ શાસ્ત્રીજીએ નીચે ઉતરીને પોતાની કીમતી શાલ પાણીમાં નાખીને તે છોકરાને બહાર કાઢયો. ત્યાર બાદ તે છોકરાને ઊંધો લટકાવવામાં આવ્યો. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે તે છોકરાએ અડધો લોટો પણ પાણી પીધું ન હતું. અને વધુ આનંદાશ્ચર્યની વાત તો એ છે કે તેને કોઇપણ જગાએ ઇજા થઈ ન હતી. અને બહાર નીકળીને કપડાં બદલીને પાછો તે છોકરો પૂર્વવત્ નિશાનની સામે ચાલવા લાગ્યો. તેનું વદન પ્રફુલ્લ હતું. તેનું મુખમંડળ અપૂર્વ હાસ્યથી ચમકી રહ્યું હતું. તેને તો એમ જ લાગતું હતું કે કશું જ બન્યું નથી. તેને બાળસ્વરૂપે ભગવાનની ઝાંખી થઈ હતી એમ મારી સાથેની વાતચીત દરમિયાને તે છોકરાએ કહ્યું હતું. આ ખરેખર ચમત્કારિક પ્રસંગ હતો. નાસ્તિકવાદના પ્રચંડ પૂરની અંદર ઘસડાતાં નવયુવાનોને ધડો લેવા જેવો આ પ્રસંગ છે—અનુવાદક)

(૫) એક વાર મંદિરમાંથી એક અત્યંત મનોહર છડી મળી. તેની ચમક વિલક્ષણ હતી. તે ન તો સોનાની માલૂમ પડતી હતી કે ન લાકડાની કે ન તો પીત્તળની; તે અલૌકિક જ હતી તેની પ્રાપ્તિ બાદ તેની પૂજા થવા લાગી. જે દિવસથી તે આવી તે દિવસથી મંદિરમાં આનંદની લહેરીઓ ઉછળતી હતી. ભક્તોને દિવ્ય અનુભવ થવા લાગ્યો. ધનધાન્યથી પણ આશ્રમ પરિપૂર્ણ થઈ ગયો. એક દિવસ માતાજીએ યમુનાતટ પર તેનું પૂજન કર્યું. પૂજન પછી જે વખતે તેને મૂકી તે જ

વખતે તે છડી જેવી રીતે માણસ ચાલે છે તેવી જ રીતે જઈ ને યમુનામાં અદશ્ય થઇ ગઈ. આ ઘટના પંદર વર્ષ પહેલાંની છે.

(૬) અષાઢ માસમાં એકવાર રથયાત્રાના દિવસે સંધ્યાસમયે આરતી થવાની હતી અંધકાર વ્યાપી ચૂકેલો હતો. તે જ વખતે યમુનાતટની બાજુએથી એક સુકુમાર શ્યામવર્ણયુક્ત બાળક આવ્યું. તેના માથા ઉપર વાળ વિખરાએલા હતા. તેનું રૂપમાધુર્ય જોઈને માતાજીએ પૂછ્યું, ભાઈ! તું ક્યાં રહે છે? બાળકે સહાસ્ય કહ્યું, યમુનાકિનારે. માતાજીએ પુન પ્રશ્ન પૂછ્યો, 'તમારા પિતાશ્રીનું નામ શું છે?' બાળકે હસીને તે વાત ઉડાવી દીધી. પૂજારી મંદિરમાં હતો. માતાજીએ પૂજારીને કહ્યું, 'પ્રસાદ લાવીને આને આપો.' જે વખતે તે પૂજારી પ્રસાદ લાવ્યો તે વખતે તે બાળક અન્તર્ધાન થઇ ગયો. આ બધી ઘટનાઓ જેમણે સગી આંખોએ જોઈ છે તે ભક્તગણ હજી પણ વૃન્દાવનમાં મોજૂદ છે. આ ઘટના લગભગ સોળ વર્ષ પહેલાંની છે.

બોલો ભક્ત અને ભગવાનની જય! સમ્પૂર્ણ

# શ્રી કૃષ્ણ અને ગોવાળ

લે ઠક્કર કાન્તિલાલ લક્ષ્મીરામ ચાંપશવાળા

એક વખત શ્રીકૃષ્ણ, બળરામ તથા ગોવાળીયાઓ, ગાયો લઈને, યમુના નદીના કિનારે, ચરાવવા માટે ગયા. આ બધી ટુકડીનો સરદાર, કાનુડો હતો. રસ્તે ચાલતાં, મારગ ભૂલીને તેઓ અજાણ્યા મારગે ચડી ગયા.

ગાયને પુષ્કળ ચારો મળ્યો, અને યમુના નદીનું પાણી પી, ગાયો ચરવા માંડી. પરંતુ ગોવાળોને ખૂબ જ ભૂખ લાગી, હજુ સુધી ભાતું આવ્યું ન હતું. કારણ કે, ધારેલા ઠેકાણે ગોપીઓ ભાતું લઈને આવી પરંતુ ગોવાળો રસ્તો ભૂલી બીજે રસ્તે ચાલ્યા હતા તેથી ગોપીઓ ફરી ફરીને થાકી ગઈ અને ઘેર ચાલી ગઈ.

ગોવાળો—હે કાનુડા! તે ઘણા જ રાક્ષસોને માર્યા તો આ ભૂખને કેમ ન મારી! કારણ કે અમારા પેટમાં ભૂખની આગ લાગી છે.

ત્યારે કાનુડાએ દૂર નજર કરી તો જમના નદીના કિનારા ઉપર બ્રાહ્મણોને યજ્ઞ કરતા જોયા.

કાનુડો—હે! ગોવાળો, તમે જમના નદીના કિનારે બ્રાહ્મણો પાસે જઈને અરજ કરો અને કહો કે, "અમને કૃષ્ણ તથા બળરામે મોકલ્યા છે તો ખાવાનું આપો."

ગોવાળો—હે બ્રાહ્મણો! ભૂદેવો, અમોને ખાવા માટે અન્ન આપો. શ્રીકૃષ્ણ અને બળરામે અમોને મોકલ્યા છે.

ભૂદેવ—હે ગોપબાળો! તમે તો મૂરખા છો! અને સાથે કૃષ્ણ અને બળરામ પણ મૂરખા છે આ તો દેવનો ભાગ છે. માટે તમોને કંઈ મળશે નહિ.

ગોવાળો કૃષ્ણ પાસે આવ્યા અને બોલ્યા, "હે કાનુડા! લેવુંદેવું તો બાજુએ રહ્યું પરંતુ ભૂદેવોએ અમારી સાથે પ્રેમથી વાત પણ ન કરી."

કૃષ્ણ—હે ગોવાળો! એ કર્મકાંડી બ્રાહ્મણોને સાચી માનવતાનો ખ્યાલ જ ઓછો છે તેમને સ્વર્ગમાં હોય તેવાં સુખ જોઈએ છે અને પરદુઃખની કિંમત તેમનામાં હોતી નથી. તેઓ તો એ જ કર્મના ધક્કે ચડશે અને પડવાના.

ગોવાળો—ભાઈ કાનુડા! તારી વાત સાચી એ ચડવાના હશે ત્યારે ચડશે પરંતુ અમો તો આજે જ ચડયા. આશામાં ગયા હતા અને નિરાશામાં પાછા પડ્યા.

કાનુડા! જો ભૂદેવ આટલા દયા વગરના હશે તો સ્વર્ગના દેવ કેટલા નિર્દય હશે! અને જ્યારે દેવમાં આવી દાનવતા વસવાટ કરશે ત્યારે એમને વંદન કોણ કરશે?

કાનુડો—એ જ કારણથી બ્રાહ્મણો, આજે કૂતરાની માફક અપમાનિત થાય છે જ્યારે ઈશ્વરે ડોક્ટર રૂપી બ્રાહ્મણોને દુનિયા પર મૂક્યા અને જગતના રોગોરૂપી કામ ક્રોધને દૂર કરી ઉપદેશ કરવા મોકલ્યા; પરંતુ ડોક્ટરોરૂપી બ્રાહ્મણોએ ખીસ્સાં ભરીને ફી લેવામાં મોટો ભાગ આપ્યો છે એટલે પૈસા લઈ ઉપદેશ આપે છે.

ડોક્ટરોને જેટલી માણસની જીંદગીની કિંમત નથી તેટલી તેમની ફીની કિંમત છે તે જ પ્રમાણે આજે બ્રાહ્મણોને જેટલી પૈસાની (લક્ષ્મીની) કિંમત છે તેટલી

માણસને ઉપદેશ આપી સીધે રસ્તે ચલાવવાની કિંમત નથી.

વળી પરદુ:ખભંજનની ભાવનાને ડૉકટરે દેશવટો આપ્યો છે તેવી જ રીતે બ્રાહ્મણોએ સાચી માનવતાને દેશવટો આપ્યો છે.

તો હે ગોપબાળો! હવે તે ડૉકટરોને છોડો અને વૈદ્યોને પકડો, કારણ કે વૈદ્યો વાઢકાપમાં કુશળ ન હોઈ તેમનાં કલેજા નરમ છે, તે જ પ્રમાણે તમો બ્રાહ્મણોને પડતા મૂકી હવે તેમની ધર્મપત્નીઓ પાસે જઈને અન્નની યાચના કરો તો તેમનાં હૃદય નરમ હોઈ તેઓ તમોને આપશે.

હે ગોપાળો! જાઓ તમે બ્રાહ્મણપત્નીઓ પાસે મારૂં નામ દેશો તો તમોને તે અન્ન આપશે. કારણ કે એમને અને મારે જૂની ઓળખાણ છે" ત્યારે ગોવાળો ગયા અને બ્રાહ્મણીઓ પાસે જઈને અન્નની માગણી કરી કાનુડાનું નામ દીધું.

બ્રાહ્મણીઓએ કહ્યું કે તમારા કાનુડાનું અમોને દર્શન કરાવો તો અમો ભાત ઉપાડીને પગે ચાલી ત્યાં પહોંચાડવા આવીએ.

ત્યારે ભાત લઈને બ્રાહ્મણીઓ કાનુડાના દર્શને ચાલી. આ બાજુ કૃષ્ણ ભગવાને સર્વ શણગાર ધરી બ્રાહ્મણીઓને દર્શન આપવા ઊભા છે જ્યારે બ્રાહ્મણીઓએ કાનુડાને જોયા ત્યારે દેહનું ભાન ભૂલી અને જ્યારે જોયું ત્યારે—

શંખ, ચક્ર, ગદાપદ્મ મુખ મોરલી ધનીર,
વૃંદાવનની કુંજમાં જયજય નંદકિશોર.. સીતાવર

# હિંદુ ધર્મ

લે શ્રી સ્વામી અદ્વૈતાનન્દજી

[ગતાંક પૃષ્ઠ ૫૧૭થી ચાલુ]

(૨)

અદ્યતન માનસશાસ્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે મનુષ્યના ચિત્તની અંદર જે ઉચ્ચતર વિચારો અને ભાવનાઓ ઉદ્ભવે છે, તેનું મૂળ શોધવાનો પ્રયત્ન કરીએ તો આપણને જણાય છે કે સામાન્ય ચેતનાની પરના પ્રદેશમાં એનો ઉદ્ગમ છે બધા ધર્મો પણ એક મહાન સત્યનું પ્રતિપાદન કરે છે કે માનવી અંતઃકરણ અમુક સમયે મન, અને ઇન્દ્રિયોની પરિમિત દશાને વટાવી જઈ ઇન્દ્રિયાતીત અવસ્થાનો અનુભવ કરે છે અને તે દશામાં જે જ્ઞાન મેળવે છે તે જ્ઞાન જ સર્વ ધર્મના પાયારૂપે છે. આ સત્યોની યથાર્થતા વિષે નિર્ણય કરવાનો અને તર્કબુદ્ધિની કસોટીએ ચઢાવવાનો આપણને હક્ક છે એમ ન કરવામાં આવે અને અંધશ્રદ્ધાથી કામ લેવામાં આવે તો એક અજ્ઞાની મનુષ્ય પણ જ્ઞાની થવાનો દાવો કરી જનસમાજને ખાડામાં ઊતારી શકે છે પરમ સત્ય તર્કથી પર છે, બુદ્ધિથી અગમ્ય છે, એનો અર્થ એ નથી કે સત્ય બુદ્ધિવિરોધી છે. હિંદુ ધર્મની અંદર વેદો ઋષિઓએ લખેલા છે એમ મનાય છે ઋષિનો ખરો અર્થ "મંત્રદ્રષ્ટા" થાય છે. જે મનુષ્ય પોતાના આત્માથી પર એવા પરમાત્માના હાથમાં જીવનની દોરી સોંપી જેમ તે નચાવે તેમ નાચે, જેમ તે બોલાવે તેમ બોલે, જે મનુષ્ય આ દુનિયા કરતાં વિશાળ એવા જગતની સાથે સતત સંપર્કમાં રહે અને તેમાં પ્રાપ્ત થયેલી પ્રેરણાથી સર્વ ક્રિયાઓ કરે તેને આપણે "મંત્રદ્રષ્ટા" કહી શકીએ. વેદને આપણે અપૌરુષેય કહીએ છીએ એનું કારણ એ છે કે તેમાં ભરેલા જ્ઞાનને સમયે અહંભાવનું અસ્તિત્વ લેશ માત્ર પણ નહોતું. યહુદી, ખ્રિસ્તી, અને મુસ્લિમ ધર્મોમાં પણ આ જ સિદ્ધાન્તનું સમર્થન કરવામાં આવ્યું છે બુદ્ધ દેવના જીવનચરિત્રનો, જેમણે અભ્યાસ કર્યો છે તેઓ પણ જાણે છે કે બોધિવૃક્ષની છાયામાં આસન દૃઢ કરી આત્મચિંતનમાં જ્યારે બુદ્ધ ભગવાન બેઠા હતા તે વખતે તેમણે સમાધિ-અવસ્થામાં પ્રવેશ કર્યો હતો અને તેમનો સમગ્ર ઉપદેશ તેમને થયેલા અનુભવના પરિણામ રૂપે જ હતો.

વિજ્ઞાનદ્વારા મળેલું જ્ઞાન થોડા જ વખતમાં જૂનું અને નકામું થઈ જાય છે આ જ્ઞાન સાપેક્ષ છે, કારણ કે તે જગતના પરિવર્તનરૂપ પદાર્થોનું છે, પદાર્થોની નીચે રહેલા શાશ્વત સત્યનું નહિ. પશ્ચિમમાં પણ ઘણા સતપુરુષો થઈ ગયા છે કે જેમણે આ અનુભવ કરેલો છે 'સોક્રેટિસ" કહેતા કે 'મારા હૃદયમાં એક દેવ વસે છે અને તે જ મારી વાણી મારફત બોલે છે." પ્લેટો પણ માને છે કે મનુષ્યને પ્રેરણા કોઈ દેવ અથવા

देवी पासेथी मळे छे प्लेटो, ज्योर्ज इलियट, स्पीनोझा वगेरे अनुभवी पुरुषोनुं मतव्य छे के मनुष्य ज्यारे पोतानी आसपासनी वस्तुओ भूली जाय छे अने उन्मादनी अवस्था प्राप्त करे छे त्यारे ज ते सारामां सारुं सर्जन करी शके छे अमेरीकाना सुप्रसिद्ध शास्त्री श्री. वीलीअम जेम्स पोताना एक पुस्तकमां जणावे छे के पूर्व अने पश्चिम बन्ने विभागोमां आवा अनुभवी संतो उत्पन्न थया छे अने आपणे तेमना उपदेशोनो निष्पक्षपात पणे अभ्यास करीए छीए तो जणाय छे के आवा महात्माओना बोधवचनोमां वैषम्यना करतां साम्य घणुं होय छे.

परम तत्त्वनुं दर्शन, ब्रह्मसाक्षात्कार, आत्मानुभूति, ए मनुष्यजीवननुं अंतिम लक्ष्य छे कारण के अनंत आनंद, अनंत ज्ञान, अनंत ऐश्वर्य सर्व नामरूपात्मक पदार्थोना अधिष्ठान तरीके कायमने माटे छे ज, मनुष्य मात्रनो ए जन्मसिद्ध हक्क अने स्वभाव छे.

हिंदु धर्म, मनुष्यना मनमां परब्रह्मप्राप्ति माटे उत्पन्न थयेली तालावेलीजन्य प्रयोगोनो इतिहास छे। इतिहास शब्दनो अर्थ आपणे घणो ज मर्यादित करीए छीए अने बनावोना क्रमबद्ध प्रवाहने आपणे ते नाम आपीए छीए, पण आ घटनाओना ऊंडाणमां प्रवेश करी तेनुं रहस्य समजवा आपणे सामान्य रीते प्रयत्न करता नथी मनुष्यना आदर्शोने मूर्त स्वरूप आपवामां हजारो वर्ष लागे छे

जे ज्ञानी छे, अनुभवी छे, ते समाधि-अवस्थामां अनिर्वचनीय, नित्य, बोधस्वरूप, अनुपम, अपार, नित्यमुक्त, निष्क्रिय, असीम, आकाशतुल्य, भेदरहित, जरा मृत्यु रहित, अभाव रहित, वस्तुस्वरूप, नाम रहित, स्थिर, समुद्रतुल्य, अक्षय, शांत अने सर्व रीते परिपूर्ण एवा परब्रह्मनो पोताना हृदयमां अनुभव करे छे

आ अनुभव करनार पुरुष समस्त जगतने पोतानी अंदर पोताना संकल्पजन्य तरंग तरीके जुए छे पोतानाथी भिन्न तेनुं अस्तित्व छे एवो सामान्य अनुभव तेनी दृष्टिमांथी नीकळी जाय छे.

परम सत्यने परब्रह्म तेमज ईश्वर, निर्गुण तेमज सगुण ए बन्ने रीते जणावेलुं आपणे जोईए छीए एनुं कारण ए ज छे के परमात्मा कायम स्थिर रहीने, पोते असंख्य रूपो धारण करी शके छे. आ बे स्वरूपो एकबीजाना हरीफ छे एम नथी परमात्मा उभय रूपे भासे छे, कोईने ज्ञाननो अने कोईने अनुभवनो विषय बने छे अने कोईने उपासना अथवा भक्तिनो ज्यारे छेवटनो अनुभव थाय छे त्यारे आ बधा भेदो आपोआप शमी जाय छे.

" मनुष्योनी प्रकृतिमां नैसर्गिक भेद होवाथी एक ज लक्ष्यनी प्राप्ति माटे भिन्न भिन्न मार्गो होय शके. जेम साधनोमां विविधता तेम उन्नतिनो मार्ग सुगम थाय छे "धर्मना आवा आगन्तुक क्षेत्रमां वैविध्य ए धार्मिक भावनाना विकासनुं साधन छे," आ विचार हिंदु मनसमां सुदृढ थवाथी हिंदु धर्मे सर्व प्रकारना आचार-विचारने पोताना विशाळ उदरमां समावी लीधा छे जे मत घणा माणसो आग्रहपूर्वक धरावता होय, जेनाथी तेमना जीवननी थोडे घणे अंशे पण उन्नति होय, ते सामान्य पणे नर्यो भ्रम छे एम आपणे कही शकीए नहि मानव समाज अदृश्य वातावरणनी साथे एकता साधवा कायम प्रयत्न करे छे. जगतमां जे शांतिमय अवस्थानो आपणने अनुभव थाय छे ते आ क्रियानुं ज परिणाम छे. जे गूढ तत्त्वने विश्वनी पार तथा विश्वनी अंदर जुए छे तेने मनुष्योमां भाव अने आकांक्षा-बन्ने प्रकारनी लागणीओ होय छे.

हिंदुधर्मनी मान्यता प्रमाणे स्वधर्म ए स्वभावनुं अविभाज्य अंग छे, तेथी दरेक जणे स्वधर्मने पोता माटे उत्तम गणी तेनुं ज रक्षण करवुं जोईए. आ पक्षपातनो अतिरेक न थाय ते पण जोवुं जोईए, स्वधर्मानुसरणनो सिद्धान्त मनुष्यनी प्रगति माटे आवश्यक छे, पण तेनी साथे आ प्रमाणे वर्तन करवानी बीजाने पण छूट आपवी जोईए, तेथी अन्य धर्मो प्रत्ये समान आदरभाव केळववा उपर हिंदु धर्ममां खास आग्रह करवामां आव्यो छे. आ भ्रातृभाव विशुद्ध होवो जोईए तेनी साथे गाढ पण होवो जोईए ज्यारे धर्म शब्दनो खरो अर्थ लोकोना मनमां दृढ थशे त्यारे ज 'धर्म' तेना खरा स्वरूपमां प्रकाशशे अने मनुष्य जीवनना प्रस्तरमां सक्रिय भाग लेवा मांडशे. प्रत्येक विचारद्वारा, प्रत्येक आचारद्वारा, समाजने लगता प्रत्येक कार्यमां धार्मिक भावनानो आविर्भाव थवो जोईए. धर्म केवळ मंदिरोमां, देवळोमां, धार्मिक पुस्तकोमां अथवा अमुक प्रकारनी विधिओमां ज परिसमाप्त थतो नथी, धर्म मानवजातिना समग्र जीवनने स्पर्श करे छे.

પરમાત્મા પ્રત્યેની આત્માની જે સ્વાભાવિક ગતિ છે તેમાં મદદ કરી તેને વધારે ત્વરિત બનાવવી એ ધર્મગુરુનું કર્તવ્ય છે. મનુષ્યનો હૃદયપલટો દલીલો વડે કરી શકાતો નથી. યુક્તિઓ બુદ્ધિને સ્પર્શ કરે છે, જીવનને નહિ. આચરણનું પ્રત્યક્ષ ઉદાહરણ બતાવીને જ આચાર-વિચારમાં ચિરસ્થાયી ફેરફારો થઈ શકે છે એવું હિંદુ ધર્મશાસ્ત્રોનું ખાસ મંતવ્ય છે. સાધકોની ઉપાસનાનો પ્રકાર બદલ્યા વિના જ હિંદુ ધર્મમાં તેમની આત્મપ્રાપ્તિની ઝંખનાને પોષણ આપવામાં આવે છે જે કોઈ દેવ યા દેવીને ઉપાસ્યરૂપે સ્વીકારવામાં આવે છે, તેને જ છેવટે પરમાત્મપદ આપવામાં આવે છે.

હિંદુઓ એ સ્વીકારે છે કે પરમાત્મા મનુષ્યના અંતરમાં વસે છે. કોઈ પણ નાતજાતનો ને કોઈ પણ ધર્મ કે દેશનો પ્રત્યેક મનુષ્ય આ પરમ પદ મેળવી શકે છે અને પોતાના આખા જીવનમાં તેનો આવિર્ભાવ કરી શકે છે

ભગવાનના ભવનમાં પ્રવેશ કરવાના અનેક રસ્તા પણ એના મોટા વિભાગો ત્રણ પાડવામાં આવ્યા મનુષ્ય જ્યાંસુધી મનને આધીન છે ત્યાંસુધી દ્વારા જ ઉચ્ચતમ ભૂમિકામાં પ્રવેશ કરી શકે. માં ત્રણ શક્તિઓ છે જ્ઞાન, ઇચ્છા, ક્રિયા. આમાંથી જેનું પ્રાધાન્ય હોય તેનો આશ્રય કરીને યોગમાર્ગમાં આગળ વધવાનું કહેવામાં આવે છે, તેથી સર્વ યોગમાર્ગનો સમાવેશ જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગમાં કરવામાં આવ્યો છે પ્રત્યેક યોગની અંદર બીજા માર્ગો પણ થોડેવત્તે અંશે અંતર્ગત હોય છે પણ અમુક પદ્ધતિની પ્રધાનતા ઉપરથી એક વિશેષ નામ આપવામાં આવે છે જ્ઞાનયોગમાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન ઉપર ભાર દેવામાં આવે છે ભક્તિયોગમાં શ્રવણ, કીર્તન, નામસ્મરણને અંતરંગ સાધન તરીકે ગણવામાં આવે છે અને કર્મમાર્ગમાં, અનાસક્તિ, લોકસંગ્રહાર્થ પ્રવૃત્તિ, સાક્ષીભાવ અને નિશ્ચળતાને આવશ્યક ગણવામાં આવે છે. સર્વ યોગોમાં ચિત્તશુદ્ધિની, અહિક વાસનાઓના સંપૂર્ણ ત્યાગની, ચિત્તસ્થિરતાની, સંપૂર્ણ વૈરાગ્યની અને અભ્યાસની જરૂરિઆત સ્વીકારવામાં આવે છે.

સંસાર પરમાત્માની ઇચ્છાનુસાર ચાલે છે અને તેમાં નીતિ-નિયમનો અમલ છે એવું હિંદુ ધર્મ સ્વીકારે છે. જીવન એક વ્યાયામશાળા છે. માણસને પોતાનાં કર્મો પ્રમાણે દુઃખ પડે છે. કર્મની શરૂઆત વિચારથી ને ભાવનાથી થાય છે, પછી તે વાણી અને આચારદ્વારા અભિવ્યક્ત થાય છે. પ્રત્યેક ક્રિયાના સંસ્કાર વ્યક્તિના ચિત્ત ઉપર પડે છે અને તેથી તેના અંતઃકરણનું ઘડતર થાય છે, તેની સાથે પ્રત્યેક ક્રિયા બ્રહ્માંડ ઉપર પણ અસર કરે છે હાલના સમયમાં ધ્વનિવાહક યંત્ર બતાવે છે કે દરેક શબ્દ સમસ્ત જગતમાં પ્રસરી જાય છે. આ જ નિયમ માનસિક વિચારો અને ભાવનાઓને પણ લાગુ પડે છે. જેવો આઘાત તેવો પ્રત્યાઘાત આ સિદ્ધાન્તાનુસાર પ્રત્યેક કાર્યમાં તેનું પરિણામ અંતર્ગત હોય છે જ. આ કર્મનો અચળ નિયમ બરોબર મનમાં દૃઢ કરવામાં આવે તો દૈવવાદને જીવનમાં મહત્ત્વનું સ્થાન રહેતું નથી. કોઈ પણ દૈવી શક્તિ સ્વેચ્છાનુસાર આપણા ઉપર શાસન ચલાવે છે એવું કાંઈ નથી. ગરુડપુરાણ કહે છે કે "આપણને સુખદુઃખ દેનાર કોઈ બહારની વસ્તુ નથી કોઈ પરાયું આપણને સુખદુઃખ આપે છે એમ માનવું એ કુબુદ્ધિ છે. આપણે પોતે કરેલું કામ જ આપણને ફળ આપે છે અને આપણા પોતાના કર્મથી જ આપણે સુખદુઃખના દ્વંદ્વમાંથી મુક્તિ મેળવી આપણો ઉદ્ધાર કરવાનો છે" ઈશ્વર પોતાની કૃપાનું દાન મનસ્વીપણે કરતો નથી, નિયમો પ્રમાણે જ બ્રહ્માંડમાં સર્વ કાર્યો થયાં કરે છે દરેક મનુષ્ય પોતાના ભાવિનો સ્વતંત્ર સ્વામી છે. જે સાંકળથી આપણે અત્યારે બંધાયેલા છીએ તે આપણે પોતે જ ઘડી છે અને તેને તોડી નાખવાનું કામ પણ આપણે જ કરવાનું છે. આ પ્રયત્નમાં ગુરુઓ-આપણાથી આગળ વધેલા મનુષ્યો-સહાય કરી શકે, પ્રોત્સાહન આપી શકે પણ બીજાઓ આપણું કામ કરી આપે એ આશા રાખવી એ ફોકટ ફાંફાં છે.

સ્થૂળ શરીર નષ્ટ થઈ જાય પછી આત્માની શી સ્થિતિ થાય છે એ વિષે હિંદુ ધર્મનો મત એવો છે કે આ જીવન એ આત્માનો છેલ્લો મુકામ નથી. આત્મા મનુષ્યદેહથી જ શરૂઆત નથી કરતો અને ત્યાં જ અટકી જતો નથી. જ્યાંસુધી અવિદ્યા નાશ પામે નહિ ત્યાં-સુધી આત્માની ઉન્નતિનું મહાન કાર્ય એક ભવમાંથી બીજા ભવમાં અને બીજાથી ત્રીજામાં એમ અખંડપણે ચાલ્યાં કરે છે. કર્મનો નિયમ સ્વીકારવામાં આવે તો

પુનર્જન્મનો સિદ્ધાન્ત પણ સ્વીકારવો જ જોઇએ. આ બન્ને વિચારો એકબીજાની સાથે સંકળાએલા છે આપણાં મથનો, આ શ્રેયો પુરુષાર્થ આપણને માર્ગદર્શક થઈ પડે છે, અને આપણને ભિન્ન ભિન્ન જન્મોમાં મળેલા અનુભવોદ્વારા આપણે પ્રગતિ સાધીએ છીએ. આપણા અનુભવો નકામા જતા નથી જીવન એક અખંડ અને અવિચ્છિન્ન પ્રવાહ છે. જેમ સરિતાનો પ્રવાહ જ્યારે તે સાગરમાં લીન થાય છે ત્યારે અટકે છે તેવી રીતે જીવનની ગતિ પણ નિર્માણું કરેલ સ્થાને પહોંચતા ( મોક્ષ મળતાં ) સ્થગિત થઇ જાય છે.

હિંદુ સંસ્કૃતિના ઘડતરમાં અનેક બળોએ ફાળો આપ્યો છે. આ બધા પ્રવાહોને હિંદુ ધર્મે અપનાવી પોતાના અસલ સ્વરૂપમાં મેળવી દીધા છે પ્રત્યેક જીવંત ધર્મ હમેશ ગતિમાન હોય છે. ધર્મનું બાહ્ય અંગ (ક્રિયાકાંડ) અને ધર્મનું શાશ્વત અંગ (કેન્દ્રવર્તી સિદ્ધાન્તો) આ બે એક વસ્તુ નથી, ધર્મના આચારના કલેવરમાં દેશકાલાનુસાર ફેરફાર કરવો પડે હાલનાં સમયમાં હજારો સ્ત્રી-પુરુષોના મનમાં સાચા ધર્મના, ન્યાયી સુરાજ્યવ્યવસ્થાના, રાજકીય, આર્થિક, આંતર રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક ક્ષેત્રોમાં પુનર્ઘટનાના વિચારો રમી રહ્યા છે હિંદુધર્મના સર્વમાન્ય સિદ્ધાન્તોમાંથી આવા વિચારોને માર્ગદર્શન અવશ્ય મળી શકે એમ છે.

ॐ

# દેવ-દર્શન

લેખક—શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી, M. A, ph. D.

કયો સાત્વિક ભક્ત જન પ્રતિદિન બાર નવાર દેવ-દર્શને નહિ જતો હોય ? જાહેર દેવાલયમાં તેમજ પોતાના ઘરના દેવાલયમાં, શિવપાર્વતી, વિષ્ણુ, કૃષ્ણ, ગણપતિ, લક્ષ્મી, અંબાજી ઇત્યાદિ દેવદેવીઓનાં દર્શન ભક્તના અંતરને કેવો આનંદ આપે છે !

ઈશ્વર મૂળ તો નિર્ગુણ-નિરાકાર છે ગીતામાં ભગવાન કહે છે કે अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धय.। 'હું અવ્યક્ત (નિરાકાર) હોવા છતાં બુદ્ધિહીનો મને વ્યક્ત (સાકાર) માને છે' (અ. ૭, શ્લો, ૨૪) આમ ઈશ્વર તત્ત્વતઃ નિરાકાર છે, છતાં ઈશ્વરની ઉપાસના માટે તેના સાકાર સ્વરૂપની કલ્પના ઘણી આવશ્યક છે. ગીતામૃત દેનાર- એ જ, શ્રીકૃષ્ણ આગળ જતાં અર્જુનને ખુલાસો કરે છે કે क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् । ઈશ્વરના વ્યક્ત તેમજ અવ્યક્ત એ બન્ને સ્વરૂપના ઉપાસકો ઈશ્વરને પામે છે, પણ અવ્યક્તની ઉપાસના કરનારાઓને શ્રમ વધારે પડે છે. (અ. ૧૨, શ્લો. ૫) આથી ઈશ્વરના અવ્યક્ત સ્વરૂપનાં વિવિધ પાસાંને જુદાં જુદાં વ્યક્ત રૂપ આરોપીને તે તે વ્યક્ત રૂપની ઉપાસના કરવાનો સરળ માર્ગ પ્રચારમાં આવ્યો. પરંતુ આ વ્યક્ત રૂપનું ધ્યાન તો આખરે અવ્યક્તપણે અર્થાત્ સૂક્ષ્મ કલ્પનાથી ધરવાનું હોવાથી એ રૂપની પ્રત્યક્ષ ઝાંખી કદાચિત્ કોઈ અભ્યાસીને જ થાય. આથી સર્વસામાન્ય ભક્તજનને ધ્યાન ધરવામાં સરળતા રહે તેવી તે તે વ્યક્ત રૂપની તાદૃશ પ્રતિકૃતિ સ્થૂલ પદાર્થમાં ઉતારવાની આવી. આવી પ્રતિકૃતિને આપણે મૂર્તિ અથવા પ્રતિમા કહીએ છીએ; ને નિરાકાર ઈશ્વરનાં જુદાં જુદાં સાકાર રૂપને આપણે દેવતા અથવા દેવ-દેવી કહીએ છીએ. આ સાકાર દેવતાઓની પ્રત્યક્ષ પ્રતિમાઓ દ્વારા નિરાકાર ઈશ્વરની ઉપાસના ઘણી સરળતાથી કરી શકાય છે એ સહુના અનુભવની વાત છે.

ઈશ્વરને સાકાર સ્વરૂપ આરોપીને તેની પ્રતિકૃતિની ઉપાસના કરવામાં ઈશ્વરનો-જ ઉદ્ધાર પાય છે. શ્રીકૃષ્ણ ગીતામાં સ્પષ્ટ કહે છે, કેઃ-

यो यो यां यां तनु भक्तः श्रद्धयार्चितुमिच्छति।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम्॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान्॥

"જે જે ભક્ત જે જે રૂપને શ્રદ્ધાથી અર્ચવા ઇચ્છે છે, તેને તેને હું તે પ્રકારની શ્રદ્ધા બેસાડું છું. તે શ્રદ્ધાથી એ તેનું આરાધન કરે છે ને તેના વડે મારા દ્વારા જ તેનાં ઈપ્સિત ફળ પ્રાપ્ત કરે છે." (અ૦ ૭, શ્લો૦ ૨૧-૨૨)

ભગવાનના ભક્તો ચાર પ્રકારના હોય છે आर्त, जिज्ञासु, अर्थार्थी ને ज्ञानी (ગીતા, અ. ૭, શ્લો.

૧૬) કોઇ દ્રૌપદીની જેમ દુઃખથી પીડાતાં ભગવાનને ઉપાસે છે, તે આર્ત, કોઇ વિદ્યાર્થીની જેમ જિજ્ઞાસાથી ઉપાસે છે તે જિજ્ઞાસુ; કોઈ સંસારીની જેમ પોતાની અભિલાષા માટે ઉપાસે છે તે અર્થાર્થી, ને કોઇ નિઃસ્પૃહ ઋષિની જેમ માત્ર જ્ઞાનના સમજથી જ ઉપાસે છે તે જ્ઞાની. સંસારનો મોટો વર્ગ દુઃખ અને આકાંક્ષાથી પ્રેરાઇ ઇશ્વરનાં સગુણ રૂપોને ઉપાસતો જોવામાં આવે છે; પરંતુ વસ્તુત પ્રતિમાદ્વારા થતી સગુણરૂપની ઉપાસનાનું પરમ ધ્યેય ધ્યાનના તે સરળ માર્ગદ્વારા મૂળ ઇશ્વરની ઉપાસના કરીને તેના સ્વરૂપને પામવાનું હોવું જોઈએ.

દરેક દેવ-દેવીમાં મનુષ્યના જીવનને આદર્શરૂપ કંઈ ને કંઈ દૈવી ગુણ રહેલા હોય છે આથી તે દેવતાના દર્શનસમયે તેના તે પરમ ઉદાત્ત ગુણોને સ્મરીને તેનું પોતાના આચરણમાં અનુસરણ કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરતા રહેવું એ જ દેવદર્શનનો ખરો ઉદ્દેશ છે માત્ર દેવાલયમાં જઈ ને ચન્દ્રચિત્તે દેવના દર્શન કરવાથી કે તે દેવની પ્રતિમા સમક્ષ તેનાં કંઈ સ્તોત્ર ગાએ તેમ ^ જવાથી એ દેવદર્શન આપણા મનુષ્યજીવનને ાાગ્યેજ કંઇ પારમાર્થિક પ્રેરણા આપી શકે તેથી ʼનપ્રસંગે તેતે દેવની મૂર્તિના તાદૃશ ભાવ જવા એ દરેક ભક્તજન માટે ખાસ જરૂરી છે. ઘણાખરા ભક્તજનો તો શું પણ કેટલાક પૂજારીઓ પણ પોતે જેની ઉપાસના કરતા હોય તે દેવના તાદૃશ ભાવ યથાર્થ ન સમજતા હોય એમ જોવામાં આવે છે. આથી આ લેખમાળામાં આપણાં વિવિધ દેવ-દેવીઓની મૂર્તિઓના વિવિધ સ્વરૂપોની સમજુતી આપવા માગીએ છીએ.

× × ×

દેવની મૂર્તિ ત્રણ પ્રકારની હોય છે • ચલ, અચલ અને ચલાચલ ચલ નાની, ધાતુની, ખસેડી શકાય તેવી; બલિ, અર્ચન, ઉત્સવ ને સ્તવન માટેની અચલ-પાષાણની, ન ખસેડી શકાય તેવી, નિત્યપૂજા માટેની. ચલાચલ-સામાન્યત ન ખસેડાય છતાં ખાસ પ્રસંગે ખસેડાય તેવી વળી જે મૂર્તિઓ દેવ ઊભા રજૂ કરવામાં આવે તે સ્થાનક, જેમાં બેઠેલા રજૂ કરવામાં આવે તે આસન ને જેમાં સૂતેલા રજૂ કરવામાં આવે તે શયન કહેવાય છે. શયનાવસ્થામાં માત્ર વિષ્ણુની મૂર્તિ હોય છે; અન્ય દેવોની મૂર્તિઓ આસનાવસ્થામાં કાં તો સ્થાનકાવસ્થામાં હોય છે. વળી મૂર્તિના રૌદ્ર-ઉગ્ર અને શાન્ત-સૌમ્ય એવા પણ બે પ્રકાર છે

વિષ્ણુની મૂર્તિમાં ચાર વિશિષ્ટ સ્વરૂપ છે (૧) યોગ-સ્વરૂપ વસ્તીથી દૂર શાંત એકાંત સ્થળે દેવાલયમાં પ્રતિષ્ઠિત કરવામાં આવે છે ને તે ભક્તોને યોગસિદ્ધિ અપાવે છે. (૨) ભોગ-સ્વરૂપ ગામ કે નગરની વસ્તીની વચ્ચે સર્વજનોને દર્શનનો લાભ મળે તેવી રીતે પ્રતિષ્ઠા પામે છે ને તે ભક્તોના ઇચ્છિત ભોગ પૂરા પાડે છે. (૩) વીર-સ્વરૂપ ભક્તોને શારીરિક વીર્ય આપનારૂં છે ને તેની સ્થાપના વસ્તી વચ્ચે તેમજ વસ્તીથી દૂર બન્ને સ્થાં થાય છે. (૪) આભિચારિક-રૂપ શત્રુના પરાભવ તેમજ અવસાનનિમિત્તે હોવાથી એથી વિરાગ ઉત્તેજક હોવાથી વસ્તીથી દૂર આવેલા પર્વત, અરણ્ય, મેદાન ને દુર્ગ જેવા એકાંત સ્થળોએ આરાધાય છે.

દેવાલયો, નદી, જલાશય, સંગમ, સમુદ્રતટ, ગિરિ-શિખર, ગિરિતળેટી ને ગામ જેવા મનુષ્યની ભારે અવરજવરવાળાં સ્થળોએ બંધાવાય છે. સામાન્ય રીતે શિવનું દેવાલય ગામની ઇશાને, વિષ્ણુનું પશ્ચિમે, સૂર્યનું પૂર્વે, દુર્ગાનું દક્ષિણે, કાર્તિકેયનું વાયવ્યે ને વનાયકનું ઉત્તરે હોય છે દેવાલયનું મકાન સમચતુરસ્ર (ચોરસ), કેટી (ગોળ), આયતાસ્ર (લંબચોરસ) કે વૃત્તાયત (લંબગોળ) હોય છે.

દેવ અને દેવાલયની પદ્ધતિસર માહિતી આગમ, તંત્ર ને પુરાણના ગ્રંથોમાં મળી આવે છે. અંગ્રેજીમાં મૂર્તિ-વિધાનનાં અદ્યતન પુસ્તકો છે, મરાઠીમાં પણ એક પુસ્તક છે. ગુજરાતીમાં જૈન ધર્મને ઉપયોગી પુસ્તકો છે. આથી આપણાં પૌરાણિક દેવ-દેવીઓની મૂર્તિના વિષય પર ગુજરાતીમાં પુસ્તક તૈયાર કરવાની જરૂર રહે છે.

## (૧) ગણપતિ

દેવદર્શને જતાં ઘણુંખરાં દેવાલયમાં ગણપતિની મૂર્તિ મોખરે જોવા મળે છે આપણા ધાર્મિક અને સામાજિક પ્રસંગોમાં પણ સર્વ દેવમાં ગણપતિની પ્રથમ પૂજા થાય છે. તેથી આપણે પણ સહુથી પહેલાં આ દેવનું સ્વરૂપ સમજીએ.

એ જગત પિતરૌ-જગતનાં માતાપિતા ગણાતાં પાર્વતી-પરમેશ્વરના પુત્ર છે. યોગેશ્વર શંકરે બે પુત્ર ઉત્પન્ન

કર્યો છે. તેમાં શ્રી ગણપતિ બુદ્ધિમાં અને કાર્તિકસ્વામી બળમાં શ્રેષ્ઠ છે ગણપતિની ઉત્પત્તિ વિઘ્નેશ્વર તરીકે થઈ



છે. આ સ્વરૂપનો ઉદ્દેશ દેવો અને દૈવી પ્રકૃતિના જનોનાં સત્કાર્યમાં આડે આવતાં વિઘ્ન દૂર કરવાનો તેમજ અસુરો અને આસુરી જનોનાં કુકર્મમાં વિઘ્ન નાખવાનો છે. ભક્તોને માટે તે વિઘ્નહર હોવાથી સર્વ સમારંભની શરૂઆતમાં તેમની ઉપાસના થાય છે.

વિઘ્નેશ્વર ગણપતિ કેવી રીતે બન્યા તેને માટે શિવપુરાણમાં આવી કથા આવે છે. શિવને જેમ પોતાના ગણ છે તેવી રીતે પાર્વતીએ વિઘ્નેશ્વરને પોતાના ગણ બનાવ્યા. એક પ્રસંગે પાર્વતી સ્નાન કરતાં હતાં ને વિઘ્નેશ્વર દ્વાર સાચવતા હતા, ત્યારે શિવ ત્યાં દાખલ થવા ગયા ને વિઘ્નેશ્વરે તેમને અટકાવ્યા. શિવે તેમને સમજાવ્યા, પણ વિઘ્નેશ્વર ન માન્યા. પછી શિવ પરાણે જોરથી જવા ગયા તો વિઘ્નેશ્વરે તેમને મારી કાઢી કાઢ્યા આથી વિઘ્નેશ્વર અને શિવના ગણો વચ્ચે વિગ્રહ થયો. આખરે શિવે વિઘ્નેશ્વરનું શિર છેદી ઉડાવી દીધું. પાછળથી પાર્વતીની વિનવણીથી શિવ તેમને સજીવન કરવા સંમત થયા. તેમણે દેવોને કોઈ પ્રાણીનું મસ્તક લાવવા ઉત્તરમાં મોકલ્યા; દેવોને તે દિશામાં જતાં પ્રથમ એક હાથી મળ્યો ને તેનું શિર વિઘ્નેશ્વરના ધડ પર બેસાડવામાં આવ્યું. હવે વિઘ્નેશ્વર ગજાનન બન્યા. શિવે તેમના પર પ્રસન્ન થઈ ને તેમને પોતાના તમામ ગણોના નાયક બનાવ્યા. ત્યારથી તે ગણપતિ-ગણેશ કહેવાયા. પોતે જ ગણોના નાયક હોવાથી ને તેમના ઉપર કોઈ નાયક ન હોવાથી તેઓ વિનાયક પણ કહેવાય છે.

ઐતરેય બ્રાહ્મણમાં 'ગણપતિ'ને બૃહસ્પતિ તરીકે ઓળખવામાં આવ્યા છે. બૃહસ્પતિ દેવોની પ્રાર્થનાઓના અધિષ્ઠાતા છે, તેમ વિઘ્નેશ્વર રૂપથી તેઓ ગણોના પતિ હોઈ બુદ્ધિના અધિષ્ઠાતા છે. વિઘ્નેશ્વર તરીકે તેઓ સિદ્ધિના પણ આધિષ્ઠાતા છે. આથી તેમની પત્ની તરીકે બુદ્ધિ અને સિદ્ધિને સ્થાન અપાય છે. તેમના ભાઈ કાર્તિકેય બુદ્ધિને બદલે બળના અધિષ્ઠાતા છે ને આજીવન અવિવાહિત રહ્યા છે. આ પરથી ગણપતિના વિવાહ માટે એવી વાત રજૂ કરવામાં આવી છે કે વિવાહ માટે બંને ભાઈ તૈયાર થતા તેઓ પૃથ્વીની પ્રદક્ષિણા કરવાની દોડની શરતમાં ઊતર્યા. કાર્તિકેય મયૂરવાહન પર ઝડપથી પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યા, ત્યારે ગણેશ તો માત્ર માતાપિતાની સાત પ્રદક્ષિણા કરીને બેસી રહ્યા હતા. પણ માતાપિતાની સાત પ્રદક્ષિણા તે આખી પૃથ્વીની એક પ્રદક્ષિણા બરાબર છે એવો શ્રુતિનો આધાર ટાંકી ગણપતિએ પોતાનો વિજય કબૂલ કરાવ્યો, ને આથી કાર્તિકેય કંટાળીને વનમાં જતા રહી અવિવાહિત જીવન ગાળવા લાગ્યા. કાર્તિકેયના અગ્રજ (મોટાભાઈ) તરીકે તેઓ મહાગ્રજ કહેવાય છે.

ગજાનન સ્વરૂપે ગણેશને એક દંત, લાંબી સૂંઢ ને શૂર્પકર્ણ (સૂપડા જેવા કાન) છે. એક દાંત માટે એવી વાત છે કે શિવે આપેલા પરશુ વડે પૃથ્વીને નક્ષત્રી કરીને પરશુરામ શિવને ત્યાં ગયા, ત્યારે શિવ-પાર્વતી એકાંતમાં બેઠાં હોવાથી ગણપતિએ તેમને અંદર જતાં અટકાવ્યા, આથી પરશુરામે તેમના પર પરશુનો પ્રહાર કર્યો. પિતાના પરશુ તરફના માનને લીધે ગણેશે પ્રહારનો સામનો ન કરતાં પોતાના ડાબા દંત પર પ્રહાર ઝીલ્યો. એમ કરતાં તેમનો તે દંત તૂટી ગયો. ત્યારથી તે एकदन्त બન્યા.

વળી ગણપતિ लम्बोदर છે સ્થૂલ દૃષ્ટિએ તેઓ અનેક મોદક આરોગે છે ને તેથી લંબોદર છે પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિએ એમના લંબોદરનો કંઈ ઉદાત્ત અર્થ હોવો જોઈએ. પદ્મપુરાણમાં મોદકને મહાબુદ્ધિનું પ્રતીક જણાવ્યું છે ઉદાર દિલથી તે સહુના કષ્ટમાત્રને મિષ્ટ અન્નની જેમ અંગીકૃત કરી લે છે, એવો પણ અર્થ ઘટાવી શકાય. તેમને વિવિધ શ્લોકોનો પણ શોખ છે. તેમનાં આયુધમાં પરશુને અંકુશ ખાસ જોવામાં આવે છે. તેમનું વાહન મૂષક (ઉંદર) છે.

ગણપતિનાં અનેક સ્વરૂપ આલેખવામાં આવ્યાં છે.

બાલ ગણપતિ—આ ગણપતિનું બાલસ્વરૂપ છે, તેમના ચાર હાથમાં ચાર પ્રકારનાં ફળ હોય છે.

**તરુણ ગણપતિ**—આ ગણપતિનું તરુણ સ્વરૂપ છે; તેના ૭ હાથમાં પાશ, અંકુશ, ઈત્યાદિ હોય છે.

**ભક્તિ ગણપતિ**—ચાર હાથમાં, શ્રીફળ, આમ્રફળ, સાકર, ને પાયસ) પાત્રવાળું આ સ્વરૂપ શ્વેતવર્ણું છે

**ઘોરવિઘ્નેશ**—આ સ્વરૂપને સોળ હાથ હોય છે, તેમાં તે વેતાળ, શક્તિ, ધનુષ્ય, બાણ, ખડ્ગ, ખેટક (ઢાલ) મુદ્ગર (મોગરી), ગદા, અંકુશ, પાશ, શૂળ, કુંદ, પરશુ ને ધ્વજ ધારણ કરે છે.

**શક્તિ ગણેશ**—આ સ્વરૂપના અનેક પ્રકાર છે. એમને ચાર, ૭ કે આઠ હાથ હોય છે બાજુમાં દેવી બિરાજે છે તે વિઘ્નેશ્વરી દેવી છે તેના એક હાથમાં પદ્મ હોય છે ને બીજો હાથ આશ્લેષની મુદ્રામાં હોય છે.

**હેરમ્બ**—આ ગણેશનું પંચાનન સ્વરૂપ છે. ચાર દિશામાં ચાર ગજમુખ ને એ ચાર પર પાંચમું ગજમુખ હોય છે સિંહ પર આરૂઢ હોય છે આઠમાંથી ૭ હાથમાં પાશ, દંત, અક્ષમાલા, પરશુ, મુદ્ગર હોય છે ને બાકીના હાથ વરદમુદ્રા અને અભયમુદ્રા દર્શાવે છે. વરદમુદ્રામાં હાથ આંગળીઓ નીચે ને હથેળી સામે રહે તેમ નીચો ધરવામાં આવે છે. અભયમુદ્રામાં હાથ આંગળીઓ ઉપર ને હથેળી સામે રહે તેમ ઊંચો ધરવામાં આવે છે.

**પ્રસન્ન ગણપતિ**—આ ગણેશનું પદ્માસનસ્થ સ્થાનક સ્વરૂપ છે. દેહનો તેમજ વસ્ત્રનો વર્ણ રક્ત છે. બે હાથમાં પાશ અને અંકુશ છે. બીજા બે હાથ વરદ અને અભય મુદ્રામાં છે અથવા એ બીજા બે હાથમાં દંત અને મોદક હોય છે.

**ધ્વજ-ગણપતિ**—ચાર હાથમાં પુસ્તક, અક્ષમાલા, દંડ અને કમંડળ હોય છે.

**ઉન્મત્ત-ઉચ્છિષ્ટ-ગણપતિ**—આ રક્ત વર્ણનું ત્રિનેત્ર સ્વરૂપ છે. ચાર હાથમાં પાશ, અંકુશ, મોદકપાત્ર ને દંત છે તેમના ગજમુખ પર ઉન્મત્ત ગજનો ભાવ હોય છે.

**વિઘ્નરાજ-ગણપતિ**—આ રક્ત સુવર્ણ સ્વરૂપને ચાર હાથ હોય છે; બે હાથમાં તે પાશ અને અંકુશ ધારણ કરે છે, બીજા બે હાથથી તે આમ્રફળ આરોગે છે.

**ભુવનેશગણપતિ**—આ શ્વેતવર્ણ સ્વરૂપને આઠ હાથ છે. હાથમાં શંખ, ભગ્નદંત, પાશ, અંકુશ, કુસુમમંજરી, ઇક્ષુકાર્મુક (શેરડીનું ધનુષ્ય)ને પુષ્પબાણ હોય છે છેલ્લાં બે આયુધનો કામદેવ સાથેનો સંબંધ સુવિદિત છે.

**નૃત્તગણ પતિ**—આ નૃત્ત કરતા ગણેશનું સ્વરૂપ આહ્લાદક છે. આઠમાંથી સાત હાથમાં તે પાશ, અંકુશ મોદક, કુઠાર, દંત, વલય ને અંગુલીય (વીંટી) ધારણ કરે છે ને આઠમો હાથ નૃત્તની વિવિધ ક્રિયાઓ માટે છૂટો રાખે છે. મૂર્તિઓમાં આઠને બદલે ચાર હાથ જોવામાં આવે છે નૃત્ત સ્વરૂપમાં ડાબો પગ જરા વાળીને પદ્માસન પર મૂકેલો ને જમણો પગ વાળીને અદ્ધર ઊંચો કરેલો હોય છે

**હરિદ્રા ગણપતિ**—ગણેશના આ ત્રિનેત્ર સ્વરૂપનો વર્ણ હળદર જેવો પીળો છે, વળી વસ્ત્ર પણ પીળાં છે, ચાર હાથમાં પાશ, અંકુશ, મોદક ને દંત છે.

**ભાલચન્દ્ર**—શંકરની જેમ ગણેશ આ સ્વરૂપમાં પોતાના ભાલ પર ચંદ્ર ધારણ કરે છે.

શ્રી ગણેશની મૂર્તિના આ વિવિધ સ્વરૂપનાં વર્ણન મૂર્તિવિધાનનાં પ્રાચીન પુસ્તકોમાં મળે છે. ધાતુ કે પાષણ પરના તેના પ્રત્યક્ષ નમૂનાઓ પ્રાચીન કાળની કેટલીક મૂર્તિઓમાં જોવા મળે છે, પરંતુ અર્વાચીન શિલ્પીએ ઘડેલી મૂર્તિમાં મોટે ભાગે ગણપતિનાં અમુક સાદાં સ્વરૂપોની ઓછી વિવિધતા રજૂ થાય છે ગુજરાતનાં અર્વાચીન દેવાલયોમાં મુકાતી ગણેશની મૂર્તિ બનતા સુધી આસન (બેઠેલી) પ્રકારની હોય છે. નીચે મૂષકનું વાહન, દેહે લાંબી ફાંદ ને મુખે જમણી બાજુ વાળેલી સૂંઢ, ડાબી બાજુ દંત અને સૂપડા જેવડા વિશાળ કર્ણ હોય છે. મૂર્તિ ચતુર્ભુજ હોય છે. ઉપલા બે હાથમાં અંકુશ ને પરશુ અને નીચલા બે હાથમાં માળા ને મોદક હોય છે. ફાંદ પર સર્પનો ઉદરબંધ હોય છે.

આવા વિઘ્નેશ્વર ઉમામહેશ્વસુત ગણેશનાં દર્શન સર્વને શુદ્ધિ અને સિદ્ધિને પંથે પ્રેરો !

# —સ્થિતપ્રજ્ઞ—

લે શ્રી. 'રેમણ' નાવલીકર

વર્તમાન જગતમાં સ્થિતપ્રજ્ઞ થવું એ ઘણું જ કઠિન કામ છે. માનવી ધારે એ દિશામાં જઈ શકે એમ તો જાણે છે જ છે, કિંતુ આધુનિક દુનિયા વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓથી એટલી તો ભરી ભરી બની ગઈ છે કે જેમાંની એકાદ પ્રવૃત્તિ તો એ ધારેલી દિશામાં ગમન કરતા માનવીના માર્ગમાં અંતરાયરૂપ બની જ રહે

એક માનવી મનમાં ઠરાવ કરીને નીકળે કે મારે આજથી ઈશ્વરપરાયણ જ રહેવું છે. હાં, એ ઈશ્વરપરાયણ રહી તો શકે, પરન્તુ ક્યારે? એનું મન જગતની પ્રવૃત્તિઓથી પર રહે ત્યારે. જગતનું સુખ-સામર્થ્ય એને ન લલચાવી શકે ત્યારે, ખોટા મોહ અને દંભથી એ અલિપ્ત રહેતાં શીખે ત્યારે, માયાનાં આવરણો એને ન ચળાવી શકે ત્યારે, નહિ કે પાર્થિવ પદાર્થોના પ્રેમપંકમાં પડયો પડયો પોમગતાના પ્રચંડ પોલ પેદા કરે ત્યારે એણે ઈશ્વરપરાયણ બનવું જ હોય તો પ્રથમ એની પ્રજ્ઞાને સ્થિર કરવી જોઈએ, અને જગતની પ્રવૃત્તિઓમાં ભટકતા મનને રોકીને આત્માથી જ આત્મામાં સંતુષ્ટ રહેતાં શીખવું જોઈએ. બાકી એવા ઠરાવો કંઈ જીવન ધન્ય બની જતું નથી.

જેઓ માત્ર મનસુબા જ કરે છે તેઓ તો ઘડી પછી પાછા જીવનની માયાવી ઘટમાળની ગૂંચમાં ગૂંચવાઈ જ પડવાના. કારણ કે એમનું મન એમના તાબામાં હોતું નથી, એઓ સુખદુઃખમાં સમ રહી શકતા નથી અને ઘડી પછીના જીવનની એમણે કલ્પના કરી હોતી નથી.

દુનિયામાં આવા માણસો કાંઈ એક કે બેની સંખ્યામાં નથી, જેથી આપણે એમનો વ્યક્તિગત પરિચય સાધી એમના માનવ સ્વભાવનું પૃથક્કરણ કરી એમને કલ્યાણને માર્ગે દોરી શકીએ. એવા તો કેટલાયે માનવીઓ મળી આવશે કે જેઓ ઘડી પહેલાં આત્મકલ્યાણની વાતો કરતા હોવા છતાં નજીકનાં જ ભવિષ્યમાં પાર્થિવ પદાર્થોની લોલુપતામાં લપસી પડ્યા હોઈ એમના પ્રાકૃતિક દુર્ગુણોનું પ્રદર્શન કરી અનાચારના અખાડાઓને પોષમાર ધપાવ્યે જતા હોય.

ભલા! આ પ્રકારના માનવીઓ શી રીતે સુધરી શકે! જેમની પ્રજ્ઞા સ્થિર નથી. જેઓ જગતને અહંભાવે જોતાં શીખ્યા નથી. જેમનું ચંચળ મન જગતના વ્યવસાય આગળ નવરું જ પડતું હોતું નથી. અને જેમનું મન જગત અસાર છે એમ લાગતાં—એટલે કે દુઃખનો સ્વાનુભવ થતાં—વૈરાગ્યની વાતો કરવા માટે તત્પર બને છે, અને બીજી જ ક્ષણે જ્યારે તેઓ માયાવી જગતમાં મૃગજળ સમાન સુખને જોતાં તેની પાછળ દોડી જતા હોય છે આ પ્રમાણે બધ આપે શું આત્મસાક્ષાત્કાર થતો હશે? નહિ નહિ, કદાપિ નહિ. એ તો દ્વાર બંધ કરી પાછળ સુંગળ લગાવી કોઈ મિત્રને આમંત્રણ આપ્યા જેવી વાત થઈ. આત્મસાક્ષાત્કાર કરવો હોય તો પ્રથમ વિશાળ બનવું જોઈએ, અનન્યભાવે જોતા શીખવું જોઈએ અને હૃદયના દરવાજા ખુલ્લા મૂકી દઈને પ્રેમ, દયા અને સદ્ભાવનારૂપી પૂજાની સામગ્રી ગ્રહીને ઉરમાં ઉમળકો લાવી, મુખડે હાસ્ય ફરકાવી ત્યાં ઊભા રહેવું જોઈએ.

આ પ્રકારના માનવીએ તો ઈશ્વરપરાયણ થવાનું લાગવાની સાથે જ—દુઃખના સ્વાનુભવ પછી જગતના સુખ ઉપર વૈરાગ્ય આવવાની સાથે જ કોઈ સદ્ગુરુની શોધમાં સંચરવું જોઈએ, અને મનની અપવિત્ર, હલકી અને માયાવી વૃત્તિઓનો સંહાર કરી હૃદયને નિર્મળ બનાવવું જોઈએ. ગુરુના પ્રતાપે જ્યારે એનું અંતઃકરણ પવિત્ર ભાવનાઓથી પીગળશે ત્યારે એનું દેહ વિષેનું અભિમાન છૂટી જશે. પછીથી આ જગતને એ જુદી જ દૃષ્ટિએ જોવા માંડશે, અને દુઃખ તેમજ ઉદ્વેગ એના ચિત્તથી દૂર થઈ એની સુખની કલ્પના નષ્ટ થશે. પછીથી એ જે આચરણ કરશે તે અનાસક્તભાવે અને સંયમી ઇન્દ્રિયોથી કરશે. અને સંયમી ઇન્દ્રિયોથી વિષયો ગ્રહતા છતાં એ પ્રસન્નતા જ મેળવશે:

रागद्वेषविमुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

ગીતા—અધ્યાય ૨જો. શ્લોક ૬૪.

પ્રસન્નતા એ સુખનું નિકાલ છે વળી ઉપર પ્રમાણે મેળવાએલી પ્રસન્નતા એ સાત્વિક પ્રસન્નતા હોવાથી એમાંથી મળતું સુખ પણ સાત્વિક જ ગણાય.

હવે આ પ્રમાણેના સાત્વિક સુખનો સ્વાનુભવી આત્મા એ સામાન્ય તો ન જ ગણાય ને? એને તો નથી દેહાભિમાન કે નથી આત્માભિમાન. એને મન તો બધું જ ઈશ્વરનું સ્વરૂપ છે એની દૃષ્ટિએ જગત એ જગત નથી પણ બ્રહ્મનું વ્યાપક સ્વરૂપ છે એ જ્યાં જ્યાં અને જે જે સ્થિતિમાં હોય છે ત્યાં ત્યાં અને તે તે સ્થિતિમાં સમાનતા સાચવી શકે છે એની બુદ્ધિ સ્થિર બની જાય છે—એ સ્થિતપ્રજ્ઞ બની જાય છે. અસ્તુ

# ભક્તોની ભેટો

લે શ્રી વ્રજલાલ દ. મહેતા

( ગતાંક પૃષ્ઠ ૫૦૯ થી ચાલુ )

૪૨ કૃત્રિમતાના અંચળા ઓઢીને મોટા કે મહાન થવાની ઇચ્છા સેવ્યા કરો છો તેથી જ તમે સમાજનો શુદ્ધ પ્રેમ સંપાદન કરી શકતા નથી. ને ઉલટા તમે સમાજને-શિષ્ટ સમાજને છેલ્લે પાટલે જઇ પડો છો કૃત્રિમતા તથા ડોળ કે દંભના અવનવા વેષ ભજવીને સમાજમાં માન મેળવવા માટેના ધમપછાડા છોડીને જેવા છો તેવા જ રહો તો જરૂર સમાજ તમને તમારી લાયકાતના પ્રમાણમાં-તમારી યોગ્યતાના પ્રમાણમાં માનપાન આપતો થઇ જશે. કારણ કે સમાજ એટલે એક નહિ પણ અનેક. અને પંચ ત્યાં પરમેશ્વર એ તો જાણો છો ને?

૪૩...તમારી દુન્યવી સત્તા, તમારી આર્થિક બળવાન સ્થિતિ કે તમારી કોઇપણ પ્રકારની પાગી કે પ્રપંચો-દાવાદાવા ભરેલી યુક્તિઓનું બળ એક ચારિત્ર્યવાન અને સંયમશીલ માનવને કદી પણ નહિ દબાવી શકે એ યાદ રાખજો સામાના હૃદયકમળ આગળ તમારી આ પાપી વાસનાઓ પછાડ ખાઇને પૂરા વેગથી પાછી ફરશે. ને વીજળી પડે તેટલા જોરથી પાછી તમારા જીવનમાં એ કે કોઇને તમારા જ જીવનને ભસ્મીભૂત કરશે, ઉપર ઉપરથી ખોટી દેખાતી તમારી વેશધારી વૃત્તિઓ જ તમારા નાશનું કારણ બનશે

૪૪.. ખોટી રીતે કોઇની લાગણી દુઃખાય તેવું વર્તન ચલાવતાં પહેલાં તમે કેટલે અંશે એ બાબતમાં નિર્દોષ છો તેનો વિચાર કરજો બાટલો વિચાર કર્યા વિના તમે જે પગલું ભરશો ને તેથી કોઇ માણસનું દિલ ખોટી રીતે દુખાશે તો તેનો બદલો તમારે જરૂર ભોગવવો પડશે.

૪૫.. ભગવાનની ભક્તિ કરવી એટલે માનવજીવનને ઉચ્ચગામી બનાવવું જો પ્રભુભક્તિ આપણા જીવનને ઊર્ધ્વગામી ન બનાવે તો એવી ભક્તિનો શો અર્થ છે?

૪૬. .પ્રભુભક્તિની અસર માણસના સામાન્ય સંસારવ્યવહારમા પણ બહુ જ થાય છે પ્રભુભક્તિ કરનારો માણસ જો વ્યવહારમાં પ્રામાણિકતા, દયા, નિસ્વાર્થતા ન બતાવી શકતો હોય તો માનજો કે એ પ્રભુભક્ત નથી, પણ પાખંડી છે. સમાજને છેતરવાને માટે પ્રભુભક્તિરૂપી અંચળો ઓઢીને ફરનારો "ઠગ" છે.

૪૭...જો તમારે ઊંચા વિચારો કરવા હોય, ઉચ્ચભાવના કેળવવી હોય તો વખતોવખત મૌન પાળતાં શીખો. મૌન રહેવાથી મન ખૂબ શાંત બને છે, શાંતિ અનુભવે છે અને એવી શાંત સ્થિતિમાં જ આપણા હૃદયપટમાંથી ઉચ્ચ આધ્યાત્મિક વિચારોનો પ્રવાહ પ્રકટે છે.

૪૮ ..માણસ માત્ર નાશવંત છે, આ દેહ ક્ષણભંગુર છે આવાં વાક્યો તમે કોઇ જ્ઞાન કે કથાવાર્તાના પ્રસંગે કથાકારના મુખેથી સરસ કાન રાખીને સાંભળ્યા કરતા હશો; અને માથું પણ કથાકારના પક્ષમાં જ હલાવ્યા કર્યું હશે, પણ તમારા હૃદયને જરા સ્વસ્થ થઇને પૂછો કે કથા થતી હતી તે જગાની હદ સુધી પણ તમારા મગજમાં આ વિચાર ટક્યો હતો? એ વિચાર જેટલો લાંબો વખત આપણા હૃદયમાં રહે તેટલો આપણો ભાગ્યોદય માનજો.

૪૯...સંસ્કાર વિનાનો માણસ સેવા નથી કરી શકતો, કારણ કે સંસ્કાર વિના સેવાનો મર્મ-સેવાનું રહસ્ય સમજી શકાતું નથી.

૫૦.. તમે કોઇ અજાણ્યાને અંદરથી ખોટા સેવાભાવીની જાળમાં ફસાયા હો એમ તમને લાગે તો તેની બીજી કોઇપણ જાતની પરીક્ષા ન કરતાં સમાજમાં તેને એકલો-અટૂલો વહેતો મૂકી દો, તમે એની સાથે બહારથી એવો વ્યવહાર રાખો કે જાણે કેમ એ તમારો તારણહાર જ હોય, પછી તેનાથી તમે સાવ છૂટા પડી જાઓ. છૂટા પડી ગુપ્તને અંધારપછેડો ઓઢીને તેની એવી જબરજસ્ત ચોકી રાખો કે તેની અંદરની જે વાસનાઓ હશે તે તમે નથી જાણતા એમ માનીને તે વહેતી મૂકશે. તુર્ત જ તમને તેની ખરી કિંમત જણાઇ આવશે. આમ તમારી એ પરીક્ષામાં નાપાસ થયેલા એ ધોળીમા ઠગને તેના વર્તનથી સમાજમાં ઉઘાડો પાડી જનતા ચેતે એવું પ્રચારકાર્ય કરી એ ભાઇને પાણીચું પકડાવો સેવાનો યુગ બેઠા પછી આપણાં કમભાગ્યે ઘણાં એ માનવજંતુઓ આવી રીતે તકસાધુનો વેષ લઇને આપણી ગરીબ અને અજ્ઞાન જનતાનું લોહી ચૂસી રહ્યા છે

અપૂર્ણ.

# મહારાષ્ટ્રના સંત અને ચોર

આલેખક—શ્રી હર્ષદરાય જેઠાલાલ સંઘવી (રાજકોટ)

આજ પ્રભાતના મધુર રણકાર સાથે હરિભક્તિના સુમધુર સ્વરો ભજનોના સ્વરૂપે ગુંજી રહ્યા હતા. ભજન ગવાતાં હતા અને જાણે ભજન સાથે ભજનના ગાયક મહારાજ અને બીજો ભક્તસમુદાય પણ તન્મય થઈ જતો હતો. સંસારનાં દુઃખોને અસારે તિલાંજલિ પાડીને પૈઠણ નગરના ભક્તજનો મહાત્મા એકનાથને નિવાસસ્થાને પ્રભુભજન કરતા હતા. રોજ સતપુરૂષ એકનાથના ઘરમાં હરિભક્તિની ધૂન જામતી.

મહાત્મા એકનાથની ધૂનમાં રંકથી માંડીને રાયને તેમજ બ્રાહ્મણથી માંડીને અંત્ય સુધી સર્વને આવવાની છૂટ હતી એકનાથે સ્પૃશ્ય-અસ્પૃશ્ય કે ઉચ્ચનીચનો ભેદ રાખ્યો ન હતો. પ્રભુનાં સર્વ સંતાનોને સરખા ગણનાર એકનાથ પ્રત્યે પૈઠણના 'ધર્મચુસ્ત' બ્રાહ્મણોને વિરોધ હતો. પણ સંતની પાસે તો એક જ વાત હતી 'પ્રભુના સર્વે બાળકો સરખાં જ છે'

(૨)

રોજની માફક મોડેથી ધૂનમંડળીએ ભજનો પૂરાં કરી મહાત્મા એકનાથ અને એમના કુટુંબ સિવાય ઘર ખાલી થઈ ગયું. મધરાતનો સમય હતો પણ એકનાથે નિત્યનિયમ પ્રમાણે પ્રભુનું એકાગ્ર ચિત્તે ધ્યાન ધરવાનું શરૂ કર્યું.

બરાબર એ જ વખતે કાળા અંધારે એકનાથના ઘરના અંદરના ભાગમાં ફરતા હતા એ કાળી આકૃતિઓ કંઈક શોધતી જણાતી હતી. બીજી તો કાંઈ મૂલ્યવાન વસ્તુ હાથમાં ન આવી એટલે એ ચોરોએ ઠામવાસણનો બચકો બાંધ્યો. ઠામ ખખડવાનો અવાજ થયો પણ પ્રભુમાં તન્મય થયેલા મહાત્માનું ધ્યાન પ્રભુ સિવાય દુનિયામાં ન હતું ચોરોએ ગાંસડી ઉપાડી અને ત્યાંથી રફુચક્કર થઈ જવા આગળ આવ્યા, ત્યાં પવિત્ર સંત પર તેમની નજર પડી.

મહાત્મા એકનાથ પર ચોરોના દૃષ્ટિ ફરતાં ચમત્કાર થયો. વિકારી ચિત્તવાળા ચોરોના મનમાં પશ્ચાત્તાપ થયો. 'ઓહો! આવા પવિત્ર સંતને લૂંટીને આપણે સુખી થઈશું!' એવા પોકારો ચોરોના અંતરમાંથી આવવા લાગ્યા. પારસમણિના સ્પર્શે લોઢું સુવર્ણમાં પલટાય છે પણ આ તો એવો પારસમણિ હતો કે તેના સ્પર્શ વિના માત્ર દર્શનથી જ કથીર કનકમાં પલટાઈ ગયું. એવા મહા પ્રભાવિક સંત પુરુષનું હૃદય કેટલું નિર્મળ હશે, અને તેમની ભક્તિ કેવી નિર્દોષ હશે!

'ચોરો સંતના પ્રભાવજળથી સ્નાન કરી રહ્યા એટલે તેમના મનનો સર્વ મેલ ધોવાઈ ગયો, 'હૃદય શુદ્ધ થયું' અને તેમણે મહાત્માનાં ચરણોમાં શિર નમાવ્યાં

એ જ વખતે મહાત્મા સમાધિમાંથી મુક્ત થયા. તેમની નજર આ ચોરો પર પડી તરત જ તેમનો મધુર સત્કાર ગાજ્યો; "કાં ભાઈઓ, આ શું? અરધી રાત્રે તમે મને કાં પાપમાં નાખો?

"મહારાજ મહારાજ!" એક ચોરે કહ્યું, "આપ તો પવિત્ર પુરુષ છો. આપ જેવા ભોળા મહાત્માને અમારા કપટ-કરતૂકની ક્યાંથી ખબર પડે?"

"એવું તે શું ખરાબ કામ તમે કર્યું છે?" સંતની વાણીસુધા વાગી.

બીજા ચોરે જવાબ દીધો, "મહાત્માજી! અમે તો આજ આપના અને ઈશ્વરના મોટા ગુનેગાર બનતા બચી ગયા આજે તો અમે આપને ત્યાં ચોરી કરી હતી! મહારાજ અમને માફી આપો અને અમારો ઉદ્ધાર કરો!"

સંત પુરુષ ચોરોની વાત સાંભળી રહ્યા. મુખ પર ન ક્રોધનાં ચિહ્નો દેખાયાં કે ન કંઈ અણગમો. તેમનું મુખ તો હતું તેવું જ નિર્દોષ રહ્યું, "ભાઈ એમાં તમારે માફી માગવાની જરૂર નથી. માફી તો પરમ કૃપાળુ પરમેશ્વરે આપી છે. હીક પણ તમે ભૂખ્યા હશો. ચાલો જરા જમો તો ખરા, પછી નિરાંતે વાતો કરીશું"

મહાત્માની કેવી વિશાળ હૃદયની ઉદારતા! ચોરો તો શું પણ પત્થરને પણ પીગળાવે એવી સંતની ઉદારતાએ ચોરોના નયનોમાંથી આંસુઓ વહાવ્યાં. અપકાર પર ઉપકાર કરનારની વાત તેમણે સાંભળેલી પણ નજરે તો અત્યારે જોઈ

એકનાથની આવી ઉત્તમ વૃત્તિ જોઈને તેમણે ત્યાં કદી ચોરી ન કરવાની પ્રતિજ્ઞા લીધી. મહાત્માએ તેમને ખુબ પ્રેમથી જમાડયા અને તેમને સન્માર્ગે વળવાનો ઉચ્ચ બોધ આપ્યો.

આવા આ મહાન સંત મહારાષ્ટ્રના કવિરત્ન હતા. તેમના અભંગો (સાદાં ભજનો) હજી પણ મહારાષ્ટ્રમાં પ્રસિદ્ધ છે અને ગવાય છે તેઓ નાટક પણ રચતા. તેમનો દેહોત્સર્ગ સંવત ૧૫૫૬માં થયેલો.

卐

# આદર્શ વંદના–ભક્ત અક્રૂરજી

લે. શ્રી 'શિવમ્ સુન્દરમ્'

આપણાં હિંદુ શાસ્ત્રોમાં ભક્તિના નવ પ્રકાર બતાવ્યા છે એ નવ પ્રકારો અથવા માર્ગો 'નવધા ભક્તિ'ના નવ પ્રકારો નીચે મુજબ છે શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. એકાગ્રતાથી શાસ્ત્રોપદેશનું શ્રવણ કરવાથી ભગવાન મેળવાય છે. આવા આદર્શ શ્રવણ-ભક્ત તરીકે પરીક્ષિત રાજાનું નામ લેવાય છે. પ્રભુકીર્તનથી પણ પ્રભુ મેળવાય છે. પ્રભુની કીર્તિના ગુણગાન ગાવાનું દરેક ધર્મમાં ઉપદેશેલું છે. મહાત્મા ગાંધી જેવા અર્વાચીન ઋષિ પણ જાહેરમાં 'રામનામ'નું કીર્તન ગવડાવે છે. કીર્તનથી તો તુકારામ, ગાયક સંત ત્યાગરાજ, સંગીતસમ્રાટ તાનસેનના ગુરુ હરિદાસ ને કેટલાયે સંતો પ્રભુપદને પામ્યા હતા. પ્રભુસ્મરણથી પણ પ્રભુને પમાય છે અંતકાળે માત્ર પોતાના દીકરા 'નારાયણ'ના નામસ્મરણથી અજામિલ જેવો પાપી માણસ પણ પાપમુક્ત થઈ પ્રભુપદને પામ્યો હતો, એવી કથા શ્રીમદ્ભાગવતમાં આવે છે. પાદસેવનથી પણ પ્રભુ મેળવાય છે. પાદ-સેવન એટલે શાલિગ્રામોના પાદ એટલે કે પગ દબાવવા તે; એના પાઠ ઉતારવા તે. અર્ચન એટલે સ્વચ્છ આચારવિચાર સેવવા તે. દાસ્યથી પણ દરિદ્રનારાયણ દેખવા મળે છે. એટલે કે, પ્રભુના દાસ થઈને પ્રભુને પમાય છે. ગોપીઓએ શ્રી કૃષ્ણને દાસી-ભાવે ભજ્યા હતા. સખ્યથી પણ સર્જનહાર સમીપ જવાય છે. 'સખ્યથી' એટલે કે સાચી દિલોજાન દોસ્તદારીથી; સાથે તરવાથી અથવા સાથે ડૂબવાથી. આદર્શ સખાભક્ત તરીકે અર્જુન અથવા ઉદ્ધવજીના દાખલા દેખાય છે. આત્મનિવેદન એ ભક્તિનો એક અનોખો પ્રકાર છે પોતાનું બધું પાપ પરમેશ્વરની મૂર્તિ આગળ રજુ કરવું, એનું નામ આત્મનિવેદન. વિશ્વાસીઓમાં (ખ્રિસ્તીઓમાં) તો આત્મ નિવેદન ઉપર ખાસ ભાર મૂકાય છે જ્યારે કોઈ વિશ્વાસી મરણોન્મુખ હોય છે ત્યારે તે પાદરીને તાબડતોબ બોલાવે છે, અને એની આગળ પોતાનાં તમામ કાળાંધોળાં કબૂલ કરે છે, ને આમ પોતાનું હૈયું હળવું ફૂલ કરી એના ગૉડ(પરમેશ્વર) સમીપ જાય છે. વંદનથી એટલે નિર્મળ હૃદયથી કરેલા નમસ્કારથી પણ નારાયણની પ્રાપ્તિ થાય છે. એવા આદર્શ વંદનાભક્ત શ્રી અક્રૂરજીનું જીવનચરિત્ર આ લેખમાં નિરૂપ્યું છે. અક્રૂરજી ભગવાન શ્રીકૃષ્ણના મામા કંસ રાજાના દરબારમાં નોકરી કરતા હતા. તેઓ શ્રીકૃષ્ણની જ્ઞાતિના એટલે કે યાદવ હતા. એટલું જ નહિ, પણ શ્રી કૃષ્ણના પિતા વસુદેવના પિત્રાઈ ભાઈ થતા હતા. આ સંબંધથી શ્રી કૃષ્ણ એમને 'અક્રૂર કાકા' ના નામથી સંબોધતા.

કંસે બનેવી વસુદેવને અને બેન દેવકીને બહુ દુઃખ દીધું હતું. બેનબનેવીનાં સંતાનો પોતાને (કંસને) મારી નાખશે, એવી બીક માત્રથી એણે વસુદેવ-દેવકીને કેદમાં નાખ્યાં હતાં, અને એમનું ભલુંભોળિયાનું જન્મતાં જ નિકંદન કાઢી નાખ્યું હતું. આ કારમા બાળ-હત્યાકાંડમાંથી માત્ર બાળકૃષ્ણ, શ્રી કૃષ્ણ જ બચી શક્યા હતા.

અક્રૂરજી કંસના આ બધા કારમા અત્યાચારોના સાક્ષી હતા. આ બધું જોઈ એમનું કૂણું દિલ ખૂબ દ્રવતું હતું, કારણ કે, તેઓ 'યથાનામા તથાગુણા' હતા એટલે કે, ગુણસ ક્રૂર ન હતા; અપાર દયાળુ હતા. જેમના તરફ ચોકખો અન્યાય થતો હતો એવાં, વસુદેવ, દેવકી તેમજ શ્રી કૃષ્ણ તરફ તે ખૂબ દયાભાવ રાખતા પણ તેઓ શું કરે? નોકરીને લીધે એમના હાથ કંસની સત્તાના દોર વડે બંધાયેલા હતા. છતાં, તે ન્યાયની વાતમાં જરાય નમતું જોખતા નહિ, સાચો પક્ષ લેતાં ડરતા નહિ. કંસ ના પાડતો તોયે તે કંસના દુશ્મન-પક્ષના સારા માણસોની સોબત કેળવતા, એમને નિર્મળ દિલના નમસ્કાર કરતા, એમને સાહીને બોલાવતા. ભત્રીજા શ્રીકૃષ્ણની સ્ફટિકમણિશી નિર્દોષતા અને સિંહશી નીડરતા એ ક્યારનાયે પારખી ચૂક્યા હતા. શ્રીકૃષ્ણને તો ખાસ સાહીને બોલાવતા, ને નીચા નમીને નમસ્કાર કરતા. કંસને આ ખૂબ ખૂંચતું, પણ અક્રૂરજી એવી કાચી માટીના ન હતા કે, ખોટી ધમકીઓ ડરી જાય.

વિભીષણે, પોતે રાવણના ભાઈ હોવા છતાં, જેવી નિર્મળ ભક્તિ ભગવાન શ્રી રામ પ્રત્યે રામાયણમાં બતાવી છે, તેવી જ નિર્મળ ભક્તિ અક્રૂરજીએ, કંસના આશ્રિત હોવા છતાં, ભગવાન શ્રી કૃષ્ણ પ્રત્યે બતાવી છે એટલે, આપણે અક્રૂરજીને 'શ્રીમદ્ ભાગવતના વિભીષણ' સુખેથી કહી શકીએ; કારણ કે, એમની કથા શ્રીમદ્ભાગવતમાં (દશમસ્કંધ)માં આવે છે.

'દામ કરે કામ, અને લૂઠી કરે સલામ' એવી કહેવત અમારામાં છે. અને એ પ્રમાણે અસલના બાદશાહોના લૂંટાલૂંટીની જેમ, આપણે કોઇને કોઇને, એની ખુશામત કરવા ખોટી ખોટી સલામો (વંદનાઓ) કરીએ છીએ. આ વસ્તુ અક્રૂરજી મુદ્દલ નાપસંદ કરતા. એ જે વંદનાઓ કરતા, તે સાચા દિલથી કરતા. એની પાસે, સંકટસમયે કોઇપણ ભોગે ઊભા રહેવામાં પાછી પાની કરતા નહિ. શ્રી કૃષ્ણને એમણે (જે વંદનાઓ કરી) જે નમસ્કારો કર્યા, તે સાચા દિલના હતા. કંસની નોકરી કરતાં છતાં પણ ન્યાયના પક્ષવાળા ભગવાન શ્રીકૃષ્ણને તેમણે સહાય કરી એટલે જ એ ભગવાનના આદર્શ ભક્ત ગણાયા આદર્શ વંદનાભક્ત તરીકે શાસ્ત્રોમાં એમનું પવિત્ર નામ લેવાય છે.

કંસના મોકલ્યા અક્રૂરજી શ્રીકૃષ્ણ અને બળદેવજીને મથુરા તેડી લાવવા ગોકુળ ગયા હતા. કંસ બડાશ હાંકતો હતો કે, કૃષ્ણની મારી આગળ શી મજાલ' પણ ભગવાનનું હૃદય ભક્ત પારખે છે. ભગવદ્ભક્ત અક્રૂરજી જાણતા હતા કે, કાલીય નાગને નાથનાર, પૂતના જેવી રાક્ષસીના ઝેરીલા સ્તન ચૂસી તેને મારી નાખનાર, અઘાસુર-બકાસુર વિ. રાક્ષસોને ચપટીમાં ચોળી નાખનાર શ્રીકૃષ્ણ નાનું તો મે 'સિંદૂર' ભર્યું છે શ્રી કૃષ્ણ કદી હારે જ નહિ. શ્રી કૃષ્ણને કદી આંચ આવે જ નહિ. સત્ય તે કદી હારતું હશે? સત્યને આંચ હોય જ નહિ.

થયું પણ એમ જ, શ્રી કૃષ્ણને હાથે મામો કંસ મરાયો. પછી શ્રીકૃષ્ણે વૃદ્ધ વડિલ કંસના પિતા ઉગ્રસેનને મથુરાની ગાદી પર બેસાડયા. ત્યારપછી તો અક્રૂરજી કાયમ સારુ શ્રીકૃષ્ણની પાસે રહ્યા. શ્રીકૃષ્ણે સાંભળ્યું હતું કે, કૌરવો પોતાની ફુંતી ફોઇના દીકરા પાંડવોને બહુ દુઃખ દે છે. આ વાતની તપાસ કરવા એમણે અક્રૂરજીને જ મોકલ્યા. અક્રૂરજી પાંડવોનાં સુખ-દુઃખની સાચી ખબરો ચોક્કસપણે લઇ આવ્યા.

આમ અક્રૂરજી શ્રીહરિની સેવામાં જિંદગીભર રહ્યા, ને સ્વર્ગે સધાવ્યા.

# "મંદિરથી દેવ વિદાય થયા"

લે: શ્રી રવીંદ્રનાથ ટાગોર. અનુ--નટવર ભાવસાર.

એક ઝાડની નીચે ભક્તોની મંડળીમાં એક સંન્યાસી બેઠા છે. ભક્તો શાંત બેઠા હતા તે પરથી એમ લાગતું હતું કે સંન્યાસીએ થોડીવાર પહેલાં જ પોતાનું ઉપદેશપૂર્ણ પ્રવચન બંધ કર્યું હશે. સંન્યાસીના ઉપદેશમાં સંસારની નશ્વરતા તથા જન્મ-જન્માન્તરના કલેશ-કષ્ટો વિષે સાંભળીને શ્રોતા જનોનાં હૃદય દ્રવિત થઇ ગયાં અને તેમની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

એટલામાં એક રાજસેવક આવ્યો. સંન્યાસી તેમજ ભક્તોની મંડળીને આમ ઝાડની છાયામાં બેઠેલાં જોઇ તે રાજાના નોકરને આશ્ચર્ય થયું તે સંન્યાસીને સારી રીતે ઓળખતો હતો, કે તે ભવ્ય રાજમંદિરના એક ભાગમાં રહેતા હતા. અચાનક આમ ભવ્ય મંદિરને ત્યાગી તે આમ કેમ બેઠા? એ રાજસેવકને આશ્ચર્ય થયું. અને આ સંન્યાસી બીજા છે કે તે જ એ ખાત્રી કરવા તેણે મંદિરમાં તપાસ કરી. પણ ત્યાં સંન્યાસી ન હતા. સોનાના વાસણમાં મધ ભલે મૂક્યું હોય છતાં પણ ભમરો તો સરોવરમાં રહેલાં કમળ તરફ જ ગુંજારવ કરતો જશે. દિવ્ય સુવર્ણશિખરવાળા મંદિરને છોડી સંન્યાસી, ભક્તોના મંડળમાં આવ્યા. ભક્તોના હૃદયકમળમાં તેમણે વાસ કર્યો. મંદિરની રત્નજડિત ગાદી પર તો કેવળ એકલા દેવ બિરાજમાન હતા.

આ ખબર રાજસેવકે રાજાને આપી, કે "ગંગાલક્ષ્મીનું સુખ છોડી ગુરુદેવ એક વૃક્ષની નીચે ધૂળ પર જઇ બેઠા છે." આ સાંભળી રાજાને ઘણો ક્ષોભ થયો.

સવારનાં વેત જ રાજા સંન્યાસીની પાસે ગયા.

રાજાએ પોતાનું મસ્તક સંન્યાસીના ચરણોમાં નમાવી કહ્યું, "ગુરુદેવ' આપને આ શું સૂઝયું? સુવર્ણના ગગનચુમ્બિત દેવમંદિરનો ત્યાગ કરી તમો આ ધૂળ પર, નિર્જન સ્થાને આવી બેઠા?"

"તે મંદિરમાં દેવનો વાસ નથી." સંન્યાસીએ શાંતિથી જવાબ આપ્યો. રાજા સ્તબ્ધ થયો, 'શું' કહ્યું મહારાજ, મંદિરમાં દેવ નથી!" નાસ્તિકોના જેવી તમારા મુખથી નીકળતી વાત એ શોભા નથી, ગુરુદેવ! રત્નોથી અલંકૃત ગાદી પર મણિ-મુક્તાઓના દ્વાર જ્યોતિ

બિરાજમાન છે, અને આપ કહો છો ત્યાં દેવ નથી! તો શું મંદિર શૂન્ય પડ્યું છે!"

"મંદિર શૂન્ય તો નથી!" સંન્યાસીએ કહ્યું: "રાજ્યના સમસ્ત દંભથી મંદિર ભરપૂર છે. રાજન્! તેં દેવના નહિ પરન્તુ તારા દંભ–અભિમાનનું અર્પણ કર્યું છે. ત્યાં તારા વૈભવનો અભિષેક થાય છે. મંદિરમાં વિશ્વવર્તી દેવ નથી."

રાજા ગુસ્સે થયા તેમણે ભ્રમર ચઢાવી, કપાળ પર રુષ્ટતાની રેખા પડી. અને આંખો ફાડી કહ્યું, "જેના પર વીસ લાખ સુવર્ણમુદ્રા ખર્ચાઇ છે, આના જેવું આકાશની સાથે વાતો કરતું બીજું મંદિર તો બતાવો, મહારાજ! જ્યાં વિધિ સાથે મંત્રોચ્ચાર અને ષોડશોપચારપૂર્વક દેવતાની સ્થાપના કરવામાં આવી છે અને આપ કહો છો કે તે મંદિરમાં દેવ નથી!"

ગુરુદેવ શાંતિથી બોલ્યા, "રાજા આ વર્ષ આખા ગામમાં આગ લાગી હતી. અનેકો ઘરબાર વગરના અબાલ વૃદ્ધ, નરનારી તમારી શરણે આવી અન્ન અની સહાયતા માટે ટળવળી રહ્યા હતા, ત્યારે તે તેં નિર્દયતાપૂર્વક નિઃસહાય પાછા કાઢ્યા હતા. તે દીન બીચારાઓએ ઝાડની છાયામાં, પહાડોની ગુફામાં અને જંગલોમાં રોતાં કકળતાં જેમતેમ પોતાનું કષ્ટમય જીવન વીતાવ્યું, ત્યારે તેં વિસ લાખ સુવર્ણમુદ્રા ખરચીને આ મંદિર બંધાવ્યું અને તે જોઇ દેવોને અકથ્ય દુઃખ થયું. અને તેમણે વિચાર્યું, "આ મંદિર મારે માટે નથી!" જ્યારે આ બિચારા ગરીબ, ઘર વગરના નિરાશ્રય નરઅ ભટકી રહ્યા છે અને મારે માટે આ વૈભવશાળી મંદિર! ઠીક, તો હું પણ આ ગગનચુમ્બી સુવર્ણમંદિરથી નીકળી આ ગરીબ ભક્તોની ટોળીમાં રહું. એ માટે જ મંદિરના પ્રભુ ભગવાન પોતે આ ગરીબોની ટોળી વચ્ચે આવી વસ્યા છે જે રીતે સમુદ્રના પાણી પર ફીણ તરે છે તેવી રીતે હે રાજન્! તારું આ મંદિર, તારા દંભ અને પાખંડનું શિખર માથામ પડે છે અને તે દેવો વિના શૂન્ય પડ્યું છે.

આ સાંભળતાં રાજા સંન્યાસી પર બગડી ગયો. એકદમ ગુસ્સે થઇ તે બોલ્યો "પાખંડી, નાસ્તિક, ચાલ્યો જા! હમણાં ને હમણાં જ આ જ વખતે તું મારા રાજ્યની સીમા છોડી ચાલ્યો જા."

સંન્યાસીએ શાન્ત ભાવથી કહ્યું, "જ્યારે તે ભક્તવત્સલ પ્રભુને પણ તારા રાજ્યમાંથી હાંકી કાઢ્યા, તો તારી દૃષ્ટિએ હું કોણ? હું પણ ભગવાનની સાથે તારાથી દેશનિકાલ થઇશ." અસ્તુ.

# પ્રાર્થના

આવજે, વિભુ આવજે!
મધુ બંસીનાદ સુણાવજે,
અમ હૃદયમાં,
નવજીવનમાં,
તુજ પ્રેમજ્યોત જગાવજે
અજ્ઞાનમાં ડૂલ્યા અમે;
કર્તવ્ય શુભ ભૂલ્યાં અમે,
એ વિમલ વેણુનાદથી કર્તવ્ય-મંત્ર ભણાવજે.
અમ હૃદય જે દુઃખે ભર્યાં,
કરજે મૃદુ વળી નિર્મળાં,
એ દિવ્ય બંસીનાદથી આનંદ ઉર રેલાવજે.

કુદરત તણી અદ્ભુત કૃતિ,
દીસે બધી તુજ ઉપકૃતિ,
હે સન્મતિ,
અકલિત ગતિ—
અવલોકવા મમ હૃદય–ચક્ષુ ઉઘાડજે.

વીણા તણા સુમધુર ધ્વનિ,
શ્રવવા સદા તત્પર બની,
અમ બાલનો સ્નેહી બની, તું જીવન પાર પમાડજે....
—આવજે૦

—દિનકરરાય છોટાલાલ પાઠક

# આપણી દાનવૃત્તિ

શીળી સાતમનો દિવસ હતો માતાની પૂજા કરી આગલે દિવસે રાંધેલ ધાન બગડી ન જાય એટલે સવારના વહેલા ઊઠી લોકો માતાની પૂજા કરી જમી પરવાર્યા હતા.

સવારના દસ થયા હશે અને ગટરવાળા તથા ઝાડુવાળાઓ તરફથી બૂમો પડી! "ઝાડુવાળાઓને આપજો બા!" ટપોટપ લોકો બારણે આવી ઝાડુવાળાને વધ્યું-ઘટ્યું આપવા માંડ્યાં જોતજોતામાં તો એનો ટોપલો છલોછલ ભરાઈ ગયો

આમ છતા ઉપરાઉપરી બૂમો પડયે જ જતી હતી ગટરવાળાને કે ઝાડુવાળાને તો પડી યે નહોતી છતાં લોકો આપવા માટે આજે ઘણા આતુર જણાતા હતા.

એટલામાં જ એક ફાટેલ તૂટેલ મેલો સાડલો પહેરેલ એક અપંગ ગરીબ ડોશી ભીખ માગવા આવી તેના હાથ-પગ ધ્રૂજતા હતા, ચાલવાની હામ નહોતી, કોળીયા ધાન માટે બૂમો મારવાની શક્તિ પણ નહોતી લોકોને આ ડોશીની પડી જ નહોતી એમને તો આ ઝાડુવાળાને જ આપવું હતું

ઓટલા પર ઊભેલા એક પાંચ વર્ષના બાળકે હાથમાં ઝાડુવાળાને ખાવા આપતા ઊભેલી તેની માને કહ્યું, 'બા, આ ભિખારી ડોશીને આપ ને!' તરત જ મા બોલી, "ડોશી ઓછી કંઈ આપણું કામ કરે છે. આ ઝાડુવાળો તો આપણું આંગણું સાફ કરે છે ને! અને સામે ઊભેલાં પાડોશી કમળા બેન તરફ નજર નાખતાં એ બોલી, "કેમ કમળા બેન, આપણે કચરોબચરો બહાર નાખીએ તે ય આ ઝાડુવાળો લઈ જાય છે!" જો આજે ધાન ન આપીયે તો મ્યુનિસીપાલીટીમાં ફરિયાદ કરે. ખાવાનું આપ્યું હોય તો દબાયલી તો રહે ને! અને આ ભિખારીઓને ટેવ પડી, દરરોજ આવા ચાળા કરે એ છા એ આપણને કામ લાગવાના જ છે.

બિચારી અપંગ ડોશીને કોઈએ આપ્યું નહિ એટલામા બારી પર ઊભેલી એક દયાળુ યુવતિની નજર એ વૃદ્ધા પર પડી. તે તુરત જ નીચે ગઈ અને ડોશીને બાખરી વિગેરે આપ્યું

'લોકનાદ'માંથી.



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं सारिस्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧ ] આશ્વિન-૨૦૦૩ * નવેમ્બર-૧૯૪૭ [ અંક ૫ મો

## નૂતન વર્ષારંભે

( ભક્તિ તણાં જ્યાં પૂર ઉછરે, મોતની પરવા નથી રાગ )

નૂતન વર્ષે, નૂતન હર્ષે, ભક્તિ અમારી નૂતન હજો,
સંત નૂતન સાંપડો, સત્સંગ નૂતન મળ્યે જજો....

નૂતન....(૧)

નૂતન વર્ષે હે પ્રભો! નૂતન સરજો ભાવના,
પ્રેમભીના—રંગભીના, અંતર અમારાં નૂતન હજો...

નૂતન....(૨)

નૂતન વર્ષે, નૂતન રવિકર, નૂતન કિરણો ફેંકતો,
એવી પ્રભુ! તમ આંખથી, દૃષ્ટિ અમો પર નૂતન હજો...

નૂતન....(૩)

નૂતન જગની માન્યતા, આદિ-અનાદિ તું પ્રભો!
નૂતન ઈચ્છા શું કરૂં! 'પુનિત' નૂતને માંખી થજો....

નૂતન....(૪)

શ્રી 'પુનિત'

# સંપાદકીય

વિશ્વમંગલના પરમ સૌજન્યશાલી વાચકોની સેવામાં આ આઠમો અંક નિવેદિત થાય છે આ પછીનો નવમો અંક મળતા પહેલાં આપણે વર્ષના અંતિમ દિવસોને દીપોત્સવથી ઉજવી, નવીન શુભ ઊર્મિઓ ધારણ કરી નવીન વર્ષના દિવસોમાં આપણા કલ્યાણકર ભાવીને સર્જવા માટે પ્રવૃત્તિ કરતા હોઈશું' આપણે આ મનુષ્યજન્મનાં જેટલાં વર્ષો પસાર કરીએ તે દરેક વર્ષોનો વર્ષના દિવસોની અંતિમ રાત્રિએ દીવાઓ કરી હિસાબ મેળવવો જોઈએ કે આપણે કેટલા વખતનો સદુપયોગ કર્યો છે અને કેટલો વખત વ્યર્થ વીતાવ્યો છે અથવા તો તેનો દુરુપયોગ કર્યો છે. પસાર થએલ વખતથી આપણે આપણા હૈયામાં જે સાંકડી ભાવનાઓ પકડી રાખી હોય, જે સ્વાર્થી ભાવો ગુંથી રાખ્યા હોય, જે વિષયવાસનાઓનો અંધકાર ભરી રાખ્યો હોય તેને પરોપકારના, સેવાના, વિશાળતાના દીવડાઓ ચેતવી દૂર કરવાનો છે અને નવા વર્ષથી આપણા આત્મસ્વરૂપનું ભાન થવા માટે 'આત્મવિચાર-યોગ' આદરવાનો છે. ઘણા વખતથી અજ્ઞાનરૂપ મગરના મોંમાં પકડાએલ આ જીવરૂપ 'ગજેન્દ્રનો મોક્ષ' કરવાનો છે. ઘુવડની માફક આંખો મીંચીને આપણે સંઘરી રાખેલ સંકુચિતતાના 'અંધકારને અજવાળવાનો' છે અને 'સત્ય સ્વરૂપ'નાં દર્શન કરવાનાં છે. સત્પુરુષોથી અને સદ્વાચનથી સત્સંગ મેળવી નવીન 'વર્ષનો અધિકાધિક સદુપયોગ કેવી રીતે કરી શકાય તે નિશ્ચિત કરી તે પ્રમાણે વર્તવાને વ્રત લેવાનાં છે. વિશ્વમંગલનો સુજ્ઞ પરમાર્થસાધક વર્ગ પોતાનાં તેવાં વ્રતોનું પાલન કરવામાં સફળતા પ્રાપ્ત કરે એવી નવીન વર્ષે દરેક બંધુઓ માટે અમારી મંગલકામના છે.

ઉક્ત આશયોને સહાયભૂત થવા માટે જેને વિષે અમોએ આગળના અંકમાં જણાવેલ છે તે નવનીત કેલેન્ડર અને સૌભાગ્ય સૂર્યોદય તૈયાર થઈ ગએલ છે અમે આશા રાખીએ છીએ કે સુજ્ઞ વાચકો તેને સારો આવકાર આપી પોતાને અને કુટુમ્બને માટે તેને સદ્વાચનમા સ્થાન આપશે. ગ્રાહકોમાંથી જેઓને તે વસાવવાં હોય તેઓએ દીવાળી પહેલાં પોતાની માગણી મોકલી આપવી જરૂરી છે. કારણ કે હવે પોણા ભાગના ઓર્ડરો નોંધાઈ ચૂક્યા હોઈ પાછળ રહેનારને રહી જવું પડે.

કલ્યાણ ગ્રન્થમાળાનું ચોથું પુસ્તક આગમ નાદ તૈયાર થઈ જવા આવ્યું છે. દીવાળી પછી તુર્ત તેના ગ્રાહકોને તે મળી જશે. તેના વિષેની અન્ય માહીતી અને સૂચના ગ્રાહકોને જુદા જ બુકપોસ્ટથી આપવામાં આવશે.

<u>સુજ્ઞ વાચકબંધુઓ !</u>

હાલના વિષમ સંજોગોમાં કાગળો માટે અનેક પ્રયત્નો કરવા છતાં વખતસર કાગળો મળતા નથી તેથી જે કાગળો મળી આવે છે તેમાં માસિક છાપીને વાચક વર્ગ આગળ રજુ કરીએ છીએ પણ વખત સુધરશે અને કાગળો જોઈતા પ્રમાણમાં મળી આવશે વાચકોને અવશ્ય સંતોષ મળશે.

વિનીત વિવેદક:
મગનભાઈ છોટાભાઈ દેસાઈ
તંત્રી: 'વિશ્વમંગલ'

# વીર વિક્રમનું નવું વર્ષ

લે. શ્રી પદ્મનાભ શાસ્ત્રી

ભારતવર્ષના અતીવ પ્રાચીન કાળમાં આર્યાવર્તનો 'ઉત્કર્ષ' અને વિકાસ સાધવાના ઉદ્દેશથી સમાજવ્યવસ્થા સુદૃઢ અને જીવન સાથે વણાઈ જઈ પ્રજાને કાયમી લાભ આપી શકે તેવું શાસન ચલાવનારા તથા એવાં શાસનની દોરવણી આપનારા ઋષિમુનિઓનાં વિસ્તારપૂર્વક વૃત્તાંતો હિંદુઓના પુરાણગ્રંથોમાં સુરક્ષિત પણે જળવાઈ રહ્યાં છે

પ્રજાનું કલ્યાણ સાધવામાં શ્રેષ્ઠ પુરુષ મનુ નામથી ઓળખાતો અને એ મનુઓ જ વિશ્વનું સંચાલન પર માત્માની પ્રેરણા પ્રમાણે વ્યવસ્થિત ચલાવે છે.

સૂર્યવંશી અને ચન્દ્રવંશી રાજાઓ જેઓ કાયમ પ્રજાકલ્યાણમાં તત્પર રહેતા તેમના વંશો તથા જે ઋષિમુનિઓએ નિઃસ્વાર્થભાવે પ્રજાનાં ઘડતર ઘડવામાં પોતાની કાયમ સલાહ આપ્યા કરી અને પોતે ઈશ્વર-પરાયણ જીવન ગાળી કેવી રીતે કૃતકૃત્ય થયા તેમનાં પણ યથાર્થ વર્ણનો પુરાણગ્રંથોમાંથી મળી આવે છે

આખા આર્યાવર્તને આબાદ અને સંસ્કારસમૃદ્ધ બનાવવામાં પુરાણકાળમાં સહુ સત્યના રાહે ચાલનારા હોવાથી રાજાઓને બહુ પરિશ્રમ વેઠવો પડતો નહિ અને રાજાનો એ રાજધર્મ હોવાથી તેવી ફરજની કદર કરવા કોઈ સંવત્સર શરૂ કરવાનું પણ પ્રજાવર્ગને આવશ્યક જણાયું નહિ. અને એવાં કારણે, જ્યોતિષ શાસ્ત્ર પૂર્ણ કળાએ પહોંચેલું હોવા છતાં રામકૃષ્ણાદિ દેવોથી રાજાઓના પણ સંવત્સર શરૂ થયા નહિં. તેમની પુણ્યસ્મૃતિ આજ હજારો વર્ષ થવા છતાં પણ આર્ય હૃદયોમાં જળવાઈ રહી છે અને એવા પુણ્યશ્લોક સ્ત્રી-પુરુષોનું પ્રાતઃસ્મરણ કરવાથી પાપ બળીને ખાખ થઈ જાય છે. એવી ઉન્નત ભાવના આજ હજારો વરસો થયાં છતાં પણ પ્રજાહૃદયમાં એવી ને એવી જાગ્રત્ રહે અને એવા રાજાઓને પ્રજા દેવ તરીકે પૂજ્યા કરે તેના કરતાં સંવત્સરની બહુ કિંમત ન ગણાય.

કાળના વહેવા સાથે પ્રજામાં યુગપરિવર્તનના કારણે વીરપૂજાનું માનસ ઘટવા લાગ્યું. યુધિષ્ઠિરના જીવનકાળમાં તેમનો સંવત્સર ચાલુ હતો એવું જણાવવામાં આવે છે પરન્તુ કૌરવો અને યાદવોના હત્યાકાંડ પછી હૃદય બેસી જાય એવું દુઃખ થતાં પાંડવોએ હિમાલયમાં જઈ હાડ ગાળ્યાં અને શ્રીરામચન્દ્રજી અયોધ્યાવાસીઓને સાથે લઈ સ્વધામ પધાર્યાં તથા શ્રીકૃષ્ણચન્દ્રે યાદવાસ્થળી રચી ઉન્મત્ત યાદવોનો હાંઆવારો કાઢી નાખ્યો. અને પોતે પ્રભાસ ક્ષેત્રમાં જઈ એક પારાધિને નિમિત્ત બનાવી દેહવિલય કરી નાખ્યો. આવી હકીકતોના પરિણામે એમના સંવત્સરો લાંબા ન ચાલે એ સ્વાભાવિક છે

સંવત્સર એ ગીતાકારના મતે નામચાહ ગણાય. એવો નામચાહ સંવત્સરના નામથી વીર વિક્રમના નામથી આજથી બે હજાર ઉપર ચાર વર્ષ થયાં શરૂ કરવામાં આવ્યો ગંગોત્રીમાંથી નાનાં ઝરણાંરૂપે શરૂ થતી ગંગા હરદ્વાર-પ્રયાગ તથા ગંગાસાગર આગળ વિરાટ્ સ્વરૂપ ધારણ કરે છે, તેમ વિક્રમાદિત્યના સંવત્સર સાથે બીજા સંવત્સરો જોડાવા લાગ્યા. અને વિક્રમસંવત્‌ને વધારે વેગવાન બનાવ્યો. શાલિવાહનનો શક ગંગાયમુનાની પેઠે વિક્રમસંવતની સાથે સાથે ચાલવા લાગ્યો. પછી તો તેમાં વીર-સંવત્, હીજરી સંવત્, ઇસુનો સંવત્ વગેરે વિક્રમના સંવત્ સાથે હાથ મીલાવી માન ખાટવા લાગ્યા. પરન્તુ એ સંવત્ બધા ધર્માવતાર પુરુષોના હતા, જ્યારે પ્રજા ખાતર પ્રાણ આપનાર વીર વિક્રમનો સંવત્ તો એક વીર રાજવીની નામના પુકારતો સંવત્ હતો.

આજે બે હજાર ઉપર ચાર વર્ષ થવા છતાં દીવાળીના શુભ દિવસે વ્યાપારી આલમ તેનું સ્મરણ કરે છે. પરસ્પર મીઠાઈ, તલ, ગોળ વગેરે આપે છે ચોપડામાં નવું વર્ષ વિક્રમના સ્મરણપૂર્વક નોંધી તેના નવા વર્ષનો પ્રથમ દિવસ ચોપડે નોંધી બીજી આવશ્યક નોંધ પાછળથી કરે છે.

બે હજાર વર્ષના ગાળામાં અનેક રાજ્યો સ્થપાયાં અને અસ્ત પામ્યાં, પરન્તુ એ વિજયી રાજ્યકર્તાઓએ પોતાનો સંવત્સર નહિ ચલાવતાં વિક્રમનો સંવત્સર રાખ્યો. કારણ કે લોકો તેને પરદુઃખભંજન કહેતા. ક્ષતાત્કિલ ત્રાયત ઇત્યુદગ્રઃ ક્ષત્રસ્ય શબ્દો ભુવનેષુ રૂઢઃ એ સમ્રાટ દિલીપ રાજાની ઉક્તિ વીર વિક્રમે ચરિતાર્થ કરી બતાવી હતી માટે એ રાજાને વિક્રમાદિત્યને મહાન

પ્રજા પરદુઃખભંજન વીર વિક્રમ એવા પ્રિય નામથી બોલાવતી, प्रजाः प्रजाः स्वा इव तन्त्रयित्वा ॥ એ કાલિદાસ કવિની ઉક્તિ, વીર વિક્રમમાં પ્રત્યક્ષ જોવામાં આવતી. એટલું જ નહિ પરન્તુ પોતાનાં સંતાનોની પરવા કર્યા વિના અનેક કષ્ટો વેઠીને પોતાની કરેલી પ્રજાને રંજાડનાર વર્ગનું દમન કરવા રાતદિવસ જોયા વિના દોડી જતો. "રાડ્ય પડયે રજપુત છુપે નહિ" એ બિરદાવલિ વિક્રમના શાસનમાં ચરિતાર્થ થતી. ભીમ અને અર્જુનની પેઠે તેણે વૈતાલ અને આગીઆ જેવાં ભીમકાય સત્ત્વોને વશ વર્તાવ્યાં હતાં. સિંહાસનબત્રીશી અને સુડાબહોતેરીની વાતો વિક્રમના મહિમાન અને પરાક્રમથી ભરપૂર છે.

વિક્રમાદિત્યના સમયમાં ધર્મ અને સાહિત્ય ઝળહળતાં રહ્યાં હતાં. રામ અને શ્રીકૃષ્ણ પછી પ્રજા માટે પ્રાણ આપનાર રાજા વીરવિક્રમ થયો. રાજાઓ પ્રજાનું રક્ષણ આજ પણ કરે જ છે. પરન્તુ આજના પરાક્રમ અતિમાનુષી અને પ્રજા તરફની બેપરવાઈ ભરેલા છે કારણ કે રાજાઓ હજાર વર્ષથી પરદેશીઓનાં આક્રમણના ભોગ થતા આવ્યા છે અને પરદેશી ધુંસરી કાયમ ટકાવવાથી રાજાઓ પોતાનું વર્ચસ્વ જાળવી રાખવા જેવી સ્થિતિમાં રહ્યા નથી. અને આપત્કાળમાં પ્રજાને ભોગે પોતાનું વર્ચસ્વ અને વૈભવ જાળવવામાં આજના રાજાઓ પ્રજાકલ્યાણના માર્ગ તરફ ઉદાસીન બની ગયા છે. તેથી પ્રજાનું માન વીર વિક્રમ પરત્વે જેવું ઉમળકાભર્યું હતું તેવું ન રહે એ સ્વાભાવિક છે.

આ જમાનામાં ગુલામી માનસ અને ધનલોલુપતાનું જોર એટલું બધું વધી ગયું છે કે જેને પરિણામે પ્રજાના પ્રાણ શોષાય છે પ્રજાનું આરોગ્ય, પ્રજાનું પોષણ, પ્રજાનું રક્ષણ લગભગ પરવારી બેઠું જોવામાં આવે છે. લોકરક્ષકવર્ગ લોકભક્ષકનું કામ કરે છે સાંપ્રદાયિકતાનું જોર પ્રજાકીય સંસ્થાઓ પણ નાબૂદ કરવામાં નિષ્ફળ નીવડી છે વર્ણાશ્રમ વ્યવસ્થાને છિન્નભિન્ન કરવા તત્પર બનેલી સત્તા પ્રજાના પ્રાણ બચાવવામાં, પ્રજાને અનાજ, વસ્ત્ર, આરોગ્ય આપવામાં નિષ્ક્રિય બની છે.

વીર વિક્રમનું નવું વર્ષ પ્રજા ઉપર વરસાવવામાં આવતા આર્થિક–ધાર્મિક–સામાજિક ત્રાસ ઓછા કરાવવામાં બળ પ્રેરે અને નાસ્તિકવાદી માનસ સુધારવા પ્રેરણા આપે એમ ઇચ્છીશું

भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षिभिर्यजत्राः ।
स्थिरैरंगैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

# નવનાથ કથામૃત

લેખક-કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

(ગતાંક પૃષ્ઠ ૫૨૪થી ચાલુ)

संचारस्तीर्थसंचारः समाधिः शयनंमुनेः ।
यं पश्यति स विश्वेशः श्रुणोत्युपनिषद्व सा ॥

જ્ઞાનીનું સ્વાભાવિક ચાલવું, પુષ્કરાદિ તીર્થોમાં જ થાય છે એમ જાણવું. કેમ કે, ઈશ્વરના ચરણમાં સકલ તીર્થોનો નિવાસ થાય છે. અને જ્ઞાની અભેદરૂપ પણાથી ઈશ્વરરૂપ થયો છે, એથી કરીને, જ્ઞાનીરૂપી ઈશ્વરના ચરણોનું ગમન, તીર્થોમાં જ થાય છે, એવો આશય છે. અર્થાત્ જ્ઞાની જ્યાં જાય તથા નિવાસ કરે તે તીર્થ જ સમજવાં મોટા મોટા મહાત્મા પુરુષો, સાધુ સન્યાસીઓ મહર્ષિઓ જ્યાં જ્યાં સ્થિત થાય છે અગર છે. તે સઘળાં તીર્થ જ કહેવાય છે. અને ત્યાં આગળ લોકો યાત્રાનિમિત્ત ગમન કરે છે, એ વાત હાલ પણ જોવામાં આવે છે

વ્હાલા આત્માનદો! ગુરુના કૃપાકટાક્ષનું કેવું સુંદર ફળ હોય છે જ્યારે આજે ગુરુશીષ્યની કેવી સ્થિતિ છે તે તમે નજરે જુઓ છો. ખેર એ આપણી મહાન ભૂલ આપણને હમણાં નહિ સમજાય. કારણ કે કોઈપણ, ઠોકર વાગ્યા સિવાય કબૂલ કરતું નથી એ તો જ્યારે વાગશે ત્યારે સમજાશે. આપણી અધુનિક જ્ઞાન-પ્રણાલિકા સદંતર અવળી છે. ખેર આમ લખ્યે પાર આવે તેમ નથી, હું મારા મૂળ રાહ ઉપર આવું છું.

સજ્જનો! આ પ્રમાણે મત્સ્યેન્દ્રના ઉપર દત્ત ભગવાનની કૃપા ઊતરી અને મત્સ્યેન્દ્ર હવેથી મત્સ્યેન્દ્રનાથ બન્યા. ભગવાન દત્તે એમને નાથ-સંપ્રદાયની દીક્ષા દીધી. પછી તો મત્સ્યેન્દ્રનાથ ગદ્‌ગદિત કંઠે થઇ ગયા. અને દત્તપ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા.

"જય જય દત્તગુરુ મહારાજ!
જય જય દત્તગુરુ મહારાજ,
તપ કરતેહો આજ હમારા
સફળ હુઆ સબ કાજ: —જય, જય
શરણાગતકી લાજ રખો પ્રભુ!
તુમ હો દીનદયાળ —જય જય.

ત્યાંથી ગુરુદેવની સાથે મત્સ્યેન્દ્ર ભગવાન પિનાકપાણિની પાસે આવ્યા અને પિનાકી પ્રભુએ (શંકરે) એમના મસ્તકપર વરદ હસ્ત મૂક્યો અને આશીર્વાદ દીધા. પછી ગુરુને મત્સ્યેન્દ્રે કહ્યું હવે મારે શું કરવું એનો આદેશ આપો. ભગવાન શંકરે દત્ત પ્રભુને આજ્ઞા કરી કે એને સકલવિદ્યાવિશારદ બનાવો, જેથી દત્તની દયાએ મત્સ્યેન્દ્રનાથ સકલ વેદવિદ્યા-વિશારદ બન્યા.

સજ્જનો! અધુનિક જમાનાના ભાઇને અમારી આવી વાતોથી આશ્ચર્ય થતું હશે કે ભણ્યા વિના મત્સ્યેન્દ્રનાથ વેદવિશારદ કેમ બન્યા! પણ બાપલા! એક નહિ પણ આવા તો અનેક દાખલાઓ મોજુદ પડયા છે. જો આપ ધર્મગ્રંથોનાં પાનાં ઉથલાવી જુઓ તો આપને ખ્યાલ આવે. પણ દુર્ભાગ્યની વાત છે કે હાલના ભાઇને એ ધર્મગ્રંથો પ્રત્યે સૂગ છે અને ઉપરથી સંસ્કૃત દેવવાણીને બિચારો (Dead Language) કહે છે. આથી આપણું વિશેષ અધઃપતન કયું કહેવાય? છતાંય દાખલા તરીકે ગુરુ-કૃપાનું કેવું ફળ હોય છે તેનું એક જ દૃષ્ટાંત રજુ કરું છું.

ભગવાન શંકરાચાર્યનો પ્રાદુર્ભાવ ચાર્વાક અને બીજા અધઃપતન કરનારા માર્ગોનું ખંડન કરવા થયો હતો અને ભારતની પવિત્ર ભૂમિપર તેઓ સનાતન (સત્યધર્મ) સમજાવતા વિચરી રહ્યા હતા. તેવામાં કાશ્મીર જતાં રસ્તામાં એક બ્રાહ્મણ પોતાના એક ગાંડા પુત્રને ભગવાન શંકરાચાર્યના ચમત્કારો સાંભળી તેમની પાસે લઇ આવ્યો. સજ્જનો! વાસ્તવિક રીતે તે ગાંડો ન હતો, પરંતુ એની સ્થિતિ જડભરત જેવી હતી. એવાને હાલની દુનિયાના વહેવારકુશળોઆએ ગાંડા ગણતા આવ્યા છે, ગણે છે અને ગણશે.

હવે બ્રાહ્મણ ભગવાન શંકર પાસે આવી કહે છે: પ્રભુ! કંઇક દયા કરો તો આ મારો છોકરો ડાહ્યો થાય. જો કે એ છોકરો દુનિયાનો ડાહ્યો પુરુષ હતો, છતાંય એને જગત ગાંડો ગણતું હતું. કારણ કે મતલબમાં ડુબેલું જગત તો ડાહ્યો એને ગણે છે, કે જે બહુ કાવાદાવા કરી દ્રવ્યોપાર્જન કરે છે.

આદર્શવાદી પુરુષો આ 'વહેવારકુશળ જગતમાં ગાંડા ગણાતા આવ્યા છે અને ગણાશે." તદનુસાર

ઉપરના બ્રાહ્મણપુત્ર માટે બન્યું એને જોતાની સાથે જ શંકર ભગવાન મસ્ત બની ગયા અને કહ્યું કે તમો અહિંયા છોડી તરત જ દુનિયાની દૃષ્ટિએ ગાંડા ગણાતા મૂક યોગીએ હકારમાં જવાબ આપ્યો. આથી એના માતા વગેરેને પણ આશ્ચર્ય થયું. મારા શબ્દોથી તમને પણ આશ્ચર્ય થશે. કારણ કે આ બધી વાતો હાલની દુનિયાને અસંભવિત લાગે પરંતુ બાપલા! આપણને આ વાતોમાં વિશ્વાસ નથી તેનું કારણ માત્ર એટલું જ છે કે આપણે એ માર્ગના બીલકુલ અજ્ઞાત છીએ અને સર્વગુણસંપન્ન હોવાનો દાવો કરીએ છીએ. એટલે સત્યા સત્ય સમજાતું નથી. કારણ કે આપણે જાણતા ન હોવા-છતાં પણ જાણવાનું અભિમાન કરીએ છીએ. એટલે એ અભિમાનરૂપી શત્રુ સત્ય સમજવા દેતો નથી. છતાંય મારાથી જેટલું સત્ય સમજાવવાનો બનશે તેટલો પ્રયત્ન કરીશ અને આપ પણ ખોટા મમત્વનો ત્યાગ કરી સમજવા પ્રયત્ન કરો તો મને અને તમને વધુ અનુકૂળ બનશે હવે શંકર ભગવાને પેલાને કેવી રીતે

એનો એક દાખલો:–જેમ કે હમણાંના જ રામકૃષ્ણ પરમહંસદેવ જેમ નરેન્દ્રને (વિવેકાનંદને) એક ભાવસમાધિમાં મસ્ત હતા, તેમ અહીં પણ બન્યું.

ભગવાન શંકર પેલા બ્રાહ્મણને કહે છે, "જો આ તારો પુત્ર મને આપી દે તો એને ડાહ્યો બનાવી દઉં!" આથી પેલો ગાંડો (મૂક યોગી) મનમાં હસવા લાગ્યો અને એના બાપે પણ વિચાર કર્યો કે આ ગાંડાને ઉછેરવા કરતાં આપી દો ને. સજ્જનો! જોયું કે આ દુનિયા કેવી છે!

"સ્વારથ–હેતુ કરે સબ પ્રીતિ
સકલ જગતકી હૈ યહ રીતિ."

આજ તમારે માટે પણ તેવું જ છે. છતાં આપણે –હું અને તમે–સર્વે મારૂંતારૂં કરી મરી જઈએ છીએ. પણ નક્કી માનજો કે જગતમાં કોઈ કોઈનું નથી. સજ્જનો! એક દાખલો દઉં, હું અને તમે સર્વે એક માત્ર શરીર માટે કેટલું કરીએ છીએ, છતાં એ શરીર આપણું નથી તો પછી બીજું તો આપણું ક્યાંથી થાય! તો મિથ્યા મમત્વનો ત્યાગ કરી સદ્ગુરુને શરણે જઈ ભવતારક ભગવાનને મેળવવા કમર કસો. નહિ તો જે મહત્ કાર્યો માટે આપણો જન્મ થયો છે તેને જો નહિ સમજો તો ચોરાશી લક્ષ યોનિઓ આપણે માટે તૈયાર છે. માટે ચેતો, સમજો, હજુ વખત છે.

એક ભક્ત કહે છે:

"પાણી પહેલાં બાંધી લેને પાળ રે, ઉંઘ તને કેમ આવે!
આ તો સ્વપ્ના જેવો સંસાર રે ઉંઘ તને કેમ આવે!

ભગવાન શંકરાચાર્યની માગણીથી પેલા બ્રાહ્મણે પોતાનો પુત્ર શંકર ભગવાનને અર્પણ કર્યો. દુનિયામાં વ્યવહારની કુશળતા એમાં જ ગણાય છે કે સૌ પણ બળદ ઘર કૃષ્ણાર્પણ કરવા તૈયાર થાય છે. અને આપણી દાનવૃત્તિ કેવી છે! એરણની ચોરી અને સોયનું દાન કરનારા છીએ પણ ભાઈ જરા સજાગ થા અને સદ્ગુરુને અંજલિ જોડીને કહે.–

"અંજન આંજો ગુરુજી મને જ્ઞાનનું રે
મુજને દેખતો કરજો બાપ!—અંજન
ગુરુજી જ્ઞાન શલાકા ધારજો રે
ધીરે રહી આંજજો મારી આંખ—અંજન.
મારાં પાપ છે મહા અમાપ—અંજન.

તદનુસાર અભિમાનનો પરિત્યાગ કરી જો સદ્ગુરુને શરણે જઈએ તો સત્યાસત્યનું ભાન થાય. તો જ ખબર પડે કે બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે. નહિતર જો અભિમાની બન્યા તો સત્ય વેગળું ખસી જશે. અને વિષ્ટાનો કીડો જેમ વિષ્ટામાં જ સુખ માણે છે તેમ આપણી દશા થશે. માટે સવેળા સમજો અને ભગવદ્-માર્ગને ગ્રહણ કરો અસ્તુ.-

બ્રાહ્મણ પુત્રને અર્પણ કરી ચાલ્યો ગયો અને શંકર ભગવાને મૂક યોગીને મસ્તકપર વરદ હસ્ત મૂકી નારાયણ-મંત્ર પ્રદાન કર્યો, અને તેને પણ સાથે લીધો. ભગવાન શંકરના મુખ્ય ચાર શિષ્યો હતા તેમાંના આ એક એક વખત સુરેશ્વરાચાર્ય (મૂળ મંડન મિશ્ર) ભગવાનને કહે છે, પ્રભુ! અમને શાંકરભાષ્ય સમજાવો." જ્યારે મૂક યોગી ખાસ કશું ભણતા કરતા નહિ, માત્ર એ તો અષ્ટ પ્રહર ગુરુની સેવામાં રહેતા, જેથી આ વખતે પણ તેઓ નદીકિનારે કૌપીન ઈત્યાદિ વસ્ત્રો ધોવા ગએલા, જેથી ભગવાન શંકરે કહ્યું, "પેલા ગાંડાને આવવા દો" સુરેશ્વરાચાર્ય કહે છે, 'પ્રભુ! એ આવે તોય અને ન આવે

તોપૈભણું શરણું છે. કેમકે આવશે તો પણ અધ્યયન કરવા બેસનાર છે જ નહિ, તો આપ પાઠ આપો (સમજાવો)" સુરેશ્વરાચાર્યના શબ્દોથી ભગવાન શંકરને સહેજ ઓછું લાગ્યું અને મનમાં બોલ્યા: "જે શિષ્ય અષ્ટ પ્રહર ગુરુની સેવાની ચિંતામાં નિમગ્ન હોય છે એના જ્ઞાનની, અજીર્ણવાળા મંડનમિશ્રને શું ખબર હોય!" અહિં ભગવાન શંકરાચાર્યની દયા (ગુરુકૃપા) પેલા નદીકિનારે ગયેલા ગોઠા (મૂઢ યોગી) ઉપર ઉતરી અને જેથી તે પાછો ફર્યો ત્યારે તોટક છંદમાં વેદનાં સૂત્રો બોલતો આવ્યો. જે જોઇને બીજા ત્રણે શિષ્યો ચિત્રવત્ થઇ ગયા અને ગુરુદેવને ચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યો. સજ્જનો! આ છે અમારા પૂર્વના ભારતની ભવ્યતા. તોટકછંદ બનાવનાર ગુરુકૃપાએ એ મૂઢ યોગી પહેલા જ હતા અને તેથી કરીને જ ભગવાન શંકરાચાર્યે એમનું નામ તોટકાચાર્ય રાખ્યું. અને આ ભેદ પેલા ત્રણે શિષ્યોથી અજાણ્યો ન રહ્યો અને એમણે પણ કબુલ કર્યું કે સેવાથી મેવા મળે છે. અને એ સૂત્ર હાલના યુગદૃષ્ટા મંત્રાધી પણ કહેછે 'સેવા ધર્મ' એ પરમ ગહન ધર્મ છે.'

અને એટલા માટે તેઓશ્રી કહે છે ભલે મુસલમાન ભાઇઓ આપણા પર ભીષણ હત્યાકાંડો રચે, તો પણ આપણે એક મુસલમાન ભાઇને બચાવવા આપણા હજ્જારો હિન્દુ ભાઇઓની કુરબાની આપવી જોઇએ એ શબ્દો હાલના દુન્યવી માનવીને ભલે ન રુચતા હોય, છતાં લાખો હિન્દુભાઇઓની કતલ થઇ હોવા છતાંય અને હજારોવધિ બેનદીકરીઓની બેઇજ્જતી થતી હોવા છતાં એ ભારતના વડવીર આ ભવ્ય ઉદારતા દર્શાવે છે એ ઓછી વાત ન ગણાય કારણ કે એમનો મંત્ર દુનિયાને પ્રેમથી વશ કરવાનો છે. અને એટલા માટે અમે પણ વારંવાર કહીએ છીએ કે –

"સમજી લ્યો સાચો ધર્મ સનાતન
'જનસેવા એ પ્રભુસેવા'
'જે જનસેવા એ પ્રભુસેવા'
એથી રીઝે છે જગદેવા' —અપૂર્ણ.



## જીવન-ઝરણું

[ શિખરિણી ]

પ્રભો! મારું નાનું જીવનઝરણું પ્રેમથી વહો!
વહો એનાં વારિ જગતમલ પ્રક્ષાલન કરો!
સદા સત્કીર્તિની પ્રબલ રસધારા સભર હો!
દીનોના કલ્યાણે જીવન-જલધારા પ્રબલ હો!

પિતા ઇચ્છુ એવું પતિત જનને પાવન કરો!
વિધિના ઉદ્યાને રસકસ ભર્યો એ શીકર હો!
શુચિ શાન્તિ કાન્તિ તુજ સ્મરણ એનાં પ્રતીક હો!
તમારા ચરણોમાં મુજ જીવનધારા વિલીન હો!

—શ્રી કહ્ન. ગ. જોષી.

જીવનનું ધોરણ ઊંચું લઇ જવું જોઇએ. પણ, આથી તો જીવનને અનાવશ્યક એવી ચીજો લોકો વધુ ને વધુ ખરીદશે મને તો એ આશ્ચર્ય લાગે છે કે આ ઊંચુ ધોરણ ક્યાં જઇને અટકશે? કારણ કે ઊંચું છે તે વધુ ઊંચુ બનાવવામાં આવે છે અને સર્વોચ્ચ તો દેખાતું જ નથી. અન્ન અને વસ્ત્ર માટે આપણે એટલાં બધાં ઊંચાં દામ આપવાં પડે છે કે જે બહુ જ ઓછા આપી શકે અને આમ આપણું જીવન દીર્ઘ દુષ્કાળમાંથી પસાર થતું જાય છે. જીવનનું ધોરણ હજી વધુ ઊંચું બનાવવામાં આવશે તો આપણે હજી વધુ કિંમતો આપવી જ પડશે.

સાદું અને શાંતિમય જીવન ગાળનારા હિન્દના લોકોનો મોટો ભાગ આટલી બધી ઊંચી કિંમત નહીં આપી શકે અને પરિણામે ભૂખે મરવા માંડશે આ લોકો બળવો કરી શકશે નહીં, વિરોધસૂર ઉઠાવી શકશે નહીં, ભીખ માગી શકશે નહીં, પણ ભગવાનના આ ભલા બાળકો ભગવાનના ધામમાં જ પહોંચી જશે. તો પછી, સ્વચ્છંદી વિચારોના અને મન ફાવતા પ્રસ્તાવનોના આ યુગમાં અનાજ, દૂધ અને કપડાંની કિંમત સસ્તી કરવાની, વધુ ને વધુ અનાજ ઊગાડવાની અને લોકોને ખેતીના જીવનપ્રદ ધંધા તરફ મીટ માંડવાની જેહાદ જગાવવી એ શું જીવનને કંઇક અંશે સરળ બનાવી શકાય તે માટે વધુ શ્રેયસ્કર નથી? જીવનપ્રદ તત્ત્વો (Vitamins), દવાઓ, સત્ત્વો, રસો, તેલો, ઇન્જેક્શનો અને એવી અનેક કૃત્રિમ ચીજોનો ઉપયોગ કરીકરીને દવાના વેપારીઓને લક્ષાધીશો બનાવવા કરતાં સવારસાંજ પેટપૂરતું ભોજન આપીને લોકોની તંદુરસ્તી ટકાવી રાખવી એ શું વધારે સારું નથી? ખુદ પ્રભુએ મનુષ્યને માટે સર્જેલા ખોરાકને બદલે જીવનપ્રદ તત્ત્વો (Vitamins) અને દવાઓ વડે જીવી શકાય એ ખ્યાલ જ કેવો વિચિત્ર છે! લોકોને પૂરતા પ્રમાણમાં ઘી અને દૂધ આપો અને પછી જુઓ કે હિન્દમાંથી રોગો નાબૂદ થાય છે કે 'નહીં'? ઇસ્પીતાલોમાં દવાઓ અને દાક્તરો વધારવા કરતાં દર્દીઓની અગણ ઘીનો હોમ કરો અને જુઓ કે માત્ર ઘીના ધૂમાડાથી જ કેટલા દર્દીઓ સારા થઇ જાય છે! પણ જ્યાં એક ટીપું ઘી કે ચોખ્ખું દૂધ મેળવવાની મુશ્કેલી હોય ત્યાં અગ્નિમાં ઘી હોમવાની વાતો કરવી એ મૂર્ખાઇ જ લેખાય. વેદકાળના ઋષિમુનિઓ યજ્ઞો કરતા અને કરાવતા, એઓ મૂર્ખ તો ન્હોતા જ.

હિન્દમાં ઘઉં અને ચોખા પુષ્કળ પાકે છે અને વસ્તુમાત્રનું મૂલ્ય ઘઉં અને ચોખાથી જ નીકળે છે મુસલમાનોના શાસનકાળમાં હતું તેમ ચોખા બેથી ચાર આને મણ મળવા માંડે તો આપણું બેકારીનું, અનારોગ્યનું અને બીજું ઘણું ઘણું દુઃખ તરત જ નાશ પામે. સમાજની યુદ્ધોત્તર પુનર્ઘટનામાં જીવનની આ મુખ્ય બાબત ઉપર દુર્લક્ષ્ય સેવવામાં આવશે તો જીવનને વધુ સુખી બનાવવા માટેના અન્ય સર્વ ઉપાયો જરૂર જ નિષ્ફળ જશે. એમ કહેવામાં આવે છે કે મનુષ્યને જન્મતાંની સાથે જ કેટલાક મૂળભૂત હક્કો પ્રાપ્ત થાય છે અને તે હક્કો તે શ્વાસ લેવાનો હક્ક, ખાવાનો હક્ક અને પાણી પીવાનો હક્ક માટે જેવી રીતે કુદરતી સહેલાઇથી હવા મેળવે જાય છે તેમ મનુષ્યને અન્નજળ મળ્યા કરવાં જોઇએ પાણીના જે દામ આપવા પડે અને દુષ્કાળમાં આપવા પડે એવા મોંઘા દામથી જો આખું વર્ષ અનાજ ખરીદ કરવું પડે અને પરિણામે કુટુંબને નિભાવવા માટે થોડાં નાણાં મેળવવા માટે જો બધા યે દિવસ સવારસાંજ વૈતરું જ કર્યા કરવું પડે તો એ અકુદરતી છે જો આમ જ ચાલ્યા કરે તો મનુષ્ય પોતાની કે પોતાના દેશબન્ધુઓની પ્રગતિ માટે પોતાની સુષુપ્ત શક્તિઓનો વિકાસ કરવાને કેવી રીતે સમય મેળવી શકે? (અપૂર્ણ)

## મારો આજનો સંકલ્પ

મારી જરૂરિયાત હું બહું જ ઓછી કરું, તો જ મારી ચોરી સંકુચિત બનશે; નહિ તો મારી જરૂરિયાતે ઊભી કરેલી સમૃદ્ધિની ઇન્દ્રજાળ જોતજોતામાં આટોપાઇ જશે. "દેહ ટકે એટલી જ મારી જરૂરિયાત હો." અને દેહ પણ એટલા જ માટે ટકે કે તે સર્જનના ઉપયોગમાં આવે.

# અધ્યાત્મ ભાગવત

લે. સ્વામીશ્રી માધવતીર્થજી

[ ગતાંક પૃ ૫૪૮ થી ચાલુ ]

## જડબુદ્ધિરૂપી ગજેન્દ્ર

હવે આઠમો સ્કંધ શરૂ થાય છે. શ્રીમદ્‌ભાગવતનો મુખ્ય વિષય જ્ઞાન અને વૈરાગ્ય સહિત ભક્તિનો છે. તેથી દરેક સ્કંધમાં એ ત્રણની વાતો જુદા જુદા પ્રકારથી આવે છે. કથા કહેનાર મહાન પરમહંસ શ્રી શુકદેવજી છે કે જેમને સ્ત્રી અને પુરુષ બન્નેમા અભેદદર્શન રહે છે કથા સાંભળનાર પરીક્ષિત રાજા પણ એવી દઢ જિજ્ઞાસાવાળા છે કે તેમને ભગવાનની કથા સિવાય બીજુ કંઈ યાદ આવતું નથી તેને જાણે કે જળ લેવાનુ પણ યાદ આવતું નથી (૮-૧-૪૪) શ્રીમદ્‌ભાગવતની કથા એવા પ્રકારની છે કે તેમાં અનેક જાતની માયા બતાવવામાં આવેલી છે. પાંચમા સ્કંધમાં ભરત રાજાને ફક્ત હરણમા પ્રીતિ રહી જવાથી હરણ થવું પડયુ હતુ છઠ્ઠા સ્કંધમા ચિત્રકેતુને વિષયોમાં એટલો રાગ હતો કે અંગિરા મુનિ તેને બ્રહ્મજ્ઞાન આપવા આવ્યા તો પણ તેણે બ્રહ્મજ્ઞાન લીધું નહિ પણ પુત્રની માગણી કરી. આજે પણ કેટલાક માણસો સાધુઓ પાસે જઈને સંસારના સુખની માગણી કરે છે. તેઓ પોતાની વૃત્તિ ફેરવવા માગતા નથી. તેઓ એમ સમજે છે કે સંસારની જાળમાંથી કોઈ મુક્ત થઈ શકે નહિ. તેથી સાતમા સ્કંધમા શુકદેવજી પ્રહ્લાદનું ચરિત્ર આપીને એમ સમજાવે છે કે રાક્ષસના કુળમાં જન્મેલ માણસ પણ પરમ ભક્તિ કરી શકે છે છઠ્ઠા સ્કંધમાં જેમ ચિત્રકેતુએ બ્રહ્મવિદ્યા લેવાની ના પાડી તેમ તેથી ઉલટુ સાતમા સ્કંધમાં પ્રહ્લાદે સંસારની વિદ્યા શીખવાની ના પાડી હતી. પ્રહ્લાદના જેવી દઢતા હોય તો જ સંસારનો ચેપ લાગે નહિ સંસારમાં વારવાર દ્વૈતની ભાવનામાં આવવુ પડે છે, તેથી એવી દ્વૈતની વિદ્યા જેટલી ઓછી શીખાય તેટલો વધારે પુરુષાર્થ પરમાર્થના માર્ગમાં થઈ શકે છે જય-વિજય વૈકુંઠમાં ગયા તો પણ તેમનામાં દ્વૈતભાવ રહી ગયેલ. તેથી તે વૈકુંઠમાંથી પડયા દ્વૈતભાવ તદ્દન દૂર કરવો એજ મુશ્કેલ છે પ્રહ્લાદ પણ શ્રી નરસિંહ ભગવાનના ખોળામાં બેઠા બેઠા સ્તુતિ કરતાં કહે છે કે "હું આપના આ ઉગ્ર રૂપથી બીતો નથી પણ સંસારના વિષયોથી બીઉ છુ" આ વચનો એમ બતાવે છે કે પ્રહ્લાદનું પરમહંસપણું પણ પૂર્ણ ન હતું, તેને એમ લાગતું હતુ કે બધે એક સત્તા રહેલી છે, પણ તેની નાની ઉંમર હોવાથી અદ્વૈતમાં પૂર્ણ નિષ્ઠા થઈ નહિ હોય સંસારના વ્યવહારમાં ભગવાનનુ વિસ્મરણ કેટલીવાર થઈ જાય છે તે 'તો બધા સાધકના અનુભવમાં આવે છે જે દશામાં વારંવાર ભગવાનનુ વિસ્મરણ થઈ જાય છે તેને હાથીની યોનિનુ રૂપ આપીને હવે આઠમા સ્કંધમાં શુકદેવજી ગજેન્દ્રમોક્ષનો પ્રસંગ શરૂ કરે છે. હરણ જેમ શબ્દમાં આસક્ત થઈને મરણનો ખ્યાલ રાખતુ નથી, પતંગિયું દીપમાં આસક્ત થાય છે, માછલું રસમાં આસક્ત થાય છે, ભમરો પુષ્પમાં આસક્ત થઈ પોતાનો જાન ગુમાવે છે, હાથી હાથણીમાં આસક્ત થઈ કાગળની હાથણી પછવાડે દોડીને પણ ખાડામાં પડે છે, તેવી જ રીતે માયારૂપી ખોટી હાથણી જેવી વાસનામાં પડીને માણસ પોતાનુ આયુષ્ય વ્યર્થ ગુમાવે છે માંડૂક્ય ઉપનિષદ્ ઉપર શ્રી ગૌડપાદાચાર્યની કારિકા છે તેના ઉત્તરના ભાગમાં કહે છે કે अणुमात्रेऽपि वैधर्म्ये એટલે જરા પણ અનાત્મભાવ 'આવી' જાય તો આવરણભંગ થતો નથી. આવરણને આઠમા સ્કંધમા મગરનું સ્વરૂપ આપેલ છે અને દશમા સ્કંધમાં કંસનુ સ્વરૂપ આપેલ છે, કંસના શત્રુ બ્રહ્મસ્વરૂપ શ્રી કૃષ્ણ છે એ મામા-ભાણેજ ફક્ત એક જ વાર મળેલા છે અને જ્યારે મળ્યા છે ત્યારે કંસનુ મરણ થયું છે. કારણ કે જ્ઞાન અને અજ્ઞાન સાથે રહી શકે નહિ. અજ્ઞાન અથવા આવરણ એ કલ્પિત છે છતાં અજ્ઞાનદશામાં તે પ્રમાણરૂપ થઈ જાય છે એવા આવરણનું મૂળ કારણ આત્માનું વિસ્મરણ છે એ વિસ્મરણને ગજેન્દ્રનુ રૂપ આપેલ છે

ભગવાનનુ અથવા આત્માનુ વિસ્મરણ ન થાય તેટલા

માટે આઠમા સ્કંધની શરૂઆતમાં શુકદેવજી પરીક્ષિત રાજાને મંત્રોપનિષદ્ સંભળાવે છે તેમાં મનુજી ભગવાનની સ્તુતિ કરતાં કહે છે કે —

येन चेतयते विश्वं विश्वं चेतयते न यम् ।
यो जागर्ति शयानेऽस्मिन्नायं तं वेद वेदसः ॥

८-१-९

અર્થ—જેની સત્તાથી સંપૂર્ણ વિશ્વ ચેતના પ્રાપ્ત કરે છે, પરંતુ વિશ્વ જેને ચેતન આપી શકતું નથી. વિશ્વનો લય થતાં પણ જે સાક્ષી રૂપથી જાગતા રહે છે, જેને જગત્ જાણી શકતું નથી તે પરમાત્મા આ જગતને બરાબર જાણે છે

आत्मा वास्यमिदं विश्वं यत्किञ्चिज्जगत्यां जगत्।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद्धनम् ॥

८-१-१०

અર્થ—આ સંસારમાં જે કોઈ ભૂતસમુદાય છે તે બધો પરમાત્માથી વ્યાપ્ત છે. તેથી બધું પરમાત્માને અર્પણ કરીને પછી તેનો ઉપભોગ કરવો. એટલે પોતાના અને પારકા કોઈના ધનમાં આસક્તિ રાખવી નહિ

આવો મંત્ર ઈશોપનિષદ્ની શરૂઆતમાં પણ આવે છે શ્રીકૃષ્ણ ભગવાન પણ ઉજ્જૈનમાં ગુરુ સાંદિપનીને ત્યાં ઉપનિષદ્ ભણવા ગયા. શ્રીમદ્ભાગવત પણ નિગમરૂપી 'કલ્પતરુ ઉપરથી પડેલું' તૈયાર પાકેલું ફળ છે તેથી ભાગવતમાં ઘણી જગ્યાએ વેદાન્ત ભરેલું જણાય છે. હવે મનુજી કહે છે કે:—

यं न पश्यन्ति पश्यन्तं चक्षुर्यस्य न रिष्यति ।
तं भूतनिलयं देवं सुपर्णमुपधावत ॥

८-१-११

અર્થ—જે સર્વસાક્ષીને ચક્ષુ વગેરે ઇંદ્રિયો દેખી શકતી નથી પણ જેનું જ્ઞાન કોઈ દિવસ ક્ષીણ થતું નથી, એટલે ચક્ષુ વગેરે ઇંદ્રિયોના વિષયો ન હોવા છતાં જે બધું જાણે છે તે સર્વાન્તર્યામી અસંગ પરમાત્માનું ભજન કરો.

न यस्याद्यन्तौ मध्यं च स्वः परो नान्तरं बहिः ।
विश्वस्यामूनि यद्यस्माद्विश्वं च तदृतं महत् ॥

८-१-१२

અર્થ—જેના આદિ, અન્ત અને મધ્યમાં કાંઈ નથી. જેને પોતાનું પારકું, અંદર બહાર, કાંઈ નથી, પણ જે સ્વયં જગતના આદિ અન્ત વગેરે બધું છે, તથા જેનાથી સંપૂર્ણ જગત ઉત્પન્ન થયું છે તે સત્ય અને પરિપૂર્ણ છે.

જો જગતને આદિ કે અંત ન હોય તો જગત શી રીતે ઉત્પન્ન થાય તેને માટે હવે પછીના શ્લોકમાં કહે છે કે ભગવાન માયાશક્તિથી જગતની રચના, પાલન વગેરે કરે છે અને પોતાની નિત્યસિદ્ધ જ્ઞાનશક્તિથી માયાને ત્યાગી, ઇચ્છા વગર પોતાના સ્વરૂપમાં સ્થિત રહે છે તેથી નિષ્કામ ભાવથી કર્મ કરવાં જોઈએ. ભગવાન પરમેશ્વર પણ કર્મ કરે છે પણ આત્મલાભથી પૂર્ણકામ હોવાથી તેમાં આસક્ત થતા નથી (૮-૧-૧૫) તેજ પ્રમાણે તેનું અનુવર્તન કરનાર પુરુષ પણ કર્મોમાં આસક્ત થતા નથી.

સ્વાયંભુવ મનુની પછી અગ્નિપુત્ર સ્વારોચિષ બીજા મનુ થયા. પછી બીજા કેટલાક મનુઓ થયા તામસ મન્વન્તરમાં હરિમેધા નામક ઋષિની ભાર્યા હરિણીથી હરિ નામનો ભગવાનનો અવતાર થયો અને તેમણે ગજેન્દ્રને ગ્રાહથી છોડાવ્યો.

તામસ મન્વન્તર, જ્યારે મન તમોગુણી અને જડબુદ્ધિવાળું થાય છે ત્યારે દરેક માણસના જીવનમાં શરૂ થાય છે તેથી પરીક્ષિત રાજા હવે શુકદેવજીને પૂછે છે કે તમોગુણથી જીવને મુક્તિ કેવી રીતે મળી શકે છે! તેમાં ચૈતન્યરૂપી હરિની કથા આવે છે તેથી બધાને શ્રવણ કરવા યોગ્ય છે

શ્રીમદ્ભાગવતની કથા એવા પ્રકારની છે કે સાચી હકીકત એટલે અધ્યાત્મ રહસ્ય ઘણું ભાગે કથાની પછી આવે છે. તેથી ગજેન્દ્રમોક્ષ પછી ગ્રાહ કોણ હતો અને ગજેન્દ્ર કોણ હતો એ બાબત જ્યારે શુકદેવજી સમજાવે છે ત્યારે કહે છે કે ગ્રાહ અજ્ઞાનનું સ્વરૂપ હતું (૮-૪-૧) અને ગજેન્દ્ર એ આત્માનું વિસ્મરણ હતું (૮-૪-૧૦, ૮-૪-૧૨) જ્યારે આત્માનું વિસ્મરણ થાય છે ત્યારે જીવને અજ્ઞાનરૂપી ગ્રાહ પકડે છે

આત્માનું વિસ્મરણ કેવી રીતે થાય છે તે માટે આઠમા સ્કંધમાં બીજા અધ્યાયની શરૂઆતમાં કહે છે કે "ક્ષીરસાગરથી ઘેરાયેલ એક ત્રિકૂટ નામનો પર્વત હતો" આ ત્રણ ગુણવાળી માયા સમજવાની છે. તે

દશ હજાર યોજન ઊંચો હતો. એટલે માયાની શક્તિ દશ ઇન્દ્રિયોનાં કામ કરે છે તે પર્વતની ગુફામાં સિદ્ધ, ચારણ, ગંધર્વ, વિદ્યાધર, નાગ, કિંનર અને અપ્સરાઓ વિહાર કરતાં હતાં. ત્યાં એક અવાજની સામે બીજા અવાજના પડઘા પડતા હતા તેથી ઇર્ષ્યા અને અસહિષ્ણુતાની ગર્જના થતી હતી (૮-૨-૬). તેમાં જંગલી જીવ રહેતા હતા. તેમાં નદીઓ અને તળાવો પણ હતાં. તેમાં અનેક જાતનાં સુગંધી વૃક્ષો હતાં. તેમાં એક મોટુ સોનેરી કમળવાળું સરોવર હતું એક દિવસ આ પર્વતના વનમાં રહેનાર એક યૂથપતિ ગજરાજ (હાથી) પોતાની હાથણીઓ સહિત અને બચ્ચાં સહિત સ્નાન કરવા આવ્યો. દરેક જીવ પણ આવી રીતે પોતાની વૃત્તિઓ સહિત સંસારરૂપી સરોવરમાં આનંદ લેવા આવે છે. ગજરાજ ગૃહસ્થ પુરુષોની સમાન મોહગ્રસ્ત થઇને પોતાની સૂંઢના અગ્રભાગથી જળના ફૂવારા છોડી પોતાની હાથણીઓને નવરાવવા લાગ્યો (૮-૨-૨૬) જ્યાં જ્યાં ઉપમાનું પ્રમાણ ભાગવતમાં આવે છે ત્યાં અધ્યાત્મભાવનો અર્થ ખુલ્લો થાય છે તેથી અહીં દરેક ગૃહસ્થની રતિક્રીડા સમજવાની છે રતિક્રીડામાં જેવા જળના ફૂવારા છૂટે છે તેનો અનુભવ ગૃહસ્થાશ્રમમાં રહેનારને હોય છે પણ એ રીતે તમોગુણ કેટલો વધે છે, દેહનું અભિમાન કેટલું વધે છે અને આત્માનું વિસ્મરણ કેવું થાય છે તેનું માણસને ભાન રહેતું નથી. ભગવાનની માયાથી મોહિત થયેલ ગજેન્દ્ર પણ પોતા ઉપર આવનાર કષ્ટનો વિચાર કરી ન શક્યો (૮-૨-૨૬)

તે વખતે દૈવેચ્છાથી કોઇ મહા બળવાન ગ્રાહે (મગરે) ક્રોધમાં ગજેન્દ્રનો પગ પકડી લીધો. પછી ગજેન્દ્રે તેના મુખમાંથી નીકળવાનો બહુ પ્રયત્ન કર્યો પણ તે છૂટી શક્યો નહિ. ગજેન્દ્રને છોડાવવામાં બીજા હાથીઓ અને હાથણીઓએ ઘણો પ્રયત્ન કર્યો છતાં તેઓ પણ તેને છોડાવવાને સમર્થ થયાં નહિ. એવી રીતે ગજેન્દ્ર અને ગ્રાહની પરસ્પર ખેંચતાણમાં એક હજાર વર્ષ વીતી ગયાં તેથી દેવોને પણ ઘણું આશ્ચર્ય થયું. પછી ગજેન્દ્રનાં ઉત્સાહ, બળ અને તેજ ક્ષીણ થવા લાગ્યાં અને ગ્રાહનાં ઉત્સાહ બળ અને તેજ વધવા લાગ્યાં. (૮-૨-૩૦)

ઉપર કહ્યું તેમ ગ્રાહ એ અજ્ઞાનનું સ્વરૂપ છે અને ગજેન્દ્ર એ આત્માનું વિસ્મરણ છે જ્યારે આત્માનું વિસ્મરણ થાય છે ત્યારે અનેક પ્રકારનાં કષ્ટ ઉત્પન્ન થાય છે અને આત્માનો સાક્ષાત્કાર થાય છે ત્યારે બધું ભગવન્મય લાગે છે. શ્રી અરવિંદ એક જગ્યાએ લખે છે કે—

Its absence leaves the greatest actions dull. Its presence makes the smallest seem divine.

ઉપર કહ્યું તેમ અજ્ઞાન સાથે યુદ્ધ કરવામાં ગજેન્દ્રને એક હજાર વર્ષ વીતી ગયાં. અહિં ગણીને હજાર વર્ષ માનવાં નહિ પણ ઘણો કાળ વીતી ગયો એમ સમજવું. દરેક જીવ પણ અનંત કાળથી અજ્ઞાનદશામાં પડી રહેલો હોય છે અને જેમ ગ્રાહનું જોર વધતું ગયું તેમ અજ્ઞાનનું જોર વધતું જાય છે. એક ભૂલ કરી તો તેની વાસનાને લઇને તેમાંથી અનેક ભૂલો ઉત્પન્ન થાય છે અને સંસારના માણસો આપણને તેમાંથી છોડાવી શકતા નથી.

અજ્ઞાન અથવા અવિદ્યા સ્વતંત્ર નથી, જીવની આશ્રિત પણ નથી કારણ કે અવિદ્યા આવ્યા પછી જીવભાવ આવે છે પરંતુ એક અપેક્ષાએ બ્રહ્મની આશ્રિત મનાય છે. તેમાં કોઇને એવો પ્રશ્ન ઊઠે કે બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે તો તેમાં તેથી વિપરીત સ્વભાવવાળી અવિદ્યા કેવી રીતે સંભવે? તો એ શંકા ઠીક નથી કારણ કે અવિદ્યાસંબંધ બ્રહ્મમાં તાત્ત્વિક માનીએ તો વિરોધ થાય. કારણ કે વિરુદ્ધ બે ધર્મ એક ધર્મીમાં રહી શકતા નથી જો એકને તાત્ત્વિક મનાય અને બીજાને અતાત્ત્વિક મનાય તો કોઇ વિરોધ નથી. તાત્ત્વિક અંધકારની સ્થિતિ સૂર્યમાં રહી શકતી નથી, પણ કલ્પિત અંધકારની સ્થિતિ સૂર્યમાં વિરુદ્ધ નથી. ઘુવડ સૂર્યમાં અંધકારની કલ્પના કરે છે, સૂર્યનું વાસ્તવિક સ્વરૂપ પ્રકાશસ્વરૂપ છે, તેમાં ઘુવડનો કલ્પિત અંધકાર રહે તેમાં વિરોધ નથી. તેવી જ રીતે સ્વયંપ્રકાશ બ્રહ્મમાં કલ્પિત અવિદ્યાની સ્થિતિ વિરુદ્ધ નથી. ગ્રાહનું સ્વરૂપ એ અવિદ્યાનું સ્વરૂપ છે, તેમાં ગજેન્દ્રરૂપી જીવ પકડાઇ ગયો છે, પણ એ અવિદ્યા સાચી નથી; સાચી હોય તો તેની નિવૃત્તિ થાય નહિ અવિવેકથી બ્રહ્મમાં અવિદ્યાની પ્રતીતિ થાય છે અને વિવેક થતાં વાસ્તવિક—અવિદ્યારહિત બ્રહ્મ સિદ્ધ થાય છે વિવેક એ સમ્યક્ દર્શન છે.

તે જ ભગવાનનું સુદર્શન ચક્ર છે. જ્યારે ગજેન્દ્ર ભગવાનની સ્તુતિ કરે છે અને ભગવાન તેને બચાવવા માટે આવે છે ત્યારે છંદરૂપી ગરુડ ઉપર બેસીને આવે છે. એટલે વેદમય ગરુડની ઉપર બેસીને આવે છે (૮–૩–૩૧) આ ઉપરથી જણાશે કે શાસ્ત્રની મદદ હોય તો વિવેક ઉત્પન્ન થાય અને વિવેકથી અથવા સંમ્યક્ દર્શનથી અવિદ્યા દૂર થાય.

અવિદ્યા પ્રમાણજન્ય નથી. અવિદ્યા પ્રમાણનો વિષય પણ નથી. જો અવિદ્યા પ્રમાણથી સિદ્ધ થાય તો તે નિવૃત્ત થાય નહિ. બ્રહ્મ અને અવિદ્યાનો સંબંધની કલ્પના પણ આવરણમાં રહીને થાય છે બ્રહ્મદૃષ્ટિએ તો અવિદ્યાનો સંબંધ કોઈ રીતે બ્રહ્મમાં થતો નથી. પણ ગજેન્દ્રરૂપી જીવ માયારૂપી ત્રિકૂટ પર્વતની પાસે આવી માયાના કાર્યરૂપી વૃત્તિઓરૂપી હાથણીની સાથે રમવા લાગે ત્યારે અવિદ્યામાં બંધાય છે.

અવિદ્યાનો વિરોધ પ્રમાણજન્ય જ્ઞાન સાથે છે. તેથી જ્યારે ગજેન્દ્રને અકસ્માત્ એવો વિચાર આવ્યો કે ગ્રાહરૂપ પાશમાં પડવાથી મને આ સંકટ ઉત્પન્ન થયું છે, તેમાંથી મારા સાથી હાથી મને છોડાવી શકતા નથી તો હાથણીઓ મને શી રીતે છોડાવી શકશે એમ માની તેણે શ્રીહરિનું (પ્રભુનું) શરણ લીધું.

જેના ભયથી મૃત્યુ પણ ભાગે છે એવા ઇશ્વરને શરણે ગજેન્દ્ર ગયો, અને તેમની સ્તુતિ કરવા લાગ્યો (૮-૨-૩૩) ભગવાનના ગુણનું સ્મરણ કરવાથી આત્માના સ્વરૂપનું ભાન થાય છે. કારણ કે આત્મા એ જ પરમાત્મા છે. આત્મજ્ઞાન થતાં સંપૂર્ણ દ્વૈત નિવૃત્ત થઈ જાય છે, કેવળ ચિદાત્મા જ અવશિષ્ટ રહે છે. જ્યારે જીવ-બ્રહ્મના અભેદ વિષયનું સમીચીન જ્ઞાન થાય છે ત્યારે એમ લાગે છે કે અવિદ્યા હતી નહિ, અને રહેશે નહિ એમ અવિદ્યાનો ત્રૈકાલિક નિષેધ થાય છે અવિદ્યાની દશામાં અવિદ્યાનો ત્રૈકાલિક નિષેધ બની શકતો નથી કારણ કે ત વખતે તેની અપરોક્ષ પ્રતીતિ થાય છે. તો પણ પારમાર્થિક રીતે જોતાં અવિદ્યાનો ત્રૈકાલિક નિષેધ પ્રસિદ્ધ છે.

ગજેન્દ્રે શરૂઆતમાં પોતાના મનને હૃદયદેશમાં સ્થિર કર્યું અને પછી તે પોતાના પૂર્વજન્મમાં શીખેલ સ્તોત્રથી પરમેશ્વરને નમસ્કાર કરી નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો —

यस्मिन्निदं यतश्चेदं येनेदं य इदं स्वयम् ।
योऽस्मात्परस्माच्च परस्तं प्रपद्ये स्वयम्भुवम् ॥
૮-૩-૩

અર્થ—જેનામાં આ જગત સ્થિત છે, જેનાથી ઉત્પન્ન થયું છે, જેનાથી વ્યાપ્ત છે, જે સ્વયં જગત છે, અને જે આ કાર્યકારણરૂપ જગતથી પરે છે તે ભગવાન સ્વયંભૂનું હું શરણ લઉં છું.

આ શબ્દો એમ બતાવે છે કે બ્રહ્મ સિવાય બીજી કોઈ સત્ય વસ્તુ નથી એવા જ્ઞાનથી અવિદ્યાની અને તેના કાર્યની નિવૃત્તિ થાય છે. ચિદાત્મામાં જેનું સ્વરૂપ ન હોય તેવી મિથ્યા વસ્તુનો આરોપ કરવો અને તેના સબંધની કલ્પના કરવી તેનું નામ અવિદ્યા છે. અવિદ્યા એ આત્માના અવિચારની અપેક્ષાએ જ રહી શકે છે, આત્માનું વિસ્મરણ એ જ ગજેન્દ્રનું સ્વરૂપ છે તેથી તેને અજ્ઞાનરૂપ ગ્રાહે પકડયો છે ગજેન્દ્ર હવે આત્માનું સ્મરણ કરીને અવિદ્યાથી છૂટવાનો પ્રયત્ન કરે છે.

ગજેન્દ્ર સ્તુતિ કરતાં કહે છે કે —જેની દૃષ્ટિ કદાપિ લુપ્ત થતી નથી એવા જે પ્રભુ પોતાની અંદર પોતાની માયાદ્વારા સ્થાપિત, કોઈ વખતે પ્રકટ અને કોઈ વખતે અપ્રકટ એવા કાર્યકારણરૂપ જગતને પ્રકાશના પ્રપંચના સાક્ષીરૂપથી નિરંતર જોયા કરે છે અને બધું પ્રલય થતાં જ્યારે અંધકાર વ્યાપી જાય છે તે વખતે સર્વવ્યાપક ભગવાન તેની પાર રહે છે, તે આત્મયોનિ પરાત્પર પ્રભુ મારી રક્ષા કરો. જેનું સ્વરૂપ દેવો અને ઋષિગણ પણ જાણી શકતા નથી તેને બીજાં પ્રાણીઓ કેવી રીતે જાણી શકે અથવા તેનું વર્ણન કરી શકે ? ઘણા પ્રકારના વેશ ધારણ કરી વિચિત્ર ચેષ્ટાઓ કરવાવાળા નટની માફક દુર્ગમ લીલા કરવાવાળા પ્રભુ મારી રક્ષા કરો.

(૮-૩-૬)

(લીલા એટલે નાટક અને નાટક એટલે (વિવર્ત-ભાવે) જેવા હોઈએ તેવા ન દેખાતાં બીજા રૂપે દેખાવું એ જ વેદાન્તનો સિદ્ધાંત છે)

જેના મંગળમય સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છાથી સંપૂર્ણ જીવોના આત્મસ્વરૂપ મિત્ર, જનસંગશૂન્ય અને સાધુસ્વભાવવાળા મુનિજન વનમાં રહી અખંડ ભાવથી બ્રહ્મચર્ય વગેરે વ્રતોનું પાલન કરે છે તે ભગવાન ! મારી ગતિ છે. જેને જન્મ, કર્મ, નામ, રૂપ અથવા ગુણદોષ કાંઈ પણ નથી, તો પણ લોકોની રચના અને

ઉત્પત્તિને માટે પોતાની માયાથી વખતો વખત રચના વગેરે સ્વીકાર કરી લે છે તે અનંતશક્તિ આશ્ચર્યકર્મી, રૂપરહિત હોવા છતાં પણ અનેક રૂપ ધારણ કરનાર પરબ્રહ્મ પરમેશ્વરને વારંવાર નમસ્કાર છે (૮-૩ ૯) (આ સ્તુતિ ઉપરથી જણાય છે કે જગતમાં જે ક્રિયાનો અંશ જણાય છે તે માયાનો છે અને સત્તા બ્રહ્મની છે.) જે સ્વયંપ્રકાશ, બધાના સાક્ષી તથા મન, વાણી અને ચિત્તથી પણ અનન્ત દૂર છે તે પરમાત્માને વારંવાર નમસ્કાર છે (૮-૩-૧૦) જે સમસ્ત ઇન્દ્રિયોના વિષયોને જોવાવાળા છે, બધી પ્રતીતિઓનું કારણ છે. છાયારૂપ અસત્ અહંકાર વગેરેથી જેની સત્તા સૂચિત થાય છે, અને જે સંપૂર્ણ વસ્તુઓમાં સત્ રૂપથી પ્રકાશિત છે એવા આપને નમસ્કાર છે. (૮-૩-૧૪)

હવે જગતના કારણની વાત આવે છે

"જે બધાનું કારણ છે છતાં પોતે કારણ રહિત છે. તથા (કારણ હોવા છતાં માટી વગેરેની સમાન વિકારને પ્રાપ્ત થતા નથી એવા) અદ્ભુત કારણરૂપ છે-વળી (નદીઓના લયસ્થાન સમુદ્રની માફક) જે સંપૂર્ણ વેદ અને શાસ્ત્રોના મહાસાગરરૂપ (પરમ આશ્રય હોવાથી) મોક્ષસ્વરૂપ અને શ્રેષ્ઠ પુરુષોના આશ્રયસ્થાન છે. એવા આપને વારંવાર નમસ્કાર કરું છું (૮-૩-૧૫)

અહીં ભગવાનની અંદર વિરુદ્ધધર્માશ્રયત્વ બતાવેલ છે. તે સાપેક્ષ દૃષ્ટિથી સમજવાનું છે એટલે સ્પષ્ટ રીતે પણ વાસ્તવમાં અભિન્નરૂપ છે છતાં અવાસ્તવમાં દેખાય તો તે સાપેક્ષભાવે દેખાય. તેથી સાપેક્ષભાવે વિરુદ્ધ ધર્મ માની શકાય"

દશમ સ્કંધમાં જ્યાં શ્રી કૃષ્ણ કંસને મારવા જાય છે ત્યાં સાપેક્ષભાવે ભગવાનમાં વિરુદ્ધ ધર્મ માનેલા છે એટલે બધાની સાથે કલ્પિત વિરુદ્ધ ધર્મ રહી શકે છે

હવે ગજેન્દ્ર કહે છે કે, "જે ગુણરૂપ અરણિમાં છુપાયેલ જ્ઞાનાગ્નિસ્વરૂપ છે, ગુણક્ષોભના કારણથી જેમાં મનની સ્ફૂર્તિ થાય છે, આત્મતત્ત્વની ભાવના-દ્વારા વિધિનિષેધરૂપ શાસ્ત્રની ઉપેક્ષા કરનાર જ્ઞાનીની પ્રતિ જે સ્વયં પ્રકાશિત થાય છે તે આપને હું નમસ્કાર કરું છું. (૮-૩-૧૬)"

'વિધિનિષેધ બન્ને માયાના કાર્ય હોવાથી (વિધિ કિંકરાઃ) જ્ઞાની પુરુષો તેની દરકાર કરતા નથી, તેમ જ્ઞાની પુરુષો સ્વચ્છંદી થતા નથી. તેઓ મોટા દોષ કરતા નથી અને નાના દોષથી બીતા નથી.

હવે કહે છે કે "જે પુરુષ દેહ, પુત્ર, સ્વજન, ઘર, ધન અને નોકર વગેરેમાં આસક્ત છે તેને ભગવાન અત્યન્ત દુષ્પ્રાપ્ય છે જે ભગવાન ગુણસંગથી રહિત છે, જેનું ચિંતન જીવન્મુક્ત પુરુષો કરે છે તે જ્ઞાનસ્વરૂપ ભગવાન ઇશ્વરને મારા નમસ્કાર છે. (૮-૩-૧૮)

માણસોને સંસારનાં સુખ વધારે મળે એવી જાતની લોકસેવા જે સેવકો કરી રહેલ છે તેમણે આ શ્લોક સમજવા જેવો છે. શ્રીમદ્ભાગવત તો ૭ દિવસમાં મોક્ષ આપે તેવી કથા છે તેથી તેમાં વૈરાગ્યની ભાવના બહુ ઊંચી રાખેલી છે. વૈરાગ્ય એટલે ફાંસીની સજા સમજવાની છે પણ સંસારની જે સગવડોથી ભક્તિ વધે તેવી સગવડો લેવા માટે ભાગવતમાં છૂટ આપેલી છે પણ સગવડોને નામે ઇંદ્રિયોના સુખની પુષ્ટિ થવી ન જોઈએ. ઇંદ્રિયોના સુખમાં દેહનું અભિમાન વધે છે.

ગજેન્દ્ર કહે છે કે, "ભગવત્પરાયણ અનન્ય ભક્તજન જેનાં અતિ અદ્ભુત અને મંગળમય ચરિત્રોનું કીર્તન કરતાં પરમાનન્દસમુદ્રમાં મગ્ન થઈ કોઈપણ વસ્તુની ઇચ્છા કરતા નથી તે અવિનાશી પરમેશ્વર, અવ્યક્ત, આત્મજ્ઞાનથી જાણવા લાયક, અતીન્દ્રિય, સૂક્ષ્મ, અતિદૂર, અનન્ત, આદ્ય અને પરિપૂર્ણ પરબ્રહ્મની હું સ્તુતિ કરું છું (૮-૩-૨૦)

स वै न देवासुरमर्त्यतिर्यङ्
न स्त्री न पण्ढो न पुमान्नजन्तुः।
नायं गुणः कर्म न सन्नचास-
न्निषेधशेषो जयतादशेषः॥

૮-

અર્થ-એ ભગવાન દેવ, અસુર, મનુષ્ય, સ્ત્રી, નપુંસક, પુરુષ અથવા જીવ કોઈપણ નથી. તેમ ગુણ, કર્મ, સત્ કે અસત્ પણ નથી' તેથી બધાનો નિષેધ થતાં જે નિષેધના અવધિરૂપથી બાકી રહે છે તે સર્વરૂપ પરમેશ્વરનો જય હો એટલે મારો ઉદ્ધાર કરવાને માટે તે પ્રકટ થાઓ.

બ્રહ્મ સિવાય બીજું કાંઈ દેખાય તે આરોપ છે,

તે અજ્ઞાન છે, તે અજ્ઞાનરૂપ ગ્રાહથી છૂટવા માટે હવે ગજેન્દ્ર કહે છે કે -

जिजीविषे नाहमिहामुया कि-
मन्तर्बहिश्चावृतयेभयोन्या ।
इच्छामि कालेन न यस्य विप्लव-
स्तस्यात्मलोकावरणस्य मोक्षम् ॥

૮-૩-૨૫

અર્થ-મને આ ગ્રાહ (મગર)ના મુખથી છૂટીને જીવતા રહેવાની ઇચ્છા નથી. કારણ કે જે બહાર અંદર બધી તરફથી અજ્ઞાનથી આવૃત્ત છે એવી હાથીની યોનિથી મને શું પ્રયોજન છે ! હું તો આત્મપ્રકાશને ઢાંકવાવાળા તે અજ્ઞાનથી મુક્ત થવા ઇચ્છું છું કે જેનો કાળથી અન્ત આવતો નથી.

આ શ્લોક ઉપરથી જણાય છે કે ગ્રાહ એ અજ્ઞાનનું સ્વરૂપ છે બધા સંસારનું કારણ અજ્ઞાન છે. અજ્ઞાન હોય ત્યારે અધિષ્ઠાન અધ્યસ્તરૂપે જણાય છે અને જ્ઞાન થાય તો અધ્યસ્ત અધિષ્ઠાનરૂપ થઇ જાય છે અનાત્મા અધ્યસ્ત છે તે સદા અવ્યભિચારી સ્વરૂપવાળો રહી શકતો નથી. તેની સત્તા અથવા હયાતિ માની હોય ત્યારે પણ અન્યથા થયા કરે છે. સુષુપ્તિમાં તો તેનો અત્યંત અભાવ સ્પષ્ટ જણાઈ આવે છે છતાં અજ્ઞાનરૂપે તે જણાય છે. આત્મા અને અનાત્માના સ્વભાવ વિરૂદ્ધ હોવા છતાં તેમની સેળભેળ કરી તેમના ધર્મ પરસ્પર એકબીજામાં આરોપ કરનાર જે વૃત્તિ તેને આત્મજ્ઞાની પુરુષો અવિદ્યા અથવા અજ્ઞાન કહે છે જેના આવરણથી વસ્તુ જેવી હોય તેવી દેખાય નહિ અને જેનાથી ધ્યાન જાય તો જીવ અનર્થમાં આવી પડે છે તેને લોકમાં અવિદ્યા અથવા અજ્ઞાન કહે છે. જેમ અગ્નિ ઉષ્ણતાવાળો હોવા છતાં તેના સ્વભાવની જેને ખબર નથી એવો બાળક પગલે પગલે તેને અડકો દાઝે છે. તે જ પ્રમાણે અહીં પણ આત્માના સ્વરૂપનો નિશ્ચય જેને નથી થતો, તે, મિથ્યા વસ્તુનો સંબંધ તેમાં આરોપીને, મન વગેરે ઉપાધિનું તાદાત્મ્યપણું આત્મામાં માનીને જન્મમરણ અને સુખદુઃખ વારંવાર ભોગવે છે અને તેનાથી એ આગ્નિ તેનું ફળ ભોગવતાં પોતાની સ્વરૂપસ્મૃતિ થાય છે તેનું પણ સ્મરણ તેને રહેતું નથી. તેથી પોતાના કર્મોથી સંસારમાં જાણે કે પોતે ગરબડતો હોય તેવું દેખાય છે તેથી બધા અનર્થનો હેતુ આત્મા અને અનાત્માનો પરસ્પર અધ્યાસ છે. એ જ અધ્યાસને તત્ત્વચિંતકો અવિદ્યા કહે છે.

ગજેન્દ્ર કહે છે કે "યોગાભ્યાસથી જેના કર્મ બળી ગયાં છે તે યોગિજન પોતાના શુદ્ધ અંતઃકરણમાં જેનો સાક્ષાત્કાર કરે છે તે યોગેશ્વર પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. વળી જે પુરુષે પોતાની ઇન્દ્રિયો જીતી નથી તેને ભગવાનનો માર્ગ મળતો નથી. જેની માયાથી ઉત્પન્ન થયેલ અહંબુદ્ધિદ્વારા આવૃત થયેલ પોતાના આત્મસ્વરૂપને જીવ જાણી શકતા નથી તે અપાર મહિમાવાળા ભગવાનને હું નમસ્કાર કરૂં છું." (૮-૩ ૨૯)

જેઓને એમ લાગે છે કે માયા ભગવાનની રચેલી છે તેમને માટે ભક્તિ કરીને ભગવાનનો અનુગ્રહ મેળવવાની જરૂર છે જેમને એમ લાગે કે માયા એ માત્ર દેખાવ છે અને જીવની ભૂલથી અથવા જીવના અજ્ઞાનથી પ્રતીત થાય છે તેમને માટે આત્મજ્ઞાનની જરૂર છે. એ રીત શાસ્ત્રોમાં માનેલી છે અને એ શાસ્ત્રને ગરુડનું સ્વરૂપ માનેલ છે એ ગરુડ ભગવાનનું વાહન છે એ બાબત હવે પછીની કથામાં શુકદેવજી સ્પષ્ટ કરે છે. શુકદેવજી કહે છે કે આ પ્રમાણે નિર્વિશેષ ભાવથી સ્તુતિ કરવાથી, ભિન્નભિન્ન રૂપોનું અભિમાન રાખનાર બ્રહ્મા વગેરે દેવોમાંથી કોઈપણ દેવ ગજેન્દ્રને બચાવવા માટે આવ્યા નહિ, ત્યારે જે હરિ સર્વરૂપ છે અને સર્વદેવમય છે તે ત્યાં પ્રગટ થયા. ગજેન્દ્રનું અતિ કરુણાવાળું દુઃખ જોઇને તેની સ્તુતિ સાંભળી જગન્નિવાસ શ્રીહરિ, વેદમય ગરુડ ઉપર ચડીને, હાથમાં સુદર્શન ચક્ર લઇને, દેવોસહિત, જ્યાં ગજેન્દ્ર હતો ત્યાં તરત આવ્યા

અહીં બે બાબત ખાસ ધ્યાન રાખવા જેવી છે. એક તો छन्दोमयेन गरुडेन समुह्यमान વેદમય ગરુડ ઉપર ચડીને એટલે (અજ્ઞાનરૂપી ગ્રાહને મારવા માટે) શાસ્ત્રની સાથે આવેલ છે અને સુદર્શન ચક્ર હાથમાં લીધું છે એટલે સમ્યક્દર્શન એ તેમનું મુખ્ય હથીઆર છે આપણે પણ શાસ્ત્રનો આધાર લઇને સમ્યક્ દર્શન અથવા સર્વાત્મભાવ પ્રાપ્ત કરી શકીએ તો અજ્ઞાનનો નાશ થાય. ખરી રીતે ગજેન્દ્રની સ્તુતિમાં જ સમ્યક્ દર્શન જણાઇ આવે છે. (સંસારરૂપી) સરોવરની અંદર મહા બળવાન ગ્રાહ (અજ્ઞાન)થી પકડાયેલ ગજેન્દ્રે આકાશમાં ચક્રધારી હરિને ગરુડ ઉપર આવતા જોઇને (ભગવાનને અર્પણ કરવાને માટે પોતાની સૂંઢમાં એક કમળનું ફૂલ

લઈને તેને ઉપર ચડાવી કષ્ટથી સ્તુતિ કરતાં કહ્યું કે "હે નારાયણ, હે અખિલગુરુ, હે ભગવાન આપને મારા નમસ્કાર છે" ગજેન્દ્રને અત્યંત પીડા પામતો જોઈને અજન્મા હરિ, એકદમ ગરુડ ઉપરથી ઊતરી ગયા અને કૃપાપૂર્વક તરત તેને મગરસહિત સરોવરથી બહાર કાઢ્યો અને બધા દેવોના દેખતાં પોતાના ચક્રથી મગરનું મોઢું ચીરી નાખ્યું અને ગજેન્દ્રની મુક્તિ કરી.

અહીં ગજેન્દ્રે ભગવાનને અર્પણ કરવા માટે કમળનું ફૂલ લીધું તેનો અર્થ એમ સમજવો કે અપ્રાકૃત ભાવ ગજેન્દ્રે તે વખતે ધારણ કર્યો. કમળ એ બ્રહ્માની પહેલાં ઉત્પન્ન થયેલ છે. બ્રહ્મા પણ કમળમાંથી ઉત્પન્ન થયેલ છે તેથી કમળની વાત જ્યાં આવે ત્યાં અપ્રાકૃત ભાવ સમજવાનો છે તેથી ભગવાનના મુખને મુખારવિંદ એટલે મુખ કમળ કહે છે, નેત્રને નેત્રકમળ કમળ કહે છે, ચરણને ચરણકમળ કહે છે, હૃદયને હૃદયકમળ કહે છે.

આથી કોઈને ભક્તિમાર્ગની રીતે આ પ્રસંગ સમજવો હોય તો પણ ભગવાન પતિતપાવન અને અધમોદ્ધારણ થઈ શકે છે અથવા જેનું દિલ સાચું હોય તેની મદદમાં તરત આવે છે એવો એક પ્રસંગ નીચે પ્રમાણે થોડા વખત ઉપર મદ્રાસ પ્રાંતમાં બન્યો હતો.

દક્ષિણમાં વ્યંકટેશ ભગવાનનાં મંદિરો ઘણાં હોય છે. તેમાં એક ગામમાં કોઈ સાચો ભક્ત હતો અને હમેશાં ભગવાનનાં દર્શન કરવા માટે મંદિરમાં જતો હતો અને ભગવાનનું સ્મરણ પણ બરાબર રાખતો હતો. થોડા વખત પછી તેને પૈસાની જરૂર પડી તેથી ગામના એક વાણીઆ પાસેથી ૫૦૦ રૂપીઆ ઉછીના લીધા. છ મહિના પછી તેણે તે રૂપીઆ તે વાણીઆને પાછા આપી દીધા પણ તેની પહોંચ લીધી નહિ. થોડા વખત પછી તે વાણીઆએ તે ભક્તની પાસે પોતાના લેણા ૫૦૦ રૂપીઆ માગ્યા. તે ભક્તે કહ્યું કે 'મેં તને તે રકમ પાછી આપી દીધી છે.' વાણીઆએ લુચ્ચાઈથી અથવા વિસ્મરણથી ૫૦૦ રૂપીઆ માટે કોર્ટમાં કેસ માંડ્યો. કોર્ટે તે ભક્તને સાક્ષી આપવા માટે કહ્યું ભક્તે કહ્યું કે 'મારો સાક્ષી બીજો કોઈ નથી, માત્ર ભગવાન મારા સાક્ષી છે" ન્યાયાધીશે કહ્યું કે "એ એવો પુરાવો કોર્ટની અંદર ચાલે નહિ, તારા ભગવાનને કોર્ટની અંદર સાક્ષી તરીકે બોલાવી શકાય નહિ." ભક્તે કહ્યું કે "જેમ બીજા સાક્ષીને બોલાવો છો તેમ તેમને બોલાવો." ન્યાયાધીશે કહ્યું કે "બીજા સાક્ષી ઉપર સમન્સ કાઢીને બોલાવવામાં આવે છે." ભક્તે કહ્યું, કે 'મારા ભગવાન ઉપર પણ સમન્સ કાઢો." ન્યાયાધીશે કહ્યું કે "એ સમન્સ ક્યાં જઈને કોને આપવો?" ભક્તે કહ્યું કે' વ્યંકટેશ ભગવાનના મંદિરના બારણા ઉપર સમન્સ ચોડો, તેમને આવવું હશે તો સાક્ષી તરીકે આવશે." ન્યાયાધીશને એ વાત હસવા જેવી લાગી તો પણ ભક્તની માગણી પ્રમાણે ભગવાન ઉપર સમન્સ કાઢીને મંદિરના બારણા ઉપર તે કાગળ ચોંટાડવામાં આવ્યો અને મઈ તારીખે ભગવાને કોર્ટમાં હાજર થવું એ પણ તેમાં જણાવ્યું હતું. કેસની મુદત પડી અને પછી નક્કી કરેલ દિવસે બને પક્ષના વકીલો અને ભક્ત વગેરે કોર્ટમાં કેસ માટે ભેગા થયા પછી ન્યાયાધીશે તે ભક્તને પૂછ્યું કે "તારો સાક્ષી ક્યાં છે?" ભક્તે કહ્યું કે "તમે સાક્ષીને કેવી રીતે બોલાવો છો?" ન્યાયાધીશે કહ્યું કે અમારો પટાવાળો જે સાક્ષીનું નામ હોય તેને બહાર જઈ પોકારે છે કે "અમુક સાક્ષી હાજર છે?" ભક્તે કહ્યું કે "તે પ્રમાણે પોકારવાને માટે પટાવાળાને કહો." ન્યાયાધીશે તે પ્રમાણે પટાવાળાને કહ્યું પટાવાળાએ બૂમ પાડી કે "...... ભક્તના વ્યંકટેશ ભગવાન સાક્ષી તરીકે હાજર છે?" એટલામાં તે કોર્ટની અંદર દિવ્ય તેજનો પ્રવેશ થયો. તે તેજ એટલું સખત હતું કે ન્યાયાધીશ અને વકીલો પણ તે જોતાં આંખ મીંચી ગયા માત્ર તે ભક્ત તે દેખાવ આનંદથી જોઈ રહેલ હતો. પછી બધાને ખાત્રી થઈ કે તે ભક્તના સાક્ષી સાચા છે તેને છોડી મૂકવામાં આવ્યો અને તે વાણીઆને ખોટી ફરીઆદ માટે ઠપકો મળ્યો. આ બાબત ન્યાયાધીશની સહીથી અને બંને તરફના વકીલોની સહીથી કોઈ ન્યુસપેપરમાં થોડા વખત પહેલાં પ્રસિદ્ધ થઈ હતી.

ભગવાન સાક્ષી તરીકે તો (અધ્યાત્મભાવે) સૌના હૃદયમાં હાજર છે જ, છતાં બહાર પણ સાક્ષી તરીકે આવી શકે છે તેમાં માત્ર ભાવની શુદ્ધિ જોઈએ. એટલે તે ભક્તને એવી શંકા જરાવાર પણ થઈ ન હતી કે ભગવાન આવશે કે નહિ. શંકા વગરની ભાવશુદ્ધિ જ્યાં હોય ત્યાં ભક્તની સાથે ભગવાનને રહેવું પડે છે. વ્યવહારમાં પણ માયારહિતપણું—તેને ભાવશુદ્ધિ કહે છે ગજેન્દ્રને માટે પણ જેમ ભગવાન આવ્યા હતા તેમ

હાલના કાળમાં પણ ઘણા ભક્તોને હજુ ભગવાનનાં દર્શન થાય છે. ભગવાન વ્યાવહારિક લાભ આપે છે અને ઉપર પ્રમાણે ભક્તની રક્ષા કોર્ટમાં ભગવાને કરી. પણ વ્યાવહારિક લાભ માટે ભગવાનની ભક્તિ કરવી નહિ વિશુદ્ધ ભાવવાળા, ભગવાન પાસે વ્યાવહારિક લાભ માગતા નથી તેથી ગજેન્દ્રે ભગવાન પાસે એવું માગ્યું કે મને અજ્ઞાનમાંથી છોડાવો. અજ્ઞાનમાથી મુક્તિ મળે તો ફરીથી જન્મમરણ આવે નહિ અને બધા પ્રકારના દુઃખમાંથી આત્યન્તિક નિવૃત્ત મળે

શ્રીમદ્ભાગવતની કથા એવા પ્રકારની છે કે તેમાં અધ્યાત્મ ભાગ ઘણે ભાગે પાછળથી આવે છે ચાલુ પ્રસંગ વધારે સ્પષ્ટ કરવા માટે હવે શુકદેવજી પરીક્ષિત રાજાને ગજેન્દ્ર અને ગ્રાહ (મગર)ના પૂર્વજન્મની હકીકત કહે છે ગ્રાહ એટલે મગર પૂર્વજન્મમાં શ્રેષ્ઠ ગન્ધર્વ હુહુ હતો. તેને દેવલ ઋષિનો શાપ મળ્યો હતો તેથી તેને મગરનો જન્મ આવ્યો હતો. તે ભગવાનના સુદર્શન ચક્રથી મર્યો તેથી તેની મુક્તિ થઈ અને તેણે આશ્ચર્યમય દિવ્ય શરીર ધારણ કર્યું. ગન્ધર્વલોક એ મનુષ્યલોક કરતાં શ્રેષ્ઠ લોક છે ત્યાં વધારે સારૂં જ્ઞાન હોય છે. પણ ઋષિનો શાપ મળવાથી તેને મગરની યોનિ પ્રાપ્ત થઈ. એટલે અજ્ઞાનદશા પ્રાપ્ત થઈ પ્રાચીનકાળમાં ઋષિમુનિઓ તરફ માણસોને બહુ માન હતું અને ઋષિમુનિઓ પણ સિદ્ધ હતા જનાગ ઝીણાના જેવા અન્યાયી રાજાઓનો તો ઋષિમુનિઓ શાપથી નાશ કરી નાખતા હતા ફરીથી એવો યુગ આવશે ત્યારે જગતમાંથી અન્યાય તરત દૂર થઈ શકશે જે કામ ઉત્તમ મતિથી થાય છે તે જડમતિથી થતું નથી હાલમાં માણસોમાં અજ્ઞાન ઘણું છે તેથી જડમતિના મતથી રાજ્યો ચલાવાય છે. છતાં એ રીતે પણ અન્યાય દૂર થતો નથી. તેથી હવે ઉત્તમ મતિની જરૂર છે. જે કામ એક રામ અથવા એક કૃષ્ણથી થઈ શકે છે તે કામ લોકોની જડમતિથી થઈ શકતું નથી ઉત્તમ મતિનો એક નમુનો હાલના કાળમાં પ્રો. આઇન્સ્ટાઇને કરેલી સાપેક્ષવાદની શોધ છે. તે એક માણસે આખી પૃથ્વીના બધા માણસોના જ્ઞાનમાં ફેરફાર કરી નાખ્યો છે. તે શોધ બરાબર સમજાય તો દેશકાળ ખોટા થઈ જાય છે. તેનાથી જન્મમરણ ખોટાં થાય છે, ઇતિહાસભૂગોળ ખોટાં થાય છે, રાજ્યતંત્રો ખોટાં થાય છે અને ન્યુઝ પેપરો પણ ખોટાં થાય છે. એ શોધનું ખરૂં સ્વરૂપ જ્યારે લોકોને સમજાશે ત્યારે કોઈને ઇતિહાસભૂગોળ શીખવાની ઇચ્છા થશે નહિ. એવી જ રીતે બીજા એક એક મહાપુરુષ (ઉત્તમ મતિવાળા)નું જ્ઞાન પ્રસિદ્ધ થાય તેવો સંભવ છે અને તે પણ લોકોના જ્ઞાનમાં ફેરફાર કરી નાખશે

ભગવાનનો સ્પર્શ થવાથી ગજેન્દ્ર પણ અજ્ઞાનના બન્ધનથી મુક્ત થઈ ગયો તથા ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કરી ભગવાનના સારૂપ્યને પ્રાપ્ત થયો. ચતુર્ભુજ સ્વરૂપ કેવું હશે તે સામાન્ય માણસને માટે સમજવું અઘરું છે હાલમાં સાપેક્ષવાદના સાયન્સવાળા જેને dimensional continuum કહે છે તે બરાબર સમજાય તો ચતુર્ભુજ સ્વરૂપ પણ સમજાય તે સાપેક્ષ ગણિતથી ચતુર્થ પરિમાણ સિદ્ધ કરે છે, તેથી બધા ધર્મોને કબુલ કરવું પડે તેવું છે

હવે ગજેન્દ્રનો પૂર્વજન્મ શુકદેવજી કહે છે પૂર્વજન્મમાં ગજેન્દ્ર ઇંદ્રદ્યુમ્ન નામનો પાણ્ડ્ય દેશનો પ્રખ્યાત રાજા હતો. તે વખતે તે વિષ્ણુ ભગવાનની ઉપાસનામાં તત્પર રહેતો હતો એક વખતે તે રાજા મલય પર્વત ઉપર શ્રીહરિની આરાધના કરતો હતો. તે વખતે દૈવયોગથી પોતાની શિષ્યમંડળી સહિત મહા યશસ્વી અગસ્ત્યજી ત્યાં આવ્યા. પણ રાજાએ તેમનો સત્કાર ન કર્યો, તેથી મુનિએ તેને શાપ આપ્યો કે, “ આ મોટો અસાધુ અને દુરાત્મા તથા મૂર્ખ છે, તેણે આજે બ્રાહ્મણજાતિનો તિરસ્કાર કરેલ છે, તેનામાં હાથીની માફક જડબુદ્ધિ છે તેથી તેને ઘોર અજ્ઞાનવાળી યોનિ પ્રાપ્ત થાય ”

આ શાપમાં ગજેન્દ્ર એ જડબુદ્ધિનું સ્વરૂપ છે એમ સ્પષ્ટ બતાવેલું છે જેઓ બ્રાહ્મણનું અપમાન કરે છે એટલે બ્રહ્મજ્ઞાનનું અપમાન કરે છે તેમનામાં જડબુદ્ધિ અથવા અજ્ઞાન ઉત્પન્ન થાય છે. હાલમાં બ્રહ્મજ્ઞાનનો આદર ભાગ્યે જ થાય છે લોકસેવામાં પણ કેટલીકવાર બ્રહ્મજ્ઞાન વગર તેની સેવાનો આદર થાય છે. તેથી માણસોમાં જડબુદ્ધિ ઉત્પન્ન થાય છે ગજેન્દ્ર પણ બીજા જન્મમાં આત્મજ્ઞાનનો નાશ કરનાર શરીરને પ્રાપ્ત થયો. પણ ભગવાનની ભક્તિના પ્રભાવથી હાથીના શરીરમાં પણ તેને આત્મ સ્વરૂપનું સ્મરણ થયું. પછી ગજેન્દ્રને ભગવાનનું પાર્ષદપદ

પ્રાપ્ત થયું અને ભગવાન ગજેન્દ્રને લઈને પોતાના અદ્ભુત ધામમાં ચાલ્યા ગયા. (૮-૪-૧૩)

ભક્તિમાર્ગમાં પહેલી ભૂમિકા મૂર્તિપૂજા છે, બીજી ભૂમિકામાં ભગવાનના ગુણ ગાવા અને સાંભળવા, ત્રીજી ભૂમિકામાં સમર્પણ અથવા શરણાગતિ અને ચોથી ભૂમિકાએ તન્મયતા પ્રાપ્ત થાય છે અને આત્માનુ સ્મરણ થાય છે આત્માનુ સ્મરણ થતાં ગ્રાહરૂપી અજ્ઞાનનો નાશ થાય છે બ્રહ્મમાં અજ્ઞાન કલ્પિત છે તેથી જ્ઞાન થતાં અજ્ઞાનનો બાધ થાય છે. આત્માનુ અધ્યસ્તરૂપે ભાસવું એ આત્માનો સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ તો પ્રકાશ કરવાનો છે અધ્યાસનો નિરોધ તો પ્રમાણથી ઉત્પન્ન થયેલ અથવા ભક્તિથી ઉત્પન્ન થયેલ જ્ઞાનથી થાય છે. એવુ જ્ઞાન જેનામાં ઉત્પન્ન થયેલ નથી તેણે આત્માનો વિચાર કરેલ નથી, તેથી આત્મા પ્રકાશતો નથી એવુ દેખાય છે જેણે આત્માનુ સ્વરૂપ જાણ્યું નથી તેનામા અનાત્માના સબંધવાળુ અભિમાન ઉત્પન્ન થાય છે પછી તે બાબતમાં સશયજ્ઞાન, વિપરીત જ્ઞાન, આભાસ વગેરેની મનોવૃત્તિઓ ઊઠે છે પછી મિથ્યા વિષયને સાચો માનવાના નિમિત્તે તેમાં રાગદ્વેષ થાય છે. તેથી જ ગજેન્દ્ર ત્રિકૂટ પર્વતની પાસેના સરોવરમાં હાથણીઓની સાથે રમવા લાગ્યો હતો

એવી રીતે સંસારનુ આલબન અવિદ્યા છે અથવા આત્માનુ વિસ્મરણ છે. તેને જ જડબુદ્ધિ કહે છે.

શુકદેવજીએ આ પ્રમાણે ગજેન્દ્રમોક્ષનો પ્રસગ પરીક્ષિત રાજાને સભળાવ્યો. આ પ્રસગ કલિના દોષોનો નાશ કરવાવાળો, ખોટા સ્વપ્નનો નાશ કરવાવાળો અને સ્વર્ગ અને સુયશ પ્રાપ્ત કરાવવાવાળો છે. તેથી ખોટા સ્વપ્નનો નાશ કરવાની જેમની ઇચ્છા હોય તેમણે સવારે ઊઠીને ગજેન્દ્રમોક્ષનો પાઠ કરવો (૮-૪-૧૫) જગત એ પણ એક ખોટુ સ્વપ્ન છે જગત વિષે જેટલા વિચાર આવે તે બધા પણ ખોટાં સ્વપ્ન છે. હાલના પ્રખ્યાત સાયન્ટીસ્ટ પ્રો. આઇન્સ્ટાઇન પણ કહે છે કે What we see is not the world, it is only a human conception of something that exist વેદાન્ત પણ એમ કહે છે કે જગતને માણસ પોતાની દૃષ્ટિ પ્રમાણે કલ્પે છે

ભગવાને પણ ગજેન્દ્રને કહ્યું કે જે માણસ પાછળનાં પહોરમાં ઊઠી ઇન્દ્રિયનિગ્રહપૂર્વક એકાગ્ર ચિત્તથી મારા જન્મ અને રૂપનું સ્મરણ કરશે તે સંપૂર્ણ પાપથી મુક્ત થઈ જશે. અને પ્રાણાન્ત વખતે તારી આ સ્તુતિથી પ્રાર્થના કરશે તો હુ તેને પવિત્ર કરી દઈશ. (૮-૪-૨૫)

એમ કહી ભગવાને પોતાનો શંખ વગાડયો અને દેવોને આનંદ આપતા ગરુડ ઉપર ચડી સ્વધામ પધાર્યા. (૮-૪-૨૬). (ચાલુ)

## ન કાં ?

(હરિગીત ૭૬)

દીપોત્સવીનું પર્વ આવ્યું, દિવ્ય દીવા દિલ કરો,
અજ્ઞાનને આવરોધીને, ઉર જ્ઞાનગંગાથી ભરો
ગૃહમંદિરો કરી સ્વચ્છ, ચારુ સાથિયા પૂર્યા છતાં
મનમંદિરે ના ફેરવી સૌજન્યની સાવરણી કાં ?
અંગે અનુપ ભૂષણો ને સોહતા સ્વાંગો સજ્યા,
શામળ-સ્મરણ-શણગાર સહ સત્સંગસ્વાંગ ન કાં ધર્યા ?
લક્ષ્મી તણું પૂજન કરીને ચોપડે "શ્રી" ચીતર્યું,
સદ્વ્યય કર્યો ના વિત્તનો, લક્ષ્મીપૂજનનો અર્થ શું ?
દ્યુતિ દ્વારમાં પ્રગટાવીને. ગૃહમંદિરે પણ દીપ કર્યા,
તિમિર ભર્યું તનમા છતા મનમંદિરે દીવડા ન કાં ?

—ધીરૂભાઈ વી. પુરોહિત

# સત્યાગ્રહનું સ્વરૂપ

લે-શ્રી જયનારાયણ ભટ્ટ, વેદાન્તશાસ્ત્રી.

( અનુસંધાન પૃષ્ઠ ૪૪૭, અંક ૫ )

સંસારના વિષયોમાં લોભાએલા, વિષયોની વાસનામાં બંધાઈ વિષયો માટે જ દિનરાત કર્મમાં લાગી રહેનારા લોકો હોય છે. તેવા લોકો જો સમાજના સેવક થઈ સમાજને ઉપયોગી કામ કરી તે બદલ જે પૈસા મળે તેનાથી પોતાને ભોગવવાના પદાર્થો મેળવે અને જે મળે તેથી સંતોષ માનીને તેને ભોગવે, તો તો તેઓ સત્યાગ્રહના માર્ગમાં આગળ જઈ શકે છે અને તે જ જન્મમાં અથવા બે-ત્રણ જન્મોમાં સત્યના પ્રકાશનો અનુભવ કરી શકે છે અને બદ્ધપણાથી મુક્ત થઈ શકે છે. પરન્તુ જેઓ વિષયોને મેળવવાના અતિશય આમ-દમાં બંધાઈ જાય છે, થોડી જ વારમાં તેમણે ધારેલા બધા પદાર્થો મહેનત કર્યા વગર અથવા પ્રમાણિકપણે ?? કર્યા વગર એકદમ મેળવવા માટે અધીરા બની . છે, બીજી કોઈ વસ્તુ સહન કરી શકતા નથી અને કોધ, લોભ અને મોહના આવેશમાં ઉત્તેજિત થઈ જાય છે તેઓ ચક્રમાંથી અસુર બની જાય છે. જેઓ અસુર બને છે તેઓ નીતિ-અનીતિ, યોગ્ય-અયોગ્ય, ધર્મ-અધર્મ સારૂં કે ખોટું કંઈ જોઈ શકતા નથી. વિષય હાથમાં આવવા સિવાયનો કોઈ જાતનો વિચાર કરી શકતા નથી, અને કોઈ પણ રીતે સમાજને છેતરી, દબાવી, લૂટી, ભોળવી, હેરાન કરી પોતાના ભોગો મેળવવા પ્રયત્ન કરે છે.

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ॥
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥

ગીતામાં સોળમા અધ્યાયના સાતથી વીસ શ્લોકમાં આવા અસુર લોકોનાં લક્ષણો બતાવ્યાં છે, જેનામાથી સુરતા અથવા વિવેક-વિચાર, અથવા સત્યની દૃષ્ટિ નાશ પામી હોય તે અસુર છે.

જ્યારે આવા અસુરો સમાજમાં ભરાઈ જાય છે, સમાજને ત્રાહિ ત્રાહિ પોકરાવે છે, સમાજની મહેનતની કમાણી ઝડપી લે છે ત્યારે લોકોની નિરાશાનો પાર રહેતો નથી, લોકોને જીવવું દુઃખમય બની જાય છે, તેમને સંતોષ રહે એવું કંઈપણ રહેતું નથી. ત્યારે ધરતી માતાને અથવા કુદરતને તે સાલવા લાગે છે. આવા દુષ્ટોના ત્રાસથી પૃથ્વીમાતા આકુળવ્યાકુળ થાય છે. જે ધરતી માતાની સંપત્તિ તેને ખોળે રમતાં દરેક બાળકોને ખાવાની હોય છે તે સંપત્તિને જ્યારે એકલા વરૂઓ કબજે કરે છે, તેના દૂધને જ્યારે એકલા સર્પો જ પી જવા લાગે છે ને બીજાં સરળ બાળુડાં તરફડે છે, ટળવળે છે, ધર્મને અનુસરનારાઓના અર્થ-કામ જોખમમાં મૂકાઈ જાય છે ત્યારે આવા અસુરોના ભારથી ત્રાસ પામતી પૃથ્વી તેના સર્જનહાર ચૈતન્ય તત્ત્વને શરણે જાય છે. તેના આશ્રયની-તેની વ્હારની ઝંખના કરે છે: દુરાચારીઓથી ત્રાસ પામી સદાચારીઓની ધૃતિ-ધૈર્ય-ધારણશક્તિ અન્તરાત્માને પ્રાર્થના કરે છે, હે પ્રભુ ! શું આ દુનિયા કેવળ અધર્મીઓને જ મઝા કરવા માટે છે? સત્યમાર્ગે ચાલનારાઓને ત્રાસ જ ભોગવવાનો છે? હે ભગવન્ ! પૃથ્વીમાંથી દ્રવ્યોને-વસ્તુઓને બહાર લાવી તે બધાં દ્રવ્યોને-સંપત્તિને સમાજને માટે તૈયાર કરનાર વર્ગને-વસુદેવને શું અસુરોની જ નાગચૂડમાં-અસુરોના જ બંધનમાં સડવાનું છે? તેનાં બધાં ફળો શું અસુરોને જ ખાઈ જવાનાં છે?

આવી રીતે સમાજની આર્ત પ્રાર્થના ઉત્પન્ન થાય છે. જ્યારે સંસારના કશા પણ સાધનનો આધાર નથી રહેતો, સંસારી બધાં આલંબનો નિષ્ફળ લાગે છે, ઘોર નિરાશા ઉત્પન્ન થાય છે, ચોમેર અંધકારની મધ્યરાત્રિ પથરાઈ રહે છે ત્યારે एतदालम्बनं परम् । પરમ આલંબન પ્રકટ થાય છે.

જ્યાંસુધી સંસારી આલંબનની આશાએ-સંસારી મદદ માટે સંસારને દેખાડવા માટે, સંસારી આલંબન પ્રાપ્ત થવાની ભાવનાથી પ્રાર્થના થાય છે ત્યાંસુધી પરમ આલંબન પ્રાપ્ત થતું નથી, ત્યાંસુધી સાચું આલંબન પ્રાપ્ત થતું નથી, તે પ્રાર્થનામાં સત્યાગ્રહ નથી. નરસિંહ મહેતાએ સંસારનાં બધાં આલંબનોમાંથી મદદ છોડી જંગલમાં જુના મહાદેવના દેવળમાં ઘોર રુદન કર્યું, સંપૂર્ણ નિરાલંબ થઈ સંસારનાં મરેલાં આલંબનોનું પોતાના અશ્રુજળથી તર્પણ કર્યું ત્યારે તેમને પરમ આલમ્બન પ્રાપ્ત થયું હતું

પરમ આલમ્બનના દર્શનથી જડ બંધનો તૂટી જાય છે બન્ધનો તૂટી જાય છે એટલે તે બંધનોનું બંધન-કર્તાપણું નાશ પામે છે. દેહને હું માનનાર લોકો જ દેહની જેલમાં પૂરાયેલા હોય છે સંસારના પદાર્થોને પોતાનાં આલંબન માનનાર દેહાભિમાનીઓનાં વાસનાનાં બંધનો વધતાં જ જાય છે. જેઓ પોતાને પરમ સ્વરૂપે જોઈ શકે છે તેઓને કોઈ જેલમાં પૂરી શકતું નથી તેઓ દેહને 'હું' માનતા નથી, દેહને તેઓ જગતની સેવા કરવાનું સાધન ગણે છે. જેનો દેહને જગતની સેવા કરવાનું સાધન જ ગણે છે તેઓના દેહને અને કેદમાં પૂરવામાં આવે, તેઓના જેલમાં પૂરવામાં આવેલા દેહથી જગતની જેટલી સેવા થાય છે તેટલી સેવા જેલની બહાર રહેલા સ્વાર્થીઓના દેહથી થતી નથી દેહાભિમાન રહિત મુક્ત પુરુષોનો બંધનગ્રસ્ત દેહ પણ જેટલો કાર્યસાધક થાય છે એટલો જેલની બહાર રહેલા દેહાભિમાની બદ્ધ પુરુષોનો થતો નથી. એટલે જેઓને પરમ આલંબન પ્રાપ્ત થાય છે તેમનાં જડ બંધનો તૂટી જાય છે. તેમના દેહને જડ બંધનોમાં બાંધવામાં આવ્યો હોય છતાં તેઓ પોતે મુક્ત હોય છે અને તેમના બંધાએલા દેહથી પણ તેઓ મુક્ત દેહ જેટલું જ કાર્ય-સેવા કરી શકે છે. એટલે જેમને પરમ આલંબન પ્રાપ્ત થાય છે તેમનાં ભવનો બંધનો તૂટી જાય છે બંધનો નિરર્થક થાય છે, તેમને બંધનો રહેતાં નથી. તેમનો દેહ ભલે કંસના કારાગારમાં રહેતો હોય છતાં તેઓ પરમ આલંબન સ્વરૂપે નિર્મળ હૃદયોમાં અને દરેક ઠેકાણે રહેલા હોય છે

દેહાભિમાનીઓ દેહના ગર્ભમાં આવે છે, દેહરૂપે જન્મે છે અને દેહનો સ્વાર્થ સાધવામાં જીવન ગાળે છે. પરમ આલંબન-પરમ તત્ત્વ દેહનું અભિમાની હોતું નથી, પરમ તત્ત્વ પોતા સિવાય બીજા કોઈનું અભિમાની હોતું નથી. તેની આગળ પોતા સિવાય બીજું કોઈ હોતું નથી. તે દેહના ગર્ભમાં આવતું નથી, કારણ કે તમામ પદાર્થો તેની અંદર રહેલા હોય છે ગીતામાં કહેલું છે કે न त्वहं तेषु ते मयि। તે જન્મતું નથી, છતાં જે પુરુષો તેને આલંબન બનાવે છે, તેમની નિઃસ્વાર્થ બુદ્ધિમાં તેની સત્યાગ્રહી શક્તિનો અવતાર થાય છે. તે શક્તિથી પરમ આલમ્બનને અટકાવનારા આસુરી ભાવોનો નાશ થાય છે, અથવા જે અન્યાયી લોકોએ બીજાઓના અર્થ-કામ કબજે કર્યા હોય છે તેમના અન્યાયનો નાશ કરે છે ભગવાનનું પૂર્ણ સ્વરૂપ અવતારની ઉપાધિમાં જ સમાઈ જતું નથી. છતાં પૂર્ણાવતાર એથી કહેવાય છે કે તે પુરુષમાં અવતરેલી શક્તિ જગતના તમામ અનર્થોને દૂર કરવામાં સમર્થ હોય છે. પરમાત્મા પોતે તત્ત્વત કોઈમાં અવતરતો નથી છતાં ઉપાધિના પ્રકારોથી અનેક રીતે ઉત્પન્ન થાય છે:

**प्रजापतिश्चरति गर्भे अन्तरजायमानो बहुधा विजायते ।**

અસત્યનો આગ્રહ એ ઉપાધિ કહેવાય છે અવિદ્યા કહેવાય છે અસત્યના આગ્રહને લીધે સ્થૂળ શરીર બંધાય છે અસત્યાગ્રહ જેટલા પ્રમાણમાં ઓછો તેટલા પ્રમાણમાં ઉપાધિની પવિત્રતા ગણાય. જ્યારે અસત્યાગ્રહ જરાપણ ન હોય, સ્વાર્થભાવના જરા પણ ન હોય, કેવળ અસત્યાગ્રહીઓના અન્યાયોને દૂર કરવાના આગ્રહથી જે શરીર ધારણ કરાય છે તે 'અવતાર કહેવાય છે. જ્યારે અસુરોના જુલમથી બચવા માટે નિર્બળ મનુષ્યો પાસે એકેય ઉપાય રહેતો નથી ત્યારે ઈશ્વરના ન્યાયી કાયદાનું દર્શન કરાવવા માટે જે શક્તિ 'વીરો પાવર' શરીરમાં પ્રકટ થાય છે તેને અવતાર કહે છે. તે શક્તિમાં ઈશ્વરનું અનુસન્ધાન હોય છે અર્થાત્ સત્યાગ્રહ હોય છે. અસુરોની શક્તિમાં વિષયોનું અનુસન્ધાન હોય છે અર્થાત્ વિષયોમાં રાગ હોય છે અને તે વિષયો બીજાઓ પાસેથી ગમે તે રીતે મેળવી લેવાનો તેમાં આગ્રહ હોય છે

આત્મસાક્ષાત્કારમાં અથવા બ્રહ્માકાર વૃત્તિમાં જે અવતાર થાય છે તે સામાજિક કાર્યો કરતો નથી તેથી સમાજમાં તે અવતાર તરીકે પ્રસિદ્ધ થતો નથી. સમાજની અન્યાય દૂર થવા માટેની ઇચ્છાથી જે અવતાર થાય છે તે સમાજનાં કાર્યો કરે છે અને સમાજમાં અવતાર તરીકે ગણાય છે. અવતાતાર કદી પૂર્ણ હોતો નથી. પૂર્ણને અવતાર કહી શકાય નહિ પૂર્ણ પરમ તત્ત્વ જ છે તે કદિ નીચું ઊતરતું નથી કે ઉપર ચડતું નથી. એક રીતે અવતારને પૂર્ણ કહી શકાય, જેમાં પૂર્ણનું અનુસંધાન હોય, પૂર્ણથી જુદો કોઈ આકાર ન હોય, કોઈ સ્વાર્થ ન હોય તેને પૂર્ણ પુરુષ અથવા અવતારી પુરુષ કહી શકાય. पूर्णात्पूर्णमुदच्यते । જીવોના અમુક ભાગમાં જે શરીરકામ હોય અર્થાત્ જેને પોતાના શરીરની ઇચ્છાઓ પૂરી કરવાની હોય અને

પાછળથી પૂર્ણકામ થતાં એટલે ઇચ્છાઓ પૂર્ણ થતાં જે આત્મનિષ્ઠાવાળું જીવન રહે છે તે પુરુષને અવતાર કહી શકાય નહિં. કારણ કે તેને માટે કર્તવ્ય તરીકે કોઈ વસ્તુ રહેતી નથી, જ્યારે અવતારને સમાજને માટે ધર્મસંસ્થાપનનું કર્તવ્ય હોય છે આપ્તકામ નિઃસ્વાર્થી પુરુષોમાં, દુ:ખી લોકોને જોઈને તેમનાં દુ:ખ દૂર કરવા માટે જે સ્ફુરણા થાય છે, તેને માટે જે પ્રવૃત્તિ કરાય છે તેમાં ઇશ્વરી શક્તિનો જ અવતાર થાય છે. કારણ કે આપ્તકામ આત્મનિષ્ઠ પુરુષને અવિદ્યામય અહંકાર હોતો નથી. તેણે નિર્મળ પરમ તત્ત્વને જ આત્મા માનેલું હોય છે. તેથી તેમનામાં જે શક્તિ આવે છે તે પરમ તત્ત્વની જ આવે છે. તેમનામાં સત્યનું જ બળ આવે છે. આસુરી બળ કદાપિ આવી શકતું નથી તે અસુરત્વને ઓળખતો હોતો નથી, તેને કોઈ શત્રુ હોતો નથી, તેને કોઈના ઉપર રાગદ્વેષ હોતો નથી, તે કોઈનું પણ ભૂંડું ઇચ્છતો નથી, તેને કોઈના ઉપર ... હોતો નથી. તેનો આગ્રહ હોય છે માત્ર ...પણાને દૂર કરવામાં–અસુરભાવનો નાશ કરવામાં. સત્યાગ્રહી કોઈનો હિંસાથી નાશ કરતો નથી તે કોઈના ઉપર આક્રમણ કરતો નથી, તે કોઈને મારતો નથી, તે દરેકને જીવાડે છે. વળી અસુરપણાનો નાશ સત્યાગ્રહી જ કરી શકે છે સત્યાગ્રહી સિવાય કોઈથી અધર્મનો નાશ થઈ શકતો નથી હિંસાથી અસુરપણાનો અથવા અધર્મનો નાશ થતો નથી હિંસાથી સ્થૂલ શરીરનો નાશ થાય છે. હિંસા સ્થૂલ શરીરના કકડા કરી શકે છે અને તેમાં રહેનાર અસુરને તે શરીરમાંથી બહાર કાઢી શકે છે. અથવા હિંસા જો અસુર કરતાં વધુ બળવાળી હોય તો તે અસુરનું ઘર ભાંગી–તોડી શકે છે, પરન્તુ તે અસુર તો જીવતો જ રહે છે. તે અસુર તો બીજી જગાએ ઘર માંડે છે, બીજી જગાએ શરીર ધારણ કરે જ છે કારણ કે તેનું અસુરપણું દૂર થયું હોતું નથી.

અસુરપણાનો અથવા અધર્મનો નાશ સત્યાગ્રહીથી જ થઈ શકે છે સત્યાગ્રહીથી નાશ પામેલો અસુર ફરી ઉત્પન્ન થતો નથી, તેનો મોક્ષ થાય છે યद् गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम। સત્યાગ્રહીના કાર્યની અસર હૃદયને–અંત:કરણને–બુદ્ધિને પલટાવનારી હોય છે, નિર્મળ કરનારી હોય છે, પવિત્ર કરનારી હોય છે, આસુરી મટાડી દિવ્ય–દૈવી બનાવનારી હોય છે. जन्म कर्म च मे दिव्यम्। તે અધર્મીઓને સત્યમાં જોડે છે

❁

## ધનતેરશની ધન્યતા

(સાખે આવ્યો જીવનના રખવાળ રે...રાગ)



ધન-તે-રસને હરિજન પ્રેમે પીતા રે,
પીતાં પીતાં જીવતર જેનાં વીત્યાં રે.. ધન ..(૧)

રસ વિનાની જીભલડી છે દોરી રે,
ભક્તોને તો રસમા જીવન-દોરી રે...ધન ..(૨)

રસ વિહોણા જીવ્યા છતાં મૂવેલા રે,
રહે છે સદાયે મનડાંના એ મેલા રે...ધન...(૩)

×રસના હોય તે રસને ચાખી જાણે રે,
નહિ તો પછી એ ચામલડી પરમાણે રે...ધન...(૪)

રસની મસ્તી હરિને ખેંચી લાવે રે,
'પુનિત' લ્હાડા ધનતેરશનો લ્હાવે રે. ધ... (૫)

× જીભ

—શ્રી 'પુનિત'



# પ્રેમભક્તિની મૂર્તિ મહારાણી મીરાંબાઈ

લેખક—શ્રી મગનભાઈ નાયક

મારવાડના મેરાતા ગામમાં રત્નસિંહ રાઠોડને ત્યાં રાજકન્યાનો જન્મ થયો: જેણે જન્મ પછી પ્રથમ શબ્દોચ્ચાર કર્યો 'શ્રી કૃષ્ણ'

શૈશવકાળમાં એ રાજકન્યાએ રમવાની......પુતળીઓ અને રમકડાંને જ કૃષ્ણપ્રભુની મૂર્તિ કલ્પી—તેને —ભક્તિરસ અને આનંદોર્મિ નીતરતાં હાલરડાં અને ભજનો ગાયાં

કૌમાર્યમાંથી યૌવનમાં સરતી, મૂર્તિમંતી ઉષા જેવી, શાંત, વિનમ્ર મીરાં કૃષ્ણભક્તિ-રસની યમુના બની વહી રહી હતી, ત્યાં રાઠોડને કન્યાદાનની ચિંતા થઈ.

મીરાં—શ્રીકૃષ્ણભક્તિરસનું દિવ્ય પાન કરતી મીરાં માતા કને યાચના કરી રહી "માતાજી! મારી એક પ્રાર્થના... દેવે મને દેવનું નિરંતર સ્મરણ અને શુશ્રૂષા કરવા માટે ઐહિક લોકમાં જન્મ આપ્યો છે, માયામાં લેપાતા લોકોએ પણ એનું વિસ્મરણ કરવું ન જોઈએ. લગ્નના બંધન બનેલ છે એ બંધનથી મને મુક્ત રાખો

"બેટા! રાજકન્યાના હૃદયે આવી અનુચિત વાણી ન હોય. લગ્ન શું એ તું ન સમજે. તારાં સ્વજનો સર્વોત્તમ વરની વરણી કરશે, અને તારે અમારી આજ્ઞા પાળવાની રહેશે."

રાજકન્યાના વર તરીકે મેવાડના રાણા સંગના પુત્ર કુમાર ભોજ રાજની વરણી થઈ લગ્ન લેવાયાં; પતિગૃહે મીરાંના નૂતન જીવનની શરૂઆત થઈ

સ્વરૂપ સેવામૂર્તિ મીરાં રાજવૈભવ-વિલાસથી અલિપ્ત રહી, સ્વહાથે સાદું ભોજન બનાવી પ્રભુપ્રેમ ઉપર સ્તવન કરી, શ્રીકૃષ્ણભક્તિમાં લીન બની રહી

મીરાંએ પરિચારિકાઓની પરિચર્યા ત્યાગ્યા ગણી, કિંતુ તેમને કૃષ્ણભક્તિ-ધ્યાનની પ્રેરણા આપી મીરાંની આવાસ-ઓરડીમાં ચંપા, જૂઈ, જૂઈ કે ગુલાબને બદલે પવિત્ર તુલસીદલો જ શોભી રહ્યાં.

મીરાંના અપ્રતિમ ભક્તિરસ અને વૈરાગ્યથી રાણો છ છેડાયો "રાણીના સ્થાનને શોભતું આ કર્તવ્ય નથી —રાણીનો આ ધર્મ નથી."

"કુમારજી! મારી મનોવૃત્તિ વિરુદ્ધનાં આપણાં લગ્ન છે; મે મારું જીવન શ્રીકૃષ્ણને અર્પણ કર્યું છે. મારી પ્રતિજ્ઞા એ છે કે મારે પ્રભુની પ્રતીક્ષા, પરિચર્યા અને શુશ્રૂષામાં જીવન વ્યતીત કરવું, મારે બીજો ધર્મ નથી."

મીરાંએ શાંતિથી પ્રત્યુત્તર આપ્યો

કૃષ્ણમંદિરમાં—મીરાંએ ભક્તિગાનનાં કાવ્યોથી પ્રભુભક્તિ કરવા માંડી એ કાવ્યરસની સુગંધ મોગલ શહેનશાહને પહોંચી. શહેનશાહને એ અપૂર્વ, નૈસર્ગિક, પવિત્ર પ્રભુભક્તિના કાવ્યના આસ્વાદની તીવ્ર ઈચ્છા થઈ.

પરંતુ મીરાં સર્વશ્રેષ્ઠ રજપૂતકુળની પુત્રી અને પુત્રવધૂ હતી એને એ આશા કેમ ફળીભૂત થાય?

રાજસભાના વિચક્ષણ સંગીતજ્ઞ તાનસેને યુક્તિ રચી શહેનશાહ અને તાનસેન છૂપા વેશે મેવાડ જઈ, પીળાં વસ્ત્ર પરિધાન કરી મંદિરમાં ગયા. ભક્તિપૂર્વક મીરાંના ભક્તિરસનું પાન કર્યું. શહેનશાહ મીરાંની ભક્તિથી મુગ્ધ બન્યા, અને ભક્તિરસના માનાર્થે મીરાંને પગે પડ્યા. ચરણમાં એક અમૂલ્ય રત્નમાળા ભેટ ધરી.

આશ્ચર્યચકિત સ્વરે મીરાં બોલી: "તપસ્વીઓને રત્નમાળા શા ખપની? આ રત્નમાળા સાચા અને પ્રમાણિક રસ્તે તમે મેળવેલી છે?"

"દેવીજી, કાલિન્દીમાં સ્નાન કરતાં, મને એક સ્વપ્ને આ માળા સાંપડી,—આ વિનમ્ર ભેટ હું તમારા પ્રભુને અર્પણ કરું છું" શહેનશાહે સ્પષ્ટીકરણ કર્યું.

અને—મીરાંએ એ માળા શ્રીકૃષ્ણમૂર્તિને આરોપી.

રાણાને માળાના પ્રતિગ્રહની ખબર પડી. વળી રાણો છંછેડાયો—ખીજવાયો: "મીરાં મારી પત્ની થવાને લાયક નથી, ભવિષ્યમાં મેવાડની રાણી થવાને પણ લાયક નથી" અને આ આવેશમાં મીરાંનો વધ કરવાની આજ્ઞા કરી.

પરંતુ—ભક્તિરસથી દેદીપ્યમાન મીરાંને કોઈ મારી શક્યું નહિ

પછી—નાનકડા અવસરમાં મીરાંને રહેંસી નાખવા થઈ રાણાએ એક બંધ પેટી સાથે ચરિત્રો મોકલ્યો.

"તું ભક્ત છે, તારે માટે એક રત્નાલંકાર મોકલું છું"

આશ્ચર્યચકિત મીરાંએ પેટી ઉઘાડી. તરત જ તેમાંથી ક્રોધી ભયંકર નાગ બહાર નીકળ્યો. મીરાંએ નમ્રતાપૂર્વક રાણાને કહ્યું "કુમારજી" આ ભેટ—જેની

હું ભક્ત છુ તેને અર્પણ કરું છું" અને-મણિધરને પોતાના ગળાની આસપાસ વિંટાયો, કૃષ્ણરક્ષિત મીરાં નિર્ભય બની રહ્યા

પછી ઃ કુમારે સુવર્ણપ્યાલામાં ઝેર મોકલી કહાવ્યુ, "આ અમૃત તું પી જજે." મીરાંએ ઝેર પી શાંતિથી જણાવ્યુ "ઝેર એ પણ પ્રભુની જ શક્તિ છે આપનો મહદ્ ઉપકાર. યુવરાજ!"

મીરાં એ કૃષ્ણચરણામૃત પી પાવન થઇ; ત્યાં તો ફરી આજ્ઞા થઇ. "તું આ જગતમાં જીવવાને યોગ્ય નથી; તારા જીવનનો ધ્વંસ કર."

મીરાંએ રક્ત કહાવ્યું, "આપની આજ્ઞા શિરે ચઢાવુ છુ."

'અને શ્યામ રાત્રિના નીરવ અંધકારમાં તારાઓના ઝાંખા તેજમાં આવાસ છોડી મીરાંએ યમુનાનાં કાળાં શાંત જળમાં આત્મબલિ અર્થે ઝંપલાવ્યુ

તે જ ક્ષણે અકારક્ષકનો અવાજ થયો.

"મીરાં ! તારી પતિભક્તિ-ધર્મ, પૂરાં થયાં. તારે જગતમાં અન્ય કાર્ય છે. માનવ જાતિ તારી રાહ જુએ છે; જા અને માનવ જાતિને પ્રભુ-દ સમીપના માર્ગ-પ્રકાશનું દર્શન કરાવ"

'યમુનાના ઓવારેથી મીરાં જગી અને માર્ગ વિસ્તારતાંથી-ભક્તિનરસનાં કેદરણુ વહાવતી સર્વ જનોનો સત્કાર પામતી દ્વારકા પહોંચી

"યુવરાજને કાને મીરાંના પ્રયાણની વાત પહોંચી. તેણે મીરાંને વધ કરવા યોદ્ધાઓ મોકલ્યા યોદ્ધાઓને જોતાં જ મીરાં સર્વ વસ્તુ પામી ગઇ

કૃષ્ણમંદિરે જઇ પ્રાર્થના કરવા લાગી. "પ્રભુ' રિપુઓથી રક્ષણ કર." યોદ્ધાઓએ મીરાંને પકડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેમને આંખને આંજતા દિવ્ય પ્રકાશનું જ દર્શન થયુ; અને ગર્જનાયુક્ત એવી અવાજ સંભળાયો, "અપવિત્ર આત્માઓ ! પાછા વળો."

ભોંઠા પડેલા યોદ્ધાઓ ત્વરિત ગતિએ મેવાડ પહોંચ્યા આ પ્રસંગની વાત મેવાડમાં ગવાઇ, ચૂંથાઇ અને અને ચવાઇ અને છડેચોક નિંદાયુક્ત બની.

અંતે મીરાં વૃંદાવન ગયાં અને મીરાંનાં કાવ્યો સર્વ લોકોને મોઢે રમી રહ્યાં. રાણાને-મેવાડની પ્રજાને મીરાંની પ્રતિભા અને પવિત્રતાની ઝાંખી થઇ.

યુવરાજે મેવાડના પ્રજાજનોને મીરાંની ચરણરજ લેવાને ઉત્સુક જોઇ, અને મીરાંના ભક્તિસામ્રાજ્યને પોતાના સ્થૂળ સામ્રાજ્ય કરતાં વિસ્તીર્ણ થએલું જોયું.

યુવરાજની પ્રજા અને પ્રધાનોએ મેવાડનો ગૌરવને સામ્રાજ્ઞી પદે પુન પધરાવવાની ઇચ્છા પ્રદર્શિત કરી. તેમને સ્વકર્તવ્ય માટે પશ્ચાત્તાપ થવા માંડયો, "મીરાં-પ્રભુભક્ત મીરા ! કૃષ્ણભક્તિને તાંતણે જીવન જીવતી મીરાં-તારું પુનઃ આગમન થાય ! ના ... .ના... ..તું એહિક સામ્રાજ્યની રાણી-પટરાણી કરતાં વિશેષ છે '

અને વૃંદાવનના કૃષ્ણમંદિરે યુવરાજ પીળાં વસ્ત્ર પરિધાન કરી આવી ઊભો

"भिक्षां देहि"

"અરે, કુમાર ! એક ભિક્ષુક આ રંકને આશીર્વાદ સિવાય શું આપવાનું હોય !"

"ના, ના, મીરાં દેવી ! તું મને ભિક્ષા આપી શકે છે."

"યુવરાજ-મેવાડપતિ ! હું તમારી શી સેવા કરું !

"સેવા ! સેવા ! મીરાં, મને ક્ષમા આપવાની "

મીરાંના વિશાળ ભવ્ય હૃદયમાં લેશમાત્ર-ક્રોધ ન હતો સૌમ્ય બનીને મીરાંએ યુવરાજને આવકાર્યો.

અંતે યુવરાજ સાથે મીરાં મેવાડ ગઇ અને મેવાડનો કીર્તિકળશ બની મૃત્યુપર્યંત પ્રકાશી

## દેહ-દીપોત્સવ (હરિગીત છંદ)

દ્વારે દીપક પ્રગટાવીને, દીપોત્સવો સૌ ઉજવે,
પણ દેહ-દીપક હું ધરીશ, દીપોત્સવીના શુભ દિને.
કાયા તણું કરી કોડિયું, ભરી તેલ ત્રય તાપો તણું,
સત્સંગ-સૂતરથી, વિમલ વર્તન તણી વાટો વણું !
શ્રી સચ્ચિદાનંદ-સ્મરણની ધરી ઝકઝક આખરે,
જ્યોતિ જગાવું જીવનની હેવી દીપોત્સવીના દિને ?

—ધીરુભાઇ વી. પુરોહિત

# દેવ-દર્શન

લે. શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી

## ૨ શિવ-લિંગ

વિઘ્નેશ્વર શ્રી ગણેશના જનક શિવ એ જગતની વિરાટ્ શક્તિનું ભીષણ સ્વરૂપ છે. વેદ-સંહિતામાં તેમને તોફાનના દેવ રુદ્ર તરીકે આલેખવામાં આવ્યા છે. અગ્નિસ્વરૂપે તે આકાશ, અંતરિક્ષ અને પૃથ્વી એ ત્રણે લોકમાં વ્યાપક છે. પૃથ્વીના સંબંધમાં તે મરુતોને ઉત્પન્ન કરે છે. પ્રજાવૃદ્ધિ અર્થે પ્રજાપતિએ એક સ્વરૂપ ઉત્પન્ન કર્યું તેના નર અંગમાંથી અગિયાર રુદ્ર થયા ને નારી અંગમાંથી અનેક શક્તિ થઈ. અસુરોના પરાભવ માટે સર્વ દેવોએ તેમને પોતપોતાની અર્ધી શક્તિ આપી, આથી આ એક દેવમાં સહુથી વધુ પ્રબળ શક્તિનો ઉદય થવાથી રુદ્ર મહાદેવ કહેવાયા. સમુદ્રમંથન-પ્રસંગે રુદ્રે સમસ્ત વિષનું પાન કર્યું, ત્યારથી તે નીલકણ્ઠ બન્યા.

રુદ્ર આરંભમાં આર્યોના માનીતા દેવ ન હોતા, પરંતુ પાછળથી તેમને એમના સ્વરૂપનું વધુ ને વધુ જ્ઞાન સ્ફુટ થતું ગયું. પછી તેઓ જગતના સર્જન, પાલન ને સંહારનાં તમામ કાર્યનું મૂળ આ મહાદેવમાં પ્રકાશિત કરવામાં આવ્યું. ને 'રુદ્ર' મનાતા એ દેવ જ શિવ-શંકર જેવા કલ્યાણકર દેવ તરીકે ઓળખાયા.

સંહાર કરતાં ય સર્જનનું તત્ત્વ હવે શંકરમાં વધુ દૃષ્ટિગોચર થવા લાગ્યું. તે વેદના શિશ્નદેવ બન્યા. સૃષ્ટિના સર્જનકમના ઉત્પાદકમૂળનું નરસ્વરૂપ તે શિશ્નદેવ રૂપે પૂજાતું; ને તેના પૂરકરૂપે રહેલું નારી-સ્વરૂપ ભગ રૂપે શક્તિ નામે ઉપાસાતું. આ શિવ-શક્તિ એ જ જગતનાં સર્જક તત્ત્વ છે. તેથી તો આપણે તેમને જગતઃ પિતરૌ તરીકે આરાધીએ છીએ. આ જ જગતનાં પુરુષ પ્રકૃતિ છે. વિશ્વનાં આ મૂળ તત્ત્વ પ્રાણીના નર દેહમાં લિંગ રૂપે અને નારી દેહમાં યોનિ રૂપે વ્યાપક છે. આથી આપણે વિશ્વના આ મૂળતત્ત્વની ઉપાસના યોનિ (પિંડિકા)માં સ્થાપેલા લિંગના મૂર્ત સ્વરૂપે કરીએ છીએ. લિંગપુરાણ, ભાગવતપુરાણ આદિ પુરાણોમાં લિંગના પ્રતીકનું આ રહસ્ય સ્ફુટ કરવામાં આવ્યું છે. શિવલિંગની પ્રતિષ્ઠાવિધિમાં પણ એવો મંત્ર આવે છે કે नमस्ते भगरूपिण्यै लिङ्गरूपधराय च शङ्कराय नमस्तुभ्यम्। પ્રાચીન દેવાલયોનાં પુરાતન શિવલિંગની આકૃતિ પુરુષદેહના લિંગને તાદૃશ મળતી આવે છે. જગતના સર્જકોનાં જનક-જનનીનાં આ પ્રતીકની મૂર્તિના વિધાન પાછળ કંઈ જુગુપ્સા-ભાવ નથી, ઊલટું, जगतः पितरौ તરફનો પૂજ્ય ભાવ છે. નિયમ તરીકે શિવની આરાધના લિંગ સ્વરૂપે જ કરવાનો મહિમા પ્રચાર છે. મનુષ્ય જેવી દેવદેહની આકૃતિમાં તો તેમની ક્વચિત જ ઉપાસના કરવામાં આવે છે.

લિંગ બે પ્રકારનાં છે—ચલ અને અચલ.

ચલ લિંગ અનેક દ્રવ્યનાં બનાવાય છે. મૃણ્મય એટલે માટીનાં લિંગ પવિત્ર સફેદ માટીમાં દૂધ, દહીં, ઘી ઇત્યાદિ પદાર્થો ભેળવીને બનાવે છે. મૃણ્મય લિંગ આભિચારિક પ્રયોજન માટે વપરાય છે. લોહજ લિંગ સુવર્ણ, રૂપું, તાંબું, લોખંડ, પિત્તળ ઇત્યાદિ અષ્ટધાતુનાં બને છે. સુવર્ણલિંગની પૂજા રાજ્યસંપત્તિ આપે છે. રાવણ નિત્યપૂજા માટે સુવર્ણલિંગ પાસે રાખતો. રત્નજ લિંગ મોતી, પ્રવાલ, વૈડૂર્ય, પોખરાજ ઇત્યાદિ સાત રત્નનાં બને છે. દારુજ લિંગ સમડી, મહુડો, પીપળો, ઉમરડો ઇત્યાદિ અષ્ટ વૃક્ષોનાં લાકડાનાં બને છે. ખાખરો, ચંદન, સાલ, બિલી, બોરડી ને દેવદારનાં વૃક્ષ પણ આ પ્રયોજન માટે પવિત્ર મનાય છે. શૈલજ લિંગ એ પથ્થરનાં બનાવાય છે. ચલ લિંગ છે લિંગાયત વગેરે સંપ્રદાયના શૈવો આ લિંગ દેહપર ધારણ કરે છે. ક્ષણિક લિંગ પૂજાના અમુક પ્રસંગનિમિત્તે બનાવાય છે ને તે નિમિત્ત પૂરું થયે તેનું વિસર્જન થાય છે. આ લિંગ રેતીનાં, ચોખાનાં, ખીરનાં, પવિત્ર માટીનાં, ગોમય (છાણ)નાં, દહીંનાં, રુદ્રાક્ષનાં, ચંદનનાં, કૂર્ચ (ઘાસ)નાં, પુષ્પનાં, ગોળનાં ને લોટનાં બને છે. માટીનાં લિંગ ભૂમિસંપત્તિ આપે છે, ચોખાનાં વિભવ આપે છે, ખીરનાં અન્નસંપત્તિ આપે છે, છાણનાં આરોગ્ય આપે છે, દહીંનાં આનંદમય પ્રકૃતિ આપે છે, રુદ્રાક્ષનાં જ્ઞાન આપે છે, ચંદનનાં સૌભાગ્ય આપે છે, કૂર્ચનાં મુક્તિ આપે છે, પુષ્પનાં દીર્ઘ આયુષ્ય આપે છે, ગોળનાં અભિલાષા પૂરી પાડે છે, ને લોટનાં ભગ આપે છે.

અચલ લિંગ મોટા પથ્થરનાં હોય છે. ચલ લિંગ તેની પીઠિકા પર દેખાય છે તેટલાં જ નાં હોય છે પણ અચલ લિંગ પીઠિકાની નીચે ઠેઠ સુધી સ્થાપેલાં હોય છે. અચલ લિંગના ત્રણ ભાગ હોય છે નીચેનો

ભાગ ચોરસ હોય છે ને તેને બ્રહ્મભાગ કહે છે, વચલો ભાગ અષ્ટકોણ હોય છે ને તેને વિષ્ણુભાગ કહે છે, ઉપરનો ભાગ ગોળ હોય છે ને તેને રુદ્રભાગ કહે છે. આમાંથી બ્રહ્મભાગ અને વિષ્ણુભાગ લિંગની પીઠિકાની સપાટીની નીચે રહે છે ને પૂજાભાગ તરીકેનો રુદ્રભાગ તે સપાટીની ઉપર રહે છે. ચોરસ બ્રહ્મભાગને લીધે લિંગ ગોળગોળ ફરતું અટકે છે ને અષ્ટકોણ વિષ્ણુભાગને લીધે લિંગ પીઠિકાના કેન્દ્રમાંથી ઉપર નીકળતું અટકે છે.

રુદ્રભાગના ગોળ મથાળાને શિરોવર્તન કહે છે. લિંગનાં શિરોવર્તન ચારપાંચ આકારનાં હોય છે છત્રાકાર, ત્રિપુષાકાર (કાકડીના આકારનાં) કુક્કુટાંડાકાર (કૂકડાના ઇંડાના આકારનાં), અર્ધચંદ્રાકાર ને બુદ્બુદાકાર (પરપોટાના આકારનાં) વળી પૂજાભાગ પર બ્રહ્મસૂત્રની રેખા કોતરવામાં આવે છે. રુદ્રભાગની આગલી સપાટી પર બે ઊભી સમાંતર રેખા કોતરે છે. તે બે રેખાઓ વચ્ચેનું અંતર પૂજાભાગના ત્રીજા ભાગનું હોય છે, રેખાઓની પહોળાઈ ને ઊંડાઈ આના ૧/૮ ભાગની હોય છે. પછી એ બે ઊભી રેખાના મથાળા પરથી બે બાજુ એક હળતી આડી રેખા શરૂ કરીને લિંગની પાછલી બાજુએ જોડવામાં આવે છે. પૂજાભાગની નીચલી સપાટીથી આ આડી રેખા પાછલી બાજુએ ઊભી રેખાઓ વચ્ચેના અંતરના માપથી બમણા ભાગની ઊંચાઈએ રાખવામાં આવે છે. મોટાં પ્રાચીન લિંગના રુદ્રભાગ પર બ્રહ્મસૂત્રની રેખા પ્રત્યક્ષ જોવા મળે છે પુરુષદેહના લિંગના ઉપલા ભાગનો આકાર શિરોવર્તન અને બ્રહ્મસૂત્રવાળા રુદ્રભાગને બરાબર મળતો આવે છે

જે લિંગના બ્રહ્મભાગ, વિષ્ણુભાગ ને રુદ્રભાગ પ્રમાણમાં સરખા માપના હોય તે લિંગ સર્વસમ કહેવાય છે જે લિંગમાં બ્રહ્મભાગ કરતાં વિષ્ણુભાગ મોટો હોય ને વિષ્ણુભાગ કરતાં રુદ્રભાગ મોટો હોય, તે લિંગને વર્ધમાન કહે છે જે લિંગમાં બ્રહ્મભાગ અને વિષ્ણુભાગ સરખા હોય ને રુદ્રભાગ એ બને કરતાં વધારે હોય એ લિંગ શૈવાધિક કે અનાઢ્ય કહેવાય છે. વર્ધમાન લિંગમાં ત્રણ ભાગનું પ્રમાણ ૨ ૩ ૪ હોય, તો તેને સ્વસ્તિક લિંગ કહે છે. જે લિંગમાં બ્રહ્મભાગ કરતાં વિષ્ણુભાગ નાનો ને વિષ્ણુભાગ કરતાં રુદ્રભાગ નાનો હોય, તે લિંગ આઢ્ય કહેવાય છે.

હિંદનાં ૬૮ તીર્થોમાં સ્વયંભૂ લિંગનાં દેવાલયો છે. આ લિંગ આપ પ્રગટ થયાં મનાય છે. આ લિંગ ખંડિત થાય તો તેને કંઈ સુધારણા કરવાની જરૂર રહેતી નથી સ્વયંભૂ લિંગ કંઈ કારણે સમૂળ ઊખેડી ફેંકી દેવામાં આવે, તો તે રાજાનો તેમજ તેના રાજ્યનો વિનાશ કરે છે. સ્વયંભૂ લિંગનાં પ્રખ્યાત તીર્થ વારાણસી, પ્રયાગ, ગયા, પ્રભાસ, ઉજ્જયિની, કેદાર, કાશ્મીર નેપાલ ને કૈલાસ છે.

દૈવિક લિંગ ખાડાટેકરાવાળા અંજલિ-આકારનાં છે કોહાના આકારનાં લિંગ ગાણપ કહેવાય છે. શ્રીફળના આકારનાં લિંગને આર્ષ કહે છે.

લિંગની પહોળાઈ તેની લંબાઈ પરથી નક્કી કરવામાં આવે છે. સ્વયંભૂ, દૈવિક ને આર્ષ લિંગને નિયત માપની જરૂર નથી. આઢ્ય લિંગની પહોળાઈ તેની લંબાઈના ૫/૧૬ ભાગની, અનાઢ્ય લિંગની ૪/૧૬ ભાગની, વર્ધમાન લિંગની ૩/૧૬ ભાગની ને સર્વસમ લિંગની ૨/૧૬ હોય છે. જે લિંગની લંબાઈ-પહોળાઈનું પ્રમાણ ૧૬ : ૫ કે ૧૬ : ૪ કે ૧૬ : ૩ હોય, તો નાગર લિંગ કહેવાય છે; ને તે અનુક્રમે જયદ, પૌષ્ટિક ને સાર્વકામિક ગણાય છે. દ્રાવિડ લિંગમાં ૨૧ : ૬ પ્રમાણનું જયદ, ૨૧ : ૫ પ્રમાણનું પૌષ્ટિક ને ૨૧ : ૪ પ્રમાણનું સાર્વકામિક ગણાય છે. વેસર લિંગમાં તે પ્રમાણ ૨૫ : ૮ હોય તો જયદ, ૨૫ : ૭ હોય તો પૌષ્ટિક ને ૨૫ : ૬ હોય તો સાર્વકામિક મનાય છે.

માનુષ લિંગમાં બ્રહ્મભાગ, વિષ્ણુભાગ ને રુદ્રભાગનાં માપ પ્રમાણસર લેવામાં આવે છે. સમભાગ, વર્ધમાન, અનાઢ્ય ને આઢ્ય આ પ્રકારનાં લિંગ છે આ ઉપરાંત ચાર વિશેષ પ્રકાર પ્રચલિત છે અષ્ટોત્તરશતલિંગ ૧૦૮ નાના નાનાં લિંગ હોય છે. વર્ધમાન લિંગના પૂજાભાગ પર ચાર આડી ને સત્તાવીશ ઊભી રેખાઓ દોરી કુલ ૧૦૮ ખાનાં પાડવામાં આવે છે. સહસ્રલિંગમાં આઢ્ય લિંગના પૂજાભાગ પર અગિયાર આડી ને એકસો ઊભી રેખા દોરીને ૧૦૦૧ ખાનાં પાડવામાં આવે છે. ધારાલિંગમાં રુદ્રભાગ પર નાની ઊભી પાંચ, સાત, નવ, બાર, સોળ, વીસ, ચોવીસ, અઠ્ઠાવીસ, બત્રીસ કે ચોસઠ મુખ હોય છે. મુખલિંગમૂર્તિ સમભાગ લિંગના પૂજાભાગ પર એક, બે, ત્રણ, ચાર કે પાંચ મુખની આકૃતિ રાખવામાં

આવે છે. પૂર્વ તરફ તત્પુરુષ, દક્ષિણ તરફ અઘોર, પશ્ચિમ તરફ સદ્યોજાત, ઉત્તર તરફ વામદેવ ને ચારેયની ટોચે ઈશાનસ્વરૂપ છે

લિંગની સ્થાપના જે પથ્થરના થાળા પર કરવામાં આવે છે, તેને પિણ્ડિકા અથવા પીઠ કહે છે. પીઠ ચોરસ, લંબચોરસ, ષટ્કોણ, અષ્ટકોણ, દ્વાદશકોણ, ષોડશકોણ, ગોળ, લંબગોળ, ત્રિકોણાકાર ને અર્ધગોળ આકારની હોય છે. પીઠની પહોળાઈ લિંગની લંબાઈ પ્રમાણે હોય છે જે પીઠ લિંગની લંબાઈના જેટલી પહોળી હોય તે ઉત્તમોત્તમ. ૨૪ ' ૨૦ ભાગની હોય તે મધ્યમમધ્યમ, ને ૨૪ . ૧૬ ભાગની હોય તે અધમાધમ કહેવાય છે પીઠની ઉપલી બાજુ એવી બનાવવામાં આવે છે કે લિંગના સ્નાનનું પાણી તેની ચારે બાજુથી ઢાળી બાજુ પર રાખેલા નળમાં થઈ બહાર નીકળે લિંગ પુંલિંગ પ્રકારના પથ્થરમાંથી ને પીઠ સ્ત્રીલિંગ પ્રકારના પથ્થરમાંથી બનાવવામાં આવે છે.

❀

# આત્મવિચાર–યોગ

લે. જ્ઞાનયોગી શ્રી ચદુભાઈ

પ્રભુમય જીવન ગાળવું તે જ આત્મવિચાર–યોગ છે આ યોગ ચોવીસે કલાક કરવાનો છે. અરે જીવનપર્યંત એ ચાલુ રહે છે. પહેલાં થોડાં વર્ષ સતત જાગૃતિ રાખવી પડે છે પછી તો સ્વાભાવિક બની જાય છે. જેમ કોઈ આપણું નામ દઈ પોકારે તો આપણે તરત બોલીએ છીએ. ઊંઘમાં હોઈએ, આપણી સાથે અનેક માણસો સૂતા હોય તેમાંથી આપણા નામની કોઈ બૂમ મારે છે તો આપણે જ ઊઠીએ છીએ. આપણે આપણું છીએ એ યાદ કરવું નથી પડતું, સ્વાભાવિક થઈ પડ્યું છે, તેમ થોડાં વર્ષની સતત જાગૃતિથી આત્મવિચાર–યોગ દૃઢ થઈ જાય છે પછીથી યોગ તો ચાલુ જ રહે છે પણ પરિશ્રમ કરવો પડતો નથી. એ યોગ આ રીતે થાય.

પ્રથમ સૂર્યોદય પહેલાં ઊઠવાનો નિયમ કરી નાખવો. સર્વત્ર શાંતિ હોય તે સમયે આપણા યોગનો પ્રારંભ થાય તો સારું અને ત્યાંસુધી પાછલી રાત્રિએ એટલે પાંચ–છના અરસામાં ઊઠાય તો ઉત્તમ છે ઊઠતાં જ સૌથી પ્રથમ બિછાના ઉપર જ બેસી જાઓ. પછી વિચારવું કોણ જાગ્યું? પ્રથમ મન જાગૃત થયું, તેણે ઇન્દ્રિયોને જાગૃત કરી, અને પછી શરીર બિછાના પર બેઠું થયું છે. ઊંઘમાં હું કેવો શાંત હતો? સુખ નહિ, દુખ નહિ, રાગ નહિ, દ્વેષ નહિ, મારૂં નહિ, તારૂં નહિ. એક પરમ શાન્ત અવસ્થા ચાલી જતી હતી મન, તું જાગ્યું છે. જાગ્યું તો ભલે જાગ્યું. પણ મારે તને કહેવાનું કે જે રીતે નિદ્રામાં તું શાંત રહ્યું હતું તે રીતે જાગૃતમાં પણ શાંત રહેજે. નિદ્રાની શાંતિથી તને બળ મળ્યું, ઉત્સાહ મળ્યો અને કાંતિ મળી. એ જ રીતે જાગૃતમાં પણ વર્તશે તો તને જ લાભ થશે. હું તારો માલિક છું. તને મારી આજ્ઞા છે કે તારે સર્વ સ્થિતિમાં શાંત અને સમ જ રહેવાનું છે ક્રોધના પ્રસંગે ક્રોધ નથી કરવાનો, અને લાલચના પ્રસંગે લલચાઈ જવાનું નથી. ઇન્દ્રિયોરૂપી ઘોડાને તારે બરાબર ચલાવવાના છે શરીર, કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો પોતપોતાનાં કામો ભલે કરશે. તું વચમાં ડખલગીરી ન કરીશ તને ફરીથી કહું છું કે તું નિદ્રામાં જેવું શાંત અને સમ હતું તેવું જાગૃતમાં પણ રહેજે. આમ મન સાથે વાત કરી, મન અને વાણીથી જે પેરની અવસ્થા છે તે અવસ્થામાં લીન થઈ જવું. મારી ઉપર તે પરમાત્મા છે, નીચે તે પરમાત્મા છે અંદર બહાર, આજુબાજુ સર્વત્ર, સર્વરૂપે તેનો તે જ પરમાત્મા વ્યાપ્ત છે, હું તેમાં જ છું હું નથી, હું નથી પણ તે જ છે, તે જ છે સ્વરૂપચિંતનના વિચારો પણ તેજ છે હું શું વિચારું? સર્વત્ર સર્વરૂપે તે જ છે. મન નથી વિચારો પણ નથી. પણ તેજ એક અખંડ એકરસ પરબ્રહ્મ પરમાત્મા વ્યાપ્ત છે મારા આખા શરીરમાં એ જ છે મારૂં બીછાનું પણ એ જ છે જ્યાં જ્યાં મારી દૃષ્ટિ જાય છે ત્યાં ત્યાં સર્વત્ર એનો એ જ છે. મારાં કામ પણ એ જ છે મારો અભ્યાસ, મારા મિત્રો, પત્ની પુત્ર કે ભાઈ, બ્હેન, સગાંસંબંધી, ઘર, જમીન, ગામ, દેશ, અને બ્રહ્માંડરૂપે પણ એ જ એક તત્ત્વ છે. બધું જ તે એક તત્ત્વ છે. એ તત્ત્વને કોઈ સત્ કહે છે. કોઈ પરમાત્મા કહે છે, પણ જે કાંઈ છે તે, તે એક

અખંડ, એકરસ સત્-ચિત્-આનંદસ્વરૂપ છે. હું નથી, તું નથી, જગત નથી, વાતો નથી, જે કંઈ છે તે તે જ છે. ૐ ૐ ૐ. આ રીતે ધીમો ઉચ્ચાર કરી પરમભાવ સાથે એકરૂપ થઈ જવું. અર્ધી મિનિટ, મિનિટ કે વધારે સમય, બને તેટલો વધારે સમય એ પરમ ભાવમાં બેસી રહેવાનો આગ્રહ રાખવો પણ એક કલાક એ રીતે બેસી પછી વિચારવું કે શરીર, મન, ઇંદ્રિયો અને પ્રાણનો બનેલો આ 'અહું' હવે નિત્યકર્મ શરૂ કરે છે હું તો શાંત સાક્ષી છું હું એ સૌની ક્રિયા જોતો રહીશ દાતણ, પાણી, શૌચ, વ્યાયામ, સ્નાન વગેરે દરેક ક્રિયા પોતાનામાં જેટલી વિવેકબુદ્ધિ હોય તે વાપરીને કરવી. એક કામ પૂરું થાય અને બીજું કામ શરૂ થાય એ બેની વચ્ચેનો સમય આત્માનુસંધાને માટે કાઢી લેવો. ઓછામાં ઓછો એક મિનિટ તો કાઢી જ દાતણ કરી રહ્યા પછી શૌચ માટે જાઓ તો રસ્તામાં વિચારી લેવું રહ્યું:—શરીરની શુદ્ધિ માટે દાતણ પાણી થયાં છે, હવે એ શૌચ જાય છે. હું શાંત જોયા કરું છું આ અનુસંધાન દરેક કામ પૂરું થયા પછી રાખવાનું છે. કામ શરૂ કરતાં પણ જોઈ લેવું કે મન સાથે મળીને અમુક અમુક ઇંદ્રિયો કામ કરી રહી છે. હું શાંત સાક્ષી જોયા કરું છું અપ્રમત્ત સ્નાનવિધિ તો ખૂબ સુંદર રીતે આત્મચિંતન કરતાં કરતાં થઈ શકે. ભોજનસમયે પણ યોગ્ય ભોજનનો વિવેક કરી આત્મચિંતન કરતાં કરતાં શાંતિથી જમી, શકાય. આ રીતે આખા દિવસનાં કામો પૂરી નિષ્ઠાથી કરવાં કામની પસંદગી વખતે, કામ કરતી વખતે, કોઈ સાથે વાતચીતનો પ્રસંગ હોય તો વાતચીત-પ્રસંગે, નાનામોટા દરેક પ્રસંગે મારામાં હોય એટલી સમજશક્તિ, સૂઝ-બુદ્ધિ કે વિવેક વાપરીને કામ કરો. કામ સાથે તન્મય થઈ જાઓ. એકનિષ્ઠાથી કામ કરો એક નિષ્ઠાથી, એકાગ્રતાથી કરેલું કામ એ પણ યોગ જ છે. એ એકાગ્ર ચિત્તથી કરેલા કામને પરિણામે પણ આનંદ, ઉત્સાહ અને શાંતિ મળે છે કામ ત્રાસરૂપ ત્યારે જ લાગે છે કે જ્યારે તેમાં એકાગ્રતા નથી હોતી કામની પસંદગીમાં પોતાની શક્તિની મર્યાદા, કામ નીતિરૂપ છે કે અનીતિરૂપ છે એ તો જોવાનું હોય જ એને માટે પોતાની નિષ્ઠા જે કહે તે જ સાચું ગણવું નિષ્ઠા સાફ રાખવી. स्वेस्वे कर्मण्यभिरत संसिद्धि लभते नरः। પોતપોતાના કામમાં લીન રહેતો મનુષ્ય મોક્ષરૂપી, શાંતિરૂપી કે કાર્યની સફળતારૂપી સિદ્ધિ પ્રાપ્ત કરે છે તે આ જ રીતે ખરેખર ગીતાની એ એક પરમ શોધ છે જગતના લગભગ બધા જ ધર્મો પરમાત્માની પ્રાપ્તિ માટે કર્મો છોડવા કહે છે બધું જ છોડવા સિવાય ભગવાન ન મળે એમ કહે છે. તેમની દૃષ્ટિએ ધંધો રોજગાર કરનારા—પોતપોતાની આજીવિકા ચલાવવા માટે કામ કરનારા—માણસોને મોક્ષ મળતો નથી. ગીતા સૌને અભય વચન આપે છે. એકાદ વકીલ કે સામાન્ય મજૂર, રાજા-મહારાજા કે ઝાડુવાળો, સાધુ સંન્યાસી કે ગૃહસ્થ સૌને મોક્ષની પરમ શાંતિ મળી શકે છે. શરત એ કે કામને પ્રભુમય કરતાં આવડવું જોઈએ વિવેક વિના અકળાવનારાં કરેલું કામ તો જેટલું વધારે થશે તેટલું વધારે બોજારૂપ થશે. મને લાગે છે કે આ બધી ઝંઝટમાં પડવા કરતાં કામો જ છોડવાનો વિચાર કેટલાક વિચારકોને સારો લાગ્યો અને તેમણે એ રીતે પ્રચાર કરવા માંડ્યો. એથી થોડાને કદાચ શાંતિ મળી હશે. પણ ગેરસમજૂતિ એટલી થઈ કે સમાજમાં એક પ્રકારનું અવ્યવસ્થિતપણું આવી ગયું. આથી જ પરમાત્માની આટલી બધી વાતો ચાલે છે, આટલાં બધાં ધર્મિક સ્થાનો છે છતાં સમાજ જાણે ત્યાંનો ત્યાં જ લાગે છે

કામ કલાકો ચાલે એવું હોય તો વચ્ચે વચ્ચે કલાકના ટકોરા પડે ત્યારે મિનિટ-બે મિનિટ શાંતિ કરી લેવી આગળ કહ્યું એ રીતે કામ કરનાર, કામ, આખું જગત, અને પોતે કોણ છે તેનો વિચાર કરી, આત્માનુસંધાન કરી લેવું. વળી કામ સાથે એકરૂપ થઈ જવું. કારીગર કે ચિત્રકાર, મજૂર કે માલિક, શિક્ષક કે વિદ્યાર્થી, વેપારી કે એનો મહેતાજી સૌ એકસરખા કામ પછી થોડી મિનિટ આરામ માટે કાઢે છે. એ વખતે માત્ર બે જ મિનિટ આ રીતે જોઈ લેશો તો આરામ, શાંતિ, અને આનંદ તો જરૂર મળશે. અનુકૂળતા હોય તો જરૂર કલાકના અંતરે જમીન ઉપર શરીરને નાખી દઈએ, શબવત્ થઈ જઈએ, અને સ્વરૂપચિંતન કરી લઈએ આ રીતની પાંચ જ મીનીટ ખૂબ પ્રેરણા શાંતિ અને આનંદ આપે છે કરી જોવા જેવું છે. દર કલાકે બે મિનિટ નીકળી શકે તો પણ પૂરતી છે

આખો દિવસ એ રીતે જાય તો આખો દિવસ

પામ ભાવમાં ગયો મનાય. કારણ કે કામમાં તો તમે એક-રૂપ હતા જ, તે વચ્ચે પરમભાવમાં જ હતા અને કામ પૂરું થવાની અને નવું કામ શરૂ થવાની સંધિ તમે સંભાળી લીધી હોય છે. એ બે કામ વચ્ચેની સંધિમાં જ મનને સંભાળવું પડે છે કામમાં તો સૌ પ્રભુમય જ છે. કામના કલાકો પૂરા થાય એટલે વળી હાથ-પગ ધોઈ જાને તો સ્નાન કરી સ્વરૂપચિંતનમાં લીન થઈ જવું. પા કલાક કે અર્ધો કલાક પણ પૂરતો છે એ પછી સાંજનાં કામો લેવાં: બાળકો સાથે વાતચીત, સગાં-સ્નેહી સાથે હળવું મળવું, ઘરનાં કામો, સૌ થઈ શકે વાતચીતપ્રસંગે પણ ક્યાંક મિનીટ કે થોડી સેક-ન્ડમાં અનુસંધાનમાં કરી લેવું વાત કરનાર કોણ, વાત સાંભળનાર કોણ, વાત પોતે શું છે! આસપાસ બધું શું છે! આ બધું થોડી ક્ષણમાં પણ વિચારી લેવાય. વાત પૂરી થયા પછી વિચારી લેવું કે વાતમાં કંઈ અસત્ય તો નથી આવ્યું ને! સાંભળનારને ખેદ થાય એવું કંઈ નથી બોલાયું ને! વાત થઈ રહ્યા પછી મન સાથે વાત કરી લેવી. ભૂલ કરી હોય તો યોગ્ય શબ્દોમાં ઠપકો પણ આપવો બીજે પ્રસંગે એવી ભૂલ ન કરવાનો નિશ્ચય કરાવવો. મન મનના વિચારો, વાણી વગેરે કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો અને પ્રાણ વગેરેથી કામ કરી રહ્યું છે. આખું શરીર જેને લોકો 'અહં'ના નામથી ઓળખે છે તે હું નથી. એ સૌ ભૂલો કરશે તો એનું ફળ એ ભોગવશે ભૂલોથી હેરાન થવાનું પણ એમને જ છે. જેના જેના પ્રસંગમાં આવો તેની સાથે વાતનો આરંભ કરતાં પહેલાં તેમના તરફની દેવદૃષ્ટિ જગાવી લો. એ પણ તમારું જ સ્વરૂપ છે. તમારામાંથી શરીર, મન, ઇન્દ્રિયો વગેરે લઈ લો. અને સામી વ્યક્તિ-માંથી એ સૌને જુદાં કરી દો. જે ભાવ રહે તેમાં એકાદ ક્ષણ સ્થિર રહી પછી જે વાતો કરવી હોય તે કરો વાતો પૂરી થયા પછી વળી હું અને તમે કોણ? વાતો શું થઈ? વાતનું સ્વરૂપ શું? એ વિચારી લઈ, બીજાં કામમાં વળગો. નિર્દોષ બાળકો સાથે કામ પાડતાં તો આવો ભાવ જરૂર આવી શકે આ રીતે રોજનાં નાનાંમોટાં દરેક કામોને પ્રભુમય કરી શકાય આ પછી સૌ વ્યવહારમાં જોઈએ, વ્યવહારમાં ગુસ્સે થવાના પ્રસંગો આવશે, પૈસાની લેવડદેવડના પ્રસંગો આવશે. વેપાર, ધંધો, સામાજિક કે રાજકીય કામો વગેરે અનેક કામોમાં વૃત્તિ એકસરખી નથી રહેતી. ભૂલો પણ થશે, મન ચંચળ પણ થશે. એ સૌ પ્રસંગે ગભરાશો નહિ. દરેક પ્રકારની વૃત્તિ એ મનની વૃત્તિ છે. ગુસ્સાની વૃત્તિ કે પ્રેમની વૃત્તિ, ચંચળ વૃત્તિ કે શાંત વૃત્તિ, આનંદવૃત્તિ કે શોકની વૃત્તિ, વિષય વૃત્તિ કે સંયમની વૃત્તિઓ છે તમે તો એ સૌના શાંત સાક્ષી છો. એ ભાવના વધતી જશે તેમ તેમ વૃત્તિઓથી તમે જુદા છો, વૃત્તિઓ તમારામાં ચાલી રહી છે એ સમજાશે. આમ સમજાશે એટલે વૃત્તિઓનું અર્ધું બળ તૂટી ગયું સમજો. શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને પોતાના સ્વરૂપનું ભાન કરાવીને યુદ્ધ માટે તૈયાર કર્યો. અર્જુનને દિવ્ય દૃષ્ટિ મળી અને તે પોતાનું, શ્રીકૃષ્ણનું, સર્વ સેનાનું અને આખા વિશ્વનું સાચું દર્શન કરી શક્યો એ દિવ્યદૃષ્ટિ આપણને પણ મળી શકે અર્જુનને જેમ તીવ્રતમ વિષાદ થયો હતો તેમ આપણને થવો જોઈએ. તીવ્રતમ વિષાદ એટલે અત્યંત ખેદ કશું જ ન સમજાવું-હતાશ થઈને હતાશ પડવું, અને ઘોર અંધકાર એ સૌ પણ પેલા પરમ તત્ત્વ તરફ જવા માટે પ્રેરનારાં સાધનો જ છે એ સમયે શ્રીકૃષ્ણ જેવા યોગ્ય માર્ગદર્શક મળી જાય તો એ તીવ્રતમ વિષાદની પળોમાંથી દૈવત તત્ત્વ તરફ દોરી લઈ જાય.

સારાંશ એ કે દરેક વૃત્તિને આપણે ભિન્નતામાં પકડી શકીએ છીએ દિવસનાં કામો પૂરાં થયા પછી રાતે પણ અર્ધો કલાક આત્મચિંતનમાં ગાળવો, બની શકે તો કુટુંબી જનો, મિત્રો અને બાળકો સાથે સામુદાયિક પ્રાર્થના કરવી. એમાં આપણું બળ સૌને મળે છે અને સૌનું બળ આપણામાં આવે છે ( રેડાય છે ). સામુદાયિક પ્રાર્થનાની જરૂર એટલા માટે જ છે. રાત્રે સૂતી વખતે દિવસનાં કર્મોનો વિચાર કરી જવો નિત્ય નોંધ રાખવી તેમાં એ સર્વ હિસાબ નોંધી લેવો અલબત્ત એમાં કશું ગુપ્ત રાખવાનું હોય જ નહિ તેમ તમારી નિત્યનોંધ તમારી અંગત વસ્તુ તરીકે રાખી શકો છો, પણ એમાં તો તમારું સાચું સ્વરૂપ જ આલેખવું જોઈએ. નોંધ ભરી જે જે દોષો થયા હોય તે બીજે સમયે ન થાય તેનો નિશ્ચય કરી લેવો બિછાના ઉપર બેસીને બધાર પ્રભુનું જ આત્મચિંતન કરવું પોતે, પોતાની આસ-પાસનું જગત સર્વ કંઈ તે પરમ પ્રભુસ્વરૂપ છે. એવા પરમ ભાવનું દર્શન કરતાં સૂઈ જવું

એક નિયમ એવો છે કે નિદ્રા લેતા પહેલાં જે વિચાર

મનમાં રહી ગયો હોય છે તે રાત દરમિયાન મનમાં જ રહે છે. નિદ્રા સમાપ્ત થતાં સૌથી પ્રથમ વિચાર એ જ આવે છે. સંપૂર્ણ રાત તો ગાઢ નિદ્રામાં ગઈ, તે સમયે મન સુષુપ્ત કે અસ્પષ્ટ દશામાં હતું અને તે પણ એક પૂર્ણ બ્રહ્મના વિચારવાળું હતું. આવું મન એ મન જ ન ગણાય. એ સત્ત્વ એટલે શુદ્ધ અંતઃકરણ ગણાય. આત્માની પાસેમાં પાસેની એ સ્થિતિ છે. આ રીતે તમારો દિવસ જશે. રાત્રિ પણ સંપૂર્ણ બ્રહ્મમય સ્થિતિમાં જશે, તો તમે ધીરે ધીરે શુદ્ધ બનતા જશો. પ્રાતઃકાળમાં ઊઠતાં જ વળી અગાઉ વિચાર્યું તે રીતે વિચારીને કામ શરૂ કરી દો. બીજે દિવસે માત્ર એટલું વધારે વિચારી લેવાનું કે, "હે મન, ગઈ કાલે રાતે સૂતાં પહેલાં તે નિશ્ચય કર્યો હતો કે અમુક ભૂલો ફરીથી થવા ન પામે તો તને હું ફરીથી યાદ અપાવું છું કે હવે એ ભૂલો ન થાય તે જોજે" આ રીતે ગયા દિવસની ડાયરી સબંધી વિચારી લેવાનું."

આ પ્રભુમય જીવન કે આત્મવિચાર-યોગ છે. આ જ જીવનમાં એ રીતે રહેવાનો સંકલ્પ કરી લો. હું કહું છું કે તમારું જીવન એક નવું જ જીવન બની જશે. પરમ ધાર્મિક, પરમ સામાજિક અને પરમ રાષ્ટ્રિય બની જશો. આખા વિશ્વ સાથે તમારી એકતા થતી જણાશે. નવા નવા માર્ગો જડશે, શાંતિ, આનંદ, પ્રેમ, અને ઉત્સાહનાં પૂર વહેશે. એથી વધારે તમારે શું જોઈએ?

એક વાત રહી ગઈ જે કામ કરવા મન ટેવાયેલું છે, એટલે જેમાં પ્રવેશ કરતાં મનને જરાયે શ્રમ નથી પડતો, જે કામ એને સ્વાભાવિક છે, (દાખલા તરીકે) દળવાનું, ખાંડવાનું, પાણી ભરવાનું, ઝાડુ મારવાનું ) તે કામ કરતાં કરતાં પણ મનને ૐના ધ્યાનમાં મસ્ત કરી શકાય. આપણે ફરવા જઈએ છીએ ત્યારે ચાલતાં ચાલતાં નીચી દૃષ્ટિ રાખો. જુઓ, જાણે આખો માર્ગ મારામાં સમાય જાય છે. એ ભાવનાને વિશાળ કરો. આ રસ્તો તો શું પણ આખું બ્રહ્માંડ મારામાં સમાયેલું છે. હું નથી, પણ તે જ છે. આ ચાલી રહ્યું છે તે પંચમહાભૂતનું શરીર છે. પ્રાણ તેને ચલાવી રહ્યા છે, મન તેમાં વિચાર કરી રહ્યું છે અને હું? એ સૌથી પર છતાં એ સૌ સાથે એકરૂપ છું. શરીર, મન, વગેરેનો કોઈ ભાગ એવો નથી કે જેમાં હું ન હોઉં. અરે. વિશ્વનો કોઈ ભાગ એવો નથી કે જે મારાથી અલગ હોય, સર્વત્ર. સર્વરૂપ હું હું ને હું જ છું તે જ એક પરમ ભાવમાં ચાલ્યા જાઓ. તમારી ઉપર, નીચે, આસપાસ, નાના નાના પરમાણુ ઊડતા જણાય છે, એ શું છે? એ સૌમાં ૐ—ની ભાવના કરો. ૐ ૐ ૐ જ સર્વત્ર વિલસી રહ્યો છે. ફરવામાં સાથે મિત્રો હોય તો તેમને અનુકૂળ વાતો કરો. ન હોય તો તો ઉપરના ભાવ સાથે સર્વત્ર સ્વરૂપનું દર્શન કરતા રહો. ખુલ્લી હવા, સૂર્યનો પ્રકાશ, વ્યાયામ, અને સાથે સાથે બ્રહ્મભાવની એકરૂપતાથી તમે એક નવો જ આનંદ અનુભવશો. એ રીતે જરા કરી તો જુઓ ×

—સંપૂર્ણ.

× ટૂંકમાં જ બહાર પડનારા તેઓશ્રીના 'અધ્યાત્મ વાર્તાલાપ' નામના ગ્રંથમાંથી.

ૐ

## કાળીચૌદશનો બોધ

(તારો નેડો લાગ્યો મને રાજા રણછોડ ! રે.. રાગ)

કાળી કાળી કાનત રાખે, દૂર પ્રભુથી થાય રે,
ચૌદિશમાં ચાહે નહિ–કોઈ એ,ચૌદશિયા કહેવાય રે
કાળી...(૧)

કોઈને દેખે સુખમાં ત્યારે, હૈયડું એનું દાઝે રે,
પશુઆરણનો ડગલે ડગલે, સઘળાં સાથે બાઝે રે
કાળી...(૨)

હરિ તણાં દર્શન તો એને, સ્વપ્ને પણ નહિ થાતાં રે
ભગવદ્‌માર્ગે જાનારાને, વચમાં બાધા થાતો રે
કાળી...(૩)

'પુનિત' પ્રભુને વિનંવણી છે, અપનાવી એ લેજો રે,
"કાળીચૌદશ કાઢી નાંખી, 'દીવાળી' તો દેજો રે
કાળી...(૪)

—શ્રી 'પુનિત'

# પ્રભાતનાં પુષ્પો

લેખક—શ્રી વજુ કોટક

રાજાએ દિવાનને પુછ્યું, "દિવાન સાહેબ, તમે ઘણા વિદ્વાન છો અને તેથી હું આજે તમને જે પ્રશ્ન પૂછું એના સંતોષકારક જવાબ આપો. કહો, ઇશ્વર આ જગતમાં કેવી રીતે રહે છે, એ કઇ તરફ જુએ છે અને તે શું કરે છે?"

દિવાને આ પ્રશ્નો ઉપર વિચાર કર્યો અને એનું મન મુંઝાવા લાગ્યું. રાજાએ આ સવાલો ઘણાને પૂછ્યા હતા, પણ કોઇ એને સંતોષી શક્યું ન હતું. ઘણાંએ લાંબાં લાંબાં ભાષણો આપેલાં તો કોઇએ તત્ત્વજ્ઞાન સમજાવેલું પણ રાજાના મનનું સમાધાન થયેલું નહિ. દિવાને કહ્યું.

"હું આપને આવતી કાલે જવાબ આપીશ."

દિવાન સાહેબ ઘેર આવ્યા પણ જીવ જંપે નહિ, શાસ્ત્રો ઉથલાવ્યાં પણ એમાં આવા સીધા સાદા પ્રશ્નો ન હતા. તેમ જ ચોખ્ખા જવાબ પણ ન મળ્યા એમની પુત્રી વિદ્વાન તેમજ ચાલાક હતી પુત્રીએ મુંઝવણનું કારણ પૂછ્યું. પિતાએ વાત જણાવી એટલે તે બોલી ઊઠી.

"વાહ, આમાં કંઇ મુંઝવણનું કારણ નથી રાજાને કહેજો કે આવા પ્રશ્નોના જવાબો તો અમારાં ઘરનાં છોકરાં જાણે છે."

"બેટા, રાજાને સંતોષ થાય એવા જવાબ તું આપી શકીશ? મારું નાક નહિ કપાય ને?"

"નહિં પિતાજી, આપ શાંતિથી નિદ્રા લો."

અને બીજે દિવસે દિવાને હસતાં હસતાં રાજાને કહ્યું "આમાં શું જવાબ આપવા જેવું છે? આવી વાતો તો અમારા ઘરનાં છોકરાં પણ જાણે છે"

"તો પછી એમને બોલાવો" રાજાએ આજ્ઞા કરી.

દિવાનની દીકરી સફેદ વસ્ત્રોમાં દરબારમાં દાખલ થઇ અને રાજાની સામે જમીન ઉપર બેઠી નમ્રતાથી તેણે પૂછ્યું, "મહારાજ! આપના પ્રશ્નો શું છે તે કહો."

"ઇશ્વર આ જગતમાં કેવી રીતે રહે છે, કઇ તરફ જુએ છે અને શું કરે છે?"

સભાજનો જવાબ સાંભળવા માટે આતુર બન્યા. છોકરીએ કહ્યું, "મારે થોડું દૂધ જોઇએ છે, જરા તરસ લાગી છે."

દૂધ આપવામાં આવ્યું; સભાજનોને લાગ્યું કે આજે રાજાની મશ્કરી થવાની છે અને દિવાન વગર-મોતે મરવાનો છે. પ્યાલામાં થોડું દૂધ રહ્યું એટલે છોકરીએ રાજાને પૂછ્યું,

"મહારાજા! માખણ શેમાંથી બને છે?"

"દહીંમાંથી."

"અને દહીં?"

"દૂધમાંથી" રાજાએ જવાબ આપ્યો.

છોકરીએ પૂછ્યું; 'તો પછી દૂધમાં માખણ ખરું કે નહિ?" રાજાએ હા પાડી એટલે છોકરીએ જવાબ આપ્યો, "અચ્છા, મહારાજા સાહેબ, ત્યારે મને બતાવો કે આ દૂધમાં માખણ ક્યાં છે. મને તો દેખાતું નથી.

રાજાએ કહ્યું, "એમ તે તે કંઇ દેખાય? દૂધમાં માખણ છુપાયેલું છે એ વાત તદ્દન સાચી છે."

છોકરીએ કહ્યું કે, 'ત્યારે જેમ દૂધમાં માખણ પથરાએલું છે પણ દેખાતું નથી એવી જ રીતે ઇશ્વર આ જગતમાં ચારે બાજુ વસી રહ્યો છે, હવે કહો કે તમારો બીજો પ્રશ્ન શું છે?'

"ઇશ્વર કઇ તરફ જુએ છે?" રાજાએ કહ્યું.

રાજાના સિંહાસનની બાજુમાં ઘીની દીવીઓ ઝગમગી રહી હતી. આ જોઇને છોકરીએ રાજાને પૂછ્યું, "આ જ્યોત કઇ તરફ જુએ છે? તમારી તરફ કે મારી તરફ?"

"અરે, એ તો ચારે બાજુ જુએ છે!"

"બસ, ત્યારે, ઇશ્વર પણ આ જ્યોતની જેમ ચારે બાજુ જુએ છે"

જવાબ સાંભળીને રાજા મ્હોંમાં આંગળાં નાખી ગયો. પ્રસન્ન થઇને તેણે છેલ્લો પ્રશ્ન પૂછ્યો.

"ઇશ્વર શું કરે છે?" છોકરીએ જવાબ આપ્યો, "મહારાજ! આ પ્રશ્નનો જવાબ જોઇતો હોય તો આપ સિંહાસન છોડીને મારી સામે જમીન ઉપર બેસો."

સત્કારી રાજા જમીન ઉપર બેઠો, પણ છોકરી તો કૂદકો મારીને રાજાના સિંહાસન ઉપર બેસી ગઇ, આવું વર્તન જોઇને બધા નવાઇ પામ્યા છોકરીએ કેમ જાણે મહારાણી હોય એવી છટાથી પૂછ્યું, "આપના પ્રશ્નનો જવાબ મળી ગયો? રાજાએ ના પાડી એટલે તે બોલી.

"જુઓ, મારા જેવી એક પામર છોકરીને એક પળમાં ઇશ્વર સિંહાસન ઉપર બેસી જવાની તક આપે છે અને સિંહાસનના માલિકને જમીન ઉપર બેસાડે છે આ બધું ઇશ્વર જ કરી રહ્યો છે"

રાજાએ કન્યાને પ્રણામ કર્યા અને નાની એવી આ કુમારિકાને ગુરુપદે સ્થાપી. — અસ્તુ.

# ગોમાતા

લેખક-ડૉ બી ભટ્ટાચાર્ય; એમ એ.; પી એચ. ડી.
અનુવાદક-શ્રી યોગીન્દ્ર જ ત્રિપાઠી એમ એ

ગોમાતા-નેટલો સાદો છતાં કેટલો બધો મહત્ત્વનો વિષય! ગાય એ તદ્દન સાદું પ્રાણી કહેવાય-સામાન્ય દૃષ્ટિએ જોતાં આપણને એની કશી જ ઉપયોગિતા ન લાગે. આમ છતાં દૂધ આપનાર તરીકે જનસમાજ એની ઓછી કિંમત ન જ આંકી શકે ગાય એ મનુષ્યની બીજી જનેતા છે, એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. હિન્દુ ધર્મનો પાયો બે મૂળ તત્ત્વો ઉપર રચાયો છે અને તે બે, તે ગાય અને બ્રાહ્મણ ગોબ્રાહ્મણ. શ્રીકૃષ્ણ ભગવાને એમનું આખુયે જીવન ગાયો, ગોપાળો અને ગોપીઓ સાથે વીતાવ્યું છે. એમના સ્વર્ગને પણ ગાયોનું સ્વર્ગ-'ગોલોક' કહ્યું છે. શ્રીકૃષ્ણ ભગવાનનું જીવન જેમ ગોપાલનનું પ્રતીક છે તેમ હલાયુધ ધારણ કરનાર બલરામનું જીવન કૃષિજીવનનું પ્રતીક છે જેમ બલરામ કરતાં શ્રીકૃષ્ણ ભગવાનનું પ્રાધાન્ય વધારે છે તેમ કૃષિ કરતાં ગોપાલનનું મહત્ત્વ પણ વધારે.

શ્રીકૃષ્ણ ભગવાન અને બલરામ એ બે બન્ધુઓના પ્રસારેલા હાથો, એકબીજાને મળી જઈને આંગળીઓ એકબીજામાં ગૂંથાઈ જતાં, એક એવો શાશ્વત સેતુ બંધાઈ જાય છે, જેની નીચેથી ભૂતકાળની તેમજ આધુનિક આર્ય અને અનાર્ય સર્વ પ્રકારની સંસ્કૃતિઓ અબાધિતપણે વહ્યાં જ જશે. જ્યારે આ સેતુ તૂટી જાય છે ત્યારે આ સંસ્કૃતિ પણ નાશ પામે છે અને નવીન સંસ્કૃતિ જન્મે છે. અને આ શાશ્વત સેતુ ફરીથી બંધાય છે.

આપણે જાણીએ છીએ તેમ મનુષ્યમાત્રને જગતમાં જીવવા માટે બે જ અનિવાર્ય વસ્તુઓ જોઈએ-અન્ન અને વસ્ત્ર. સંન્યાસીઓ જેઓએ જગતનો ત્યાગ કર્યો છે તેમને પણ કૌપીનનો ટૂકડો અને અન્ન વિના ચાલતું નથી. દિગમ્બર જૈનો અને નાગા બાવાઓએ જીવનની જરૂરીઆત માટે વસ્ત્રને પણ અનાવશ્યક ગણ્યું છે, પણ. અન્ન તો જોઈએ જ. આમ, જીવનની પ્રથમની જરૂરીઆત તે અન્નની.

પ્રજારૂપ જીવનના સુદૃઢ અસ્તિત્વ માટે અન્ન ખોરાક એ પ્રથમની જરૂરીઆત છે એમ સૌ સંસ્કૃતિ માત્રને સ્વીકારવું જ પડશે. અત્યારના સમયની જેમ જ્યારે જ્યારે અન્નની જરૂરીઆત તરફ દુર્લક્ષ થયું છે ત્યારે ત્યારે મનુષ્યો એકસરખી રીતે મૃત્યુના મુખમાં કાળના ખપ્પરમાં હોમાયા વિના રહ્યા નથી બીજા શબ્દોમાં કહીએ તો પ્રત્યેક યુગમાં અને પ્રત્યેક સંસ્કૃતિના જીવનમાં ભૂખ એ મનુષ્યનો મોટામાં મોટો શિક્ષક છે મનુષ્યજીવનના ઇતિહાસમાં કોઈ પણ પ્રજા કે સંસ્કૃતિ જ્યારે જ્યારે જીવનની પ્રથમ જરૂરીઆત અન્ન પ્રત્યે દુર્લક્ષ સેવીને જીવનની અન્ય બીનજરૂરી વસ્તુઓ મેળવવા પાછળ મન પરોવે છે ત્યારે ત્યારે દુષ્કાળ એનો શિક્ષક બને છે અને આ દુષ્કાળ લાખો મનુષ્યોનો સંહાર કરીને એ દિશાભૂલેલી પ્રજાને જીવનની પ્રથમની જરૂરીઆત અન્ન જ છે એનો બોધપાઠ આપે છે આ બોધપાઠ ઉપર જે દુર્લક્ષ કરવામાં આવે તો દિવસ પછી જેમ રાત્રિ ચોક્કસ જ આવે છે તેમ આખી પ્રજાનો પ્રથમ અર્ધનાશ અને પછી સર્વનાશ થાય છે

દેશમાં સર્વવ્યાપી બનેલા ભૂખમરાના કારણો તરફ કોઈએ દૃષ્ટિપાત કર્યો છે? જીવનની દુઃખદ અને આવી પરિસ્થિતિ આપણે કઈ પેઠે તપાસી છે? આજે તો લોકો જ્યાં જુઓ ત્યાં રેડિયો, ટેલીફોન, સંગીત, નાચગાન, સીનેમા, નાટયગૃહ ચ્હાકોફી અને બીજા પીણાઓ અને મોજશોખની એવી બીજી અનેક વસ્તુઓમાં જીવન અને પૈસો બરબાદ કરે છે અને કેવળ પરાવલંબી જીવન જીવે છે. અને વળી બધુમાં જીવનને તદ્દન નિરૂપયોગી ચીજવસ્તુઓ પ્રાપ્ત કરવા માટે ધન ખર્ચે છે. આ એક દુઃખદ અને આશ્ચર્યકારક ઘટના છે આ બધી જ વસ્તુઓ જીવનને માટે નિરૂપયોગી છે પરિણામ એ આવ્યું કે અનાજના દર્શન લોકોને ઓછાં ને ઓછાં થવા લાગ્યાં અને આજે આપણે એ વિષમ અને દુઃખદ સ્થિતિમાં છીએ કે વસ્તીનો મોટો ભાગ અર્ધભૂખ્યો રહે છે અંગ્રેજોએ હિંદની ધરતી પર પગ મૂક્યો તે સમયે સિરાજુદૌલાના સમયમાં બંગાળામાં ચોખા એથી ત્રણ આને મળતા. એ જ ચોખા ગયેલા દુષ્કાળ વખતે બંગાળાના એ જ ફળદ્રુપ પ્રદેશમાં રૂા ૧૨ના મણ વેચાયા કેટલો ફેર છે! આપણી પ્રજાના

(જુઓ અનુસંધાન આગળ પૃષ્ઠ ૫૧૮.)

તૈયાર છે　　　　　　　　શ્રીહરિ　　　　　　　　તૈયાર છે

જગતના મહાપુરુષોના સાહિત્યની પ્રસાદી જેમાં સંગ્રહવામાં આવી છે.

સંસારમાંથી તારવેલો જીવનનો સાર અથવા માખણ.

**પ્રત્યેક પ્રભાતે જે જીવનને નવચેતનવન્તું બનાવે છે,**

**ગૃહો, મહાલયો અને સભાગૃહોના આભૂષણરૂપ**

લોખંડના સુશોભિત સ્ટેન્ડ સાથે સુંદર બોક્સમાં

નિત્યવ્યવહારમાં દિશા દોરવણી આપનાર, અને કલ્પાન્તકર ચેતના જગવતું ઉત્તમોત્તમ વાચન જગતની સાહિત્યવાડીમાંથી જેમાં એકઠું કરવામાં આવેલ છે તેમજ તિથિ, વાર, તારીખ વગેરેનું દૈનિક પંચાગ અને વાચન જેના પ્રત્યેક પૃષ્ઠ ઉપર બેરંગી છપાઈથી વાચન દ્વારા સત્સંગ અને સુસંસ્કાર અક્ષવા આપવને આકર્ષિત કરી રહ્યું છે તેવા એક અદ્વિતીય આદર્શ કેલેન્ડરને તુર્તજ વસાવી લો. સગાં-સ્નેહીઓ અને મિત્રોને નવીન વર્ષે એક ઉમદા ભેટ તરીકે આપી શકાય છે. ઘરમાં, દુકાનમા, ઓફિસમાં, અને સભાગૃહોમાં જે સંસ્કૃતિ અને શોભાનું દર્શન કરાવે છે

મૂ. રૂા ૧૦-૦-૦ પોસ્ટેજ સહિત રૂા. ૧૧-૦-૦

જેઓ કેલેન્ડરની કિંમત ન ખરચી શકે અને કેવળ તેના વાચનને જ ઇચ્છતા હોય તેઓએ સૌભાગ્ય-સૂર્યોદય નામનું પુસ્તક ખરીદી લાભ લઈ શકે છે. મૂ. રૂ. ૩-૦-૦ પેસ્ટેજ જુદા આજેજ લખો

નવનીત કેલેન્ડર

મૂલ્ય રૂા. ૧૦

મિત્રો તેમજ સ્નેહીઓની માંગલિક પ્રસંગની

**અનુપમ ભેટ**

જય　હિંદ

આજેજ વસાવો.

**સંસારમાંથી**

નીતારેલું માખણ, અર્થાત્ **નવનીત** કેલેન્ડર

જગતના મહાપુરુષોની પ્રસાદીનું ઉત્તમ સાહિત્ય આમાં સંગ્રહવામાં આવેલું હોવાથી હરેકને લોકસરખું ઉપયોગી

**શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય—**રાયપુર દરવાજા, **અમદાવાદ.**

# હું કૃતાર્થ છું, નિત્ય તૃપ્ત છું

<u>પ્રભુ !</u>

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ આદિ વિષયોમાં હું પૂર્ણ પ્રીતિ ધરતી હતી, શ્રુતિ, સ્મૃતિ આદિ વેદાંતથી વિરોધી તર્ક—કુતર્કો ઉઠાવતી હતી; દેહાદિને હું આત્મરૂપ નિત્ય સમજતી હતી, જગતમાં સત્યપણું માનતી હતી, આવા પ્રતિબંધ હું રંકને રંજાડી—ભમાડતા હતા.

<u>તાત !</u>

પ્રાપ્ત પ્રારબ્ધકર્મ પ્રમાણે હું હર્ષ, શોક, સુખ, દુઃખ, આશા, નિરાશામાં નિયુક્ત થતી હતી, વર્ણ, આશ્રમ અને અવસ્થાદિનું અભિમાન ધરતી હતી, ધર્મશાસ્ત્રમાં દર્શાવેલ વિધિ અને નિષેધ પ્રમાણે હું વર્તતી ન હતી. અનાદિ અવિદ્યાથી આમ સંસારના આવાગમનમાં હું પડી હતી

<u>દયાળુ !</u>

આજ હૃદયાકાશે દિવ્ય જ્યોતિ પ્રગટતાં, સ્વસ્વરૂપ ઓળખાતાં જન્મ ગયો, મૃત્યુ ગયું, દેહ ગયો, દેહવાસના ગઈ, પુણ્ય ગયું, પાપ ગયું, સચિત ગયાં, પ્રારબ્ધ રહ્યું. હું જીવનમુક્તને એ ન હલાવી શકે—ન ચલાવી શકે. વૈરીઓનાં વેર—ઝેર, કે સ્નેહીઓના સ્નેહભાવ હું કૃતાર્થને ન લોભાવી શકે; ન હસાવી શકે ન રડાવી શકે; આજ હું નિત્ય તૃપ્ત છું

<u>પિતા !</u>

સન્માનની અત્યુત્તમ પદવી કે તિરસ્કારની નિકૃષ્ટ ભૂમિકા હું નિર્મુક્તને ન ચલિત કરી શકે. આજ હું સિદ્ધ યોગી નથી, જ્ઞાની નથી, વૈરાગી નથી, ભક્ત નથી, મુક્ત નથી, ભોગી નથી, અજ્ઞાની નથી, રાગી નથી, અભક્ત નથી, બદ્ધ નથી, બસ આજ હું કાંઈ જ નથી કેવળ નિરામય, નિરાકાર, નિરવયવ નિત્ય તૃપ્ત છું.

<u>કૃપાળુ !</u>

માયા અને અવિદ્યાના કાર્યરૂપ આ જગત, જગદીશ, જીવ આવું ભિન્ન હું કાંઈ જ સમજતી નથી. આજ ચિત્ત વિચલિત થઈ શકતું નથી આજ મનોવ્યાપાર બંધ છે, આજ અહંતાના અભિમાની જીવે ખરૂં સુતત્ત્વ પ્રાપ્ત કરતાં હું કૃતાર્થ છું નિત્ય તૃપ્ત છું.

<u>પરમેશ !</u>

પ્રારબ્ધ ભોગવવા ભવપંથે ભટકતા, સુખ દુઃખ, શીત ઉષ્ણ વગેરે દ્વંદ્વો સહન કરતા, કંઈ ઉચ્ચનીચ યોનિઓમાં ભમતા, કંઈ સ્નેહી—સંબંધીઓમાં વ્યવહાર કરતા, નિર્વાહ કાજે પ્રાપ્તવ્ય વ્યાપાર કરતા, કંઈ મંગલ-અમંગલ પ્રસંગે વિહરતા આ દેહને અને મારે કાંઈ જ લેવાદેવા નથી આજ હું સચ્ચિદાનંદ આનંદઘન, બ્રહ્મસ્વરૂપ છું. આજ હું કૃતાર્થ છું. નિત્ય તૃપ્ત છું.

—મનોરમા મગનજી શાસ્ત્રી.

# કહેવાતા વૈષ્ણવને

રે મનુષ્ય! તને વૈષ્ણવનું બીરુદ ધારણ કરવું કેમ ગમ્યું? કઈ વાતકાત ઉપર તેં આ બીરુદ ધારણ કર્યું? સાચો વૈષ્ણવ કોને કહેવો તે તું જાણે છે? જો—

"વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તોય, મન અભિમાન ન આણે રે."

તારું અંતર ખોલીને અંદર નજર નાખ. છે તારામાં કંઈ? તું તો બીજાને દુઃખી જોઈને આનંદમાં મહાલે છે. અને ઉપકાર ઉપર અપકાર કર્યા વિના તો તને ચાલતું જ નથી. ખરો વૈષ્ણવ કોઈ દિવસ પોતે વૈષ્ણવ હોવાનો દાવો કરતો જ નથી. તેને તો લોકો તરફથી જ આપમેળે વૈષ્ણવપદ મળે છે. જ્યારે તારી વાત તો આમ છે જો—

"વૈષ્ણવ જન તો કોણ કહાવે, જે ટીલાં ટપકાં કરતો રે,
અજભક્તિ ને ભવનો ભાગી, ભાલે ભભૂતિ ભરતો રે."

તું સાચો વૈષ્ણવ હોવાનો જે દાવો કરે છે તે ખરેખર ખોટો છે. તું તો માત્ર રંગબેરંગી ટીલાં ટપકાં કરીને લોકોની સામે વૈષ્ણવ હોવાનો દાવો કરે છે. અને ગળામાં માળા પહેરીને, નામની ભક્તિ કરીને, અને શરીરે રાખ લગાડીને વૈષ્ણવ હોવાનો માત્ર દેખાવ જ કરે છે. સાચા વૈષ્ણવ કંઈ આમ ન થવાય. સાચા વૈષ્ણવ થતાં પહેલાં તો જો—

"સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે,
જિહ્વાથકી અસત્ય ન બોલે પરધન નવ ઝાલે હાથ રે."

જો કે તારામાં અસત્યતાનો આવેગ લાલચ રૂપીને તું પણ તેની પાછળ દોડે છે. કોઈ સ્ત્રીની સામું મીટ માંડ્યા વિના તો તને ચાલતું જ નથી. તો પછી પર સ્ત્રીને માત ગણવાની વાતકાત તો કોણ જાણે ક્યારે આવશે! તું એમ માને છે કે તું હંમેશાં સત્ય બોલે છે? ના ના, હું નથી માનતો કે તારા મુખમાંથી નીકળતો એક પણ શબ્દ અસત્યવિહીન હોય. આમ તે કંઈ વૈષ્ણવ થવાય!

"સત્ય—અસત્ય ઘડીમાં વદતો, ઘડીએ ભજતો રામ રે;
દામ ધરીને હરિને વચે, કૂડાં કરતો કામ રે."

અરે! હરિને છેતરતાં પણ તું વિચાર કરતો નથી! તને એમ લાગતું હશે કે તું હંમેશાં વખતસર પ્રભુને મંદિર જઈ દર્શન કરે છે છતાં લોકો તને આમ કેમ કહેતા હશે. પણ મને પૂછ તો આ તો માત્ર ઉપરછલ્લી દેખાવ માત્રની જ ભક્તિ છે

"કાળાં ધોળાં કામ કરે જે, કાળાં કરતો નામ રે;
હિંમત હોકી ભારે ભારે, હોશે મહતો દામ રે."

અરે ભાઈ! આમ તે કંઈ ચાલે! એક બાજુ તું ઈશ્વરભક્તિની વાત કરે છે અને બીજી બાજુ તો કાળા-બજારોમાં ધમધોકાર વેપાર કરે છે તારે તો ખરેખર આંતરશુદ્ધિની જરૂર છે તે વિના તું કેમે ઊંચો આવી શકીશ નહિ.

ત્યારે તને એમ પ્રશ્ન થશે કે સાચો વૈષ્ણવ બનવા માટે શું કરવું જોઈએ! તો જો.—

'મોહમાયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે
રામનામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે,'

તારે દૂર દૂર યાત્રાઓ કરવા જવાની કંઈ જરૂર નથી, મંદિરમાં જવાની પણ તારે બિલકુલ જરૂર નથી, માત્ર તારે આંતરશુદ્ધિની જ જરૂર છે એટલે કે તારે દૃઢ વૈરાગ્યની જરૂર છે બસ આટલી પહેલાં કાર્યો નિર્મળ રીતે કરીને રામનામમાં લીન થા. બીજું કંઈ નહિ.

—શ્રી અમૃતલાલ એમ. શાહ



# અંધારું... અજવાળું

લે. શ્રી 'સંતચરણરજ'

અંધકાર અજવાળું શોધવા નીકળ્યો, અજવાળામાં સમાઈ ગયો. અજવાળું અંધકારને શોધવા નીકળ્યું, સમસ્ત વિશ્વને શોધી વળ્યું, પ્રયાસ નિષ્ફળ નિવડ્યો. જ્યાં અજવાળું પોતે હોય ત્યાં અંધારું ટકી શકે-નહી, જ્યાં જ્ઞાન હોય ત્યાં અજ્ઞાનની કલ્પના સમુચિત નથી જ્યાં અજ્ઞાન છે ત્યાં જ્ઞાનનો અંધાર છે. જ્ઞાનની સ્થિરતા એ જ અજ્ઞાનનો ક્ષય છે.

બીચારું ઘૂવડ જુવોને! છતી આંખે અંધાપો એને નસીબે! જગત જ્યારે સૂર્યના તેજમાં હરે છે ફરે છે, આનંદ-કલ્લોલ કરે છે, ત્યારે એ બીચારું એકાદ વૃક્ષની ડાળીએ આંખો મીચીને શરીર સંકોચી, મરી ગયું બની ને બેસી રહે છે સૂર્યનું તેજ એનાથી જીરવાતું જ નથી જ્ઞાનની પ્રભા અલ-કપટીને અકળાવી જ મૂકે છે, શું જગતને જોવાની એને ઈચ્છા ન હોય? પણ બીચારું લાચાર છે, આંખો જ ઉઘાડી ન શકે એટલે શું કરે? પણ ઘૂવડનો વિચાર શા માટે કરીએ, મનુષ્યો પણ ક્યાં ઘૂવડથી ઉતરે એવા છે? જ્ઞાનનો પ્રકાશ એના અંતરચક્ષુ ક્યાં જીરવી શકે છે? જ્ઞાનના પ્રકાશની ઝલક આગળ એનાં અંતરચક્ષુ બંધ જ થઈ જાય છે. અને એ જ ઘૂવડ જુવો ને, સૂર્યનો અસ્ત થતાં વાર જ અંધારું થયું કે શીકારની શોધમાં આંખો ઉઘાડીને અહીં તહીં ઉડવા જ માંડે છે. અંધારામાં જ એની આંખો કામ કરે છે ફુફુક ફુફુક કુદતું એ ઝટ શીકારને ઝડપી લે છે.

અને મનુષ્યોનું પણ એમ જ છે ને! અજ્ઞાન-અવસ્થામાં વિષયો પાછળ એ પાછા પગે કેવાં પડે છે! વિષયો દેખ્યા કે બાજ પક્ષી જેમ શીકાર ઉપર તરાપ મારે છે, તેમજ મનુષ્યો પણ ઝટ તરાપ મારી વિષયોને ઝડપી લઈ આનંદ માને છે. બીલાડી ઉંદરને પકડે છે તે જોયું છે? જેમ ઘૂવડ રાત્રે જાગે છે, તેમજ મનુષ્યો પણ અજ્ઞાન અવસ્થામાં-અજ્ઞાનના અંધકારમાં જ જાગ્રત રહે છે જેમ ઘૂવડ પક્ષી દિવસે ઉંઘે છે, તેમ મનુષ્યો પણ જ્ઞાન-અવસ્થા તરફ દુર્લક્ષ કરે છે. અને ત્યાંથી સો ગાઉ આઘા જ નાસતા ફરે છે. ઘૂવડ અને મનુષ્યોમાં શો ફેર છે!

ઘૂવડનો એ સંયમ નથી ઘૂવડની ઇચ્છા તો એ સૂર્યનો પ્રકાશ જોવાની છે, પણ સ્વાભાવિક રીતે જ એની આંખો એ પ્રકાશ જોવાને એ પ્રકાશનું 'ઓજસ ઝીલવાને અશક્ત છે પણ મનુષ્યો તો એ ઘૂવડ કરતાં પણ અધમ છે જ્ઞાન શું એ મનુષ્ય જાણે છે જ્ઞાન પ્રાપ્ત કરવાને ભગવાને મનુષ્યને બુદ્ધિ પણ આપી છે. છતાં જ્ઞાન પ્રાપ્ત કરવાની વૃત્તિ મનુષ્ય કેળવતો નથી. અજ્ઞાન શું એનું તેને ભાન છે, છતાંય અજ્ઞાન તરફથી વૃત્તિને પાછી લેતો નથી એટલું જ નહીં પણ ઇચ્છાપૂર્વક અજ્ઞાનમૂલક વિષયો તરફ વૃત્તિઓનો વેગ દિનપ્રતિદિન વધારતો જ જાય છે મનુષ્યમાં સૂર્યનું તેજ એટલે જ્ઞાન જોવાની શક્તિ છે, તેને ઝીલવાને તે સમર્થ છે છતાંય તે જોવાની કે તેને ઝીલવાની ઇચ્છા કરતો નથી. મનુષ્યની આંખો અંધકારમાં જોવાને ટેવાયલી નથી. છતાંય તે પ્રકાશ તરફ દુર્લક્ષ કરીને અંધકારમાં જ અથડાયા કરે છે ઇરાદાપૂર્વક ઠોકરો ખાય છે, અથડાય છે પણ અંધકારને તરછોડી પ્રકાશમાં જતો નથી. ઘૂવડ તો બીચારું લાચાર છે, પ્રકૃતિનું દાસ છે મનુષ્ય તો સ્વતંત્ર છે, પ્રકૃતિને પલટાવવાની, અજ્ઞાનને ઠોકરે મારી જ્ઞાન પ્રાપ્ત કરવાની તેનામાં બુદ્ધિ છે, શક્તિ છે, પ્રભુએ તેને મનુષ્યજન્મ જ એટલા માટે દીધો છે, છતાં ય ઘૂવડ કરતાં ય તે ભૂંડો છે

પણ એમાં કોઈ વીરલો રાત્રિને રાત્રિ જાણીને, દિવસને દિવસ જાણીને રાત્રિના ધર્મને ત્યાગીને દિવસના ધર્મનો સ્વીકાર કરે છે. એવો સંયમી પુરુષ સદાય જાગ્રત રહે છે. જે અજ્ઞાનરૂપ અંધકારને દિવસ માનીને પ્રાણિમાત્ર પ્રવૃત્તિ કરતાં રહે છે તે-અજ્ઞાનરૂપ અંધકારને એવો સંયમી પુરુષ ઓળખે છે, પ્રાણિમાત્ર જે અવસ્થામાં-એટલે અજ્ઞાન અવસ્થામાં-જાગ્રત રહે છે તે-અવસ્થામાં સંયમી મુનિ અજ્ઞાનને જોતા હોય છે. અજ્ઞાનમૂલક મોહક વિષયોને ઠોકરે મારવા એ જ સંયમ છે અને એ— સાચું મૌન છે. પ્રાણીમાત્ર જે અવસ્થામાં એટલે અજ્ઞાન અવસ્થામાં નિદ્રાગ્રસ્ત હોય છે, તે અવસ્થામાં એ સંયમી પુરુષ અખંડ જાગ્રત હોય છે. આમ જેને સંયમી પુરુષ નિદ્રા માને છે તેને જ સંસારી જાગ્રત્ અવસ્થા માને છે. જેને સંયમી પુરુષ જાગ્રત્ માને છે તેને જ સંસારી નિદ્રાવસ્થા માને છે. સંસારી મનુષ્ય અને સંયમી મુનિમાં આટલો ફેર છે. બાકી પંચતત્ત્વના તો બન્ને એક-સરખાં પુતળાં છે. એક પાપને પાપ સમજી તેનાથી

દૂર રહે છે, બીજો પાપને પાપ સમજવા છતાં ય તેમાંજ ઓતપ્રોત બનીને જીવન વીતાવે છે.

અજ્ઞાનના અંધકારમાં સંયમી ઘૂવડ જેવા છે, સંયમીને અજ્ઞાનનો અંધકાર જણાતો જ નથી અને જણાય કે તો પણ તે જ્ઞાનના પ્રકાશ આગળ ડોકીયું કરી શકતો નથી. પણ જ્યાં પ્રકાશ હોય ત્યાં અંધકારને દેખવા નીકળવું એ શું મૂર્ખતા નથી? કાળી ઓરડીમાં અંધકાર છવાયલો તો છે જ, મનુષ્યના અંતઃકરણમાં વિષયોના આવરણરૂપી અંધકાર તો છવાયલો જ છે પણ એ ઓરડીમાં સૂર્યનું એક જ કિરણ ગમે તે માર્ગે પ્રવેશ કરે એટલે જ અંધકાર તો અદૃશ્ય થશે. પણ એ પુરુષાર્થ કોણ કરે? પાપ છે એમ જાણવા છતાં પાપ કરતાં જે મનુષ્ય પાછાં પગલાં કરતો નથી, ધર્મ છે એમ જાણવા છતાં ધર્મ તરફ જે મનુષ્ય પગલાં ભરતો નથી. તે મનુષ્યને ઘૂવડ કરતાંયે હીન જ સમજવો ને!

પણ ઘૂવડના જેટલો સંયમ તો કેળવો! આખો દિવસ પણ ઘૂવડ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી એટલે જ્યાં સુધી સૂર્યના પ્રકાશનું અંતિમ કિરણ ઝાંખો પણ પ્રકાશ આપતું હોય ત્યાં સુધી પોતાની આંખો ઉઘાડતું નથી. ઘૂવડનો એ ભલે સ્વભાવસિદ્ધ પણ સંયમ તો છે ને! એટલો અથવા એનો અનંત. સંયમ તો કેળવો! અજ્ઞાનના અંધકારની ઓથે એ જ્ઞાનનો પ્રકાશ રહેલો છે. એ જ્ઞાનના પ્રકાશનું એકાદ કિરણ અંતરમાં સંચાર કરે એટલું તો કરો! બસ પછી તો પ્રકાશનો એ સહજ સ્વભાવ છે કે અંધકારને ત્યાં રહેવા જ ન દે અથવા અંધકારને એ પ્રકાશનો એટલો ભય છે કે એ ત્યાં ન જ રહે. નોળીયાને દેખી સર્પ કિંવા બીલાડીને દેખી ઉંદર કેમ રહી શકે! ના, ના, પણ વિષયોનો મોહ મનુષ્યને ન નીકળવા દે. ચારે બાજુથી કેવળ વિષયોની જાળમાં જકડાયેલો મનુષ્ય જાગતાં, ઊંઘતાં અને સ્વપ્નમાં પણ વિષયોનું ચિંતન કરતો હોય, સેવન પણ વિષયોનું કરતો હોય ત્યાં તેને જ્ઞાનના પ્રકાશની કલ્પના સરખીયે કેમ આવે? જેમ ઘૂવડને મન 'ભલે માઈ અંધારૂં' તેમ મનુષ્યને મન 'ભલે માઈ અજ્ઞાન' એ અજ્ઞાનમાં જ ઘરબાર છે, એ અજ્ઞાનમાં ધન, ભંડાર છે. સ્ત્રી, પુત્ર પણ એ અજ્ઞાનમાં છે. અને અહંકાર પણ એ અજ્ઞાનમાં છે. એ અજ્ઞાનમાં મિથ્યા છતાં પણ સાચા જણાતા સંસારના વૈભવવિલાસો છે, પ્રતિષ્ઠા છે. અને એ જ્ઞાનમાં! એ જ્ઞાનમાં તો એમાંનું કશું નથી. એ જ્ઞાન એટલે કેવળ પ્રકાશ. એ પ્રકાશમાં નથી સ્ત્રી, પુત્ર, ઘરબાર કે ધન-ભંડાર અને કોઈની પ્રતિષ્ઠા. એને તો જ્ઞાનના તેજોમય પણ શીતળ સ્વભાવ આગળ શાખનો ઠગ બની જતાં વાર જ લાગતી નથી. એ જ્ઞાન એટલે આનંદ એ જ્ઞાન એટલે મૌન, એ જ્ઞાન એટલે જ પરમાત્મા અને એ જ્ઞાનનું એકાદું કિરણ પણ જેને મળ્યું તે કોણ? પૂછો એ જ્ઞાની અનુભવીને! અને તેથી જ શ્રી ભગવાને કહ્યું–

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुने:॥

(ગીતા, અ. ૨ શ્લોક ૬૯)

## – દીવાળીને દહાડે –

(ચિર ઝૂર્યું, ચિર ઝૂર્યું, બાપા! તારા ચરણોમાં રે...રાગ)

મળ્યો જીવન-બાગ માળી, રે આજ મારે દીવાળી રે
અંતરની આંખ ઉઘાડી, રે આજ મારે દીવાળી રે...
મળ્યો....(૧)

સાથી અજ્ઞાનો મારે હાથે તો ચડીયો,
વેળા પ્રભુએ આજ વાળી, રે આજ મારે દીવાળી રે...
મળ્યો....(૨)

રોમે રોમે આજ આનંદના દીવડા,
વીતી જીવન-રાત કાળી, રે આજ મારે દીવાળી રે...
મળ્યો....(૩)

દિવ્ય છે દૃષ્ટિ ને દિવ્ય છે સૃષ્ટિ,
દિવ્ય હૃદયની અટારી, રે આજ મારે દીવાળી રે...
મળ્યો....(૪)

'પુનિત' પ્રભુનાં દર્શન કરતાં,
જન્મ-મરણ-બેડી ટાળી, રે આજ મારે દીવાળી રે...
મળ્યો....(૫)

—શ્રી 'પુનિત'

# ભક્ત તુલસીદાસ

લે૦—મા ઉ. જે વિદ્યાવિહારી

"એક ભરોસો એક બલ, એક આશ વિશ્વાસ
રામરૂપ સ્વાતી જલદ, ચાતક તુલસીદાસ"

મારા બાળપણમાં મે કેટલાક સાધુ–મહાત્માઓના મુખેથી મહાત્મા તુલસીદાસનાં ભજનો તથા સાખીઓ સાંભળેલી તે હજુ મને જાદુની માફક અસર કરે છે જો કે તે વખતે હું કેટલીક બાબતો સમજી શકતો ન હતો પણ ભકતજનોના ભાવો તથા પ્રભુભક્તિનાં ચિહ્નો તેમનાં મુખ ઉપર તરી આવતા હતાં ને હું ઝટ પારખી શકતો હતો.

તુલસીદાસ વિષે એક સાખી બહુ જ લોકપ્રસિદ્ધ છે અને તે મને બહુ જ ગમે છે "ચિત્રકૂટ કે ઘાટ પર ભઇ સંતનકી ભીર, તુલસીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર." તમ્બુરા સાથે ભજનમંડળીમાં આ પદ ભકતો એટલું અસરકારક ગાય છે કે, પથ્થરસમાન ... પણ પીગળી જઇ બે ઘડી રામનામની ધૂનમાં ગયા સિવાય રહે જ નહિ. આ મહાત્મા પુરુષ બંનેનું ટુંક જીવન પ. સા વ. કાર્યાલયમાંથી પ્રસિદ્ધ એવા રામાયણમાંથી જાણવાને મળ્યુ છે માટે હું પોતાને ભાગ્યશાળી માનું છુ અને મારી ખાત્રી છે કે, જે ભાઇઓ તથા બહેનો તેને શુદ્ધ ભાવથી વાંચશે–વિચારશે તેમને નવુ જીવન, બળ, શાંતિ તથા આશિષ મળ્યા સિવાય રહેશે જ નહિ. રામાયણનો મે થોડોક ભાગ વાંચ્યો છે પણ તેટલુ વાંચ્યા પછી મારી બુદ્ધિ ચોક્કસ એમ માને છે કે જેમ શ્રી રામચંદ્રનો અનન્ય શિષ્ય હનુમાન હતો તેવો જ અનુપમ શિષ્ય તુલસીદાસ ભક્ત છે.

તુલસીદાસનું બાળપણ–જીવનચરિત્ર જોતાં તુલસીદાસનું કુટુંબ ગરીબ નથી. પ્રભુ તુલસીદાસને પોતાની કૃપાનું પાત્ર બનાવવા તે પોતાની લીલા વિસ્તારે છે, તેના કુટુંબને વેરણછેરણ કરી નાખે છે, અને તુલસીદાસને દુઃખી ને નિરાધાર બનાવે છે. હુલસીબાઇને પેટે તુલસીદાસનો જન્મ થયો હતો, તેમના જન્મનો પ્રસંગ વિચિત્ર રીતે બતાવાય છે. કુદરતી રીતે જેમ બધાં બાળકો જન્મતાંની સાથે રડે છે તેમ આ બાળક રડતું નથી પણ "રામ" એ શબ્દનો ઉચ્ચાર કરે છે. વળી તેમના મુખમાં બત્રીશ દાંતો આવી ગયા હતા તે ઉપરાંત આ બાળકની ઉમર પાંચ વર્ષની હોય એમ સર્વ જોનારને લાગતું હતું. આ બધાં લક્ષણો બાળકના ભાવી જીવન ઉપર કંઇ નોખી ભાત પાડતાં હતાં. ત્યારબાદ ટુંક સમયમાં હુલસીમાતા બિમાર પડે છે, અને પોતે બચી શકશે નહિ એવું લાગ્યાથી પોતાની દાસીને આ બાળકની સોંપણી કરે છે અને કહે છે કે "તું આ મારા પ્રિય બાળકનું જતન કરજે" આમ કહી જે આપવાનું હતું તે આપીને આ દાસીને આપેલા બાળકને લઇ તેને સાસરે જતા રહેવાનું કહે છે. દાસીના ગયા પછી હુલસીબાઇ મરણ પામે છે. હવે દાસીને ત્યાં લગભગ પાંચેક વરસ સુધી બાળક દાસીની દેખરેખ નીચે રહ્યો અને ઉછર્યો. એટલામાં દાસીને સાપ કરડવાથી તે પણ મરી ગઇ છેવટે બાળક તુલસીદાસ દુઃખી અને નિરાધાર બની ગયો. આમ આ બાળક પૂરેપૂરો ઘરબાર વગરનો નિરાધાર થઇ જવાથી વહેમી લોકો માનતા કે આ બાળકને આશ્રય આપવા જેવુ છે જ નહિ કેમકે જે કોઇ તેને આશરો આપશે તેનું નખોદ વળી જશે. એટલે તુલસીદાસની દશા કૂતરાથી પણ ભૂંડી થઇ ગઇ જેમ કૂતરું એક ઘેરથી બીજા ઘેર હાડે હાડે થાય છે અને ડાંગના માર ખાય છે તેવી આ છોકરાની પજવણી શરૂ થઇ ગઇ. ભૂખથી કકડા રોટલાને માટે કોઇ ઘર આગળ જઇ ઊભો રહે કે, તેને હાંકી કાઢવામાં આવતો હતો. રામાયણમાં તેની આ દશા વિષેનું એક ચિત્ર બહુ અસરકારક રીતે દેખાડવામાં આવ્યું છે. એક માણસ હાટી આંખે, ગુસ્સાના આવેશમાં લાકડી લઇ તેની પાછળ દોડયો છે અને બાળક કોઇ સાધુ પુરુષનો આશરો લઇ રહ્યો છે. આ સાધુ મહાત્મા ત્યાર પછી એ બાળકને પોતાના આશ્રમે લઇ જાય છે અને ત્યાં સર્વ વિદ્યા શીખવી હોંશિયાર બનાવે છે હવે તે બાળક જુવાન બને છે, તે પોતે રામાયણની કથા લોકોને કહી સંભળાવે છે. અને તેની કથા શ્રોતાઓને બહુ અસરકારક લાગે છે.

તુલસીદાસનો ઘરસંસાર ને સંસારત્યાગઃ– હુ કંઇ જીવનચરિત્ર લખતો નથી, પણ મુખ્ય મુદ્દાઓ જ જણાવી લેખને બંધ કરીશ. તુલસીદાસના પ્રથમ ગુરુ તેમની સ્ત્રી થાય છે એમ કહું તો તે અસ્થાને નહિ ગણાય તુલસીદાસ પોતાની સ્ત્રી ઉપર બહુ જ પ્રેમ કરતા હતા. ઘડીવાર પણ તેનાથી વિખુટા થઇ

એ તેમનાથી સહી શકાતું નહોતું. એકવાર તે બાઇ પતિની રજા સિવાય પોતાના પિયેર ગઇ અને તુલસીદાસ ઘેર હતા નહિ, તેઓ આવીને ઘરમાં જુએ છે તો પોતાની સ્ત્રી ન મળે, હવે શું કરવું! અરે! તે મોહક મુખ અને મધુર વાણી વગરનું ઘર મને ખાવા ધાય છે. હું ક્ષણવાર પણ આવા કારમા ઘરમાં રહી શકું જ નહિ. અને તે પળે તે ઉઠીને પોતાની સાસરીએ ગયા. ટુંક સમય બાદ – સ્ત્રીના રૂપદર્શન પાછળ ગાંડા ગાંડા ફરનાર તુલસીદાસ, સ્ત્રીના દ્વન્દ્વ બાજુથી રામના રૂપદર્શન પાછળ ગાંડા બની જનાર ભક્ત–સાસરીના રસ્તે એકલા ચાલ્યો જાય છે. મધ્યરાત્રિનો સમય હતો રસ્તે નદી આવી તો તે તરીને સામે પાર જતો રહ્યો, મરણની પરવાહ વગરનો માણસ શું ન કરી શકે! આખરે ગામ આવી પહોંચ્યું જ્યારે બધા નિદ્રાદેવીના ખોળામાં ઉંઘતા હતા ત્યારે પોતાની સ્ત્રીના ઘર આગળ આવી બૂમો પાડવા માંડી. તે બાઇએ પોતાના સ્વામીનો સાદ ઓળખ્યો અને બારણું ઉઘાડ્યું. બારણા આગળ પોતાના સ્વામીને પ્રેમપાગલ બની રહેલા જોઇ હિન્દીમાંનીચે પ્રમાણે કહ્યું

"લાજ ન લાગત આપુકો, દારે આયેહુ સાથ,
ધીક્ ધીક્ એસે પ્રેમકો કહા કેહોં મ નાથ,
અસ્થિચર્મમય દેહમેં તામેં જેસી પ્રીતિ,
તેસી જો શ્રી રામ મહેં, હોત ન તો ભવભીતિ"

તુલસીદાસની સ્ત્રીના મુખેથી આ અમૂલ્ય શબ્દબાણ નીકળી પડ્યું આ પ્રસંગે તુલસીદાસનું હૃદયક્ષેત્ર પરમાત્માની ખેતી માટે તૈયાર બની ગયું હતું. માટે આ સોનેરી પ્રભાએ જે અમૂલ્ય શબ્દોનાં બી મુખમાંથી સરી પડ્યાં તે આ ભાવે ઝીલી લીધાં અને કુશળ ખેડૂત પરમાત્માએ એવું અમૂલ્ય પાત્ર બનાવ્યું કે દુનીયાના આદર્શ ભક્તોમાં જીવનનું પરિવર્તન થતા તે મશહુર ભક્તકવિ તુલસીદાસ તરીકે પ્રખ્યાત બની ગયા.

"જે જળનું મોતી થયુ સખી જાણી લે, તે તો
પાછુ ફરી ના પાણી થાય રે સખી જાણી લે"

આ પ્રમાણે આ અદ્ભુત સંત ઇશ્વરનાં ગુણગાન ગાવા માટે સદાને માટે સંસારત્યાગ કરી જતા રહે છે. આ સંતનો દૃઢ નિશ્ચય જાણી તેમની સ્ત્રી પોતાના ભાઇને સમજાવીને ઘેર લાવવા માટે મોકલે છે પણ પાછા વળતા નથી. સ્ત્રીનો ભાઈ ઘેર આવીને પોતાની બ્હેનને મૂર્છિત દશામાં અને મરણને શરણ થતી જુએ છે. તે બાઇના છેવટના શબ્દો આ છે "ભાઈ! હું તો આ સંસારમાં માત્ર મારા સ્વામીને પ્રભુનો માર્ગ બનાવવા જ આવી હતી, તેઓ હવે તે રસ્તે ચઢી ચૂક્યા, એટલે હું અહીં શું કરવા રહું!" વાચક! શું તારા હૃદયમાં આવો સાચો શુદ્ધ પ્રેમ છે! જો હોય તો તમારી સેવાથી કદમાં ઉત્તમ પાત્રો ઝળહળી રહે! ઘેર ઘેર હડસેલા ખાનાર તુલસીદાસ ઘેરઘેર પૂજાય છે —

"ગુરુ ગોવિંદ દોનું ખડે, કીસકો લાગું પાય,
બલિહારી ગુરુદેવકી જિને ગોવિંદ દીયો બતાય"

જે પાત્રની કશી જ કિંમત ન હતી તે પાત્ર મહામૂલ્યવાન પાત્ર બની ગયું. રાજા મહારાજાઓ તથા પંડિતોમાં પૂજ્ય થઇ ગયું તેનું શું કારણ! જો સોનાનું પાત્ર હોય પણ તેમાં વિષ ભરેલું હોય તો તેનો કોઇ ભાવ પણ પૂછતું નથી, પણ જો માટીનું પાત્ર હોય પણ તેમાં અમૃત ભરેલું હોય તો તેની કિંમત આંકી શકાતી નથી. તે જ પ્રમાણે તેમને સાચા ગરીબનવા જ મોંઘા પ્રભુ મળતાં તુલસીદાસને મોંઘા બનાવી દીધા એકવાર ઘેરઘેર ટુકડા માગી ખાઈ પેટ ભરતા હતા અને હાડે–હાડે થતા હતા તેનું કારણ પરમાત્માની સહાય અને જે આશરા વગરનો કોરો ઘડો હતો તે ઇશ્વરની મોંઘી હાજરીથી ભરાઇ ગયો. પછી પૂછવું જ શું! વાચક, હાથમાં તારું જીવન કેવું છે! શું પ્રભુપ્રેમથી તારા હૃદયનો ઘડો ભરેલો છે કે કોરો છે! જો કોરો હોય તો હાથ ને અત્યારેજ આ શુભ ચોઘડીઉં છે કે જેમાં તું તારા સૂકા હૃદયને પ્રભુની દૈવી હાજરીથી ભરી શકે ?



# ત્રણ શબ્દ-ચિત્રો

લે. શ્રી ઇન્દ્રવદન નરોત્તમદાસ દેસાઈ

ચિત્ર ૧ લું.

સ્થળ—કેદખાનું સમય—સંધ્યા પહેલાંનો.

(જ્યારે સત્ય અને વચનપરાયણ વીર વસુદેવ જેલમાં સડી રહ્યા હતા. કર્તવ્યનિષ્ઠ આર્ય રમણી દેવકી તેમની સાથે રહી જેલને મંદિર બનાવી રહી હતી, દુષ્ટશિરોમણિ રાજા કંસ મથુરાની મહાપ્રજાને દુઃખ આપી રહ્યો હતો ત્યારે.)

દેવકી—નાથ ! આટઆટલાં દુઃખો વેઠ્યાં, બળ હોવા છતાં વાપરી ન શક્યા, મારી સાથે પરણી આપને પણ દુઃખ વેઠવું પડ્યું.

વસુદેવ—પ્રિયતમે ! વચન અને સત્યને વળગી રહી, જીવન ગુજારવું એમાં જ આપણું કર્તવ્ય સમાયેલું છે.

દેવકી—દેવ ! વચન અને સત્યને વળગી રહી, આપ બાળહત્યાના ભાગીદાર નથી બન્યા ?

વસુદેવ—નહીં નહીં, એ હત્યા સત્ય અને વચનની ..ા કરી શકે એમ નથી.

દેવકી—તો શું સત્ય અને વચનને વળગી રહી આપને કંઈ લાભ થયો ?

વસુદેવ—પ્રિયે ! લાભ થયો નથી, પણ થશે. દુઃખ વિના સુખનો અનુભવ થતો નથી.

દેવકી—હા ! દુઃખથી અનુભવ થાય છે, મન પ્રવૃત્ત રહી પ્રભુને સંભારે છે, પણ આ દુર્ગંધ સ્થાનમાં એવો શો અનુભવ થશે ?

વસુદેવ—વચન અને સત્ય ખાતર પ્રાણ આપતાં કદિ ભારતપુત્રો ડરતા નથી. અને અનુભવ ! અનુભવ તો પ્રભુના મેળાપનો થશે જ ને

દેવકી—હા, નાથ ! પ્રભુ અવતાર લઈ, દુઃખી ભારતીનું અધર્મીઓથી રક્ષણ કરે ! પણ નાથ ! શું પ્રભુનો આપણને મેળાપ થશે ?

(કેદખાનાનું દ્વાર ખોલી રાજા કંસ પ્રવેશે છે)

કંસ—પ્રભુનો મેળાપ ? ! આ તલવારથી તને ત્હારા પ્રભુનો મેળાપ થઈ ગયો હોત, દેવકી ! તને ખબર નથી કે આ કંસની સામે ત્હારો પ્રભુ કંઈ વિસાતમાં નથી.

દેવકી—(આજીજીની સાથે) ભાઈ ! બંધુ થઈને આવો દ્રોહ ?

કંસ—બટ્ બટ્, ત્હારો પુત્ર મને મારશે, એ શું હું સાંખી શકું ! (ચોપદારને) વસુદેવને બીજી કાળી કોટડીમાં લઈ જાવ.

માયા.—(અદ્રશ્ય રૂપે) કંસ ! ત્હારી દુષ્ટતાનો તને પૂરતો બદલો મળશે. ત્હારું કર્તવ્ય ભૂલી તું કાય-રની માફક બ્હેન ઉપર હથિયાર ઉગામતાં લજવાતો નથી તો તું ત્હારી પ્રજાનું રક્ષણ શું કરવાનો હતો ?

ચોપદાર—મહારાજ ! આ અદ્રશ્ય શબ્દો આપને શું સૂચવે છે ?

કંસ—એ હશે મમતના માનને મરી રહેલી માયા ! (વસુદેવને લઈને કંસ બહાર જાય છે)

દેવકી—નાથ ! નાથ ! આપ ના જશો, તમારા વિના મારું કોણ ? ( રડતાં રડતાં ) ઓ પ્રભુ ! પ્રભુ ! આ કારાગારમાંથી ઉગાર. સત્ય અને વચનને ખાતર નાથ પ્રાણ આપવા તૈયાર હોય તો શું આર્ય રમણી દેવકી ધર્મવીર કર્મવીર ભારતના તારણહારને પોતાના ઉછંગ ઉપર ન રમાડી શકે ? ( દેવકી બેભાન બની જમીન પર ઢળી પડી, દેવકીના રુદનના સૂર સાંભળી ઇન્દ્ર રાજાની સુરસભા પણ ડોલી ઉઠી )

અદ્રશ્ય અવાજો:—દેવી ! શાન્તિ ધારો, હું જાતે અવતાર લઈ આવું છું તમારા ખોળામાં રમીશ ! પાપીઓનો નાશ કરીશ ! પૃથ્વીને નંદનવન બનાવીશ. વિશ્વની પ્રજાને સુખી બનાવીશ. તમોએ ભોગવેલા દુઃખોનો હું બદલો વાળીશ, શાન્તિ રાખો, આનંદમાં રહો.

( બેભાન દેવકી આવા સુન્દર ને આશ્વાસનપૂર્ણ અવાજો સાંભળી ઝબકીને જાગે છે, ને વારંવાર અવતાર લેનાર પ્રભુને નમસ્કાર કરે છે. દેવકીને કાને ઘંટારવ સંભળાય છે )

ચિત્ર ૨ જું.

સ્થળ—ગોકુળ. સમય—મધ્ય દિવસ

( જ્યારે શ્રીકૃષ્ણચન્દ્રનો જન્મ થયો, ગોકુળમાં ઉત્સવ ઉજવાયો, દુષ્ટ કંસ ગભરાતો ફરવા લાગ્યો, શ્રીકૃષ્ણ પ્રભુ જશોદા માતા સાથે લાડ કરતા, ગોપ-ગોપીઓ સાથે ગેલ કરતા અને મધુરી બંસીના નાદે યમુનાજીનાં જળ ઉછાળતા ત્યારે ..)

જશોદા:—કૃષ્ણ ! કેટલી મસ્તી ?— મસ્તીમાં માન મૂકાવી માન કરતાં શરમાતો નથી ?

કૃષ્ણ:—માતા ! મસ્તી, એ તો મરદોની મસ્તી.





# સમીપ ચઢ ●

દેવકૃષ્ણ જોષી (પોરબંદર)







(૫)

પહેરેલું તેં બહુ વરસથી વસ્ત્ર જુનું થયું છે,
તે ત્યાગીને નવીન ધરવા મોત ઊભું રહ્યું છે;
જુનું છોડી નવીન ધરતાં હર્ષને પામતો તું
આ ટાણે કાં ઉલટી મતિએ શોકને લાવતો શું !

(૬)

આ સ્વપ્નાને સ્વપન ગણ તો જાગૃતિ આવવાની,
એ જાગૃતિ પુનઃ તુજને મૃત્યુ ના લાવવાની—
મૃત્યુંજય એ શિવસ્વરૂપ છે મોતનું મોત એ છે
સાધી લે તું જીવ-શિવ બની, સત્ય ઉદ્યોગ એ છે.

(૭)

વ્યક્તિ રૂપે અલગ બની ને નામ-રૂપાત્મકે તું
ઝાલી ફૂલી મૃગજળ વિષે મારું મારું બકે શું !
તારું સારું જગત ગણ તો પૂર્ણ પરમાર્થ થાય
એ સોપાને શુભ ક્રમવડે બ્રહ્મવેદી થવાય

(અનુષ્ટુપ)

જન્મને મોત છે નક્કી
શા માટે ડરવું પડે !
ફરે છે કાળની ચક્કી
તેમાં તો પીસવું પડે.

